વાર્ષિક લવાજમ
રૂપિયા દોઢ
દેશમાં

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં











· તંત્રીઓ ·

ઈન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

વર્ષ ૧ : અંક ૧ | તા. ૧ ઓગસ્ટ ૧૯૪૧ | સળંગ અંક ૧


: અનુક્રમ :



## પશુનો પશુ

[ ધ્વનિત ]

ફરતી ધરતી પર સૌ પશુપ્રાણીતણો
થયો માલિક માનવ તો નિજ બુદ્ધિ થકી,
એની સામે પશુબળ કોઈ શક્યું ન ટકી,
એની સેવામાં આભથી ઊતર્યા દેવગણો;
નભરાજન દેવગરુડતણાં ઊડણો
પણ વીંધીને વાદળનાં શિખરો ઠણકી
ઊંચે ઊંચે એ દેવગંગામાં ભરી ડુબકી
લાવે તારકછીપથી ચૂંટી કૈં તેજકણો !
અહા માનવ ! પૃથ્વીપતિ થયો આખર તું:
પેસી પાતાળમાં પણ શેષભંડાર લૂંટી
તારી શક્તિ મહત્તાનો ગર્વ તું પોષી રહ્યો !
અર્ધદેવ સમું હતું તેજ મુખે તરતું,
તહીં માનવતા પણ શું ગઈ તારી છૂટી–
અરે માનવ ! શું પશુનો પશુ નેષ્ઠ થયો ?

અરદેશર ફરામજી ખબરદાર

## કૂવાનો કોસવાળો

કૂવાનો કોસવાળો, વ્હાણું ભરે હવાડો રે !
ગરેડીનાં ગાય ગીતો, ઊજળો ને ઊજમાળો રે !

કાળના કૂવાને કાંઠડે ઝૂંડે જગાડે પંખેરુંવૃન્દ
કિચૂડ, કિલકાર રસકંઠ ગાજે, પાણિયારે આનંદ !
ધોરીએ ધોધવો વ્હેતો: એવો ગામડાનો પીઆવો રે !

ગાયનાં ધણ આવે ધસમસતાં, પીએ નિર્મળ નીર:
પેટ ભરીને ધરાય પશુઓ, અબોલ ગુણગંભીર:
લેતો આશીર્વાદનો લ્હાવો: કૂવાનો અવેડાવાળો રે

પાણિયારીઓ, બેડલે, ઝૂલતી, હસમુખી આવે જાય:
સુખદુ:ખની કથની કરતી, લટકે કૈં લ્હેરાય:
કૂવા ! તું વાત–વિસામો ! કોસિયા ! તું ન નકામો રે !

મજૂરીને પરસેવે અંજળ ધરીને રીઝે ગરીબ:
જમીનનાં દાસ બને, ભેળાં, ભોળાં, ભોગવે ખુશનસીબ:
મળે જ્યાં મનનો મેળો: હેતે થાય હૈયાંનો હેળો રે !

લલિત

## ભલે તું

ભલે તું ધિક્કારે,
ભલે વા સત્કારે,
ઉપેક્ષા ત્કારે મુખ વિમુખ તારું મર કરે,
છતાં તેં પ્રેરેલો પ્રણય મુજ તારા પર, સખી !
યુગોથી બંધાયાં હિમ જલ સમો મુક્ત થઈને
સદા તારે શીર્ષે વિમલ અભિષેકો વિતરશે;
સ્ફુરંતો કે ઊંડાં અતલ તલથી કો ઝરણ શો
છલી ઊંચી છોળે તવ હૃદયને આર્દ્ર કરવા
સદા તારે પાયે અનુનય અનેરા વિરચશે.
અને એવી રીતે યુગ યુગ લગી વ્હાલી વહશે,
યદા તું જાતે એ પ્રણયજલની અંજલિ કરી
જશે પી, કે એ તો જલધિ સમ જાતે થઇ જઇ
તને સર્વે રીતે નિજ કરી લઇને વિરમશે
અને ક્ષીરાબ્ધિ શો સભર રસ રૂપે વિલસશે.

સુન્દરમ્

## રજની માત

અહો અજબ રાત્રિનો વિભવ! આંખ મીંચી દઈ
સ્વનિર્મિત તમિસ્રમાં મન ! રખે જતું તું ગરી !
પ્રબુદ્ધ કર પોપચાં, બૃહત દૃષ્ટિઆથે લઇ
તું ઝીલ રજનીતણી અમિત તેજધારા જરી !
ગણે તું દિન જેહને તરલરંગ એ તો કણી
પ્રકાશતણી, અંધ આંખ કરતી મહાજ્યોતની
અનંત અવિનાશ મંગલ સ્વરૂપ માલા ભણી,
જતી સતત દોરી આણ વરતે જહીં મોતની.
અભીત હૃદયે નિહાળ રજનીતણી કાંતિને
લગીર સરકાવી ગૂઢ તિમિરે ગૂંથ્યો ઘૂમટોઃ
પ્રસન્ન શિવ શાંતિ શી સ્મિતવિલાસથી ભ્રાંતિને
વિલીન કરી નાખતો ! અમૃત જ્યોતિકેરી લટો
અહો લહરતી અનંત ભર સ્વર્ગંગા સમી !
તને સદય ચૂમવા રજની માત જો આ નમી !

પૂજાલાલ

## અડવે અંબોડે

હીંચકો હૈયાં હીંચોળે
વસંતનાં,
હીંચકો હૈયાં હીંચોળે.
કેસૂડાં ને કુંકુમની છોળે.
વસંતનાં,
હીંચકો હૈયાં હીંચોળે.
મોગરાના મંડપમાં બેઠેલી માલણી
કવિઓનાં કાળજડાં કોરે;
એને દેખીને છોડ્યું શરમાતી કોયલે
ખાંપેલું ગીત કંઠદોરે—
વસંતનાં,
હીંચકો હૈયાં હીંચોળે.
સંધ્યાને સેંથે બેઠેલ ભોળી ચાંદની
બીતી બીતી કૈંક બોલે;
રજનીની રૂપેરી આંગળીઓ, શરમાતી
ધરતીના ઘૂંઘટડા ખોલે—
વસંતનાં,
હીંચકો હૈયાં હીંચોળે.
આવો ચાંદનીઓ ને આવો જગમાલણો
ગીતો ને નર્તનની જોડે;
લાવો તારાને ફૂલવેણીમાં ગૂંથવા
ઉષાને અડવે અંબોડે—
વસંતનાં,
હીંચકો હૈયાં હીંચોળે.

વસંત મીરાણી

## ગુલામી

ગુલામને હોય શું ગીત ગાવું ?
ને ગાય તો યે નિજ વેદનાથી
રહે સદા સૃષ્ટિ બધી જગાડી !
પંખી સમો પીંજરમાં પડેલો
રહસ્ય શું જીવનનું પિછાને ?
શું ગાય ને ખાય શું ? સખ્ય યે શાં ?
શું જોમ પાંખો ફફડાવવાનું ?
સદાય બોલી પરદીધ બોલવી,
ધરા વિશે વેશ જ અન્યનો ધરે ?
વહાવવું જીવન વેઠત્રાસમાં;
પડે કદી ચાબુક પીઠ માથે,
કાં તો પડે દુઃખદ વેણ કાને;
પળે પળે જે ધમકી સુખીની
સ્વતંત્રતાનો રસ ખુંચવી લે !
ત્યાં સ્વાસ્થ્ય શું ? જીવન ભવ્યતા શું ?
ત્યાં શા સુખે નિંદર, ઉત્સવો શું ?
ત્યાં શી મહત્તા મનુદેહ કેરી ?
ત્યાં સૃષ્ટિની સુંદરતા ય કેવી ?
જ્યાં શૃંખલા બંધનની સતાવે,
ત્યાં જિંદગી યે ખડકો સમાણી;
મોજાં ઝીલીને યુગસાગરેથી
કારુણ્યના લોઢ સદા ઉછાળે !

હરિલાલ પંડ્યા

## અશેષ શ્રેષ્ઠતા

[ મિશ્રોપજાતિ ]

પડ્યાં હતાં સૌ ભર ઊંઘમાં છતાં,
યશોધરા, રાહુલ, રાજ્યલક્ષ્મી
'પાછા વળો' એમ કહી રહ્યાં 'તાં:
ને ઊંઘતી ધૂળ ધરિત્રી કેરી;
જાગી અને પાછળ દોડતી'તી.
શશી વિનાનું નભ શૂન્ય ત્યારે
અનાથની જેમ રહેલ ઝૂકી;
મૃગેન્દ્ર વાંસે ફરતો શિકારી
ઊભો હતો સૌ શરણાગત મૂકી.

[ અનુષ્ટુપ ]

એથી યે અદકાં ત્યાગે મૂકી ઐશ્વર્યસૌરભ
જ્ઞાનની સમૃદ્ધિ અર્થે જતો'તો એકલો વને
સિદ્ધાર્થ કાર્યસર્જક.

[ દ્રુતવિલંબિત ]

અણુકર્યું દુ:ખ અંતર વીંધતું,
અદીઠ પાપની રૂંધિત હાયથી:
નિકટના તદપિ કંઇ કલ્પના.
જીવિત થૈ ઉરને જ દઝાડતી,
હતું અમંગલ દર્શન આંખમાં;
સ્મિત વિનાશનું લે સ્વરકૂદડી:
તિમિરચાદરથી મુખ આવરી
પરિશ્રમે પંથ હતો વટાવતો.
અંધારિયું ગાઢ થતું હતું વધુ
એ શોધતો તેજ નવાં ઉમંગનાં
સ્વસોદધિના ઘમસાણ વચ્ચે
ઊભો હતો અર્પણ કાજ અંગના.
'મળ્યાં નથી હ્યાં ફૂલ કો' શહીદને'
થંભી ગયો સાંભળી વેણુવાયુનાં
'કણે કણે ખેરવી આપુ, કાયા,
કર્તવ્યનાં સરજને કર પ્રાણદાન
ને દૃષ્ટિનાં કિરણ માંડ પ્રકાશવાન.'
આકાશની વેલ અનેકરંગી
જોઈ રહ્યો સાગરની પછીતે
સમષ્ટિની શાશ્વત પ્રાણસંગી
પ્હેલી કણી ત્યાં પ્રગટી પ્રભાતની
સંહાર ને સર્જન કેરી મૈત્રી
ગૂંથ જ્યાં કાલકૃપાવિધાત્રી.
સમત્વની નિર્મલ ઝંખનામાં,
વેગે ભર્યાં એ પગલાં ભરી રહ્યો
હૈયું અનંતે જઈ બાથ ભીડતું
વીરશ્રી સાધુત્વની વીજપાંખ શી.
જલૌઘ થાકે, ન વીરત્વ થાકશે
ડગે ડગે એ જ વિરાટ માપશે.
અંધાર જો પશ્ચિમમાં ઢળે છે
ને પૂર્વમાં રશ્મિન નીકળે છે,
શ્રદ્ધાતણી જીવનદોર ઢીલી
વણાય છે આજ અહીં વધુ વધુ.
કર કૂચ આગે બઢ ભાઈ, આગે
આમંત્રણોની શરણાઈ વાગે.

[ અનુષ્ટુપ ]

વાયુને વીંઝણે જેમ ચકાવો લેતી વીજળી
તેમ સિદ્ધાર્થહૈયામાં જાગી ઊઠ્યો મહાબલિ.

' હજી ય તું અશ્વ—અનુચરેથી
રક્ષી રહ્યો કેમ શરીર તારું ?
હથેળીએ નીર પીવાય તો પછી
તમા તને પાત્ર તણી જ શાને ? '

વાંસે ઊડંત રજ આટલું બોલી ઊડી
દ્રવ્યરાશિ નવ કહી શક્યો કહેતી તે ધૂળ દીડી.
અંગુલિસ્પર્શથી જેમ અસ્પર્શિત પાંદડું
કંપે તેમ રહ્યું કંપી કૂણું હૈયું કુમારનું.
અનુચર કને જૈને કીધી ફરી ફરી વંદના
શ્રમ અધિક જે આપ્યો તેની લીધેલ ક્ષમાપના;
પ્રિયતુરગને પાછો વાળ્યો ફરી પગદંડીએ
તન અલંકારોને સોંપ્યાં અકિંચનના કરે.

પીયૂષને પગલે પગલે પછી
સળગતી ધરતી પર એ ભમ્યો;
નવાં નવાં સ્મિત દઈ નિશાને
એણે કરી પૂનમની ઉજાણી.
તરુવરે ન'તું ડોલન પ્રાણનું,
ફૂલતણી સુરભિ ન'તી સ્પર્શતી,
પવનનું મૂક ચંક્રમણે જરી,
ધરી શક્યું ગતિ ના ખમણી કરી,
વનો મહીં કોકિલમંડળી રવે.
ભરી રહી કર્કશતા શ્રુતિમાં,
પળે પળે ચિંતનથી ભરેલી,
બની ગઈ'તી વસુધા અજાન.
સૌંદર્યને વજ્ર થકી હણાયલું
જોઇ રહી અમૃતભીની આંખો;
અજ્ઞાનના શબ પરે અતિજ્ઞાન બેસી
બોધી રહ્યું પરમ મોક્ષની શ્રેષ્ઠ દીક્ષા.
જગતને નીરખ્યું હતું સ્વપ્નમાં
જીવન સ્વપ્ન વિશે

નૂતન દૃષ્ટિ ઉઘાડની ઘેલછા—
ઉપર વિશ્વ જૂનું હસતું હતું.
સકલ માનવઅંતરમાં ભમી
જીવન જંતુ સમા નીરખ્યાં હવે
શરીર પ્રાણ થકી અળગાં કરી
મરણને મળવાં કંઇ જીવતાં.
શિથિલ સ્વપ્નતણી પગદંડીએ
જીવનમાર્ગ કદી ન ભળી જશે;
વિપુલ વિશ્વમનોરથ ના થશે
હૃદયથી અળગા કૃતનિશ્ચયી.

[ સારણી ]

એના ઉજ્જડ મનોભુવનનાં ક્યાંક હતી લીલી ક્યારી
એ જ રહ્યું ઉર શોધી એનું આતમની સાધી યારી.

[ અનુષ્ટુપ ]

આંખો બંધ હતી તો યે થંભાવી ના ગતિ જરા
પાદસ્પર્શે થતી ધન્ય પુણ્યપ્રજ્ઞા વસુન્ધરા.
નીચી કરી શરીરવેલ દિગંતમાંથી
નમાવી સૂર્યે કિરણોની ડાળી;
ઘેઘૂરગીત ઘનમંદિરનું વિરાટે
માંગલ્યની ભેટરૂપે પ્રસાર્યું.

[ દ્રુતવિલમ્બિત ]

સઘન વૃક્ષની શીતલ છાયમાં
પ્રકૃતિના પથરંજિત પાલવે;
પથિકનો વનમાર્ગ વટાવીને
ધરતીપે તવ આસન પાથર્યું.
શ્વસનને ભરી અંતરપિંજરે
નયનમાં ભરી દર્દ દરિદ્રનું
પ્રગટવા પથ ભાવિ પ્રયાણનો
કટક કાલજમાતનું નોતર્યું.
દિનો ગયા, દર્શકની કુમાશથી
હૈયે ધરી માનવતા અપંગ;
જળી રહેલાં ઉર ઠારવાને
થૈ વાદળીરૂપ સિદ્ધાર્થવાણી.
જે વસ્તુને શોધી રહ્યો હતો એ
તે વસ્તુ પોતે જ બની ગયો સ્વયં.
એની મહેચ્છાની પ્રચ્છન્ન ભાવના
ફોરી રહી કાર્યરૂપે ખૂણે ખૂણે.
થવું ઘટે વીર વીરશ્રી કાજે,
ના રુદ્રનું રૂપ હજો પસંદ;
કારુણ્યને સંકટ મ્હેફિલોનું
બનાવજો ભોજન સર્વભોગ્ય.
ફૂંકી સૌંદર્યદૃષ્ટિને શોભાવી સંયમે પિતા !
રોપી તેં માનવીહૈયે અશેષ ત્યાગશ્રેષ્ઠતા.

ઇન્દુલાલ ગાંધી

## વહો, મારાં ગીતો !

'રહેવા દે તારી કવિતલવરી' મિત્ર વદતા;
'કમાવા જાઓને, મફત લઇ સંતાપ ફરતા
તમે શાને ખાલી જગતભરનો?' ક્હેતી ગૃહિણી;
કવિતા મારી આ મુજ વિણ ન કોને ય ખપની. ૧
બધાં કાવ્યો મારાં પ્રતિદિન ફરી ઘેર વળતાં,
ધરાયેલા તંત્રી 'બસ, બહુ થયું. ના.' ઉચરતા.
અને વેપારી તો વદન કરી વિરૂપ વદતા,
'ખપે ના એ કાવ્યો. નથી જરી ય પેઢીમહીં જગા.' ૨
કિતાબોના પ્રેમી સહુ નવીન ગ્રંથાવલિ મહીં
કરે ખાત્રી, 'કાવ્યો નથી જ, નથી ને?' માસિક તણી
ઘરાકી તૂટે જો કવિત ક્દી પૃષ્ઠે ચમકતાં,
કવિતાથી ભારે મનુજ સહુ દીસે ભડકતાં. ૩
પરંતુ આ મારે હૃદય નવલાં ગાન ધબકે,
અમીની છોળોથી અખિલ મુજ જ્યાં પ્રાણ છલકે,
છુપાવું સ્ફુલિંગો કયમ સભર એ ચેતનતણા,
શમાવું શી રીતે ઉર અજબ ઝંકાર ઊઠતા ? ૪
અજાણ્યા ઉસ્તાદે મુજ જીવનવીણા કર ધરી,
અને તેમાં ન્યારા શત શત પ્રકંપો દીધ ભરી;
વહો, ત્યારે કાવ્યો સકલ પથવિઘ્નો અવગણી,
વહો મારાં ગીતો, લઇ હૃદયની સૌરભ બધી. ૫

નાથાલાલ દવે

## સ્ત્રી અને પુરુષ

[ મિશ્ર : સૉનેટ ]

યુગો થકી સ્ત્રી લઈ રૂપકોડિયું
ઊભી રહી પુરુષની સમીપમાં
ઊભી રહી પુરુષવાસનાના
અંધાર ઘેરાયલ ઓઘમાં છતાં
દ્યુતિથકી એ નિજની, રહી પી
અંધારને; તુમુલયુદ્ધ જામતું
યુગોથકી ચિદ્રૂપને પ્રકાશનું:
જ્યારે ધસે તિમિરજૂથ સામટાં
ગળી જવાને રૂપદીપ્ત કોડિયું
ત્યારે બની દિવ્ય વિરાટ ભાવના
પ્રકાશની, સ્ત્રી નિજ સ્વત્વ સાચવી
શ્રદ્ધાતણી મંગલ તેજમૂર્તિ શી
ખાળી રહે તિમિર વાસનાનાં
જાગી રહે જ્યોત પવિત્રતાની.

સુરેશ ગાંધી

## ભલે પસંદ

[ હીંચ ]

કાળી છે રાત અને સૂની છે વાટ,
ભાઈ, સૂનાં છે ખેતર ને જંગલ ઝરા.
સૂનાં પડેલ શાંત, ઉજ્જડ વેરાન,
આજ સૂતી છે ડગ ડગ ધપતી ધરા.
દિનના કોયલિયાં ને મોરલા ને પોપટા
થાકી ગયાં પોઢી ઝાડે ઝાડે.
બોલતાં હો બકબક દિનભર, માનવી
સૂતાં તાણી સોડ ઘરને માળે.
આવો શૃગાલભાઈ, આવો ઘુવડભાઈ,
આવો અંધારમાં ચીબરીબ્હેનાં;
આપણું ગાણું ભલે જગને પસંદ ના,
ભલે પસંદ એને કોયલ, મેના.
આવો એકાંત, શાંત, અંધારે રાનમાં
આંહીં ના કોઈની નજરું ચડે,
આવો, ગાઓ, ઊંડા આત્માની રાતનાં–
ગાણાં, સુણી ન કો' પૂંઠે પડે.
દિવસે જો આવો ને ગાઓ તો
કાગડા ચાંચે ચાંચે હાય, પીંખી પાડે,
રાતે દેખાઓ તો શેરીનાં શ્વાન સૌ,
નહોરો મારી અંગ લોહી કાઢે.
તેથી અંધારમાંહી આપણે ઊડવું
ખૂંદવું એકલતાનાં સહરારણે,
અંધારી રાતના તારાઓ એકલા
આપણને જોતા ને ઝૂરતા પણે.
આવો શૃગાલભાઈ, આવો ઘુવડભાઈ,
આવો તમે આજ ચીબરીબ્હેનાં,
આપણું ગાણું ભલે જગને પસંદ ના,
ભલે પસંદ એને કોયલ, મેના.

રતુભાઇ દેસાઇ

---



## જસમા

કૃતાંતની દાઢ મહીં ચવાઇ,
મહેલનાં આજ બન્યાં મસાણ !
ઘંટારવો ભવ્ય સહસ્રલિંગના,
મૂંગા બન્યા શૂન્ય વિશે સમાઈ !
સમૃદ્ધિ એ, સાહસ, શૌર્ય, સત્તા,
પ્રસિદ્ધ એ પાટણ સિદ્ધરાજનું,
ડંખો ભરી અંતર ભૂતકાળનાં,
'થયું બેસણું પથ્થરની જમાતનું !
એ પથ્થરે પથ્થર એક ગાથા;
ઢંઢોળતી અંતરના કમાડને
'ધખેલ વેળુઢગ જેવું ચિત્ત
આ કંઠ બે બિંદુથકી છિપાય ?
સૌન્દર્યમાં ભાન ભૂલેલ રાજા,
ખપી ગયો ખપ્પરમાં વિનાશના!
સરોવરે આજ ન બિન્દુ એક,
સહસ્રલિંગે ન કશું અભંગ !
આ પથ્થરે પ્રાણ હવે પરાગશે ?
ને વેદના ડંખ તણી શું વામશે ?
ખંડેરની રાખ થશે સજીવ ?
થશે તૂટ્યાં પથ્થર કો દિ' દેવ ?

* *

થાયે કદી જો જસમા સમોવડી,
છાંયે બને નિર્ભય સિદ્ધરાજની !

* *

—સૌન્દર્યનું રક્ષક શૌર્ય થાય તો !

પ્રેમશંકર હ. ભટ્ટ

## સાંભરે !

ચંદ્રી વરસે ચંદનશીળી ચાંદની,
મંદ મંદ મલયાનિલ મીઠો વાય જો;
મૃદુ સ્પર્શે ઊઘડે સર–પોયણી–પોપચાં,
પરિમલ એના વિશ્વભરી લહેરાય જો:
રઢિયાળી રાતો એ મીઠી સાંભરે !
ચંદ્રમુખી તું વરસે પ્રેમળ ચાંદની,
મંદ મંદ્ર તુજ વીણા મધુરી વાય જો;
સૂરસ્પર્શે ઊઘડે ઉર–પોયણી–પોપચાં
પરિમલ એનાં ગીત બની લહેરાય જો:
રઢિયાળી રાતો એ મીઠી સાંભરે !

'નૌતમ'

# કાવ્યસ્પર્શ

અગ્રેજ નવલકથાકાર સ્ટીવન્સન વિશે એક વાત છે કે તેણે ખુરશીના પાયાની દયામણી સ્થિતિ ઉપર બાળકો આગળ પ્રવચન કર્યું તેથી બાળકો રડી પડ્યા હમેશા પાયાઓને ઊભા રહેવાનુ તેમના પર ચોપ્પાગદા, સાજામાદા, જાડાપાતળા સર્વ મનુષ્યો તેમનુ અસ્તિત્વ છે જ નહિ એમ સમજી બેસે શિક્ષકો આગના પાયા ઉઠાળી ભીંત પર પીઠ નાખીને એ પાયા પર જ શરીર નાખી દે, બાળકો વળી પાછના પાયા ઊચકીને આગનાની કચુબર કરવાની હમેશ વેતરણ કરે—આવુ કંઈ સ્ટીવન્સને કહ્યુ હશે એમ કલ્પુ છુ બાળકો પણ મરશિયા જેવા એ પ્રવચનથી આર્દ્ર થયા હશે એમ માનીએ

પણ વયે પહોંચેના ભાવકો આગળ સ્ટીવન્સન આ પ્રયોગ કરત કે કેમ તે હુ કહી શકુ નહિ કરત તો પણ એ વાતને એની શૈલીનું વા શકિતનુ લક્ષણ હુ ના ગણુત તુચ્છ અથવા ક્ષુલ્લક વિષયને તર્ક, તરગ અને લાગણીના સભાગિયા બનાવવાનો હમણા હમણા આપણા સાહિત્યમા રિવાજ પડ્યો છે

અનિબદ્ધ નિબધિકામા જાણે કોઇ કાળે કાંઈ પણ અપ્રસ્તુત હોઈ શકે નહિ એમ પ્રો દુરકાળ 'ચેવડા' મા વેદાન્ત અને 'દાતણ મા રાજકારણ ઘટાવે છે એ રીતે તો "પેનુ બકરી કેરું બાળ, વિખૂટુ માડીથી આ કાળ' મા ભક્તિદર્શનનુ એક પ્રસ્થાન જોઇ શકાય ખરુ જોતા હળવી નિબધિકાનો અર્થ એટલો જ કે લેખક મિત્રભાવે વાચકનો વિશ્વાસ જીતી પોતાનુ હૃદ્ગત કહે છે, અથવા વાચકના જ્ઞાનની કે બુદ્ધિની અવગણના કર્યા વગર વાતચીતમા સભરી શકે એવી વિચાર માળા આપે છે એમા લેખક ઉપદેશકની કફની યા પડિતની પાઘડી પહેરતો નથી હળવી નિબધિકાની ભૂમિકા મૈત્રીની છે, વાતચીતની છે, એમા હળવાશ, અપ્રસ્તુતતા આવી શકે તેટલી નિબધિકામા આવે તેથી વિશેષ હોય તો નિબધિકા કૃત્રિમ અને બકવાદની કક્ષાની બને

કવિતામા વિષયનુ અનૌચિત્ય આના જેવો નહિ પણ આને મળતો પ્રશ્ન છે ગમે તે વિષયને અધિષ્ઠાન બનાવી ગમે તે વિચારો, મુદ્દાઓ, ભાવો આપી શકાય ખરા? કે વિષયમા એ બધા માટે ખરે ખરુ બીજ હોવુ જોઇએ? બીજી રીતે પૂછીએ તો, વાચક કાવ્યમાં ભાવ–વિચાર–નિરૂપણમા સ્વાભાવિકતાની અપેક્ષા રાખે છે તે વાજબી છે કે નથી? કે વાચક ચમત્કારની–આલકારિકોના ચમત્કારની નહિ પણ ગામડી ચમત્કારની–કંઈક નવતરની અપેક્ષા રાખે છે એને કાવ્યમા લાકડે માકડુ ચાને?

ઉદાહરણથી મારો અભિપ્રાય સ્પષ્ટ કરુ તો શ્રી સુન્દરમનુ

1 'કાવ્ય કેવળ કૃત્રિમ કારીગરી છે' પ્રો દૂરકાળનુ 'દાતણ'

2 સુન્દરમનુ 'પચાગ' કાવ્યના આકારમા, લયમા, વાતા વરણમા કઇ વિશિષ્ટ સૌન્દર્ય નથી હા, કાવ્યનો અશ એક ઉપમા

માટી કનેના તરુ શી ત્વરભરી
વસન્ત વર્ષા, શિશિરો વહ્યે જતી

સાચે જ મનોરમ છે, પણ બાકીનુ એક ચમરાકિયાથી વિશેષ સાહિત્યાકારનુ અધિકારી નથી. પચાગના પત્તા ફાટે છે તેમ જીવનના દિવસો સપાટામાં ચાલ્યા જાય છે જીવનને અંતે ખાલી કેલેન્ડર જેવી દશા દેહની થશે પણ વર્ષે વર્ષે નવુ કેલેન્ડર મળી જાય છે તેમ એક જિન્દગી પૂરી થતા નવી મળી જશે? કોઠીમા ઘઉં ખૂટતાં કણિયાને ત્યાથી ઘઉં આવશે ને જોડા ઘસાતા મોચીને ત્યાથી જોડા આવશે?! જીવનના સાતત્યનુ તેના પ્રવાહનુ, અવાજ કર્યા વગર તેમા થતા વિકારનુ, તેની સચેતનતાનુ કશુ પણ પ્રતિબિમ્બ પચાગમા પડે છે? મને તો પડતુ જણાતુ નથી કવિ સ્વસ્થતાથી લખે છે, ઠડે કલેજે લખે છે ગણતરી કરીને લખે છે, એને ભાવવશ થઈને કવિથી ન છૂટકે લખાઇ ગયુ એવુ સમાધાન પણ શક્ય નથી પચાગ જીવનના પ્રતીક તરીકે કૃત્રિમ અને અનુચિત છે અને તેથી કાવ્યની કિંમત જોડકણાથી વિશેષ નથી

વિષયનુ મહત્ત્વ ઓછુ આકનાર વિવેચક કહેશે કે કુદરતમાથી–સૌન્દર્યધામમાથી–વિષય લઇને કવિઓ ક્યા પોતાના જ તરગો નથી લાદતા? એમા તમે કૃત્રિમતા કેમ જોતા નથી? નવી કવિતામા શ્રી પતીલનુ 'ગુલમોર' જુઓ—

અમ તારુ ખૂનથી તરબોળ છે
　તીર વાગ્યા સામટા જ્યા સહસ્ત્ર
કોની સાથે જગ ખેલાયો હતો?
　સાથ કો થાવુ પડ્યુ રણમા પસાર?
છે વહોરી કીર્તિ કે વેચ્યા કલક?
　મેળવ્યો જય ખાધી યા અફસોસ! હાર?

અથવા શ્રીમતી જયમન બહેન પાઠકજીનુ 'કોયલડી' જુઓ—

લોહહૃદયની શું શ્યામતા નિહાળી!
　કોયલરાણી ધીરા પડો! ધીરા પડો!

આમા વિષયને કવિની તરગલીલા સાથે શી નિસબત છે?

બરાબર છે રમણીય વિષય પર પણ કૃત્રિમ કાવ્યરચના થઇ શકે, અને ગુજરાતી કાવ્યસાહિત્યમા તેના ઘણા ઉદાહરણો જડશે પણ 'ગુલમોર અને 'કોયલડી'ને એ વર્ગમા મૂકી નહિ શકાય આ બન્ને કાવ્યો તે કવિઓના ઉત્તમ કાવ્યો નથી 'ગુલમોર' કરતાં 'રેશમના કીડાને' અને બીજા પ્રકારનુ કાવ્ય 'સૌન્દર્ય–જયગાન' વધારે સરસ છે, 'કોયલરાણી' કરતા 'વાદળી' અને બીજા પ્રકારનુ કાવ્ય 'સભારુ?' ઊંચી કક્ષાના ગણી શકાશે હુ ઇમેજીનેશન અને ફેન્સી, કલ્પના અને તરગવૃત્તિને અલગ અલગ અને ઉચ્ચાવચ માનુ છુ 'ગુલમોર' અને 'કોયલરાણી'મા તરગવિલાસ છે, કલ્પના નથી, તેથી તેમને ઉત્તમ કક્ષાનાં હુ ગણતો નથી તથાપિ તે કૃત્રિમ પણ નથી 'ગુલમોર'ની આખી તરગમાળા કવિની ભાવસ્થિતિથી સમજી શકાશે એક તો ગ્રીષ્મના ગુલમોરનુ સૌન્દર્ય વિચિત્ર અને સમાકર્ષક છે કેવળ હાડપિંજર જેવુ બનેલુ વિરૂપ વૃક્ષ એકાએક વરરાજા જેવુ, સરઘસમાં લીધેલા લોકનેતા જેવુ બની જાય છે પણ કવિને કાવ્ય લખવાનુ મન એવા કોઇ કારણથી નથી થતુ તેને પોતાના ઘાયલ જિગર જેવુ ઘાયલ જિગર તેમાં દેખાય છે, અને તેથી તેની સમક્ષ હૈયાવરાળ કાઢે છે આ ભાવસ્થિતિ કાવ્યને રહસ્ય અને સ્વાભાવિકતા આપે છે

[ જુઓ પાનુ ૯, કોલમ ૨

# રાજસ્થાની દુહા-સાહિત્ય

શેઠ ઘનશ્યામજી બિરલાદ્વારા સંસ્થાપિત તેમ જ બિરલા કૉલેજ-દ્વારા પ્રકાશિત "રાજસ્થાનરા દુહા" નામક એક ગ્રન્થ પ્રકટ થયો છે; અને તેના સંપાદક બિરલા કૉલેજ, પિલાણીના અધ્યાપક શ્રી. નરોત્તમદાસ સ્વામી એમ. એ. વિશારદ છે. ઉક્ત ગ્રંથમાં રાજસ્થાની સાહિત્યમાંથી અનેક કવિઓની કૃતિઓમાંથી વીણી કાઢેલા તથા અન્ય પ્રચલિત દુહા સંગ્રહવામાં આવ્યા છે. એમાંના થોડા અહીં નમૂનારૂપે રજૂ કરું છું.

સૌથી પ્રથમ આપણે રાજસ્થાની જીવનનો આરંભ કેવી રીતે થાય છે તે જોઈશું.

માતા નવજાત શિશુને પારણામાં ઝુલાવી રહી છે. મરવાના મહિમાનું શિક્ષણ માતા બાળકને પારણામાંથી જ આપવાનો આરંભ કરે છે. માતા હાલરડું ગાતાં ગાતાં કહે છેઃ—

ઇળા ન દેણી આપણી, રણખેતાં ભીડ જય·
પૂત સિખાવે પાલણે, મરણ વડાઈ માય.

હે પુત્ર! તું મરી જજે, પ્રાણાર્પણ કરજે. પરન્તુ તારી ભૂમિને અન્યના હાથમાં જવા ન દેતો.

એક બાળક હતો. બહુ જ ભોળો અને સીધો-સાદો. એની કાકી તો એને તદ્દન નકામો-નમાલો જ માનતી હતી. પરન્તુ એકવાર યુદ્ધનો પ્રસંગ આવ્યો. તેની કાકીએ જોયું તો તે જ બાળક-જેને તે નમાલો માનતી હતી-સૌની મોખરે જઇને શત્રુના હાથી પર આક્રમણ કરી રહ્યો હતો; જેની સામે જવાનું બીજું કોઇ સાહસ પણ કરી શકતું નહોતું.

દિન દિન ભોળો દિસતો, સદા ગરીબી સૂતઃ
કકી કુંજર કાટતાં જાણિયો જેહૂત.

જ્યારે આપણે કોઇ કષ્ટદાયી સ્થિતિમાં હોઇએ છીએ ત્યારે ખાસ કરીને માતાની યાદ આવે છે "હાય માતા! રે માવડી!" વગેરે શબ્દો આપણા મુખમાંથી સરી પડે છે પણ વીર રાજસ્થાની માતા એવી સ્થિતિમાં પણ એવા શબ્દો મુખમાંથી નીકળતાં સહી શકતી નથી. કારણ કે તેથી તો હૃદયની દુર્બળતા પ્રકટ થાય છે. રાણકદેવીનો અબોધ પુત્ર તેની દૃષ્ટિ સંમુખ માર્યો જાય છે. અસહાય બાળક 'મા! મા–' કહીને પુકારે છે પણ તેની વીરમાતા શું કહે છે?!

માણેરા મત રોય, મત કર રત્તી અંખિયાં;
કુળમેં લાગે ખોય, મરતાં માં ન સંભારજે.

હે માણેરા! તું રડીશ નહિ. રડી રડીને તારી આંખો લાલ લાલ ન કર. મરતી વેળાએ માતાને કદી યે યાદ ન કરીશ. કારણ કે તેથી તો કુળને કલંક લાગે. મરવું છે તો હસ. હસતાં મર, દુર્બળતા દાખવીને મરણને કટુ ન બનાવ.

એક વીરબાલા પોતાના અસહાય અને કર્તવ્યવિમૂઢ દિયરને કેવા ઓજસ્વી અને પ્રભાવશાળી શબ્દોમાં કર્તવ્યમાર્ગ દાખવે છે?—

રાહબ, ઉઠ કમાણગર, મૂંછ મરોડ, મ રોય;
મરદાં મરણાં હક્ક હૈ, રોણા હક્ક ન હોય.

હે દિયર રાહબ! રડો છો શા માટે? ઊઠો અને મૂછ પર તાવ દો. મર્દને માટે મરવાનો હક્ક હોય છે–રડવાનો નહિ. રડવાનું તો નિરાધાર અબળાઓનું કાર્ય છે.

ઉપર વર્ણવેલી માતાઓના વીર પુત્રોનું વર્ણન પણ જુઓ. બાર વર્ષનો બાદલ અલાઉદ્દીન સામે લડવાને ચાલ્યો ત્યારે તેની માતા કહે છેઃ "હે બાદલ! તું આ શું કરી રહ્યો છે? હજુ તો તું બાળક છે!" "બાળક" શબ્દ સાંભળતાં જ બાદલ ક્ષુબ્ધ બને છે. એ શબ્દો તે પોતાને માટે અપમાનજનક લેખે છે. તે માતાને ઉત્તર આપે છેઃ—

માતા. બાળક ક્યોં કહો? રોઇ ન માંગ્યૌ ગ્રાસ;
જે ખગ મારું સાહસિર તો કહિયૌ સાબાસ.

માતા! તમે મને બાળક શા માટે કહો છો? શું મેં કદી યે રુદન કરીને તમારી પાસે ખાવાનું સરખું યે માગ્યું છે? ઉમ્મરમાં નાના હોવાથી જ કોઇ નાનું નથી થઈ જતું. હું બાદશાહના શિર પર ખડગ મારું ત્યારે મુખેથી "શાબાશ" શબ્દ ઉચ્ચારજો!

સિંધ સિંચાણો સાપુરૂષ, એ લહુરા ન કહાઈ;
વડા જિનાવર મારિકૈ છિનમેં લેયૈં ઉઠાઈ.

સિંહ, બાજપક્ષી અને વીરપુરુષઃ એ કદાપિ નાનાં નથી હોતાં. મોટામાં મોટા જાનવરને મારીને ક્ષણભરમાં તેને ઉઠાવી લેવાનું તેઓ સામર્થ્ય રાખે છે.

વીરમાતા અને વીરપુત્રને જોયાં. હવે વીર પત્નીઓને જોઇશું. વીરમાતાની કૂખે જન્મેલી વીર બાલિકા તેવા જ વીરતાભર્યા વાતાવરણમાં ઊછરે છે. તેનું વીરત્વ, તેનો ત્યાગ, તેના ભાઈના વીરત્વ અને ત્યાગ કરતાં કોઈ રીતે ઊતરતાં નથી. લગ્નમંડપમાં પણ તે પોતાના સ્વામીના વીરત્વભર્યા સ્વરૂપને નિહાળે છેઃ—

ઢોલ સુણંતાં મંગળી મૂછાં ભૂંહ ચઢંત;
ચંવરીમેં પીછાણિયો કૅંવરી મરણો કંત.

માંગલિક લગ્નવિધિને સાંભળીને વરની મૂછો ભમરને સ્પર્શે છે. એવા પતિને જોઇને વધૂએ લગ્નમંડપમાં જ જાણી લીધું કે તેનો પતિ પ્રાણની પણ પરવા કરે એવો નથી. તે મરણિયો છે.

સ્વામીને વીરવેષમાં સજ્જ કરવામાં વીર નારી પોતાનું કર્તવ્ય સમજે છે. પ્રાણપ્રિય પતિને યમરાજની સામે મોકલતાં તે કદાપિ વિચલિત નથી થતી. તે તો ઉલ્લાસભરી પતિને પ્રોત્સાહિત કરે છેઃ

પાછા ફિર મત ઝાંકજ્યો, પગ મત દીજ્યો ટાર;
કટ ભલ જાજ્યો ખેતમેં, પર મત આજ્યો હાર.

હે નાથ! તમે પાછું વાળીને જોશો નહિ. પગ પાછો ફેરવશો નહિ. રણક્ષેત્રમાં કપાઈ જાવ તો ભલે, પણ રણમાંથી પરાજિત થઈને પાછા ન આવશો.

ભાગ્યે મત તૂ કંથડા, તો ભાગ્યે મુઝ ખોડ:
મોરી સંગ સહેલિયૅં તાલી દે મુખ મોડ.

હે નાથ! તમે રણક્ષેત્રમાંથી ભાગશો નહિ, તમે ભાગશો તો મારા જીવનને કલંક લાગશે. મારી સખી સાહેલીઓ મારા તરફ મુખ મરડીને અંદર અંદર તાલીઓ પાડશે-મને હસશે.

# કાવ્યસ્પર્શ

અંગ્રેજ નવલકથાકાર સ્ટીવન્સન વિશે એક વાત છે કે તેણે ખુરશીના પાયાની દયામણી સ્થિતિ ઉપર બાળકો આગળ પ્રવચન કર્યું તેથી બાળકો રડી પડ્યાં હમેશાં પાયાઓને ઊભા રહેવાનું, તેમના પર ચોખ્ખાગંદા, સાજામાંદા, જાડાપાતળા સર્વ મનુષ્યો તેમનું અસ્તિત્વ છે જ નહિ એમ સમજી બેસે શિક્ષકો આગના પાયા ઉછાળી ભીંત પર પીઠ નાખીને બે પાયા પર જ શરીર નાખી દે બાળકો વળી પાછલા પાયા ઊંચકીને આગલાની કચુંબર કરવાની હમેશ પેરવી કરે—આવું કંઈ સ્ટીવન્સને કહ્યું હશે એમ કલ્પું છું બાળકો પણ મરશિયા જેવા એ પ્રવચનથી આર્દ્ર થયાં હશે એમ માનીએ

પણ વયે પહોંચેલા ભાવકો આગળ સ્ટીવન્સન આ પ્રયોગ કરત કે કેમ તે હું કહી શકું નહિ કરત તો પણ એ વાતને એની શૈલીનું વા શક્તિનું લક્ષણ હું ના ગણત તુચ્છ અથવા ક્ષુલ્લક વિષયને તર્ક, તરંગ અને લાગણીના સભારિયા બનાવવાનો હમણાં હમણાં આપણા સાહિત્યમાં રિવાજ પડ્યો છે

અનિબદ્ધ નિબંધિકામાં જાણે કોઈ કાળે કાંઈ પણ અપ્રસ્તુત હોઈ શકે નહિ એમ પ્રો. ઠાકરકાળ 'ચેવડા' માં વેદાન્ત અને 'દાતણ' માં રાજકારણ ઘટાવે છે એ રીતે તો "પેલું બકરી કેરું બાળ, વિખૂટું માડીથી આ કાળ"માં ભક્તિદર્શનનું એક પ્રસ્થાન જોઈ શકાય. ખરું જોતાં હળવી નિબંધિકાનો અર્થ એટલો જ કે લેખક મિત્રભાવે વાચકનો વિશ્વાસ જીતી પોતાનું હૃદ્‌ગત કહે છે, અથવા વાચકના જ્ઞાનની કે બુદ્ધિની અવગણના કર્યા વગર વાતચીતમાં સમજાવી શકે એવી વિચારમાળા આપે છે એમાં લેખક ઉપદેશકની કફની યા પંડિતની પાઘડી પહેરતો નથી હળવી નિબંધિકાની ભૂમિકા મૈત્રીની છે, વાતચીતની છે, એમાં હળવાશ, અપ્રસ્તુતતા આવી શકે તેટલી નિબંધિકામાં આવે તેથી વિશેષ હોય તો નિબંધિકા કૃત્રિમ અને બકવાદની કક્ષાની બને

કવિતામાં વિષયનું અનૌચિત્ય આના જેવો નહિ પણ આને મળતો પ્રશ્ન છે ગમે તે વિષયને અધિષ્ઠાન બનાવી ગમે તે વિચારો, મુદ્દાઓ, ભાવો આપી શકાય ખરા? કે વિષયમાં એ બધા માટે ખરેખરું બીજ હોવું જોઈએ? બીજી રીતે પૂછીએ તો વાચક કાવ્યમાં ભાવ-વિચાર-નિરૂપણમાં સ્વાભાવિકતાની અપેક્ષા રાખે છે તે વાજબી છે કે નથી? કે વાચક ચમત્કારની—આલંકારિકોના ચમત્કારની નહિ પણ ગામઠી ચમત્કારની—કંઈક નવતરની અપેક્ષા રાખે છે એટલે કાવ્યમાં લાકડે માકડું ચાલે?

ઉદાહરણથી મારો અભિપ્રાય સ્પષ્ટ કરું તો શ્રી સુન્દરમ્‌નું ...ગ' કાવ્ય કેવળ કૃત્રિમ કારીગરી છે પ્રો ઠાકરકાળનું 'દાતણ' ... સુન્દરમ્‌નું 'પચાગ' કાવ્યના આકારમાં, લયમાં, વાતા...ણમાં કંઈ વિશિષ્ટ સૌન્દર્ય નથી હા, કાવ્યનો અંશ એક ઉપમા

> ગાડી કનેના તરુ શી ત્વરાભરી
> વસન્ત વર્ષા, શિશિરો વહે જતી

સાચે જ મનોરમ છે, પણ બાકીનું એક ચબરાકિયાથી વિશેષ સાહિત્યાદરનું અધિકારી નથી. પચાગના પત્તાં ફાટે છે તેમ જીવનના દિવસો સપાટામાં ચાલ્યા જાય છે જીવનને અંતે ખાલી કેલેન્ડર જેવી દશા દેહની થશે પણ વર્ષે વર્ષે નવું કેલેન્ડર મળી જાય છે તેમ એક જિન્દગી પૂરી થતાં નવી મળી જશે? કોઠીમાં ઘઉં ખૂટતાં કણિયાને ત્યાંથી ઘઉં આવશે ને જોડા ઘસાતાં મોચીને ત્યાંથી જોડા આવશે?' જીવનના સાતત્યનું, તેના પ્રવાહનું, અંદાજ કર્યા વગર તેમાં થતા વિકારનું, તેની સચેતનતાનું કશું પણ પ્રતિબિમ્બ પચાગમાં પડે છે? મને તો પડતું જણાતું નથી કવિ સ્વસ્થતાથી લખે છે, ઠંડે કલેજે લખે છે, ગણતરી કરીને લખે છે, એટલે ભાવવશ થઈને કવિથી ન છૂટકે લખાઈ ગયું એવું સમાધાન પણ શક્ય નથી પચાગ જીવનના પ્રતીક તરીકે કૃત્રિમ અને અનુચિત છે અને તેથી કાવ્યની કિંમત જોડકણાથી વિશેષ નથી

વિષયનું મહત્ત્વ ઓછું આંકનાર વિવેચક કહેશે કે કુદરતમાંથી—સૌન્દર્યધામમાંથી—વિષય લઈને કવિઓ ક્યાં પોતાના જ તરંગો નથી લાદતા? એમાં તમે કૃત્રિમતા કેમ જોતા નથી? નવી કવિતામાં શ્રી પતીલનું 'ગુલમોર' જુઓ—

> અંગ તારું ખૂનથી તરબોળ છે,
> તીર વાગ્યાં સામટાં જ્યાં સહસ્રબાર
> કોની સાથે જંગ ખેલાયો હતો?
> સાથ કો થાવું પડ્યું રણમાં પસાર?
> છે વહોરી કીર્તિ કે વેર્યાં કલંક?
> મેળવ્યો જય ખાધી યા, અફસોસ! હાર?

અથવા શ્રીમતી જયમન બહેન પાઠકજીનું 'કાંચનરાણી' જુઓ—

> લોકહૃદયની શું શ્યામતા નિહાળી!
> કાંચનરાણી ધીરા પડો! ધીરા પડો!

આમાં વિષયને કવિની તરંગલીલા સાથે શી નિસબત છે?

બરાબર છે રમણીય વિષય પર પણ કૃત્રિમ કાવ્યરચના થઈ શકે, અને ગુજરાતી કાવ્યસાહિત્યમાં તેનાં ઘણાં ઉદાહરણો જડશે પણ 'ગુલમોર' અને 'કાંચનરાણી'ને એ વર્ગમાં મૂકી નહિ શકાય આ બન્ને કાવ્યો તે કવિઓનાં ઉત્તમ કાવ્યો નથી 'ગુલમોર' કરતાં 'રેશમના કીડાને' અને બીજા પ્રકારનું કાવ્ય 'સૌન્દર્ય—જયગાન' વધારે સરસ છે, 'કાંચનરાણી' કરતાં 'વાંભળી' અને બીજા પ્રકારનું કાવ્ય 'સભારું?' ઊંચી કક્ષાનાં ગણી શકાય હું ઇમેજીનેશન અને ફેન્સી, કલ્પના અને તરંગવૃત્તિને અલગ અલગ અને ઉચ્ચાવચ ગણું છું 'ગુલમોર' અને 'કાંચનરાણી'માં તરંગવિલાસ છે, કલ્પના નથી, તેથી તેમને ઉત્તમ કક્ષાનાં હું ગણતો નથી તથાપિ તે કૃત્રિમ પણ નથી 'ગુલમોર'ની આખી તરંગમાળા કવિની ભાવસ્થિતિથી સમજી શકાશે એક તો ગ્રીષ્મના ગુલમોરનું સૌન્દર્ય વિચિત્ર અને સમાકર્ષક છે કેવળ હાડપિંજર જેવું બનેલું વિરૂપ વૃક્ષ એકાએક વરરાજા જેવું, સરઘસમાં લીધેલા લોકનેતા જેવું બની જાય છે પણ કવિને કાવ્ય લખવાનું મન એવા કોઈ કારણથી નથી થતું તેને પોતાના ઘાયલ જિગર જેવું ઘાયલ જિગર તેમાં દેખાય છે, અને તેથી તેની સમક્ષ હૈયાવરાળ કાઢે છે આ ભાવસ્થિતિ કાવ્યને રહસ્ય અને સ્વાભાવિકતા આપે છે [ જુઓ પાનું ૯, કોલમ ૨

# રાજસ્થાની દુહા-સાહિત્ય

શેઠ ઘનશ્યામજી બિરલાદ્વારા સંસ્થાપિત તેમ જ બિરલા કૉલેજ-દ્વારા પ્રકાશિત "રાજસ્થાનરા દુહા" નામક એક ગ્રન્થ પ્રકટ થયો છે; અને તેના સંપાદક બિરલા કૉલેજ, પિલાણીના અધ્યાપક શ્રી. નરોત્તમદાસ સ્વામી એમ. એ. વિશારદ છે. ઉક્ત ગ્રંથમાં રાજસ્થાની સાહિત્યમાંથી અનેક કવિઓની કૃતિઓમાંથી વીણી કાઢેલા તથા અન્ય પ્રચલિત દુહા સંગ્રહવામાં આવ્યા છે. એમાંના થોડા અહીં નમૂનારૂપે રજૂ કરું છું.

સૌથી પ્રથમ આપણે રાજસ્થાની જીવનનો પ્રારંભ કેવી રીતે થાય છે તે જોઈશું.

માતા નવજાત શિશુને પારણામાં ઝુલાવી રહી છે. મરવાના મહિમાનું શિક્ષણ માતા બાળકને પારણામાંથી જ આપવાનો આરંભ કરે છે. માતા હાલરડું ગાતાં ગાતાં કહે છે:—

ઇળા ન દેણી આપણી, રણખેતાં ભીડ જય·
પૂત સિખાવે પાલણે, મરણ વડાઈ માય.

હે પુત્ર! તું મરી જજે, પ્રાણાર્પણ કરજે. પરન્તુ તારી ભૂમિને અન્યના હાથમાં જવા ન દેતો.

એક બાળક હતો. બહુ જ ભોળો અને સીધો-સાદો. એની કાકી તો એને તદ્દન નકામો-નમાલો જ માનતી હતી. પરન્તુ એકવાર યુદ્ધનો પ્રસંગ આવ્યો. તેની કાકીએ જોયું તો તે જ બાળક-જેને તે નમાલો માનતી હતી-સૌની મોખરે જઇને શત્રુના હાથી પર આક્રમણ કરી રહ્યો હતો; જેની સામે જવાનું બીજું કોઇ સાહસ પણ કરી શકતું નહોતું.

દિન દિન ભોળો દિસતો, સદા ગરીબી સૂત:
કકી કુંજર કાટતાં જાણિયો જેહત.

જ્યારે આપણે કોઇ કષ્ટદાયી સ્થિતિમાં હોઇએ છીએ ત્યારે ખાસ કરીને માતાની યાદ આવે છે "હાય માતા! રે માવડી!" વગેરે શબ્દો આપણા મુખમાંથી સરી પડે છે પણ વીર રાજસ્થાની માતા એવી સ્થિતિમાં પણ એવા શબ્દો મુખમાંથી નીકળતાં સહી શકતી નથી. કારણ કે તેથી તો હૃદયની દુર્બળતા પ્રકટ થાય છે. રાણકદેવીનો અબોધ પુત્ર તેની દૃષ્ટિ સંમુખ માર્યો જાય છે. અસહાય બાળક 'મા! મા-' કહીને પુકારે છે પણ તેની વીરમાતા શું કહે છે!!

માણેરા મત રોય, મત કર રત્તી અંખિયાં;
કુળમેં લાગે ખોય, મરતાં માં ન સંભારજે.

હે માણેરા! તું રડીશ નહિ. રડી રડીને તારી આંખો લાલ લાલ ન કર. મરતી વેળાએ માતાને કદી યે યાદ ન કરીશ. કારણ કે તેથી તો કુળને કલંક લાગે. મરવું છે તો હસ. હસતાં મર, દુર્બળતા દાખવીને મરણને કટુ ન બનાવ.

એક વીરબાલા પોતાના અસહાય અને કર્તવ્યવિમૂઢ દિયરને કેવા ઓજસ્વી અને પ્રભાવશાળી શબ્દોમાં કર્તવ્યમાર્ગ દાખવે છે?—

રાહબ, ઉઠ કમાણગર, મૂંછ મરોડ, મ રોય;
મરદાં મરણાં હક્ક હૈ, રોણા હક્ક ન હોય.

હે દિયર રાહબ! રડો છો શા માટે? ઊઠો અને મૂછ પર તાવ દો. મર્દને માટે મરવાનો હક્ક હોય છે-રડવાનો નહિ. રડવાનું તો નિરાધાર અબળાઓનું કાર્ય છે.

ઉપર વર્ણવેલી માતાઓના વીર પુત્રોનું વર્ણન પણ જુઓ. બાર વર્ષનો બાદલ અલ્લાઉદ્દીન સામે લડવાને ચાલ્યો ત્યારે તેની માતા કહે છે: "હે બાદલ! તું આ શું કરી રહ્યો છે? હજુ તો તું બાળક છે!" "બાળક" શબ્દ સાંભળતાં જ બાદલ ક્ષુબ્ધ બને છે. એ શબ્દો તે પોતાને માટે અપમાનજનક લેખે છે. તે માતાને ઉત્તર આપે છે:—

માતા. બાળક કયોં કહો? રોઇ ન માંગ્યૌ ગ્રાસ;
જે ખગ મારું સાહસિર તો કહિયૌ સાબાસ.

માતા! તમે મને બાળક શા માટે કહો છો? શું મેં કદી યે રુદન કરીને તમારી પાસે ખાવાનું સરખું યે માગ્યું છે? ઉમ્મરમાં નાના હોવાથી જ કોઇ નાનું નથી થઈ જતું. હું બાદશાહના શિર પર ખડગ મારું ત્યારે મુખેથી "શાબાશ", શબ્દ ઉચ્ચારજો!

સિંઘ સિંચાણો સાપુરુષ, ઐ લહુરા ન કહાઈ;
વડો જિનાવર મારિકૈ છિનમેં લેયેં ઉઠાઈ.

સિંહ, બાજપક્ષી અને વીરપુરુષ: એ કદાપિ નાનાં નથી હોતાં. મોટામાં મોટા જાનવરને મારીને ક્ષણભરમાં તેને ઉઠાવી લેવાનું તેઓ સામર્થ્ય રાખે છે.

વીરમાતા અને વીરપુત્રને જોયાં. હવે વીર પત્નીઓને જોઈશું. વીરમાતાની કૂખે જન્મેલી વીર બાલિકા તેવા જ વીરતાભર્યા વાતાવરણમાં ઊછરે છે. તેનું વીરત્વ, તેનો ત્યાગ, તેના ભાઈના વીરત્વ અને ત્યાગ કરતાં કોઈ રીતે ઊતરતાં નથી. લગ્નમંડપમાં પણ તે પોતાના સ્વામીના વીરત્વભર્યા સ્વરૂપને નિહાળે છે:—

ઢોલ સુણંતાં મંગળી મૂછાં ભૂંહ ચઢંત;
ચંવરીમેં પીછાણિયો કૅંવરી મરણો કંત.

માંગલિક લગ્નવિધિને સાંભળીને વરની મૂછો ભમરને સ્પર્શે છે. એવા પતિને જોઈને વધૂએ લગ્નમંડપમાં જ જાણી લીધું કે તેનો પતિ પ્રાણની પણ પરવા કરે એવો નથી. તે મરણિયો છે.

સ્વામીને વીરવેષમાં સજ્જ કરવામાં વીર નારી પોતાનું કર્તવ્ય સમજે છે. પ્રાણપ્રિય પતિને યમરાજની સામે મોકલતાં તે કદાપિ વિચલિત નથી થતી. તે તો ઉલ્લાસભરી પતિને પ્રોત્સાહિત કરે છે:

પાછા ફિર મત ઝાંકજ્યો, પગ મત દીજ્યો ટાર;
કટ ભલ જાજ્યો ખેતમેં, પર મત આજ્યો હાર.

હે નાથ! તમે પાછું વાળીને જોશો નહિ. પગ પાછો ફેરવશો નહિ. રણક્ષેત્રમાં કપાઈ જાવ તો ભલે, પણ રણમાંથી પરાજિત થઈને પાછા ન આવશો.

ભાગ્યે મત તૂ કંથડા, તો ભાગ્યે મુઝ ખોડ:
મોરી સંગ સહેલિયાઁ તાલી દે મુખ મોડ.

હે નાથ! તમે રણક્ષેત્રમાંથી ભાગશો નહિ, તમે ભાગશો તો મારા જીવનને કલંક લાગશે. મારી સખી સાહેલીઓ મારા તરફ મુખ મરડીને અંદર અંદર તાલીઓ પાડશે-મને હસશે.

સૂરા, રણમેં જાય કૈ લોહા કરૌ નિસંક;
ના મુઝ ચઢૈ રંડાપણોં, ના તુજ ચઢૈ કલંક.

હે નાથ! રણક્ષેત્રમાં જઈને તમે નિશંક બનીને લડો. જેથી મારે વિધવા ન થવું પડે અને તમને કલંક પણ ન લાવે. પતિ વિજયી બનીને જો જીવિત રહે તો તે સૌભાગ્યવંતી રહે, અને જો લડતાં લડતાં ખપી જાય તો તે સતી બને અને એ રીતે તેને વૈધવ્ય ન સાંપડે.

કથા, નિસુમૈ પૈસિકરિ, બોઇ જુવૈ છૈ સાથ;
સાથી થારે તીન હૈ, હિયો, કટારી, હાથ.

હે નાથ! રણમાં દાખલ થઈને હવે તમે કોનો સાથ શોધો છો? વાસ્તવિક—ખરા સાથી તો ત્રણ છે—એક સાહસી હૃદય, બીજી કટાર અને ત્રીજો તમારી કટારી ચલાવનાર હાથ, એ ત્રણે તમારી પાસે છે; પછી બીજા સાથીઓની તમારે શી આવશ્યકતા છે?

વીરશબ્દોથી બીરદાવતી વીરાંગના પ્રિયતમને રણમાં મોકલે છે: ઉત્સાહથી. એ પ્રીતમને શત્રુઓ સાથે ઝૂઝીને લડતાં મર્યાના સમાચાર પોતે સાંભળે છે. યુદ્ધમાં વીરગતિને પામેલા પતિના સમાચાર મળતાં વીરાંગના શું કહે છે:—

ભલો હુવો જો બિડ મુવો, બહણિ મહારો કંત;
જે આતો ભિજુ ભાજિકૈ, સખિયન લાજ મરંત.

હે બહેન! સારુ થયું કે મારા પ્રિયતમ રણમાં ઝૂઝીને કામ આવ્યા. જો કદાચિત નાસીને તેઓ ઘેર આવ્યા હોત તો હું મારી સખી-સાહેલીઓની વચ્ચે લાજી મરત અને મારું મુખ દેખાડવાને લાયક ન રહેત.



એક વીરનારી રણમાં સીધાવતા પોતાના પતિને કહે છે:—

કંથ, લખીજૈ ઉભયકુળ, નાહ ધિરંતી છાંહ;
મુડિયાં મિળસી ગીંદવો, મિગે ન ધણરી બાહ.

હે સ્વામી! તમારાં અને મારાં બંનેનાં કુળનો ખ્યાલ રાખજો—એ ભૂલશો નહિ. સાંસારિક સુખ તો છાયા સમાન આવે છે અને જાય છે. તેને માટે યુદ્ધમાંથી વિમુખ થઈને બંને કુળને કલંકિત ન કરશો. ભુલેચૂકે પણ એમ કર્યું તો સાંસારિક સુખ ભોગવવાની તમારી ઈચ્છા પણ પૂરી નહિ થાય. પાછા ફરીને તમારું મસ્તક તકિયા પર જ મૂકીને સૂજો—તમારી પ્રિયતમાની બાંય મસ્તક મૂકવાને માટે નહિ મળે તેની ખાતરી રાખજો.

રણમાં વીરગતિને પામેલા પતિની પત્ની સતી થવા માટે જઈ રહી છે. વાજાં વાગી રહ્યાં છે. તે કહે છે:—

ઢોલ બજંતાં હે સખી, પતિ આયો મોહિ લેણ;
બાજે-ઢોલેં હૂ ચલી પતિરો બદલો દેણ.

હે સખી! મારા પ્રિયતમ ઢોલ વગડાવતા મને લેવાને માટે આવ્યા હતા—લગ્ન સમયે. આજે હું તેમનો બદલો વાળવા માટે ઢોલ વગડાવની તેમના શબની સાથે જાઉં છું.

સતી થતી વેળાએ ઢોલ વાગ્યો તેને સંબોધીને સતી કહે છે:—

સૌંઈસૂ સાચી રહૂ, બાજ, બાજરે ઢોલ.
પંચન મેં મોરી પત રહૈ. સખિયનમે રહ બોલ.

હે ઢોલ, તું ખૂબ ખૂબ વાગ; જેથી હું મારા પતિની સાથે સાચી રહું. પાંચ લોકોમાં મારી પત રહે, અને સખી-સાહેલીઓમાં મારો બોલ રહે.

પતિ યુદ્ધમાં માર્યો ગયો છે. પોતાના હાથે જ પતિને યમરાજના હસ્તમાં સોંપનાર વીરપત્ની તેને એકલાને જ શા માટે સોંપે? તેના વિના તેના વિયોગે તે એકલી એટૂલી કેમ જીવિત રહી શકે? તે પોતે પણ તેનો સાથ કરે છે. પતિને મૃત્યુના મુખમાં મોકલતાં, કે પોતે તેનો સાથ કરતાં જરા યે અધીર નથી બનતી. ચિતારોહણ કરતાં અગાઉ તે પોતાના પિતાને એક સંદેશો કહાવે છે:—

પંથી એક સંદેસડો, બાબલને કહિયાર:
જાયાં થાળ ન બજ્જિયા, રામક ટહટહિયાર.

હે પથિક! મારા પિતાને એક સંદેશો પહોંચાડજે કે મારા જન્મપ્રસંગે તમે થાળી સરખીયે વગડાવી નહોતી; પણ આજે મારે માટે મોટાં મોટાં ઢોલનગારાં વાગી રહ્યાં છે. મેં તમારા નામને પણ ઉજ્જવળ કર્યું છે.

યુદ્ધમાં દિયરને એકલો જોઈને તેને માટે આશંકા ધરાવનાર પોતાની જેઠાણીને વીરનારી કેવો ઉત્તર આપે છે.

ભાભી દેવર એકલો, સોચીજૈ ન લગાર;
મુઝ ભરોસો નાહરો, ફોજાં ઢાહણહાર.

હે ભાભી! તમારા દિયરને એકલા છે એમ માનીને તમે ચિંતા ન કરો. મને મારા પતિનો પૂર્ણ વિશ્વાસ છે. તમે તેમને એકલાને ઓછા ન સમજશો. તેઓ તો સમસ્ત સૈન્યને પરાજિત કરવાને સમર્થ છે.

: ૨ :

ઉપર આપણે વીરરસના દુહા જોઈ ગયા હવે પ્રેમ અને શૃંગાર રસના જોઈશું.

પ્રેમ કહાણી કહત હૂં, સુણો સખીરી આય;
પિવ ઢૂંઢણકો હમ ગઈ, આઈ આપ હરાય.

હે સખી! હું મારા પ્રેમની કથની કહું તે સાંભળ. હું મારા પ્રિયતમને શોધવા માટે ગઈ હતી, પણ ઊલટી હું જ મારી જાતને ખોઈને આવી.

સાજન ઐસી પ્રીત કર, નિસ ઔર ચંદે હેત:
ચંદે બિન નિસ સાંવલી, નિસ બિન ચંદો સેત.

હે સજ્જન! પ્રીત કરવી હોય તો ચન્દ્ર અને રાત્રિ વચ્ચે હોય છે તેવી કર. ચન્દ્ર વિનાની રાત્રિ શ્યામવર્ણી હોય છે, અને રાત્રિ વિનાનો ચન્દ્ર શ્વેત–કાંતિવિહોણો હોય છે.

એક જ તળાવની પાળે લાંબાં સમયથી આવી વસેલા હંસનો એ તળાવ પ્રત્યે કેવો પ્રેમ છે?—

ડાંઘી પાલ તલાવરી, હંસા બૈઠયા આય;
પ્રીત પુરાણી કારણે, ચુગ–ચુગ કંકર ખાય.

તળાવની ઊંચી પાળ પર હંસ આવીને બેઠો છે. અને જૂની પુરાણી પ્રીતને કારણે વીણીવીણીને કાંકરા ખાય છે. તળાવનું પાણી સૂકાઈ જવા છતાં યે તે જૂના પ્રેમને નથી ભૂલતો–તેનો ત્યાગ નથી કરતો.

પ્રેમઘેલી પ્રમદાની પોતાના પ્રિયતમ પ્રત્યે કેવી ભાવના છે?

હું બલિહારી સજ્જણાં, સજ્જણ મો બલિહાર:
હું સજ્જણ પગ—પાનરી, સજ્જણ મો ગલ–હાર.

હું પ્રિયતમ પર વારી જાઉં છું; અને પ્રિયતમ મારા પર વારી જાય છે. હું પ્રિયતમના પાયની મોજડી છું અને પ્રિયતમ મારા ગળાનો હાર છે.

સસનેહી સમદાઁ પરે, વસત હિયા મૈઁઆર:
કુસનેહી ઘર આઁગણે, જૈણ સમૈદાઁ પાર.

સાચો સ્નેહી સમુદ્રની પાર વસતો હોય તો પણ તેનો વાસ હૃદયમાં જ હોય છે. અને જે સાચો પ્રેમી નથી તે ઘર આંગણે વસતો હોવા છતાં યે સમુદ્રપાર વસે છે.

પ્રિયતમ પોતાની પ્રેયસીને પૂછે છેઃ–

કદ થે નાગ વિસાસિયા, નૈણ લિયા મૃગ—ઝલ્લ:
માનસરોવર કદ ગયા, હંસાઁ સીખણ હલ્લ.

હે માનુની! તેં નાગને ક્યારે વિશ્વાસપાત્ર બનાવી લીધા કે તેઓ આવીને તારા કેશરૂપ બની ગયા? તેં મૃગોનાં નયનો ક્યારે છીનવી લીધાં? હંસો પાસે ચાલ શીખવાને માટે તું માનસરોવરે ક્યારે ગઈ'તી?

સાચો પ્રેમ અજોડ અને અખંડ હોય છે. તે તોડ્યો તૂટતો નથી–જ્યાં સુધી દેહમાં પ્રાણ હોય ત્યાં સુધી.

તિણકો હો તો તોડ લૂં, પ્રીત ન તોડી જાય:
પ્રીત લગી છૂટે નહીં, જ્યાઁ લગ જીવ ન જાય.

તૃણ હોય તો તો હું તોડી લઉં; પણ પ્રીત તોડી તૂટતી નથી. સાચી પ્રીત તો દેહમાંથી પ્રાણ ન જાય ત્યાં લગી કોઈ પણ પ્રકારે છૂટતી નથી. [અપૂર્ણ.]

રમણીક કીશનલાલ મહેતા

[ અનુસંધાન પાનું ૬ નું ]

'કોયલરાણી' ને કવિની ભાવસ્થિતિ સાથે સંબંધ નથી. વસન્ત-ગ્રીષ્મમાં કોયલ ઘણી વખત ખીલે છે અને ત્યારે જાણે તેનું કામ ખોટું થતું હોય, જાણે તે બહુ વ્યવસાયી હોય, જાણે તેનું અપમાન થતું હોય અને કોઈને વઢતી હોય એવી તે લાગે છે. સૌને લાગે. સમગ્ર કાવ્યનો અર્થ એક છૂટા વાક્યમાં નથી; સમગ્ર અર્થમાં છે. સમગ્ર અર્થમાં કોયલની વ્યાકુલતાનું પ્રતિબિમ્બ પડે છે. આવા કાવ્યનું સૌન્દર્ય તેના અર્થમાં નથી, પણ તેનો અર્થ તેના સૌન્દર્યમાં છે. લય અને અર્થમાં કોયલની વ્યાકુલતા અને તનમનાટ પ્રત્યક્ષ થાય છે અને તેમાં જ કાવ્યની સાર્થકતા છે, છૂટા છૂટા તેમાં ભલે પાયા વગરના હોય.

નૈમિત્તિક કારણને લીધે બારમાસીને વારસાનું માહાત્મ્ય મળી શકે, પણ એક નિયમ તરીકે તો બારમાસી કરતાં કૃષ્ણકમળ કે ગુલાબ વધારે સુન્દર છે; ઘરના નળ કરતાં ઝરણું વધારે મનોહર વિષય છે; સ્ત્રીનું સૌન્દર્ય, આકાશના રંગો અને ઉદધિના તરંગો ગમે ત્યારે પણ ચિત્તને સભર ભરવા સમર્થ છે. સમય સમયની કવિતામાં વિચિત્રતાઓ હોય, પણ તે ક્ષણજીવી જ નીવડે. કુદરતમાં અને જીવનમાં જે સર્વદા સુન્દર અને ભવ્ય છે તે જ કવિતાનું અમર અધિષ્ઠાન છે. કાવ્યવિષય જાતે રમણીય હોય, એટલે કે ભવ્ય વા સુન્દર હોય, અથવા પાત્ર પેઠે ભાવોર્મિનું આલંબન હોય અથવા સ્વાભાવિક રીતે કોઈ તરંગ, વિચાર કે ભાવનું પ્રતીક બને, તો સરસ કાવ્ય થવા સંભવ ખરો. વાચકે માત્ર નવીનતા કે ક્ષુલ્લક તર્ક પ્રધાન ચમત્કૃતિથી અંજાવાની જરૂર નથી. કવિને હરકોઈને વિષય પર ગમે તે લખતાં કોણ અટકાવે? પણ ભાવકને કાવ્યવાણીમાં સંપૂર્ણ નિર્ભેળ સાચકલાઈનો રણકાર લાગે તો સ્વાભાવિતાની કસોટીમાં કાવ્ય બરોબર ઊતર્યું ગણાય.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

# નવીનોમાં નવીન કવિ

## પ્રભાત નર્મદા

'ના નિષ્ઠુરતાથી નિરખ કાવ્યકારની તર્ફ'–પતીલ

કવિ પતીલ વર્ષોથી ગુજરાતમાં જાણીતા છે, એમનાં કાવ્યો ઠેક-ઠેકાણે એમની નવીનતા સાથે પ્રસિદ્ધ થયેલાં છે. ગુજરાત એમના સંગ્રહની રાહ જોતું હતું; તે સંગ્રહ લાંબે ગાળે પણ આપણને આજે મળ્યો છે.

નવીન કવિઓની પેઢી આપણે મેઘાણીથી ગણીએ. એમની પછી અનેક કવિઓએ ગુજરાતી સાહિત્યમાં મહામૂલો ફાળો આપ્યો છે. અને એ મહામૂલા ફાળામાં 'પ્રભાત નર્મદા'નો ફાળો અતિ મહત્ત્વનો છે. 'પ્રભાત નર્મદા' ગુજરાતના કવિઓને તેમ જ કાવ્યરસિકોને આજે નવી દિશા દેખાડે છે.

ફારસી રચનાઓમાં ફારસી શબ્દોનો વપરાશ એમણે એમનાં કાવ્યોમાં સારી રીતે કર્યો છે. પણ તેની સાથે દેશી રચનાઓમાં પણ એમણે ફારસી શબ્દો ઠીક ઠીક ઉતાર્યા છે. એમના ગઝલના રાગમાં દેશી રચનાઓમાં પણ એ લઢણનો અન્વય જાણે અજાણે ઉતાર્યો છે.

આ સંગ્રહની વિશિષ્ટતા–આજ સુધી અપરિચિત નથી. અત્યાર સુધી આપણા નવીન–જાણીતા કવિઓના જે સંગ્રહો બહાર પડ્યા છે તે બધામાં આ એક જ સંગ્રહ એવો છે કે જેનું વ્યક્તિત્વ અનોખું છે. વિષયનું વૈવિધ્ય, શબ્દોનો ભંડાર, એ સૌનો એકમેળ આપણને આ સંગ્રહમાં જોવા મળશે. આપણા નવીન કવિઓમાં અમે જ્યાં સુધી જાણીએ છીએ ત્યાં સુધી એમણે લખેલો ભંડાર પણ ઘણો છે. આજે પણ ગુજરાતના આ કવિ પાસે આઠ ગ્રંથો થાય એટલાં કાવ્યો છપાવા વગરનાં પડ્યાં છે.

છંદોની શુદ્ધિ સાથે પ્રાસોની ચીવટાઈ એ પણ આ સંગ્રહનું આકર્ષણ છે. કવિને–જગત પ્રત્યે કંઈક કહેવાનું છે–એ જે કહેવાનું છે તે એમણે એમનાં કાવ્યોમાં અવારનવાર જાણ્યે અજાણ્યે આપણને જણાવ્યું છે. કાવ્યોમાં ઠેકાણે ઠેકાણે એમનો 'વિષાદ' સફળતાથી વ્યક્ત થયા વગર રહ્યો નથી.

'પ્રભાત નર્મદા' સંગ્રહનું સર્વશ્રેષ્ઠ કાવ્ય 'નર્મદાને' છે. કવિની પ્રતિભા એ કાવ્યમાં પરિપૂર્ણ પ્રતિબિમ્બિત થયેલી જોવામાં આવે છે. ગુજરાતી ભાષાનાં સારામાં સારાં કાવ્યોની હરોળમાં કોઈ પણ વિવેચક આ કાવ્યને સ્થાન આપી શકે એમ છે. અન્ય કવિઓની સ્વચ્છંદી ન થતા આ કવિ કળાને કળામય બનીને ખીલવે છે. કાવ્ય શાલિની–સ્રગ્ધરાનું સુભગ મિશ્રણ થયેલું છે. (સંગ્રહમાં ...ું વિજાતીય છંદોની સેળભેળ એમણે નથી કરી તે એમની છંદો વિશેની સાચી સમજણના પુરાવારૂપ છે.)

> એ દેખાવે વૃક્ષ! તારે કિનારે
>
> છે ઊભેલા સાધુઓના મઢો; હું
>
> ચોરે છે તે સર્વને એક પ્યારે
>
> જેઓનું છે સ્થાન ચિન્તાવિહોણું
>
> પ્યારી માડી તુજને નહિ પર દરિયે શોધવા જેહ સોનું.

૧, ૩, ૫મી પંક્તિઓના મેળવેલા પ્રાસ કુંડાળું પૂરું કરે છે અને કાનમાં મધુર પ્રાણ ભરે છે. આવાં સુભગ મિશ્રણો કરવામાં કવિની કળા શક્તિ જ મુખ્ય છે. કાવ્યમાં કવિ મનોરમ શૈલીથી 'નર્મદાને' સંબોધે છે—તરંગે તરંગે કવિ પોતાના વિચાર તરંગોની હારમાલા આપે છે—છતાં યે પોતાનો ઘેરો વિષાદ વ્યક્ત કરે છે.

> મારે એવા છ દિનો નૂર માત્ર
>
> ને ખોવાઈ થાવું છેલ્લે ખલાસ,
>
> આ માયાના ખેલમાં અલ્પ પાત્ર!
>
> ને જવું છે જ્યાં નહીં છે ઉજાસ;
>
> બેઠો છે ઉગ્રધારી સ્વરૂપ સળગતું જ્યાય રાજ 'વિનાશ'

સંગ્રહનાં બધાં કાવ્યોને એમણે ચાર પ્રવાહોમાં વહેંચી નાંખેલાં છે. એ વિભાગો પાડવામાં કાવ્યોની કરેલી વરણીમાં પણ ઔચિત્ય છે.

પ્રથમ પ્રવાહમાં આવતું 'ગુલમોરના ઝાડ'ની પ્રથમ પંક્તિઓ જ એક વાર વાંચ્યા પછી કેમ ભૂલાશે?

> લાલ આંસુ લોહીના ખંખેરનાર
>
> થાય છે શું પ્રેમમાં કોના ખુવાર?

એ કાવ્યમાં કવિની કલ્પનાકૃતિ ઘણી સરસ રીતે ખીલેલી જોવામાં આવે છે. એક પછી એક ઉપમા ગુલમોરના ઝાડને વાચકની પાસેને પાસે લાવે છે.

> પાંજરા માંહેથી લીલા વાંસના
>
> ચચુઓ સૌ ફીરની નીકળી બહાર'

પણ એ રંગમાં કવિ લેશ પણ અસ્વસ્થ નથી થતા–તરત જ તેના અન્તરનો વિષાદ ઊભરે છે,

> ના મળ્યું પૂછનાર કો મારી ખબર,
>
> ના મળ્યું હરકારનું કો રાખનાર;
>
> જે સહ્યું, જે ભોગવ્યું મેં ફક્ત તે
>
> જાણું હું ને જાણતો મુજ કદ્રગાર.

એ જ વિભાગમાં 'ગામડાનું યશોગાન' એમની અનોખી શૈલીનો ખ્યાલ આપે છે. છંદોના વૈવિધ્યની સાથે એમણે ગીતમાં પણ વૈવિધ્ય બતાવ્યું છે. 'લોકસાહિત્ય'ના શિખર જેવી પંક્તિ,

> માએ તે વસાવ્યું જ્યારે શે'ર, બાપે વસાવ્યું મારું ગામડું;

પણ એ શે'રમાં કવિને આરામ નથી. કારણ કે 'શે'રના સોબતીઓ સાચા નહિ.'

'રઘા ભગતે પકવેલી જુવાર' સંસ્કૃત વૃત્ત મંદાક્રાંતામાં લખાયેલું ગ્રામજીવનનું કરુણ ચિત્ર આલેખે છે. 'ગોમતીનું ગીત' એ આ સંગ્રહનું પહેલા વર્ગમાં મૂકી શકાય એવું ગીત છે–જે એમણે 'ખાયણાં'માં ઉતાર્યું છે. પતીલનાં કથાગીતો એક સરખાં સુંદર ઊતરેલાં છે. એ સુંદર છે તેની સાથે જ એ દરેક ગીતમાં કંઈ ને કંઈ નવીનતા છે.

'ગુમ થયેલી ગુલાબ' એ વિશિષ્ટ પ્રકારનું કથાકાવ્ય છે. એ કાવ્ય વાંચતાં આપણને વર્ડ્ઝવર્થનાં કથાકાવ્યો યાદ આવે છે. આપણા નવીન કવિઓમાં ખાસ કરીને કથાગીતો આલેખવામાં તો આ

કવિનું સ્થાન અદ્વિતીય છે એમ આ સંગ્રહ પરથી કહ્યા વગર ચાલે એમ નથી જ.

બીજા વિભાગમાં 'સદ્‌ભાવના', 'સૌંદર્ય જયગાન,' 'ઉઘડતી બહારમાં', 'અમ ઘેર પધારશો પ્રવાસી', 'બંદો બનવાની', 'નયન નર્તન', 'નિર્વાસન', 'બીજની સંધ્યા', 'ગુલાબી ગાલ પર', 'મૂક્યું હૈયું વ્હેતું', 'સાથીડાને', 'પર્દા ઉપર', વગેરે કાવ્યો સુંદર છે. દરેક કાવ્યમાં છંદની નવીનતા આપણને આમંત્રણ આપે છે. અને કવિની ભાવના આપણી ભાવનાને જગાડે છે.

ક્યારનો રહ્યો છું રોતો હું અહીં બેસી,
કે બતાવી કોઈ મને રોજગાર આપે:
છે ઝુકાવી ગર્દન જો આશનાની પાસે,
હાર અગર આપે, તલ્વારધાર આપે!
આપું જિંદગાની હું તેમને મહારી
જિંદગી તણો જે મને ઇખ્તિયાર આપે:
ફાયદો કરવાની નથી રાખતો હું પરવા,
પ્યારના બદલામાં બસ પ્યાર પ્યાર આપે!

જેવી પંક્તિઓ એમની વેદના સિવાય બીજું કંઇ કહેતી નથી. અથવા ક્યાંય ક્યાંય રંગ પૂરતી પંક્તિઓ કાવ્યમાં સુશોભિત બને છે. અને એ રંગની સાથે જ જીવનની ભવ્યતાને પણ કવિ ઘણી સરસ રીતે આલેખે છે.

કારવાંના કાફલાની ક્યાં સલામત? ક્યાં સફર આ?
ઇશ્કના દરિયા મહીં યા વસ્લનાં મોજાં ઉપર છે!
જાણવાની ના મળી તક તે હકીકત જાણી બેચક:
આજ તો લાગ્યું મને કે સ્હેરમાં પત્લા ઉપર છો!
(પર્દા ઉપર)

ત્રીજા પ્રવાહમાંનું પ્રથમ ગીત 'ત્રાજવું' સુંદર છે. શરૂઆતથી અંત સુધી મનોરમ વિચારોથી ગૂંથાયેલું ગીત–ગીતોમાં એક નવીન તરેહના ગીતનો પ્રકાર આપે છે. 'વાળ વાંકડિયા પ્રિયે'–કાવ્ય કવિ પતીલની હાસ્યરસવૃત્તિ બતાવે છે. જે પ્રમાણમાં એમનામાં વિષાદ છે– તેટલા જ પ્રમાણમાં સ્મિત કરાવે એવી પંક્તિઓ ઉતારવાનું એમનામાં સામર્થ્ય પણ છે. એમનો હાસ્યરસ અનેક કાવ્યોમાં દેખા દે છે. આ કવિના જીવનમાંથી જેમ વિષાદ કવિતામાં ઊતરે છે તેવી જ રીતે તેટલી જ સચોટતાથી હાસ્ય પણ ઊતરે છે. એ સુભગ મિશ્રણ આપણા કવિઓમાંથી ઘણા ઓછામાં છે.

વાળ વાંકુડિયા, પ્રિયે! આવ્યા બધા ધોળા થવા,
લોક સમજાવે મને ત્યારે નિશાળે બેસવા:
કામ છે મારે શીખીને શું ય લખતાં વાંચતાં?
દે મને ગાવા અને બસ દે મને તું બોલવા.

'ગણિકાનો પોપટ' એ કાવ્ય પોપટમાં રહેલું ભાન સ્વમાનની લાગણી દેખાડે છે. એ પોપટ વિચારે છે,

"તમને વેચીને સાધન સંઘર્યાં
તે શું માહરી સ્વસા ય?
બેવડાં બંધન છે જેણે ધર્યાં
ભ્રાતા તાહરો તે! હાય?

'ઠપકો'માં પણ કવિ પોતાની દશા વ્યક્ત કરે છે. મંદાક્રાંતાના વૃત્તમાં કવિ યતિભંગ કરે છે ત્યારે એમનો વિષાદ એમના આ યતિભંગ માટે આપણો વિષાદ બને છે:

વારે વારે વખત મળતાં જોયું છે મેં વિચારી,
ખાધાં મેણાં ઉચિત ન હતી તેટલી ભૂલ મારી:
ખોઇ છે કેટલીક વખતે સત્ય મેં મારી નિષ્ઠા,
લેવાને જાળવી સવડથી પારકાની પ્રતિષ્ઠા!

ત્રીજી અને ચોથી પંક્તિમાંના યતિભંગ-તેમ જ આવી બીજી કેટલીક મંદાક્રાંતાની પંક્તિઓમાંના યતિભંગ એ આ સંગ્રહનો એક નજીવો (બીજા સંગ્રહોના પ્રમાણમાં) દોષ છે. બીજો દોષ એમની ફારસી રચનાઓથી અન્વય અંગેનો છે. જેમાં ક્રિયાપદ અને સહાયકારક ક્રિયાપદ છૂટાં પડી જાય અને વચ્ચે આખું વાક્ય આવી જાય. પણ એ દોષો આ દોષરહિત સંગ્રહમાં દેખાય છે. છતાં જે કવિએ આટલી શુદ્ધિ જાળવી હોત તો જરૂર એ જ પંક્તિઓ અત્યંત મધુર લાગે!

'તૂટેલી ચંપલને,' 'સ્વજનવિરહ' જેવું કરુણ કાવ્ય, 'ચૂંદડીનો રંગનાર' જેવું ઘણું જ સરસ કથાગીત એ આ ત્રીજા વિભાગમાંનાં ઘણાં સારાં કાવ્યો છે. 'છેલ્લો આશરો' કાવ્યમાં પતીલની વ્યથાનો એક કાવ્યમય કરુણ તલસાટ છે-શ્રદ્ધાપૂર્વક સંભળાતો કવિજીવનનો સંદેશ છે.

મને જીવતો દફન કરવા થયા તૈયાર, મારા,
ભૂલું હું કેમ તમને, ઓ મને ભૂલી જનારા?
× × ×
ન પાસે આશરો લીધો પતીલે કોઇ પ્યારા—
રહ્યો છે આશરો ફક્ત, પરવરદિગારા!

ચોથા વિભાગમાં 'વિપત્તિસ્તોત્ર', 'નવાબી આમ', 'પક્ષીના વ્યોમ વિહાર ઉપર', અને 'મૃત્યુ પછી દુનિયા તરફ', કાવ્યો અત્યંત સુંદર છે. જગાસંકોચે એની વિગતવાર નોંધ લેવી શક્ય નથી—પણ 'મૃત્યુ પછીની દુનિયા તરફ' ની

નજર જ્યાં ન પ્હોંચે તે તારલાની ટોચે
વિશ્વ નવું તેહમાં વસાવીએ હો! રાજ—

એ પંક્તિઓ કાન્તની સુપ્રસિદ્ધ પંક્તિઓની યાદ આપે છે. કવિની એ મનોસૃષ્ટિ-અનંતની પારે છે.

આખા સંગ્રહમાંનાં સોનેટો ખાસ ધ્યાન ખેંચે છે. એકએક સોનેટ—પાષાણની મૂર્તિ છે. યુરોપીય સિદ્ધાંતો સ્વીકારીને લખાયેલાં આ સોનેટોમાં કવિ પતીલની શક્તિ સંપૂર્ણ ઊતરેલી છે. આવાં સફળ સોનેટ આપનારા કવિઓ ગુજરાતમાં ગણ્યાગાંઠ્યા છે. એ 'ગણ્યાગાંઠ્યામાં' 'પતીલ' પણ પોતાનો ફાળો આપે છે.

વિશાળ ભંડારમાંથી વરણી કરીને ભેગાં કરેલાં કાવ્યોમાં–ખરેખરું વૈવિધ્ય–વૈવિધ્યભરી દૃષ્ટિએ સચવાયું છે. 'પતીલ' એમના બીજા ગ્રંથો પણ ધીમે ધીમે આપશે તો થોડી ઘણી વાદળીઓ પાછળ ઢંકાયેલ પૂર્ણેન્દુ—ગુજરાતના એક સીમાડાથી બીજા સીમાડા સુધી પોતાનું કીર્તિતેજ પાથરશે-એની શંકા નથી: અને એ જ શ્રદ્ધાથી આ સંગ્રહનો અમે હાર્દિક સત્કાર કરીએ છીએ.

મગનલાલ લાલભાઈ દેસાઈ

# છીપ અને મોતી

## વિયોગ

અમે રમતા'તા સમદરને તીર,
    કીધાતા કૂથા કેતના;
મળી આંખ્યો ને ઓળખ્યા મિત,
    રમન શરૂ થૈ જરા.

ત્યાં તો પાડેલો કોણે રે સાદ,
    છોડીને દોડી એકલી;
હું તો એની જોઈ રહ્યો વાટ,
    ક્ષિતિજે માંડી આંખડી.

એને શોધી સુમન ને સુવાસ,
    પેખી મેં સઘળી પાંખડી,
ખોલી નવલખ તારાની આંખ,
    ચંદા ને સુરજ દોઇની.

ચાંદા સુરજ ને પૂછ્યું મેં મિત્ર,
    જોઇ'તી એને ક્યાંઈ એ?
કીધો સુસવતા સમિરોને સાદ
    નીરખી એને ક્યાંઈ એ?

એણે ગાયું'તું ગીત મધુર,
    અધૂરું રહ્યું ગૂંજતું,
ક્યારે આવે જોતો એની વાટ.
    અધારે નથી સુઝતું.

**રસનિધિ**



## મૃત્યુને

[ સોનેટ ]

યુવા જીવનવ્યોમથી લઈ વિદાય અસ્તંગતા
બને, સુઘડ આ શરીર અપનાવી શૈથિલ્યને
રહે ટળવળી પ્રકાશ અરથે અને જિંદગી
રહે ફક્ત જેમતેમ જીવતા રહેવાઃ—તદા,
વિલંબ કરતાં ન લેશ મુજ ક્ષુદ્ર આ દેહને
મુલાયમ કરે કરી અવશ, મુગ્ધ, ને આપજે
તવાઙ્ક હિમશીત મૃત્યુ પ્રિય! ભવ્ય કારુણ્યથી.

યદા જગતજાળને—થઇ પ્રક્ષુબ્ધ પંચેન્દ્રિયો
—વધુ જટિલને વિશેષ વણતી રહે દુસ્તરા,
અને મન બધાંય તેજ મુજ આત્મ-આદિત્યનાં
તણો સગરવે રહે જ કરી સાવ ખગ્રાસ ને
બને વિજયકેફથી જીવનહાર્દને બેવફા,—
તદા, પ્રિય! રહીશ ના વિમુખ તું જરા વાર કે
મને "અજહુ પ્રાન યે ન નિકસે" રહે કંદતું.

**અશોક હર્ષ**

## લગની

ઝૂંખ્યા હૈયે કાચાં સ્વપનભરી ઊંચે નીરખતાં
અનેકોની આંખો મહીં ચમકતી જોઈ વીજળી;
કૃપાબિંદુ તારાં ગ્રહણ કરવાની પણ રતિ
નથી જેને એવી અવનવીન મૂર્તિ મનુજની,
તને આધો હેલી વિભૂતિ બનવા હામ ભીડતી
નવા ચીલે દષ્ટિકિરણ મુકવા સૌ વલખતી.
'નથી તું' એવી કૈં ઉરમુંઝવણે ત્રાસી જઇને
જઈ આવ્યો જ્યાં તું, કદી ય ન ધરું હામ ઊભવા
છતાં જ્યાં ત્યાં તારી બદસૂરત સામે જ મળતી
ધરે મારું મોંઘું ભ્રમણ અહીંથી વેગ બમણો.
અચક્ષુનાં ચક્ષુ બની પ્રગટવાની ચળ તને
પૂજારીના મોંઘા ફૂલકિરીટની હોંસ મનમાં;
પિતા, મેં તો તારી નિશદિન કરી હાંસી હળવી
હવે ઊર્વીઅંકે, પ્રલયભડકે આવ ભમવા.
નહીં ઇચ્છું તારી લગીર પણ બદીસ તદપિ
અજાણી કેડી પે તુજ ચરણ જોવાની લગની.

**ચંપકલાલ ત્રિવેદી**



## શૂન્યે શે ઢોળતી ગઈ!

ત્હને નિહાળી કંઈ દૂરથી જ્યાં
અંગાંગ ધ્રૂજી ઊઠિયાં અનંત
આંખે ચઢી ઝાંખપ, કાન બંધ થ્યાં
આત્મા બન્યો મુર્ચ્છિત, ભાન ના રહ્યું;
ઢળી પડ્યો એ ધરની-ઉછંગે,
શરીરથી ચેતનપૂર ઓસર્યું.
ત્હારી ય મ્હારા સરખી સખી! સ્થિતિ
ત્હારાં ય પક્ષ્મો પલળી રહ્યાં'તાં,
ગયાં ક્યહીં ઉન્મત નેત્ર-નાચણાં?
આનંદની પાંખ કપાઈ શેં ગઈ?
રિસામણાં-ઉરમનામણાં ક્યાં?
શૂન્યે બધું શે વિધિ ઢોળતી ગઈ?

**પુનશી શાહ**



## કવિતા જેવી

[ અંજની ]

આંસુડાંથી આર્દ્ર બનેલી
ઉરના કોમળ ભાવભરેલી:
વણજન્મી કવિતાના જેવી
    આંખડલી તારી.

**મીનુ દેસાઈ**

## મને ના સંતાપો

મને ના સંતાપો જીવનગિરિના શૃંગ ચઢતાં
દુભાયેલે હૈયે લગીર પણ સામર્થ્ય જયકીં ના;
પડેલા ઘાવોને સહન કરવા અંતર-તલે
નથી આશા કેરું દ્યુતિકિરણ એકાદ પણ જ્યાં.

ફરી આછે આછે રજનિતિમિરે તારકતણાં
પ્રકાશે હૈયાંના તમસ હણીને જ્યોતિ ભરવા;
ઉષાના માંગલ્યે મુદિત મધુરા નિર્ઝરતટે
પીવા પ્રેમે તેનો અમીરસ ભમ્યો જીવનમહીં.

અનેરી આશાથી નિત ભટકતાં વિશ્વવનમાં
કશું ના લાધ્યું ને-મુજસહ હતું તે પણ ગયું ?

હરિયાકર



### ૧ વિયોગ

હૃદયની લાગણી અને ઉદ્રેકને આર્દ્રતાભરી રીતે આલેખવા મથતું દેશી ઢાળમાં આલેખાયેલું આ ગીત એન. લેખકની ગાવાની કે ગુંજનની લાક્ષણિક ઢબમાં જરૂર કરુણ, મધુર અને બંધબેસતું લાગતું હશે પરંતુ વાચકને પહેલે સપાટે તેવું ન લાગે તો તેનો દોષ લેખકને શિરે છે. એક તો દેશી છંદોમાં લખાતાં સંગીતકાવ્યોમાં આવશ્યક બની રહેલ પ્રાસના લક્ષણને સંપૂર્ણપણે તેઓ વળગી રહ્યા નથી અને બીજુ પંક્તિએ પંક્તિએ માત્રામાપ વધતું ઘટતું હોઇ સુસ્વરતા અને તાલ તૂટે છે. આ દોષ કાંઇ એમનો એકલાનો નથી. આ પ્રકારનો દોષ આપણા નવીન કવિઓ પણ વારંવાર કરે છે. બાકી આ લેખક આ અગાઉ સારાં કાવ્યો લખવા માટે જાણીતા થયેલા છે. આ ગીતની વિશદતા પણ આવકારપાત્ર છે. પણ એની પાછળ થોડી વધુ મહેનત અને સજાવટ લેવાઈ હોત તો એ એક સુંદર વિરહભાવગીત બનત.

### ૨ મૃત્યુને

હિંદી ભક્તકવિ દાદુના એક સુંદર ભજનની પંક્તિની આસપાસ રચાયેલું આ સૉનેટ થોડું વધુ સ્પષ્ટ અને સુરેખ બન્યું હોત તો એક ઉત્તમ કાવ્ય તરીકે અંકાવા ભાગ્યશાળી નીવડત એમ લાગે છે. દાદુ મહારાજે એમના ગીતમાં મૃત્યુદેવને ભેટવા કાજે જે વ્યાકુળતા અને ઉત્કંઠિત દશા આલેખી છે તે અનુપમ છે. અવધિ વીતી ગઇ, વિરહ અસહ્ય થઈ પડયો છે એમ કહી દાદુ મહારાજ 'અજહું ન નિકસે પ્રાન કઠોર' એમ ગાય છે. પણ આ લેખક જીવનમાં અમુક દશાઓ પ્રાપ્ત થાય ત્યારે તે પહેલાં મૃત્યુને આવી જવા વિનવે છે.

સાત સાત પંક્તિના બે ખંડની અનિયમિત રચનાવાળું આ સૉનેટ છે. લેખકે પ્રાસ માટેનો આગ્રહ જાળવ્યો જણાતો નથી. વળી, નવી કવિતાના દૂષણરૂપ બની ગયેલ, પૂર્તિ અર્થે જ્યાં ત્યાં બેફામ છૂટથી વપરાતા 'ચ' તથા 'જ' દશમી તથા અગિયારમી પંક્તિમાં ઘૂસી ગયા છે. પહેલી પંક્તિમાં વપરાયેલ વિદાયથી વધુ શુદ્ધ રૂપ 'વદાય' શબ્દનું છે. દસમી પંક્તિનો અંતનો શબ્દ 'આદિત્યનાં' છે. અગિયારમી પંક્તિની શરૂઆત છઠ્ઠી વિભક્તિના પ્રત્યય 'તણા' થી થાય છે તે બહુ જ વિચિત્ર લાગે છે. ખરી રીતે, જે વિચાર લેખકના ચિત્તમાં છે અને લેખક આપણી પાસે જે રીતે અન્વય કરાવવા માગતા લાગે છે તે આમ છે: "આત્મ આદિત્યનાં બધાંય તેજ તણા..." વગેરે પંક્તિને છેડે મહાયતિ આવે છે તેથી આવી રચના ક્લિષ્ટ અને અનિષ્ટ લેખાવી જોઇએ.

મૃત્યુને ઉદ્દેશીને લખાયેલ કાવ્યપંક્તિઓ આપણા સાહિત્યમાં અલ્પ છે 'દર્શનિકા' માં મૃત્યુનું નૃત્ય' નો આખો ખંડ છે 'સ્મરણ સંહિતા' માં મૃત્યુ પરત્વે થોડું ચિંતન છે. આપણા મૃત્યુવિષેના અલ્પ કાવ્યધનમાં, તેથી આ સૉનેટ, એક આવકારપાત્ર ઉમેરો છે.

### ૩ લગની

ઇશ્વરનો ઇન્કાર બુલંદ સાદે પોકારનાર માનવીઓ 'ઇશ્વર નથી' ની બૂમ લગાવે છે. લેખક પણ એ વિચારસરણીને વશ થઈ 'તું નથી' એમ ધડાક કહી લે છે, પરંતુ એ જ્યાં જાય છે ત્યાં કોઈ ને કોઇ રૂપે-આકારે એને ઇશ્વરના અસ્તિત્વનો સાક્ષાત્કાર થાય છે.

તું અમૂર્ત છો મૂર્તરૂપે પ્રગટ થઈ પૂજારીની પૂજા ઉપભોગવાની તને હોંસ છે. મેં તો તારી હાંસી કરી છે, પરંતુ જો તું હવે આવે તો નવી જ ભૂમિ પર, કોઇ નવી જ કેડી પર, નવા સ્વરૂપે-પ્રલય ભડકે આવ એમ કવિ વિનવે છે.

પહેલી પંક્તિમાં 'સ્વપ્ન'ને બદલે છંદમેળ ખાતર વપરાયલો 'સ્વપન' શબ્દનો પ્રયોગ ખૂંચે છે. પાંચમી પંક્તિમાં "વિભૂતિ" નો ભૂ હ્રસ્વ વાંચવો પડે છે. હિંદી મરાઠી કાવ્યસાહિત્યમાં અક્ષરમેળ વૃત્તોમાં લખાતી કવિતામાં કદી સંસ્કૃત શબ્દો સાથે આવી છૂટ લેવામા આવતી નથી. તો પછી ગુજરાતીમાં આવી છૂટો લેવી શા માટે જરૂરી છે?
સંસ્કૃત શબ્દો સાથે ઓછામાં ઓછી આવી છૂટો લેનાર આપણે ત્યાં અત્યારે કોઈ જ નથી. સ્વ. કાન્તે ઓછામાં ઓછી છૂટો લેવાનો સફળ પ્રયાસ કર્યો હતો.

વળી, અગિયારમી પંક્તિમાં વપરાયેલ "ચગ" શબ્દ કવિતાની ભાષા-રચના માટે સાવ અસ્થાને અને અનુચિત છે પણ ૧૧ થી ૧૬ સુધીની પંક્તિઓ ભાવ અને ભાષાની દૃષ્ટિએ આ કાવ્યમાં સારી છે.

### ૪ શૂન્ય શે ઢાળતી ગઈ?

સમસ્ત કાવ્યને અંતે હૃદયમાં પ્રશ્ન જગાડી જતી એક જ પંક્તિ 'શૂન્યે બનું શે વિધિ ઢાળતી ગઇ?' અર્થે આ કાવ્ય લેવા અમો લોભાયા છીએ.
બાકી કાવ્યરચનાની કચાસ તુરત વરતાઈ આવે છે. લેખક ભાનપૂર્વકના પ્રયાસો કરશે તો આથી વધુ સારું લખી શકશે એમ આશા પડે છે.

### ૫ કવિતા જેવી

હાઈસ્કૂલના ઉંમરે ઊભેલા પણ સાહિત્યક્ષેત્રે નાની નાની પગલીઓ પાડવાને ઉત્સુક એવા એક પારસી તરુણની આ ચાર પંક્તિઓ પ્રારંભિક પ્રયાસ તરીકે પ્રશંસનીય છે.

હજારો વર્ષોથી સેંકડો કવિઓની કવિતાનો વિષય બની ચૂકેલ એવી આંખ પર આ કવિતાલેખકે પણ કલમ ચલાવવી પસંદ કરી છે. પણ એ આંખ કોની છે એનો સ્ફોટ કર્યો નથી. એ આંખ આવી છે .એટલું જ કહી અટકી જઈ એમણે ધ્વનિમય સૂચન અખત્યાર કર્યું છે.

### ૬ મને ના સંતાપો

વિચાર સ્પષ્ટ છે અને તેટલી જ કાવ્યબાની પણ વિશદ છે. તેથી જ આ કાવ્ય વાંચતાની સાથે તેનો અર્થ મનમાં તરત ઊડે છે. ભાવોચિત યોગ્ય શબ્દોનો વપરાશ વિચારને વધુ સુરેખ કરે છે. વિચાર ભલે સાદો હોય પણ તે ચમત્કૃતિસહિત અસરકારક અને કાવ્યોચિત રીતિ વડે દર્શાવ્યો હોય તો તે કવિતા બને છે.

'પડેલા ઘાવોને સહન કરવા..."
"ફરી આછે આછે........"
"ઉષાના માંગલ્યે મુદિત મધુરાં"

વગેરે પંક્તિઓ ઉત્તમ પ્રકારનાં શબ્દલાલિત્યથી—(જે વાંચતા આંખે ચઢી જીભે વસી જાય)—ભરપૂર છે.

રતિલાલ

# સ્વરધેનુ

[ હરેક અંકમાં એક ગેયગીતનું સ્વરાંકન આપવાનો અમે નિશ્ચય કર્યો છે. આખા ગીતનું સ્વરલેખન તો ખૂબ જ લાંબું થઈ પડે એટલે એમાં એક સ્થાયી તથા અંતરો લીધેલ છે. બાકીના બધા અંતરા એ જ સ્વરથી ગાઈ શકાય છે. ]

## પૂનમની રાત

કો' ઢૂંઢે સ્વર સાંજના કે, ચન્દ્રકિરણની ભાત,
હું ઝંખું છું હરઘડી એ જ પૂનમની રાત:
એવી એક પૂનમની રાત હતી.

મહીં જલભર રેવા રમતી'તી
સંગેમરમરમાં ભમતી'તી:
નિર્જનતાને સુંદરતી'તી

વનવનની શોભા શાંત હતી,
એવી એક પૂનમની રાત હતી.

મેં પૂછ્યું ખરતા તારકને
કિરણદલગી શિરધારકને:
ફૂલસુરભિના સંચારકને

કયા ઘરની એ અમીરાત હતી?
એવી એક પૂનમની રાત હતી.

કિરણ-જલબિંદુ એક થયાં
સંગેમરમર પણ મોહી ગયા
તારા અચરજથી જોઈ રહ્યા

એ સ્વર્ગભૂમિ સાક્ષાત હતી,
એવી એક પૂનમની રાત હતી.

આસોપાલવનાં પાન, નમ્યાં
તુલસીને જીવનગાન ગમ્યાં
રક ધરતીના રાસ રમ્યા

ગુર્જરયમુના અભિજાત હતી,
મંગલમય મોરી માત હતી:
ગાંડીઘેલી ગુજરાત હતી
એવી એક પૂનમની રાત હતી.

[ 'ગોરસી' માંથી ]

## સ્વરાંકન

[ શ્રી. દુર્ગાશંકર ત્રિવેદી ]

રાગ સારંગ

ગંધાર તથા ધૈવત વર્જ્યઃ નિષાદ બન્ને. આરોહમાં શુદ્ધ અવરોહમાં કોમલ.

સાખી

કો – ઢૂં – ઢે – સ્વર સાં – જ – ના – કે ચં – દ્ર કિરણની – ભાત..
રે – રે – મ – પપ મપ મપની પપ મરેમમ પમપમ રે–નીસા

હું – ઝં – ખું – છું – હરઘડી એ – જ પૂનમની – રાત
ની સારેસા નીસાનીપ ની સારે નીસા મરે મમ પની મપની સાં

રાગ સારંગ—ત્રિતાલ

સ્થાયી

| ૦ | ૩ | × | |
|---|---|---|---|
| | | | . . એવી |
| | | | ર – મપ |
| એ – કપૂ | નમની – | રા – તહ | તી – મહીં |
| સાં – નીપ | મરેનીસા | રેમરેની | સા – નીસા |
| જલભર | રે – વા – | રમતી' – | તી – સં – |
| નીનીપપ | ની સારેમ | રેરેની – | સા – નીસા |
| ગે – મર | મરમાં – | ભમતી' – | તી – નિ – |
| ની – પપ | ની સારેમ | રેરેસાની | સા – મરે |
| ર્જનતા – | ને – સું – | દરતી' – | તી – વન |
| રેરેમ – | પ – મપ – | પની પમ | પ – મપ |
| વનની – | શો – ભા – | શાં – તહ | તી – એવી. |
| નીનીની – | સાંનીસાં | સાંની સાંરે | ની મપ |

| | | | |
|---|---|---|---|
| | | | મેં – |
| | | | મ – |
| પૂ – છ્યું – | ખરતા – | તા – રક | ને – કિ – |
| મરેમ – | પપ પની મપ | ની – સાંની | સાં – સાં – |
| રણદલ | ગી – શિર | ધા – રક | ને – ફૂલ |
| પપનીની | સાં – નીસાં | રેંમ રેંની | સાં – પની |
| સુરભિ | ના – સં – | ચા – રક | ને – કયા – |
| નીનીની | ની પમ | રેમરેમ | પ – મપ |
| ઘરની – | એ – અમી | રા – તહ | તી – એવી. |
| પરેંરેં | રેં – નીસાં | પની સાંરે | નીપમપ |

## ગવરી

[ સાન્ધ્ય છંદ ]

જો ભાણુ નમ્યો ત્યાં વ્યોમે-
તું આવ હવે આ પાર:
રવ શાંત થયા ખેતરમાં,
કમળો બીડાયાં સરમાં,
દીવા પ્રગટ્યા ઘરઘરમાં,
આકાશે ઝગતા તાર,
જો ભાણુ નમ્યો ત્યાં વ્યોમે—
તું આવ હવે આ પાર! (૧)

જો વનવગડે પથરાતો
ધીમે ધીમે અંધાર;
નિર્મળ નિર્ઝર નિજ ગાને—
ચૂમે સંધ્યાકર જાણે;
સરિતા વ્હેતી નિજ તાને
શમવા સાગર મોઝાર;
જો વનવગડે પથરાતો—
તું આવ હવે આ પાર! (૨)

આ વગડો નિર્જન થાતો
નહિ માનવનો હોંકાર;
પલ્લવ પણ નીરવ કુંજે,
પંખી નહિ ગીતો ગુંજે,
છાયા ઢળતી જગપુંજે,
સંધ્યાનો પળ ઝલકાર;
આ વગડો નિર્જન થાતો—
તું આવ હવે આ પાર! (૩)

આકાશે વાદળ જાતાં
લઈ રંગપ્રભા સાકાર,
થઇ ઇન્દ્રધનુષ્ય કમાને,
સહુ ચાલ્યાં ટેવ પ્રમાણે,
નિજ વાસ વિશે ઠરવાને,
ચાલી જાણે વણઝાર,
આકાશે વાદળ જાતાં—
તું આવ હવે આ પાર! (૪)

જો વ્હેતી કોલક ધીમે
ગૂંથી કિરણોના તાર;
નીરવતા દિશ ચોમેરે,
સંધ્યા કુંકુમ કર વેરે,
પળતાં પથ જાવા ઘેરે
થઈ પશ્ચિમ નભને દ્વાર;
જો વ્હેતી કોલક ધીમે—
તું આવ હવે આ પાર! (૫)

ગોરજ ઊડી ગોધણુની
ઊછળ્યો શું પારાવાર!
કો ગીત મધુર લલકારી
આવે ખેડૂતકુમારી
નિજ ઢોર સકળને ચારી
લઇ માથે ભારો ચાર,
ગોરજ ઊડી ગોધણુની
તું આવ હવે આ પાર! (૬)

ઝાડી થઈ કાળી વનની
ને ભાણુ ગયો તે પાર!
દિગંત છલોછલ રંગે,
તારક પલકે સ્વર્ગંગે,
સૌ વનપંખી ઉમંગે
ઊડયાં નિજ નિજ કુંજાર!
ઝાડી થઈ કાળી વનની—
તું આવ હવે આ પાર! (૭)

જો રાત સરે ચોપાસે
નીરવતાનો અવતાર;
ડુંગર મુનિવરશા બેઠા,
ધરતી પર ધ્યાને હેઠા,
બીડોમાં વનચર પેઠા,
નહિ કોઈ રહ્યું ઘરબ્હાર;
જો રાત સરે ચોપાસે—
તું આવ હવે આ પાર! (૮)

હું તુજને ક્યાં ક્યાં શોધું?
ઓ 'ગવરી' દઉં પડકાર?
તું કયા વને અટવાતી?
ઘરવાટ કહીં ભૂલાતી?
તું આવ અરે હરખાતી!
આ ઘોર થયો અંધાર!—
હું તુજને ક્યાં ક્યાં શોધું—
તું આવ હવે આ પાર? (૯)

રવિ અસ્ત થયો પશ્ચિમમાં—
તુજ કોણ વને આધાર?
ગવરી! તું કેમ ન આવી?
કયમ તેં વેળા ચૂકાવી?
તું શીદ સદા રૂહે આવી?
હહોશે મુજવિણુ કો ધાર?
રવિ અસ્ત થયો પશ્ચિમમાં—
તું આવ હવે આ પાર! (૧૦)

કોલક

# ત્રિવેણી

[ આ શીર્ષક નીચે દર મહિને જૂનીનવી ગુજરાતી કવિતાસમૃદ્ધિમાંથી અમારી દૃષ્ટિએ ( અમારી દૃષ્ટિ એટલા માટે કે આખરે કોઇ પણ પસંદગીમાં કે વીણામણમાં વ્યક્તિની રુચિ અરુચિ અને સ્વભાવતંત્ર જ કામ કરી જાય છે ) લોકપ્રિય થવા સર્જાયેલી કે લોકપ્રિય થઇ ચૂકેલી ગુજરાતી કવિતાઓ પરપ્રાંતીય વાચકો માટે પલટાવી તે તે ભાષામાં પરિચય કરાવવા અર્થે રજૂ કરવાનો અમારો ઇરાદો છે.

હિંદી–હિંદુસ્તાની આજે હિંદુસ્તાનમાં સૌથી વધુ બોલાતી, લખાતી અને આસાનીથી સમજાતી ભાષા છે. વળી એ આપણી રાષ્ટ્રભાષા પણ છે. તેથી સામાન્યતઃ સારી ગુજરાતી કવિતાઓના અનુવાદો મોટે ભાગે હિંદીમાં જ મૂકશું.

તે મુજબ, 'આ મહિને નવીનતર કવિઓમાં આગળ પડતા શ્રી. 'કોલક 'ના 'સાંધ્યગીત 'માંનું "સૂનો ઝરૂખો" નામનું એક લાગણીપ્રધાન કાવ્ય પસંદ કરી, તે મૂળ કાવ્ય અને તેનો હિંદી ભાવાનુવાદ આ નીચે આપ્યો છે.

આ અનુવાદ નથી પરંતુ મૂળના ભાવોને સ્વતંત્ર રીતે વ્યક્ત કરતી વિચારકલિકા છે. મૂળ કાવ્ય કેવું છે અને તેનું આ રૂપાંતર કેવુંક થયું છે તે તો કવિતારસિકો અને કવિતાલેખકોએ જ નક્કી કરવાનું છે. નીચે સહી કરનાર લેખક તો માત્ર તે ભાવાનુવાદ વાચક સમક્ષ મૂકી અળગા ઊભા રહેવું જ પસંદ કરે છે. ]

## સૂનો ઝરૂખો

[ મિશ્રોપજાતિ ]

આજે પડ્યો, બેન! સૂનો ઝરૂખો;
તે ઓળખીતો ન અવાજ આવે.
બારી ઉઘાડી મુજ આજ મૂકી
એકીટશે સામું રહ્યો નિહાળી;
તથાપિ આવી નહિ આજ તું તો,
પડ્યો ઝરૂખો તુજ કેમ સૂનો,
તેનું હશે કારણ શું ન જાણું.
તારે ગળે મંગલ કંઠી ન્હોતી
કે કંકણો મંગલ લગ્નગ્રંથિનાં
હતાં નહીં કોમળ હાથ તારે;
માની પછી કેમ શકું કહી, તું
ગઈ હશે પ્રીતમઘેર સાસરે?
આ બાલ્યના રમ્ય પરોઢથી હું
રહેતો અહીં, ને નિત શેરીમાં આ
હું ખેલતો એકલ ભોમિયો રહી–
ચિંતા કરી ના જરી અન્ય કોઈની.
એ બાલ્ય વીત્યું; શરમાળ આવ્યું
મારે ઉરે યૌવન કો નવેલીશું.
સામે જ તારો વસવાટ થાતાં
વીત્યાં નથી બે વરસો ય પૂરાં–
ને મેં તને તે શુભ સાંધ્યકાળે
ઊભી ઝરૂખે નીરખેલ, તેને
વીત્યું નથી વર્ષ હજી ય પૂરું.
બે આપણે એકલ ને અજાણ્યાં

## सूना झरोखा

शून्य पड़ा है आज झरोखा,
दिखता नहीं मुखड़ा तेरा;
खिडकी भी खाली खाली है,
देख हृदय रोता मेरा.
शून्य पड़ा है बहन! झरोखा,
सुन पाऊं नहीं स्वर तेरा;
किससे बोलूँ? चमकीली क्या,
ज्योति बन गई अंधेरा?
अनिमिष आँखें मनको पूँछे,
मन पूछता मुझको मेरा;
खड़ा खड़ा क्या ढूँढ रहा है?
कौन गया प्रियजन तेरा?
खिडकी में नहीं तुझे देखकर,
मैं मनकी खिडकी खोलूँ;
देख वहाँ मैं तुझे मनोरम,
दिलकी दो बाते बोलूँ;
इसी झरोखे में आ कर नित,
मंगल दर्शन देती थी;
मेरे रंक हृदयकी भक्ति,
प्रेम अर्घ्य भी लेती थी.
नहीं अरे, हम दो जन पाये,
एक दूजेसे बोल कभी;
फिर भी शाम सुबह होती थी,
अपनी बातें बहन! सभी.
एक दूसरे के दर्शन की,
धरते थे मनमें आशा;

થઈ જતી માનવશેરી મોટી!
આજે પડ્યો બેન! સૂનો ઝરૂખો,
સુણાય તે સાદ ન ઓળખીતોઃ
શાને હશે? શું પરણી ગઈ કે?
માંદી પડી, વા પરગામ શું ગઈ?
પૂછું હવે કેમ કરી બીજાને
આ ઊતરી માનવશેરી મોટી?
દેખું ઘણાં પક્ષી નભે ઊડી ઊડી
આવી વિરામે ઝરૂખે ઘડી બે,
ને ઊડી તારા ઘરમાં પ્રવેશી
એકાદ કે બે ક્ષણમાં ફરી ઊડી
એ આવતાં બ્હાર, અને કરંતાં
કારુણ્યભીના કલનાદ એમની
વાણી મહીં, દેખી મને ઊભેલો
બારી મહીં ચિંતનમગ્ન આર્ત્ત,
—ને ઊડી જાતાં ગગને ફરી બધાં.
સંધ્યા તણી સુંદરતા ભૂલીને
તારે ઘરે ઠેઠ દીવાલ સુધી
ટંગાઈ જાતી ચક જેવી, ત્યારે
તે જોઈ રહેતો અતિ તીવ્ર ધ્યાને
—ને ઝંખતો, તું હમણાં જ આવશે
સંધ્યા સલૂણી અવલોકવા ઘડી,
અને પ્રતીચી તણી રંગગંગા
દેખી થશે મુગ્ધ વિલુબ્ધ લોચને.
કિન્તુ ન આવી—નહિ આવવાની
આજે રહી આશ જરીય બેની!
સંધ્યા વીંટાઈ ગઇ, ને રહ્યો આ
અન્ધાર ચારે ગમ શો છવાઈ!
આજે પડ્યો, બેન! સૂનો ઝરૂખો—
ને હાય આ અન્તર એક ડૂમો
ઊંડો લઉં, બેન! સમૌન રોઇ
જોઈ રહી માનવશેરી મોટી
બે તીરને દૂર ધરી પડેલી.
હવે કળે કોણ વિષાદ મારો?
રે! કોણ ઊંચે મુજ બારી સામે
જોશે જરા આ ઘન અન્ધકારે?
હું તો હવે એકલ ગીત ગાઈ
રહું સ્મરી, બેન, સૂનો ઝરૂખો—
કલ્યાણકારી ઉરનો જ ડૂમો
ભરાઈ રહે શાશ્વત અન્તરે આ,
ઓ બેન, તારાં સ્મરણો જગાડી! ૬૭

कोलक

[સાંધ્યગીત' પૃષ્ઠ ૫૧

बातें नहीं कर पाते थे पर,
पाते थे द्रग की भाषा.
मौन हि बन जाता था वाचा,
पौन उसे पहुँचाता था;
मधुर मलयकी लहरोंमें वह,
सब कुछ भेद बताता था.
आज नहीं जानूँ मैं क्यों कर,
शून्य झरोखा ! तू न खडी;
कैसे मान सकूँ सहसा मैं,
खिडकी नीरव शून्य पडी ?
मंगलसूत्र ग्रीवा में नहीं था,
नहीं कंगन कोमल कर थे;
अन्य आर्य स्त्रीयोंके गहने,
नहीं तेरे अंगों पर थे.
कैसे मैं फिर मान सकूँ,
तू श्वसुरवास सिधारी है;
या तू अपने गाँव गई या,
लगी तुझे बीमारी है.
बचपनसे मैं खेला करता,
हर कूचो हर गलीयोंमें;
तुझे खेलती देखा करता,
अपनी साथसहेली में.
गया बाल्य वह, यौवन आया,
चुपके से लज्जा आई;
मन में, तन में, वदन नयन में,
ललिता सी छाया छाई !
मानवगलीका मैं यह अन्तर,
कैसे काटूँ बहन ! अभी ?
क्या बोलेंगे ? धोयेंगे जन,
अपने मनका मैल सभी.
सान्ध्य समयको अब आती है,
विहगोंकी टोली टोली;
पैठ, बैठ कर शून्य सदन में,
बोलत है बिरहा बोली.
उडकर जाते ऊर्ध्व गगन में,
स्मृतियों के बिंदुसे दूर;
मेरे बिरही प्राणपंछी को,
दे जाते दो क्रंदनसूर.
शून्य पडा है बहन ! झरोखा,
दिखता नहीं मुखडा तेरा;
मूक विषाद, हृदयकी ग्लानि,
कौन मिटायेगा प्रेरा ?

रतुभाई देसाई

# સંપાદકીય

## કવિતાનું પત્ર

કોઈ કહેશે 'કવિતાનું યે વળી નોખું પત્ર ? માસિકોમાં કવિતાઓ ક્યાં ઓછી ભરી હોય છે કે કવિતાને પોતાનું સુવાંગ પત્ર ચલાવવાની જરૂર ઊભી થઈ છે ?' 'વાત તો સાચી છે. અમે સમજીએ છીએ કે દૂધ કરતાં માખણ ઓછું ઊતરે–અને એ રીતે જીવન કરતાં સાહિત્ય ઓછું; અને સાહિત્યમાં પણ ગદ્ય કરતાં પદ્ય ઓછું ઊપજે. એટલે જ કવિતાનું કલેવર રૂપે વામન, પરંતુ ભાવે વિરાટ હોય. એમ છતાં વનસ્પતિના પેઠે કવિતાનો ઊગમ પણ પોતાની રીતે સ્વતંત્રપણે ચાલે છે. માનવજાતિનાં ચિત્ત અને હૃદયને વિધિપુરઃસર કેળવવાં હોય એટલે કે માનવસંસ્કૃતિના જન્મ તથા ઉછેરને ઊંચી કોટિએ લઈ જવા હોય તો, ખેતરમાં જેમ કૂવો ગાળી વાડી કરીએ છીએ તેમ આ કવિતાની યે વાડી કરવાની છે.

માસિકોમાં ઊગી આવતા કાવ્યછોડમાં જોઈએ તેવું નીંદણકામ થયું હોતું નથી. એ જેવા તેવા છોડજૂથમાં સારા છોડની ગુણગણના થતી નથી. તેમ જ તેઓની ઊગમશક્તિ પણ સમજવામાં આવતી નથી. વળી કવિતાનુ સાહિત્ય છેલ્લી વીસીમાં ઠીક વધ્યું છે અને પાછળના દસકામાં તો નવા સ્વરૂપે પણ ખીલતું જાય છે તેથી કવિતાને તેના પોતાના પત્રની જરૂર ઊભી થાય છે.

હવે આજ સુધી કવિતાના પીઢ લેખકોએ પોતાની સ્વતંત્ર રીતિઓ અખત્યાર કરી, નિરનિરાળા વ્યક્તિત્વથી કવિતાસમૃદ્ધિ વધારી છેઃ નવા લખનારાઓ એ વારસાને વધારવા યથાશક્તિ મથામણો કરે છે. પરંતુ એ ઉભયનો જોઈએ તેવો એકમેળ સધાતો નથી, પરસ્પરના સંબંધે ઉપકારી થવાતું નથી; તેથી પણ કવિતાના પત્રની જરૂર દેખીતી છે.

## નમ્ર ફરિયાદ

આપણું કવિતાક્ષેત્ર કેટલું વિશાળ થયું, બીજા પ્રાંતોને મુકાબલે વિચારમાં, ભાવપ્રદર્શનમાં, કવિતાના શરીરસૌંદર્યમાં આપણે કેટલા આગળ ગયા અથવા પાછળ રહ્યા એ બધા માટે 'ઐતિહાસિક દૃષ્ટિએ' જે કાંઈ થયું હોય તેમાં એકપક્ષી અવાજો વધુ ઊંચે ગયા છે, અમુકે જ કવિતાસુંદરી માટે આટલું કર્યું છે ને અમુકે કાંઈ જ કર્યું નથી એવું સ્પષ્ટ વક્તવ્ય એમાંથી ફલિત ન થતું હોય તો પણ, એવો આછો ધ્વનિ તો એમાંથી ઊઠ્યા જ કરે છેઃ આવા અતિમર્યાદિત વલણથી થયું છે એમ કે પંગતમાં પેસનાર પરોણાઓ જ ખાનપાન-માનાદિના અધિકારી ઠર્યા છે ને બીજાઓનો જો અનાદર નથી થયો તો એમના પ્રત્યે અવિવેક તો જરૂર થયો છે જ. આવી ઠેકેદારી પદ્ધતિ વખત સુધી ચાલ્યા કરશે તો ગુજરાતને ટીંબે સરસ્વતીની ...દરપૂર્વક પ્રતિષ્ઠા કરવાની મહેચ્છાવાળા આપણે એના સિંહાસનનું જ લીલામ કરી નાખીશું એવો ભય રહ્યા કરે છે !

## નવા કવિતા લેખકોને

કવિતાઓ હમણાં હમણાં ઠીક લખાય છે; વંચાય છે પણ પુષ્કળ. માત્ર વંચાય જ છે. એને સમજનારો વર્ગ હજી અલ્પ છે. વળી પુરાણી રીતરસમની ગદ્યકંડિકાઓના રસિકો તો કેટલીકવાર કવિતાઓ પ્રત્યે અસદ્ભાવ પણ દાખવે છે. કાવ્યકલા એ નબળાઈના જીવનની વસ્તુ નથી એ પુરવાર કરવાનો પ્રયત્ન એટલે જ 'કવિતા'નું આગમ એમ નવેસરથી કહેવાની હવે જરૂર નથી. છેલ્લાં વર્ષોમાં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહોના ધોધમાર પ્રકાશનો જોતાં ભાવિ માટે બહુ સારી આશા બંધાય છે. છતાં હજી ઘણો પંથ બાકી છે. એ માટે કવિતા લખનારાઓને કુદરતી શક્તિ ઉપરાંત એ વિષયના ઊંડા અભ્યાસની જરૂરત બહુ છે. નવા લખનારાએ કાવ્યરચનાની શુદ્ધિ અને સુન્દરતા સૌ પહેલાં વિચારવાનાં છે. કવિત્વ ગમે તેવું સારું હોય પણ જો તે સચોટ રીતે વાણીમાં ઊતર્યું ન હોય તો તે કદી ઝળહળી ઊઠતું નથી. વાંચનારાઓનો નવો વર્ગ ગદ્ય લેખો છોડીને પદ્યમાં ગુંજન કરી શકાતી કવિતા તરફ એટલા માટે આકર્ષાય છે કે તેમાંથી તે પોતાના હૃદયના ભાવોને વ્યક્ત કરવાની પોતાની અશક્તિને બદલે તેમાં શક્તિ અને સચોટપણું જુએ છે અને વાણીની સુંદરતા-ને-મધુરતામાં તે કવિની ઊંચી કલ્પના સાથે ભાવનો આસ્વાદ મેળવી શકે છે. માટે જ કવિત્વધારી હોઈએ તેથી કવિ નહિ પણ કવન કરી શકીએ તો જ કવિ. કવન કરી શકીએ એટલે જાહેરમાં ગાઈ શકીએ એવો અર્થ અહીં ઉપલબ્ધ નથી. કવન તો સૂક્ષ્મ રીતે, ચિત્તના એકાંત ખૂણે અવિરત ચાલ્યા જ કરતું હોય છે. કોઈને પ્રભુદીધી પ્રવાહિતા મળી હોય તો કંઠદ્વારા વ્યક્ત પણ થઈ શકે છે. ભાવ અને લાગણીની છાની વેદના કે પ્રસન્નતામાંથી શબ્દોની સપ્રમાણ મૂર્તિ ઊભી કરવાની જેમનામાં શક્તિ છે તે સૌ કવિ છે.

## યોજના અને નામાવલિ

'કવિતા' માસિકને આર્થિક દૃષ્ટિએ પગભર કરવા માટે, અમે અમારા આ અગાઉના પરિપત્રમાં એક નાનકડી યોજના રજૂ કરી હતી. એ પરિપત્રમાંથી એ યોજનાની કલમો અહીં ફરી નીચે ઉતારીએ છીએઃ—

(૧) માસિક એક રૂપિયો લવાજમ ભરી શકે એવા ઓછામાં ઓછા પચાસ સભ્યો નોંધવા.

(૨) દરેક સભ્ય વર્ષ દરમિયાન ઓછામાં ઓછાં પાંચ ગ્રાહકો મેળવી આપે.

(૩) માસિક અંગેનો બધો ખર્ચ બાદ જતાં સભ્યો અને ગ્રાહકોના લવાજમમાંથી જે કાંઈ રકમ બચત રહેશે તેમાંથી 'કવિતા' કાર્યાલય તરફથી નવાં કાવ્યપ્રકાશનો કરવામાં આવશે અને સભ્યોને તે વિના મૂલ્યે આપવામાં આવશે.

(૪) ઉપરોક્ત પ્રકાશનની નકલો ગ્રાહકોને બને એટલી સસ્તી કિંમતે આપવામાં આવશે.

ફરીવાર, ગુજરાતના સૌ સાહિત્યપ્રેમીઓ અને કવિતારસિકોને અમારી વિનંતી છે કે તેઓ 'કવિતા'ના સભ્ય બની અને ગ્રાહક થઈ જઈ અમારા પ્રયત્નને સહાય કરે.

અમારી વિનતિને માન આપી જે ભાઈઓએ તુરત સભ્ય થવાની તત્પરતા બતાવી પોતાનાં નામો સભ્ય તરીકે આપ્યાં છે તેમનો અમે અત્રે જાહેર રીતે ઉપકાર માનીએ છીએ. માસિક રૂપિયો એકના હિસાબે વર્ષના બાર રૂપિયા આપી સભ્ય થનાર ભાઈઓની અત્યાર સુધીની નામની યાદી નીચે મુજબ છે–

ગુજ૦ ૧૮
૩૬ તા॰

[દ્ર]વદન ચૂનીલાલ શાહ,
[બ]ળવંત મોહનલાલ દેસાઈ,
[ડૉ]. શ્રી. ઈન્દુપ્રસાદ સી.
[ચં]દ્ર ભટ્ટ, વિલેપારલે.
[ગ]ણુલાલ દવે, વિલેપારલે.
[શ્ર]ી. નર્મદાશંકર ત્રિવેદી
[ભ]ાવનગર. શ્રી. ડૉ. વસંત
[મ]ેાટિયા, બારડોલી. શ્રી.
[ભ]ોદરાય દવે, વલસાડ.
...ધી, કરાચી. શ્રી. ત્રંબ-
કલાલ ગોસળિયા, કરાચી. શ્રી. જગદીશકુમાર ભટ્ટ, કરાચી. શ્રી. પદ્મનાભ લોઢા કરાચી. શ્રી. ઈબ્ને મુસ્તફા, કરાચી. શ્રી. પ્રભુલાલ શુકલ, કરાચી. શ્રી. દામોદર ભટ્ટ, પોરબંદર. શ્રી. દલીચંદ પારેખ, કરાચી.

### ખુલાસો

તારીખ પહેલી જુલાઇએ પ્રસિદ્ધ કરવા ધારેલો અને તે મુજબ વર્તમાન પત્રોમાં જાહેર થઇ ચૂકેલો ' કવિતા ' માસિકનો આ પ્રથમાંક, અણુધાર્યા સંજોગોને લઇને આટલો મોડો બહાર પડે છે વાચકોને ખોટી કરવા માટે તેમ જ તેમની સેવામાં આ અંક મોડો રજૂ કરવા બદલ અમે ક્ષમા ચાહીએ છીએ.

પરંતુ જે સંજોગોમાં ઢીલ થઈ તે અમારી અપેક્ષા બહારની હોઈ તે વિશે એટલો જ ખુલાસો કરવો યોગ્ય ધારીએ છીએ કે હવે પછી અમે ખૂબ જ નિયમિત રહીશું. દરમહિને ચોક્કસ કરેલી તારીખે ગ્રાહકોના હાથમાં ' કવિતા 'નો અંક પડે એમ કરવા સદા પ્રયત્નશીલ રહીશું.

### ચેતવણી દેનારાઓને

'કવિતા ' ના પ્રકાશનની જાહેરાત વિશે વાંચી અને સાંભળીને ઘણા સાહિત્યરસિકોએ અમારા પ્રયત્નને સફળતા ઇચ્છતા પત્રો મોકલ્યા છે. કેટલાકોએ કલમ અને દ્રવ્ય વડે સહાય કરવા તત્પરતા બતાવી છે. કેટલાક પત્રો એવા પણ છે જેમાં અમોને થોડી ચેતવણી પણ આપી છે. ચેતવણી છે વાડાબંધી અને પક્ષાપક્ષીમાં પડવા વિશેની.

એ ભાઈઓને અમો કહેવા માગીએ છીએ કે તમે નિશ્ચિંત રહેશો. ખાતરી રાખજો કે 'કવિતા' માસિક કેવળ ગુજરાતી કવિતાની નિરપેક્ષ સેવા કરવાને પ્રસિદ્ધ થયું છે. એ કોઈ શાળાનું કે વાડાનું કે ટોળીનું હથિયાર રહેશે નહિ.

એક તો ગુજરાતની જનસંખ્યા બીજી ભાષાઓ બોલાતી જનસંખ્યાના મુકાબલે ઓછી. તેમાં સાક્ષરતાના ટકા અલ્પ. સાહિત્યપ્રત્યેની ભક્તિ અને રસિકતા તેથી યે અલ્પ. એવા સંજોગોમાં, વળી ટોળાબંધી ? એ સાહિત્યને અભ્યુદયને પંથે કેમ જ લઈ જઇ શકે ?

' કવિતા 'માં જુદી જુદી વિચારસરણી અને મંતવ્યો ધરાવનાર સૌ કોઈને કવિતાના વિષય પરત્વે વિચારો વ્યક્ત કરવાની સ્વતંત્રતા રહેશે, અલબત્ત, વર્તમાન ગુજરાતી કવિતા વિશેના એના તંત્રીઓના વિચારો અને સૂચનો પર અવારનવાર ભાર મૂકવામાં આવશે જ. માટે સૌ નિશ્ચિંત રહે.

તંત્રીઓ: ઈંદુલાલ ગાંધી, સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ, કરાંચી
મગનલાલ લાલભાઈ દેસાઈ, નિરંજન નિવાસ, માલવિયા રોડ, વિલેપાર્લે
રતુભાઈ દેસાઈ, ગુરુ નિવાસ, નેહરુ રોડ, વિલેપાર્લે.

ગ્રાહકોનાં લવાજમ, પત્રવ્યવહાર, અવલોકનનાં પુસ્તકો, લખાણો અને ઈતર કામકાજ માટે પત્રવ્યવહારનું સરનામું:—
રતુભાઈ દેસાઈ
કવિતા કાર્યાલય, ગુરુનિવાસ, વિલેપાર્લે

પ્રકાશક-મુદ્રક: પારેખ શાંતિલાલ છોટાલાલ  શ્રી સરસ્વતી છાપખાનું  દાણાપીઠ – ભાવનગર

# अस्मदीयम्

## ગુર્જર રાષ્ટ્રગીત માટે જ ‘સ્વરધેનુ’

‘સ્વરધેનુ’ વિભાગમા સ્વરાંકનો સાથે અપાતા ગીતો પાછળ ગુજરાતપ્રશસ્તિનુ જ પ્રધાન લક્ષ્ય રખાયુ છે આવી જાતના બહુ પ્રચલિત થયેલા ગીતોને અહી ફરી નવા સ્વરાભરણો પહેરાવવાના નથી લગભગ બધા નવા જ ગીતો આવશે જૂના કે નવા બે ચાર ગીતો બાદ કરતા, વિષયમા, ગેયતામા કે કાવ્યતત્ત્વમા પૂર્ણતાને પામેલી પ્રતિનિધિરૂપ એક પણ અર્થગંભીર રચના આપણી ભાષામા નથી અહી મૂકાતા ગીતો એ અધિકારનો દાવો કરે છે એમ મનાવવાનો અહી આશય નથી આ તો માત્ર પ્રયોગગીતો છે એ પ્રયોગમાથી જ કદાચ રાષ્ટ્રભક્તિભાવથી પુષ્ટ અને સર્વાર્પણના વિચારગર્ભવાળી કોઇ એકાદ સર્વોત્તમ રચના નીકળી આવે, કદાચ

## અભિનંદન બંનેને : સંસ્થાને અને સર્જકને

‘આજન્મ મર્મવિદ્ સાહિત્યના અનન્ય ઉપાસક અને સર્જક’ એવા શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતાને ૧૯૪૦નો રણજિતરામ સુવર્ણચંદ્રક આપીને, અમદાવાદની ‘ગુજરાત સાહિત્ય સભા’ એ એમનુ બહુમાન કર્યુ છે એ બદલ અમે એ સંસ્થાને ધન્યવાદ આપીએ છીએ અને પીઢ ને પરિશ્રમી શ્રી. મહેતાને ચંદ્રક મેળવવા માટે અભિનંદીએ છીએ વર્ષો સુધીની સતત સાહિત્યોપાસના છતા આજે અર્ધે માર્ગે પણ એમને જરાનો સ્પર્શ થયો નથી. દેહ કે દિમાગને જર્જરિત થવાની વેળા નથી આવી એ જ બતાવે છે કે પૂર્ણાયુષે પહોંચવાના એમના માર્ગમા કશી જ અડચણ નથી, ભય નથી, શંકા નથી અમે એમનુ હાસ્યપ્રફુલ્લ દીર્ઘાયુ ઈચ્છીએ છીએ.

## ૧૪મુ ગુજરાતી સાહિત્યસંમેલન

ગુજરાતી સાહિત્ય પરિષદનુ ચૌદમુ સંમેલન કવિશ્રી ખબરદારના પ્રમુખપણા નીચે અંધેરીમા ઓક્ટોબરની ૪–૫ તારીખોએ મળે છે તેરમુ સંમેલન કરાચી ખાતે ’૩૭મા ભરાયુ હતુ, એના પ્રમુખસ્થાને શ્રી કનૈયાલાલ મુનશી હતા. આજે એ વાતને ચાર વર્ષ વીતી ગયા છે. દર બે વર્ષે ભરાતુ સંમેલન શ્રી મુનશીની ગેરહાજરીને લીધે અટકી જાય એ આશ્ચર્યજનક બીના છે. જેલમાથી છૂટીને આવ્યા પછી કાંઈક આવો જ મત એમનો વાજબી ઠપકો મુનશીજીએ સંમેલનના કાર્યકર્તાઓને સંભળાવ્યાનુ સાંભળ્યુ છે. અમે સમજીએ છીએ કે સંસ્થા અને વ્યક્તિના સંબંધો હેતુપૂર્વકના અને કોમળ હોય છે પણ સંસ્થા સફળ અને દૃઢ બને તે માટે એમને નિયમબદ્ધતા અને શિસ્તપાલન જરૂરના નથી? જ્યારે ને ત્યારે આવી જાતની બિનજરૂરી અડચણો ઊભી કરવાથી પરિષદ વધુ અપંગ બની જશે એવી અમને બીક લાગે છે શ્રી મુનશીની કાર્યશક્તિ અને બુદ્ધિમત્તા માટે બે મત છે જ નહિ. એમની વિચારસમૃદ્ધિ ને સંસ્કારસમૃદ્ધિ આપણી સૌની સહિયારી મત્તા છે પણ પછી ‘એમનામા છે એવુ બીજા કોઇનામા નથી’ એવી માન્યતા નિજની કાર્યનિર્બળતાને વધુ ને વધુ વિકસાવે છે આગળ માર્ગ દેખાતો જ નથી

કવિતાના આત્માની જેમને સારી પરખ થઈ છે એવા ચૌદમા સંમેલનના પ્રમુખ પાસે અમે પરિષદની આ અક્રિયતા અને જડતાને ઓછી કરવાની માગણી કરીએ છીએ પરિષદ સક્રિયમાતાસમાન સાહિત્યને સંભાળે પોષે ઘણો ફેર પડે એ નિઃસંદેહ વસ્તુ છે અરે, જનની ન બની શકે પણ આયા થઈ શકે તો યે ઘણુ છે

## હર્ષ અને ચિંતા : દોઢ રૂપરડીનો પ્રશ્ન

‘કવિતા’નો સત્કાર ધાર્યા કરતા વધુ સક્રિય રીતે થયો છે સભ્યો હજી વધતા જાય છે એટલે એનુ આર્થિક દૈન્ય આ વર્ષ પૂરતુ તો હવે ગયુ જ સમજો પણ ગ્રાહકોની સંખ્યા હજી ઓછી છે, ઘણી ઓછી છે આજુબાજુના વેપારીમિત્રો અને કવિતામા રસ ન ધરાવતા હોય એવા સ્નેહીસંબંધી સજ્જનોને અમુક વખત સુધી તો આપણે આપણી સાથે રાખી શકીશુ પણ ‘કવિતા’નો સાચો આધાર કવિમિત્રો જ છે આવા એકવિષયી પત્ર માટે વધુમા વધુ ગ્રાહક સંખ્યા કવિમિત્રોની જ હોવી જોઈએ એમ અમે માનીએ છીએ ગુજરાતી કવિતાને હિંદભરમા સર્વોપરી બનાવવાના કોડ ધરાવતા આપણે સૌ શ૦ અને સ્વપ્નશિલ્પીઓ પ્રેમ અને મમતાપૂર્વક ‘કવિતા’ને પોતાનુ કરી લઇશુ તો એને બીજે લાંબો હાથ કરવા જવાની વેળા નહિ આવે, નહિ જ આવે

## ‘‘૧૯૪૦ના ગુજરાતી વાઙ્મયની સમીક્ષા’’
### ફેરફાર અંગેની સૂચના

શ્રી યશવંત શુક્લ અમદાવાદથી મુંબઈ રહેવા ગયેલા હોવાથી તેમનુ સરનામુ આ પ્રમાણે ફેરવાયુ છે—શ્રી યશવંત શુક્લ, ચિલ્ડ્રન્સ એકેડેમી, ૧૫, મેથ્યુ રોડ, ગિરગામ, મુંબઈ—૪.

બીજા વિભાગના પુસ્તકો ઉપરના સરનામે મોકલવા નોંધ લેવી

શ્રી. વિજયરાય ક. [illegible]નો સ્વર્ગવાસ થવાથી તેમની જગ્યાએ શ્રી. ધનજીભાઈ ફકીરભાઈને સમીક્ષક નીમવામા આવ્યા છે એમનુ સરનામુ—શ્રી. ધનજીભાઈ ફકીરભાઈ, કલ્યાણ સોસાયટી, એલીસબ્રિજ અમદાવાદ

ત્રીજા વિભાગમા (વિજ્ઞાનની બધી શાખાઓ) ના પુસ્તકો ઉપરને સરનામે મોકલવા નોંધ લેવી

દરેક પ્રકાશક તથા લેખકને આગ્રહપૂર્વક વિનતિ કરવાની કે તેઓએ વિભાગ નં ૨ તથા ૩ સાથે સંબંધ ધરાવતા પોતાના પ્રકાશનો અને કૃતિઓ ઉપર જણાવેલા નવા સરનામાઓ ઉપર મોકલી આપવા નોંધ લેવી.

લિ ચૈતન્યપ્રસાદ દીવાન
માનદ મંત્રી ગુજરાત સાહિત્ય સભા

---

## કવિ કુલગુરુનો લીલાપ્રવેશ

એકાશીમે વર્ષે જર્જરિત કાયાને ત્યાગીને, એ સતત પરિશ્રમી ને સંસ્કારરત જીવ પરમતેજને માર્ગે ચાલતો થયો છે. અર્વાચીન જગતની બે મહાન વિભૂતિઓ, એક ગાંધીજી અને બીજા ટાગોર આજની કંગાલીની પળે આ અજોડ જોડીને ખંડિત કરવાનુ વિધાતાને કેમ સૂઝ્યું હશે? ઉદાર યજમાનવૃત્તિથી મૃત્યુને દિવસરાત બિરદાવનાર કવિકુલગુરુએ અંતિમ યાત્રા માટે આટલી ઉતાવળ નહોતી કરવી જોઈતી મૃત્યુ માટેની સહાકાંક્ષા અને આતિથ્ય ભાવના રવીન્દ્રનાથે એમના એક ગીતમા આ રીતે કાંઇક આવા જ અર્થની ઉતારી છે

"જ્યારે મૃત્યુનો દેવ તારા દ્વાર ખખડાવશે ત્યારે તારા એ-આમંત્રિત અતિથિને શો અર્ઘ્ય આપશે?

"હુ આપીશ મારા એ મોંઘા મહેમાનને, મારા જીવનનો છલકાતો જામ, ક્યારેય એ મારે ત્યાથી ખાલી હાથે પાછો નહિ ફરે જીવનના ગ્રીષ્મમા જ્યારે સંધ્યાના સોનેરી રંગો પૂરાશે ત્યારે મૃત્યુનો દેવ પધારશે અને મારા દ્વાર ખખડાવશે હુ ધરીશ એના ચરણે મારી જીવનઋતુઓનો નવો ફાલ અને કણ કણ કરી સંઘરેલી કલ્યાણપ્રવૃત્તિની બધી યે [illegible]"

કારકિર્દીના તમામ કલ્યાણકારી તત્ત્વોની બચકી બાંધીને, પ્રભુને ચરણે મૂકવા એ ચાલી નીકળ્યો છે પ્રભુ, તારુ સિંહાસન તો ખૂબ ઊંચુ છે એટલા પગથિયા ચડીને એ થાકેલો જીવ ત્યા કેમ પહોંચશે? તુ નીચે ઊતરીને એનુ આતિથ્ય નહિ કરે? તારા ચરણસ્પર્શનો માત્ર નહિ, તારા સિંહાસનની નજીક બેસવાનો અધિકાર તો એણે ક્યારનો મેળવી લીધો છે

---

## ‘કવિતા’ યોજનાના વધુ સભ્યોનાં મુબારક નામો

શ્રી. રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી, પોદ્દાર હાઇસ્કૂલ, સાન્તાક્રુઝ
શ્રી યશવંત શુક્લ, એલ્ફિન્સ્ટન કોલેજ, મુંબઈ
શ્રી જ્યોતીન્દ્ર હ દવે, ગવર્નમેન્ટ સેક્રેટરિયેટ, મુંબઈ
શ્રી ડો રણછોડજી દાજીભાઈ દેસાઈ, વિક્ટોરિયા જ્યુબિલી ટેકનીકલ ઇન્સ્ટિટ્યૂટ, માટુંગા (જિ. આઈ. પી.)
શ્રી. ગુલાબદાસ હ બ્રોકર, ઘોડ બંદર રોડ, વિલેપારલે.

ઉપરોક્ત સજ્જનોએ વાર્ષિક રૂપિયા બારનુ લવાજમ આપવાનુ કબૂલી ‘કવિતા’ને પગભર કરવાને જે તત્પરતા દર્શાવી છે તે બદલ અમો તેમના ખૂબ ઋણી છીએ અને અમે તેમનો જાહેર આભાર માનવાની તક લઇએ છીએ.

વાર્ષિક લવાજમ
રૂપિયા દોઢ
દેશમાં

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

# ક ★ વિ ★ તા

• તંત્રીઓ •
ઈન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

વર્ષ ૧ : અંક ૨ | તા. ૧ સપ્ટેમ્બર ૧૯૪૧ | સળંગ અંક ૨

## કવિતાનો પ્રેમ

[ ગઝલ ]

માસિકોમાં જોઉં છું તુજને છપાયેલી કદી,
 પુસ્તકો કે ચોપડીઓમાં ચૂંટાયેલી કદી
ચંદ્રમાની કોરના જેવી કપાયેલી કદી,
 પ્રશ્નપત્રોમાં પરીક્ષાના પુછાયેલી કદી.

તાહરા જેવીજ કો’ નવયૌવનાના હાથમાં
 આયિના જેવી હશે શું તું રખાયેલી કદી?
અક્ષરો સુંદરવડે કો’ મ્હેકતા કાગળ ઉપર
 મોકલાયેલી હશે તું કે બિડાયેલી કદી.

રાખવાને કારણે હંમેશ તાજી ઓળખાણ
 કોઈની છાતી ઉપર છે તું છુપાયેલી કદી?
જાણનારી સેંકડો માશૂકકેરી વેદના
 આશકોનાં આંસુઓથી છે ભિંજાયેલી કદી?

સોડમે સંતાયલી પરખાવતી પોતાની જાત
 કોઇના રૂમાલમાં છે તું નખાયેલી કદી?
સેર મોતીની કહી તુજને સહુ સત્કારતા
 મીન જેવી ડોક કો’ તુજમાં ફસાયેલી કદી?

લેપ ચંદનનો કરી સૂતી બિછાનાની ઉપર
 જોઈ કો’ હરણી નહીં એવી ઘવાયેલી કદી.
રીઝતાં દેતી બનાવી ને નિહાલ પતીલને
 ક્રૂર ના તારા સમી છે કો’ રિસાયેલી કદી!

⊙

પતીલ

# તો યે અજાણ !

માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?
હોય ૄ એને જુગજુગની રે પિછાણ,
હોય એને નિતનિતના સહચાર,
તો ય હેવા, આવાં રહે કાં અજાણ ?
માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?

કાજળી આષાઢીના મેઘના ગરજવે,
વીજળીના ત્રાટકે એ સાથે રે ધ્રૂજિયાં,
તો ય હેવા, આજે રહ્યાં કાં અજાણ ?
માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?

ચડતી ઉષાની ને નમતી સન્ધ્યાની,
કસુંબીલી રંગછોળે સાથે હિલોળિયાં,
તો ય હેવા, આજે રહ્યાં કાં અજાણ ?
માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?

સમદરની લહરીની ઊડતી ઝાંશોની
ઝરમર ઝીલંતા એ સાથે રે લ્હેરિયાં,
તો ય હેવા, આજે રહ્યાં કાં અજાણ ?
માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?

નભના તારલિયાના રાસરંગ-મંડળે,
ધીમે સુરે ગુંથી સાથે રે ઘૂમિયાં,
તો ય હેવા, આજે નહીં એ સંવાદ ![1]
હાય હેવા, આજે રહ્યાં કાં ઉદાસ ?[2]
માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?

ઊર્મિલા દવે

૧ Harmony
૨ Indifferent

# મહેફિલ

[ સજન—તન ઘોડો મન અસવાર-રાહ ]

સનકારા મને સનમશબ્દના થાય
ગોઠડી કરવા, નયનલગની ન માય;
મહેફિલ-મઝિલે તલપું મિલવવા બાંય,
કોઈ આંસુ-આરસે પાથરે મખમલ-
મદિરા સમ જેની ઝાંય. ૧

ક્યાં છે રસબસ બત્તિયુ અંકી, દિલદાર ?
મંઝિલે ક્યાં છે પ્યાલી-પીણાની કતાર ?
ક્યાંક સ્વતી તંગ કદમની સતાર,
મને મહેફિલ છે તારા શીલભજનની-
જેમાં હું મથતો મદાર. ૨

કેમ ના સ્વાગત-સુખન સુખને લકીર ?
સ્મિત સઘનમાં ન માલતી-ફોરમલીર,
મિજલસે ખપે જલલસ્યાં લ્હેર-ચીર,
કેમ અતીર રતિએ ગાજતી-
ગમગીની ઘન શું ઘોર ગભીર ? ૩

ઈજન ભુઝ તને; ખંજનમાં તું ગરકાવ,
પ્યાલી તરહને ઘૂંટતાં ઓસમાં તું સાવ-
લીન-વિલીન; દેતી ગાલને ચુંબન-ચડાવ,
તારે રંગ-અત્તરના પૂમડે શરમાણા-
માજમ સન્ધિકાના સાવ. ૪

તેજ કે તિમિરો મિજલસ, ન દરકાર;
શરાબ, શરબત પ્યાલીમાં ભલે ના લગાર,
ફૂલની ઝરમર, તરલ ગાન-મલહાર
દૂર રહો, તારી અરવ ઝલકે
મહેફિલનો સુદ પ્યાર. ૫

પેટાવ તારો પ્રણયદીપ પૂરબ્હાર,
મિલાવ પ્યાલે સ્મિત-ભરક આ ઉદાર,
આપણી મિજલસે સનમએકતાના સાર,
બુઝેલ-થંભેલ બળતા કરવા
એહી આ મહેફિલી કરાર. ૬

સુધાંશુ

## પ્રિયાને

[ શિખરિણી ]

અરે ! કોના સ્પર્શે નયન ઝબકી જાગ્રત થયાં ?
અને સૌ થીજેલાં સ્મૃતિઝરણ પાછાં વહી રહ્યાં ?
ધ્રૂજી ઊઠયું શાને ગભરુ ઉર આ આમ સહસા ?
ન જાને કો' કાજે તરફડી રહું ? વ્યર્થ વલખાં !

નિહાળું ચોપાસે, ઘન તિમિર ! વ્યાપી અરવતા !
હવા ધીમે ધીમે ઘન બની ગ્રહે રૂપ નવલાં.
ખડી થાતી ત્યાં એ પ્રિય પરિચિતા મૂર્તિ વિમલા,
ઢળે અશ્રુ નેને, હૃદયથી ઝરે સ્નેહ મમતા !

સુણું દૂરેથી કો' પદરવ ધીમો આમ વળતો
ઊઠે સ્પન્દો હૈયે, કશુંક દમતું—દર્દ સણકો !
નિશીથે એકાન્તે મિલનપળ આવી અમૂલ આ ?
ઉરે મારે પાછી છલકઇ જશે શું મધુરતા ?

સરે સર્વે શૂન્યે, તુજમય બધું, અન્ય કશું ના;
વળે ઊર્મિવ્હેણો તુજ પ્રતિ સખી ! પાવન થવા.
ઉરાકાશે મારે મદભર લસે તું શશિકલા.
સુધા હાસ્યે તારે પુલકિત બને સૃષ્ટિ સકલા.

સખી ! ઇચ્છું તારા કિસલય કૂંણાં ઓષ્ઠદ્વયપે
વિયોગે સારેલું શિશિરકણશું અશ્રુ મૂકવા;
અને બેસી તારે ઉરનીડ ઘડી બુલબુલ બની
ચહું દર્દે લાધ્યાં કરુણ મધુરાં ગાન ગુંજવા.

ઢળે તન્દ્રાધીને તુજ નયનપક્ષ્મો ઘડીક જ્યાં,
બની સ્વપ્નું મીઠું ઉર રિઝવવા આવું ક્ષણ ત્યાં;
પુરાઇ વા તારે કમલદલ હૈયે કદીક તો
થતું કે આળોટું સુરભિશયને મત્ત અલિ શો.

અરે ! કિન્તુ આ શું ? તુજ સમીપ આવી કર ગ્રહી
તને જ્યાં આશ્લેષે ચહું જકડવા ત્યાં તડિત શી
ન જાણું તું ક્યાં યે છટકી ગઇ શે દૂર ચપલા !
તને યે શું આવી પજવણી સૂઝે હે સુચરિતા ?

પડે જખ્મો ઊંડા, અધિકતર આથી ય વસમા,
ઢળે મૂર્છાખોળે વિકલ બનીને પ્રાણ દુઃખમાં;
છતાં યે આશા કે કદીક તુજ સંજીવની સુધા
નવોલ્લાસે હૈયું મુદિત કરી દેશે વિપળમાં.

❦

સુરેશ હ. જોષી

## પાનખર

[ શિખરિણી ]

શિશુત્વે મેં પેખી યદપિ ઋતુ સન્ધિ પ્રસરને
વસન્તાગ્રે ક્યાં યે પણ ન નિરખી પાનખરને.

હતી દૃષ્ટિ ત્યારે અભિનવ કૂંળાં પલ્લવ પરે
વધાવી લેતાં જે અનિલની વિનોદી હલકને.
કદી પર્ણે પર્ણે લલિત પ્રતિબિમ્બો ઊતરતી
શશીની સંધ્યાની શુચિ કિરણમાળા ઝળકતી.

મધૂરી મૂર્છામાં વનકુસુમ સંપૃક્ત સમીરે
સદા ઢોળ્યો પંખો મનહર તુષાર દ્રવ શિરે.
પ્રભાતે પુષ્પોને સમીરણ–વસન્ત–પ્રસરની
મને ઘેરી લેતી પ્રતિનિમિષ શોભા સર્જનની.

મને આજે સ્પર્શે હલક ન વસન્તપ્રસરની
ઉરે દાઝે શુષ્ક સ્થિતિ વિજનતા પાનખરની.
ખરે સૂકાં પર્ણો અપથ ગત સૌંદર્ય–તરુથી
સરી જાતી મારે જીવન–રતિ અન્તઃકરણથી.

સુકેલાં પર્ણોમાં અલસ પદ વાયુ સળવળે
પ્રકમ્પી વંટોળે કરુણ ખખડાટે ગતિ કરે.
અરે ત્યારે હૈયું પરણ સહ–વાંસે રઝળતું
નિશીથે મધ્યાહ્ને ગત સુરભિ પાછી તલસતું.

ઘણું જાણું છું હું વિગત ઋતુ પ્રત્યાગમનને
છતાં હૈયું મારું સહન ન કરે આ વિતર્કને.
વસન્તે વૃક્ષોની ગત સર્જન શોભા લહરશે
છતાં જ્યાં હૈયાંની ધબક ગઇ તે તો નહિ મળે.

હજી હૈયું મારું અનિલ સહ શેષસ્મરણમાં
સુના સાયંકાળે વિજન તરુકેરા પ્રસરમાં
રહે શોધી સૂકાં પરણ–દગ માંહે સળવળી
વિંખાયેલી પેલી ગત જીવનની પલ્લવસુધા.

❦

પારાશર્ય

# હૈયાહીણું હૈયું

[ ખડ હરિગીત ]

હું ના સહજ મોહયો હતો,
એ નેનમાં નમણો નશો જોયો હતો,
ના ના નશો કેવળ, કશો
જાદુ ય કિન્તુ જિગરનો ત્યાં ઊડતો જોયો હતો.
એ રેશમી પાંપણતણે પડદે ઢળી રોયો હતો.

તેણે પૂછયું કે કયાં જતાં ?
મેં ના કહ્યું કે શી તથા ?
ને નાવ ચાલી સુણતી પેલી સદા શાશ્વત કથા.
ખારે સમંદર સેલનારાં માછલાં
મીઠાં લહી અમ અશ્રુ ત્યાં–
શાં વ્યાકુલાં રે શી વ્યથા !

આબોહવા અનુકૂલ શી,
આ નાવ ફરકે ફૂલ શી,
પાણી નવાં! પંખી નવાં! નવલા પવન ! નવલાં ગગન!
શશિયરતણી શી હુંફ ને શી સૂર્યની મીઠી અગન!

શું શું સ્મરું ? શું વિસ્મરું ?
જ્યારે અહીં
આ કારમી મઝધારકેરા કાળમીંઢ ખડકો પરે
મુજ નાવના ટુકડા પડ્યા ગણુતો ફરું.

ને દૂર ઓ !
સરતી પ્રિયાની નાવડી નવલી વ્હણે
અદૃષ્ટમાં અદૃશ્ય થાતી ન્યાળીને
જ્યારે અહીં મૌને ગણું.—

શાને સ્મરું ? શેં વિસ્મરું ?
મઝધારના ખડકો પરે થઈ ખડ્ક શો
બસ ટુકડા ગણુતો ફરું—

ઓ મીઠડી મુજ મૂળભૂમિ!
જ્યારે તને છેલ્લી ચૂમી
હતું કલ્પ્યું, ઘણું કલ્પ્યું, અરે કલ્પી શકી જે કલ્પના
મેં લહરીના વંટોળિયા કલ્પ્યા હતા,
પણ કલ્પનાની પાંખને લહરી બની પ્રેરંત તે
પત્થર બની પત્થર ઉપર પટકી જશે
........મેં ના કદી કલ્પી હતી એવી અરે
જલતી જિગરની જલ્પના—
આયુ ય મારું અલ્પ ના—

અય સુન્દરી !
મઝધાર તેં બદલી તરી,
ના પાછલું કંઇ સાંભર્યું
ને ભાવિ સફરો કાજ સંપાડેલ તે અહીંનું બધું
આસાનીથી સહજસ્વછટાએ ત્યાં જઇને ગોઠવ્યું !

ના એ વજન તુજને નડ્યું
એ વજન પર નવલું વજન
નવઆશ ને નવસ્વપ્નનું પણ લાદિયું,
ને માહરું આ ફૂલશું હૈયે તને ભારે પડ્યું !

તારા ઉમંગે ઊછળ્યું,
તારા રુદન સંગે રડ્યું,
તુજશું રમ્યું, તુજશું ભમ્યું, તુજમાં શમ્યું.
એ માહરું હૈયાહીણું હૈયું તને ભારે પડ્યું ?
કે એ જ એક વિછોડિયું ?×

રમણિક અરાલવાળા

× તાજેતરમા બહાર પડનાર કાવ્યસંગ્રહ " પ્રતીક્ષા " માંથી

# મોટાં બાને

શિશુની સેવામાં વિસરી જઈ વૈધવ્ય વસમું,
પ્રયત્ને પુષ્પો શા મૃદુલ ઉરને વજ્ર શું કરી,
અને આઘાતોને હૃદયમહીં દાટી દઈ, તમે
મુખે તો મોટાં બા ! શશિયર–પ્રભા શાં સ્મિત વહ્યાં !

બન્યાં બાપુન્હોણાં શિશુસમૂહની ઢાલ, લૂછિયાં
ભીનાં નેનો, એની જતનભર કીધી સરભરા;
ખવાડી, પીવાડી, લગન કરી, વ્હેવાર વરતી
તમે શોકે–છાયું ઘર ફરીથી કલ્લોલતું કર્યું !....

રખે માની લેતાં તમ દુઃખની એ આવી અવધિ !
નહીં, ના, ના; બાકી વિપત–ઘન–આંધી હજી હતી;
તમારી પુત્રી–ને મુજ જનની–ભાંડુ ત્રણ મૂકી
પળે સ્વર્ગે, તેની ફિકર વહવાની હજી હતી !

રહ્યાં'તાં ઘૂમી તે ઘન ગગનમાં આખર ચગ્યાં,
તમારા તો યે, બા, સહનબળના દુર્ગ ન ડગ્યા !

દેવજી ર. મોઢ

# ઊર્મિજન્ય ભાવાભાસ

**[ Pathetic Fallacy ]**

ડોલરરાય ર. માંકડ

પ્રકૃતિકાવ્યના વિષયની[૧] સાથે Pathetic Fallacy નામનો એક વિષય સંકળાયેલો છે. આગળ સમાસોક્ત પ્રકારની વાત કરતાં મેં કહ્યું હતું કે એ પ્રકારના પ્રકૃતિકાવ્યમાં કવિ, પ્રકૃતિનાં અંગ કે દૃશ્ય ઉપર કોઈ માનવીનો સમારોપ કરે છે. એવી જાતનો સમારોપ તો આખા કાવ્યમાં ચાલુ રહે છે. પણ કેટલીક વાર પ્રસંગવશાત્ કવિ માનવધર્મોમાંથી એકાદનું આરોપણ પોતાના વર્ણનવિષય ઉપર કરે છે. નરસિંહરાવના 'ચંદા' જેવામાં આ સમારોપ આખા કાવ્યમાં જળવાયો છે, પણ નીચેનાં કાવ્યચરણોમાં આવો સમારોપ માત્ર પ્રાસંગિક જ છે, એટલે કે એકદેશી છે.

(૧) આવે સમીર મૃદુ રમ્ય ઉષાસુખેથી
તે ચૂમતો તુજ કપોલ પૂરે સુખેથી.
કુસુમમાળા પૃ. ૯૨

(૨) રવિનું તેજ જો સહુ ઠાર
રેલી રહ્યું કરંતુ હાસ.

(૩) અહિયાં પાટણ જૂનું અહિં આ લાંબુ સૂતું.

વગેરે ચરણો સમાસોક્ત નહીં એવાં પ્રકૃતિકાવ્યોમાંથી લીધાં છે. છતાં આ ચરણોમાં 'સમીર ચૂમતો', 'રવિનું હાસ કરંતું તેજ', 'પાટણ લાંબું સૂતું' વગેરેમાં સમીર, તેજ અને પાટણનું વર્ણન માનવધર્મની ભાષામાં કર્યું છે, એટલે કે અચેતનનું વર્ણન ચેતનના ધર્મોથી કર્યું છે. આવાં ચરણોને સામાન્ય રીતે Pathetic Fallacy નાં દૃષ્ટાન્તો ગણી લેવાય છેઃ પણ એ યોગ્ય નથી. માટે Pathetic Fallacy જેને હું 'ઊર્મિજન્ય ભાવાભાસ'નું નામ આપું છું તેનું સ્વરૂપ સમજી લેવાની જરૂર છે.

એ વચન અને એની પાછળ રહેલો વિચાર મૂળ પ્રચારમાં લાવનાર અંગ્રેજી લેખક રસ્કિન હતો. એણે ઊર્મિજન્ય ભાવાભાસને કાવ્યદોષ ગણ્યો છે. સામાન્ય રીતે ઊર્મિજન્ય ભાવાભાસ એટલે અચેતનમાં ચેતનનું કે ચેતનધર્મનું આરોપણ કરવું તે અમે મનાય છે. પણ જ્યાં જ્યાં અચેતનમાં ચેતનધર્મનું આરોપણ હોય ત્યાં બધે જ આ દોષની હાજરી માનીએ તો તો કવિતાનો વિષય જ પ્રવિરલ થઈ જાય. પણ એમ નથી. આ ઊર્મિજન્ય ભાવાભાસનો દોષ, બીજા સામાન્ય કાવ્યદોષોની પેઠે, સાપેક્ષ દૃષ્ટિએ, ક્યાંક દોષરૂપ હોય છે તેમ ક્યાંક ગુણરૂપ પણ હોય છે. જેમ વીરરસમાં ઓજસનો વપરાશ ગુણ છે, પણ શૃંગાર કે કરુણમાં એ દોષ છે, તેમ આ કાવ્યદોષ પણ ક્યાંક દોષરૂપ હોય છે અને ક્યાંક નથી હોતો, એટલે કે આ દોષ અનિત્ય છે, નિત્ય નથી. આ દોષનું આવું સ્વરૂપ સમજવા માટે આપણે એની વિગતમાં ઊતરવું પડશે.

આપણા સાહિત્યમાં આ વિષયની તાત્ત્વિક ચર્ચા આજથી ૩૫–૪૦ વર્ષ પહેલાં થઈ ગઈ છે. તેમાં આપણા ત્રણચાર સમર્થ વિદ્વાન વિવેચકોએ ભાગ લીધો હતો. મણિભાઈ ત્રિવેદી,[૨] આનન્દશંકર ધ્રુવ[૩] અને રમણભાઈ[૪] ઉપરાંત નરસિંહરાવ[૫] પણ આ ચર્ચામાં ઊતર્યા હતા. એ ચર્ચામાં નરસિંહરાવનું વક્તવ્ય, કાલગણનાની તેમ જ સિદ્ધાન્તસ્થાપનની દૃષ્ટિએ અંતિમ હતું. નરસિંહરાવનું એ પૃથક્કરણ એટલું તો સબળ છે કે રસ્કિન પોતે પોતાના સિદ્ધાન્તની જે કેટલીક ઉપપત્તિઓ સ્પષ્ટ કરી શક્યો નહોતો તે નરસિંહરાવની એ ચર્ચામાં વિશદ થઈ ગઈ છે. નરસિંહરાવની એ ચર્ચામાં કંઈક ગમ્ય રહી ગયો છે એવો એક આનુષંગિક મુદ્દો મારે પાછળથી ચર્ચીને વિશદ કરવો છે તે સિવાય આ વિષયના નરસિંહરાવના નિર્ણયો જ અહીં નોંધી લઉં છું.

એમના તેમ જ રસ્કિનના કહેવા મુજબ જ્યારે કવિ પોતાની વિકારગ્રસ્ત એટલે ઊર્મિહાસ્યયુક્ત મનઃસ્થિતિમાં, પ્રકૃતિ ઉપર પોતાના ભાવનું આરોપણ કરે ત્યારે ઊર્મિજન્ય ભાવાભાસનો દોષ ઊભો થાય છે. રસ્કિન લખે છે.[૬]

"I belive these instances are enough to illustrate the main point I insist upon respecting the pathetic fallacy,—that so far as it is a fallacy, it is always the sign of a morbid state of mind, and comparatively of a weak one."

નરસિંહરાવ પણ એવું જ લખે છેઃ[૭] "અસત્ય આરોપ તો ત્યારે જ થાય છે કે જ્યારે પ્રકૃતિના સત્ય સ્વરૂપ અને તત્ત્વને કવિની ક્ષણિક લાગણીઓ વિકારપૂર્ણ રીતે પોતાનો રંગ અર્પે છે. અને પ્રકૃતિ માનવને જે ખરા અને ઊંડા સંદેશ પહોંચાડે છે તેનું સ્વરૂપ મનુષ્યની વિકારમલિન દૃષ્ટિ મચડી નાંખે છે."

આમ મુખ્ય સિદ્ધાન્ત બાંધીને પછી રસ્કિન કેવા સંજોગોમાં આ કાવ્યદોષની તીવ્રતા વધેઘટે છે તેની વાત કરે છે. તે કહે છેઃ (p. 176) In ordinary poetry, if it is found in the thoughts of the poet himself, it is at once a sign of his belonging to the inferior school; if in the thoughts of the characters imagined by him, it is right or wrong according to the

૧ 'માનસી' ૧૯૯૧ અંક પહેલામાં છપાયેલ મારા "પ્રકૃતિકાવ્યઃ પ્રકારોઃ" નામના લેખના અનુસંધાનમાં આ લેખ લખાયો છે, તેથી અહીં વપરાયેલા સમાસોક્તાદિ પારિભાષિક શબ્દોની સમજૂતી માટે મારો આગળનો લેખ જોઈ લેવાની વિનંતિ છે.

૨ સુદર્શન, જુલાઈ, ૧૮૯૮.
૩ સુદર્શન, જુલાઈ, ૧૮૯૯.
૪ કવિતા અને સાહિત્ય વો. ૧, પૃ. ૧૯૦ વગેરે.
૫ મનોમુકુર ભાગ ૧ લો 'અસત્ય ભાવારોપણ' નામે લેખ.
૬ Modern Painters, vol. III, Populer Ed; 1906, George Allen P. 176
૭ મનોમુકુર, ભા. ૧ લો, આવૃત્તિ પહેલી, ૧૯૨૪, પૃ. ૨૪૮.

genuineness of the emotion from which it springs; always however implying necessarily some degree of weakness in the character."

નરસિંહરાવે પણ લખ્યું છે (પૃ. ૨૦૪-૮): "તેમ હું ધારું છું કે રસ્કિનનો પ્રધાન ઉદ્દેશ આ પ્રકારના ભાવારોપ બહુધા આત્મલક્ષી (Subjective) કાવ્યને સંબંધે જ નિયમિત કરવાનો જણાય છે......મારું કહેવું એમ નથી કે Pathetic Fallacy ને અન્ય સ્થળે અવકાશ જ નથી. પરંતુ નીચેની ચર્ચાથી જણાશે કે અન્ય પ્રકારની કવિતામાં પ્રવેશ પામતાં જેમ જેમ એ કવિતાનું આત્મલક્ષી સ્વરૂપ ઘટતું જાય છે તેમ તેમ આ ભાવારોપનું સ્વરૂપ બદલાતું જાય છે. અને કેટલેક ક્રમે જતાં fallacy નું સ્વરૂપ લુપ્તવત્ થાય છે.[૮]

ત્યારે આ પ્રકારનો ભાવારોપ કવિતામાં કેવે કેવે પ્રસંગે આવે છે તે તપાસીએ. ભાવ અને ભાવારોપની તીવ્રતાના પ્રમાણમાં અનુક્રમ લઇશું. તે ક્રમે નીચે પ્રમાણે કવિતામાં આ ભાવારોપ જોવામાં આવે છેઃ—

(ક) આત્મલક્ષી (subjective) કાવ્યમાં

(ખ) પરલક્ષી (objective) કાવ્યમાં:-

(૧) કવિએ ઉત્પન્ન કરેલાં પાત્રો પોતાની લાગણીઓની છાયા પ્રકૃતિ ઉપર પાડે છે ત્યારે;

(૨) કવિ પોતે જ પોતે ઉત્પન્ન કરેલાં પાત્રોની દશા સાથે પ્રકૃતિને સમભાવ ધરતી વર્ણવે છે ત્યારે;

(૩) વર્ણન કરેલાં માનવવૃત્તાન્તોને માટે અનુકૂળ પ્રકૃતિના બનાવો તે જ વખતે બનેલા કહીને કવિ વર્ણવે છે, મુખ્ય વૃત્તાન્તના ચિત્રને યોગ્ય પશ્ચાદ્-ભૂમિ તરીકે ચીતરે,-અને તે જ ક્રિયામાં માનવવૃત્તાન્ત અને પ્રકૃતિના વૃત્તાન્ત વચ્ચે કાંઇક ગૂઢ અને સૂક્ષ્મ સંબંધની છાપ પાડે છે ત્યારે."

ઉપરના બન્ને ઉતારાઓ તપાસતાં જણાશે કે રસ્કિનના માત્ર બે વિભાગને નરસિંહરાવે ચાર વિભાગમાં પૃથક્ કર્યા છે. રસ્કિનના 'in the thoughts of the poet himself' ને નરસિંહરાવે આત્મલક્ષી વિભાગમાં તેમ જ પરલક્ષી (૨) અને (૩) માં જુદા પાડ્યા છે. તેથી જે વિશદતા રસ્કિનમાં નથી તે નરસિંહરાવનાં વિવેચનમાં આવી છે.

જ્યારે કવિ ઊર્મિવશ બન્યો હોય અને પોતાના મન ઉપરનો ખોઇ બેસીને પ્રકૃતિમાં પોતાના જ મનોભાવનું આરોપણ કરે ત્યારે આ દોષ ઊભો થાય છે. એટલે આ દોષ શુદ્ધ આત્મલક્ષી કાવ્યમાં થાય એ સ્પષ્ટ જ છે; કેમ કે પરલક્ષી કાવ્યમાં, કંઇ ને કંઇ પ્રમાણમાં, કવિ આત્મનિષ્ઠ હોય છે એટલે તેનો પોતાના મન ઉપરનો કાબૂ હાજર હોય જ. નરસિંહરાવ પરલક્ષી કાવ્યના અમુક પ્રકારમાં પણ આ જાતનો દોષ હોય એમ માનતા જણાય છે, પણ પરલક્ષી કાવ્યમાં કવિ જે કંઇ લખે છે તે પોતાની અંગત ઊર્મિઓ વિશે નથી હોતું, પણ પોતે સર્જેલાં પાત્રને કે પ્રસંગને લગતી ઊર્મિઓ વિશે જ હોય છે. પાત્રની પોતાની ઉક્તિમાં જો ઊર્મિજન્ય ભાવાભાસ હોય તો તો એ દોષરૂપ ન જ ગણાય, કેમ કે પાત્રના માનસનું તાદૃશ પ્રતિબિમ્બ પાડવા માટે કવિને એમ કરવું પણ પડે. આમ નરસિંહરાવના ક માં એ દોષ હોઇ શકે પણ ખ (૧) માં તો એ હોય જ નહીં. વળી ખ (૩) માં પણ એ દોષ ન હોય, કેમ કે પશ્ચાદ્ભૂનો ઉઠાવ કરવાને કવિ જે વર્ણન કરતો હોય તેમાં એ પોતે સંપ્રજ્ઞાત જ હોય, એટલે કે પોતાનાં મનનો કાબૂ ખોઇને વિકારવિવશ એ એમાં ન જ બન્યો હોય. ખ (૨) માં પણ ઊર્મિજન્ય ભાવાભાસ દોષરૂપે આવવાનો સમ્ભવ નથી; કેમ કે પરલક્ષી કાવ્યમાં પોતે ઉત્પન્ન કરેલ પાત્રોની સાથે પ્રકૃતિને સમભાવ ધરાવતી કવિ વર્ણવે તેમાં કવિનો પોતાના મન ઉપરનો કાબૂ હોય જ. એમાં અસમ્ભવદોષ હોઇ શકે એમ જે નરસિંહરાવે બતાવ્યું છે તે યોગ્ય છે, પણ એમાં ઊર્મિજન્ય ભાવાભાસ તો ન જ હોય. આમ ઊર્મિજન્ય ભાવભાસના દોષનું ક્ષેત્ર ઘણું જ મર્યાદિત થઈ જાય છે. માત્ર કવિ પોતે જ્યાં પોતાના ભાવને વ્યક્ત કરતો હોય એવાં આત્મલક્ષી કાવ્યમાં એ જ્યારે પોતાના મન ઉપરનો કાબૂ ખોઈ બેસીને વિકારવશ બનીને પોતાના ભાવો પ્રકૃતિમાં આરોપે ત્યારે જ આ દોષ ઊભો થાય છે.

આટલે સુધીની વાત નરસિંહરાવની ચર્ચામાં સ્પષ્ટ છે. પરંતુ આવાં આત્મલક્ષી કાવ્યોમાં પણ કેટલીક વખત આ દોષમાંથી કવિ મુક્ત હોય એમ બને છે એ મુદ્દો એમની ચર્ચામાં બરાબર સ્પષ્ટ બન્યો નથી તેથી એને વિશદ કરવાની તક અહીં લઉં છું.

એમણે જ ચર્ચેલાં બે જુદાં જુદાં દૃષ્ટાન્તો લઈએ:

(૧) રે નર્મદ! અંધારી રાત્ય,
તુંહેને મળતી તારી જાત્ય;
વિવિધ તાપથી તમર બેહ,
સલવલ્યાં તમમાં સમી રેહ;
પડતીને અંધારી ગમે,
રડતા રડવાં બને રમે. (નર્મદાશંકર-અનુભવકડવી)

(૨) લઘુસ્રોતપટે મળી એક રસે
શું અનન્ત કરેણુ કુસુમ હસે!
... ... ...
સહુ ટોળું મળી અહિં રંગ રસે
રમતાં રમતાં શું હસે જ હસે!
... ... ...
સહુને જહિં ધીર સમીર ચૂમે
સ્મિત મંદ રમે કુસુમે કુસુમે
સરલા કોઈ ગ્રામકુમારી સમે
સહુને મુખ કૌતુક હર્ષ રમે. (નરસિંહરાવ-કુસુમમાળા)

(૧) માં કવિ 'રાત રડે છે' એમ કહે છે અને (૨) માં કવિ 'કુસુમો હસે છે, સમીર ચૂમે છે' વગેરે કહે છે: છતાં (૧) માં ઊર્મિજન્ય ભાવાભાસનો દોષ છે અને (૨) માં નથી તેનું કારણ શું? બન્ને આત્મલક્ષી કાવ્યો છે. છતાં બન્ને વચ્ચે એક અગત્યનો ભેદ છે. (૧) માં કવિ પોતે જ શોકનિમગ્ન છે અને પોતાના એ જ

૮ આનો અર્થ એવો થાય છે કે પરલક્ષી કાવ્યના પણ અમુક પ્રકારમાં આ દોષ હોઈ શકે એમ નરસિંહરાવનો મત છે; પણ એ બરાબર નથી એની ચર્ચા આગળ આવશે.

તરંગમાં બહારની રાતને જોતાં 'રાત રડે છે' એમ પોતાને લાગે છે. આમાં પોતાના મનના વિકારથી રાતને એ રંગે છે એ સ્પષ્ટ છે; માટે એવી સ્થિતિમાં ઊર્મિજન્ય ભાવાભાસનો દોષ થયો કહેવાય. પણ (૨) માં કવિ પોતે ખાસ કોઈ તરંગ ( mood ) માં નથી, પણ બહાર જઈ કરેણાનાં ફૂલોને જોતાં અચાનક એ હર્ષમાં આવી જાય છે અને કુસુમોને હસતાં કલ્પે છે, સમીરને ચૂમતો કલ્પે છે વગેરે. એમાં એના પોતાના ભાવનું આરોપણ કુસુમ ઉપર નથી, પરન્તુ કુસુમમાંથી, કેમ જાણે, એક જાતનો ભાવ કવિનાં હૃદયમાં સંક્રાન્ત થયો ન હોય એમ લાગે છે. વર્ડ્ઝવર્થના Daffodilsમાંથી ઉતારા આપી ( જેમાં Fluttering and dancing in the breeze; Tossing their heads in sprightly dance; The waves beside them danced; A poet could not but be gay, In such a jocund company વગેરે ચરણો આવે છે તે આપીને ) નરસિંહરાવ નોંધે છેઃ " આમ પ્રકૃતિ ઉપર કવિના ક્ષણિક ભાવની છાપ પડવાને બદલે ઊલટી પ્રકૃતિ પોતાના સ્વરૂપનું અન્તસ્તત્ત્વ કવિના હૃદયની ક્ષણિક વૃત્તિને લુપ્ત કરીને પોતાના અન્તઃસ્વરૂપની છાપ કવિ ઉપર પાડતી જણાય છે." આ વચનો મેં ઉપર નોંધેલા બીજા પ્રકારને લાગુ પડે છે. એટલે આ ચર્ચાનો નિષ્કર્ષ હું આમ સમજું છુંઃ

૧. પરલક્ષી પ્રકૃતિકાવ્યોમાં ઊર્મિજન્ય ભાવાભાસનો વપરાશ દોષરૂપે આવી શકે જ ન નહીં.

૨. આત્મલક્ષી કાવ્યોમાં એ દોષરૂપે આવી શકે, તેમાં પણ

(૧) કવિ પોતે અમુક ભાવમાં હોય અને વિકારવશ થઈને પોતાના તે ભાવને પ્રકૃતિ ઉપર આરોપે ત્યારે આ દોષ થાયઃ પણ,

(૨) કવિ પોતે સ્વસ્થ મનથી પ્રકૃતિદર્શન કરતો હોય અને પ્રકૃતિદર્શનથી જ એના મનમાં જે ભાવો ઊઠે તેને એ જ્યારે માનવધર્મના શબ્દોમાં વર્ણવે ત્યારે આ દોષ ન આવે.

અલબત્ત, આ બધી સ્થિતિમાં ખરું માર્ગદર્શક તત્ત્વ તો રસ્કિને પોતે નોંધ્યું છે તે જ છે કે પ્રકૃતિમાં માનવધર્મારોપણ કરતી વખતે કવિનું મન વિકારગ્રસ્ત દશામાં ન હોવું જોઈએ. કવિ પોતાની ઊર્મિનો દાસ બનીને પોતાની બુદ્ધિ ઉપરનો ગ્રાહ ખોઈ બેસે ત્યારે જ આ દોષ ઊભો થાય.

સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં પણ આ વિષયની કેટલીક ચર્ચા મળે છે તે હવે પછી વિચારીશું.

---



# ભજન કાવ્યો વિષે કાંઈક

**દામોદર ભટ્ટ**

કાવ્યનો આત્મા રસ; રસની સનાતન ઉપાસના માનવસાધનાની તપઃપૂર્તિ છે. જનસમાજની આદિ અને પ્રાકૃતિક ઊગમસરણિમાં ઊર્મિમાણની એકલક્ષિતા પ્રથમથી જ સરતી આવી છે. ઊર્મિના તળમાં આન્દોલન છે. આ આન્દોલનનું જે આનંદમય સ્ફુરણ તે અંતર સજીવતા. સજીવતાને માનવમાત્ર કેટલેક અંશે શાબ્દિક સરૂપતા આપવા પ્રયત્ન કરે છે. કોઇ રંગવિધાનની સુરેખ લકીરથી તો કોઇ અર્થબદ્ધ વાણીકિરણના શૈલીવિધાનથી.

શૈલીવિધાનમાં પ્રયત્નનો વ્યાયામ છે, એટલે કે અંતરવ્યક્તિ અમુક ભાષામરોડમાં કેમ લેવો તેનો વ્યાપાર શૈલીચિત્રગમાં ખરો. આમ છતાં ઊર્મિનો સર્ગજુહાળ તો સ્વયંસ્ફુરિત જ રહેવાનો. એટલે શૈલી એ ઊર્મિવ્યંજનાની ફ્રેમ છે. અને જે અનામી, અરૂપ જીવનસ્પંદના તે એ શૈલીવેષ્ટનનો પ્રાણ છે.

જીવનસ્પંદના, સમાજસંસ્કારિતાને ઓળખે છે એના કરતાં એ હૃદયસંસ્કારિતાને વધુ ઓળખે છે એમ કહેવું વાજબી ગણાય. સમાજની સંસ્કારિતા એ તો યુગોના પરિવર્તન પછીનું ઘડતર છે જ્યારે હૃદયની સંસ્કારિતા એ માનવ–ઊગમકાળનું સ-પ્રવાસિક આન્દોલન છે.

માનવઆત્મા એના એ હૃદયસંસ્કારના આંદોલનને રૂપ આપતો જ આવ્યો છે. અરવ વાણીને ભાવ ને ભાષામય અવાજ આપવાને તેણે કાવ્યમય લીનતા અનુભવી છે.

હૃદયની એવી સુમુગ્ધા સુધાને એવી એ પુરાતન માનવતાએ રાગણીનું સંવનન સધાવ્યું. બહુ ઊંડા ઊતરીને નિહાળીએ તો સંગીતના સામવાક્યનું વિધાન પણ આ સુમુગ્ધા સુધામાં રસેલું છે. લોકજીવને પોતાની સમગ્ર ભૂમિકાને વિવિધ ને વિમલ વિસ્તારમાં વહેંચી નાખી. સરાગ અને વિરાગ એમ જીવનખંડના બે મુખ્ય વિભાગમાં વિવિધ રસની માંડણીઓ વહેંચી દીધી. વિરાગમયતા એ પરલોકપેખણની શબ્દસાધના બની. જીવનને ગોપીચંદ ને ગેરૂ, તંબૂર ને તાંસિયા, રાવણહથ્થો ને એકતારો વગેરેમાં તુની લઈ એ એની વૈરાગ્ય કલાને ઊર્મિશૃંગ સુધી ખેંચી ગયો.

વ્યંજનાની સરળતા આ બધાનો આત્મા હતો. ઊંચી ને ઉગ્ર અધ્યાત્મ–ફિલ્સૂફીને જ્ઞાનવેધક સરળતામાં આવરી લેવી એ એનું પરમ ધ્યેય હતું. અમૃતમય પરમ પુરુષના પ્રેમનો તલસાટ તેનું નામ ભક્તિ, અને એ ભક્તિને અખંડ જાગૃતિ પાવા, જે નિત્ય એકલીન વાણી–આરાધના તે ભજન.

ભજનમાં ભાવ, મેધા વિભૂતિ અને અંતરને પલાળે એવું માનવીય ઉદ્રેક–ઝરણુ જોઈએ. ભજન તો અંતર–અતિથિ છે. દ્વારે આવેલો કોઈ 'શબ્દનો આહ્લેક' આપી. પિછાન્યા વગરનો પંથે પડી જાય અને પછી વાંસે દોડ્યા છતાં અલોપ થયેલો અતિથિ હાથ ન આવે એવું ભજન–કાવ્યનું પણ ખરું. ભક્તોનું દિલભંજન ભજનોનો સરણિ–ઓથાર ક્યારે કરે તે ન કહી સકાય. પૂર્ણ પ્રેમીનું આંતર્દર્શન–સંવેદન થાય ત્યારે શબ્દબદ્ધ એકલીનતા દ્રવે. ભજનકાવ્ય જનવાણીની ઊર્મિછવિ છે.

# પ્રસાદ

દેશળજી પરમાર

મોગલ શાહાનશાહ અકબરના નવરત્ન* દરબારમા ચતુર તર્કબુદ્ધિ, સસારજીવનની પ્રવીણ પ્રજ્ઞા તેમ જ હાસ્યરસના પ્રસગો ઉપરાત કોઈ કોઈ વાર મુશાયરાના જેવી મઝાહ પણ ઊડતી હતી ખાસ કરીને કવિ ગંગ પાદપૂર્તિ કરી આખો શ્લોક તત્કાળ જોડી મિજલસનુ મન રજન કરવા સાથે પોતાની રગીલી કવિતામોહિનીનુ જાદુ ફેલાવી દેતા તે વિશેના તથા બીજા એક બે દૃષ્ટાન્ત અહીં મનોરમ નીવડશે

એક સવારે શાહના બેગમ બિછાનામાથી ઊઠી મોં ધોતા હતા એ વખતે એમના કપાળ પરનો ચાદલો હથેળીમા ગખેના પાણીમા પડી ગયો આ ચાદલામા હાથીનુ નાનુ ચિત્ર હતુ શાહે બેગમ પાસેથી આ વાત સાભળી ત્યારે તેને હથેળીમા હાથી ડૂબી ગયાના કવિત્વવાળી કલ્પના આપી કવિગગ દરબારમા આવ્યા ત્યારે બાદશાહે તેને હથેળીમા હાથી કેમ ડૂબી જાય એ બાબત પ્રશ્ન કર્યો કવિ ગગ કવિતારસના નિષ્ણાત હતા એટલે સમજી ગયા કે એમાં કોઈ સુદરીજીવનનો રસપ્રસગ છે એટલે તેણે તરત જ એક કવિત જોડી કાઢ્યુ અને લલકાર્યું

સોળ સિંગાર સજી અતિ સુદર રૈન રમી સો પિયા સગ રાની,
ઊઠ પ્રભાત કમલમુખ ધોવત ટીકી ખસી હથેલી લીપરાની,
તામે ચિત્ર હતો ગજરાજ અજીવક બુઆક કાહુ પીછાની,
કવિ ગગ કહે સુન શાહ અકબર ડૂબત હાથી હથેલી કે પાની

આ સાભળી બીરબને બારોટજી કવિ ગગની કવિત્વરતિના વખાણ કર્યા અને રતિ વગર આ દુનિયામાં કોઈ ચીજ સરસ નથી એમ જણાવ્યુ. તે ઉપરથી કવિ ગગે એક બીજુ કવિત રતિવિષયનુ જોડી લલકારવા માડ્યુ

રતિબિન રાજ, રતિબિન પાટ, રતિબિન છત્ર નહીં એક ટીકો,
રતિબિન સાધુ, રતિબિન સત, રતિબિન જોગ ન હોય જતીકો,
રતિબિન માન, રતિબિન તાન, રતિબિન માણુસ લાગત ફીકો,
કવિ ગગ કહે સુનો શાહ અકબર, એક રતિબિન એક રતિકો

બાદશાહે કહ્યું, 'કવિરાજ, મૂર્ખ માણસની મિત્રતા કેવી હોય એના પર કાંઈ કવિત સભળાવો ' કવિ તો તૈયાર હતા

ગગ તરગ પ્રવાહ ચલે ઓર
પયકો નીર પીઓ ન પીઓ,
અબ્બ હૃદે રઘુનાથ બસે તો
ઓરકો નામ લીઓ ન લીઓ,
કર્મસજોગ સુપાત્ર મીલે તો
કુપાત્રકો દાન દીઓ ન દીઓ,
કવિ ગગ કહે સુન શાહ અકબર
મૂરખ મિત્ર કીયો ન કીયો

વળી પાછુ બાદશાહે કહ્યું 'મને એક અર્ધચરણ યાદ આવ્યુ છે "કર્મ છૂપે નહીં ભભૂત લગાયો" તેની પાદપૂર્તિ કરી બતાવો.' કવિએ ચલાવ્યુ

તારકી જોતમે ચદ્ર છૂપે નહી
સૂર્ય છૂપે નહીં બાદલ છાયો,
રણ ચડો રજપૂત છૂપે નહીં
દાતા છૂપે નહીં મગન આયો,
ચચલ નારીકો નેન છૂપે નહી
પ્રીત છૂપે નહીં પૂઠ દીખાયો
કવિ ગગ કહે સુન શાહ અકબર
કર્મ છૂપે નહીં ભભૂત લગાયો

એકવાર બાદશાહ અને બીરબલ બેઠા હતા ત્યારે બને એકથી બીજાનુ ચડે તેવુ કવિત બનાવવાની રઢે ચડ્યા બાદશાહ પોતાનું કવિત પ્રથમ બોલ્યા

જળ તો ગગ જળ ઓર જગ કહ રે,
ફળ તો આમ ફળ ઓર ફળ કાહ રે,
ભોગ તો સ્ત્રીભોગ ઓર ભોગ કાહ રે,
જોતિ તો નૈનજોતિ ઓર જોતિ કાહ રે

એ સાભળી બીરબલે શાહના કવિતમા થોડાએક ફેરફાર કરી નવીન અર્થપ્રભાવવાળુ કવિત સભળાવ્યુ

જળ તો ઈંદ્રજળ ઓર જળ કહ રે,
ફળ તો પુત્રફળ ઓર ફળ કાહ રે,
ભોગ તો અન્નભોગ ઓર ભોગ કાહ રે,
જોતિ તો સૂર્યજોતિ ઓર જોતિ કાહ રે.

એ કાવ્યનો ગૂઢાર્થ સમજમા આવતા બાદશાહે કબૂલ કર્યું કે 'બીરબલ તારુ કાવ્ય ચડે '

એક પ્રભાતે બાદશાહ ઝરૂખે બેસી સૂર્યોદયની શોભા નિહાળતા હતા જમના નદીના કાંઠા પરની હરિયાળી કુદરત ખીલી રહી હતી એવે વખતે દિલ્હી શહેરની કોઈ રમણી નદીએ નાવા આવી માથાનો અબોડો છોડી નદીમાં ડૂબકી દઈ જ્યારે એ બાઈ પાણીની બહાર નીકળી અને બે હાથવડે મો ઉપર પથરાયેલા વાળને કારણે ખસેડ્યા ત્યારે એના મુખની શોભા એવી બની લાગી કે પર્વતને ફોડીને જાણે કેમ સૂર્યબિંબ પ્રગટ્યુ હોય! એવી કલ્પનાના આનદમાં ને આનદમાં બાદશાહ બોલવા લાગ્યા 'નિકસ્યો રવિ ફોડ પહાડકી તાઈ'

થોડી વારે એક કવિ શાહ હજુર આવી લાગ્યો તે આ શબ્દો સાભળી શાહને એ વિશેનું આખુ કવિત સાંભળવા કહ્યું

રાત સમય રસકેલી કિયો
અરુ ભોર ભયે ઊઠી મજ્જન ધાઈ,
નીરકે છીરમે હૈ ડુબકી
જમુના જળમે જૈસે ચદ્રકી છાઈ,
લૈ ડૂબકી જળસે નિકસી
હરખી અલક મુખપે છીતરાઈ,
દોઉ કર કેશ સમાર લિયે
નિકસ્યો રવિ ફોડ પહાડકી તાઈ

પોતાના અનુભવ સાથે કવિકલ્પનાનો અનુભવ આમ અકસ્માત રીતે મળતો આવેલો જોઈ બાદશાહના હર્ષનો પાર રહ્યો નહિ.×

*એ નવરત્નો આ પ્રમાણે રાજા બીરબલ, રાજા માનસિહ, ટોડરમલ, હકીમ હામાન, મીરઝા હુસેન, અબુલફઝલ, ફૈઝી, મુલ્લા દોપ્યાઝા. એ બધા જુદી જુદી કળાઓમા પ્રવીણ હતા. કેટલાક ભાષાશાસ્ત્રીઓ, વિદ્વાનો અને શૂરા સેનાપતિઓ હતા

× એક પુસ્તકમાથી ઉદ્ધૃત

# વિશ્વદર્શનની ગીતા

મગનલાલ લાલભાઈ દેસાઈ

કવિવર ખબરદારની દર્શનિકાની બીજી આવૃત્તિ નવ વર્ષના જ ગાળામાં બહાર પડે છે એ એ કાવ્યગ્રંથે મેળવેલી લોકપ્રિયતા દર્શાવે છે. ગુજરાતી સાહિત્યમાં ૧૯૩૧–૪૦ નો દાયકો ખરેખર મહોજ્જ્વલ છે. ગુજરાતી કાવ્યસાહિત્યના વિકાસમાં એ દાયકાનો ફાળો ઘણો મહત્ત્વનો છે. 'દર્શનિકા' જેવું લાંબું પ્રથમ ચિંતનકાવ્ય, 'વિશ્વશાંતિ' ભવ્ય વિષયનું વિશ્વબંધુત્વની ભાવનાભર્યું એક તરુણ કવિનું (આજે તો પ્રતિષ્ઠિત જ) કાવ્ય, કવિશ્રી નાનાલાલનો મહાકાવ્ય માટેનો મહા અખતરો 'કુરુક્ષેત્ર,' નવી પેઢીના સૌ કવિઓના કાવ્યગ્રંથો, શ્રી સુન્દરમ્‌ની લોકહૃદય ઓળખવાની શક્તિ અને એ જ લોકકંઠે મૂકવાને રચેલાં રંક માનવપોકારનાં ગીતો, અને દાયકાના અંતભાગમાં 'જનની' જેવું મનોરમ સળંગ શોકપ્રશસ્તિ કાવ્ય એ સૌ આ દાયકાના અતિ મહત્ત્વના સર્જનગ્રંથો છે.

વિશ્વદર્શનની ગીતા 'દર્શનિકા' કવિશ્રી ખબરદારના અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલા ગ્રંથોમાં સર્વશ્રેષ્ઠ છે. એની જ સાથે ગુજરાતી સાહિત્યના કાવ્ય ગ્રંથોમાં પણ એનું સ્થાન શ્રેષ્ઠ કક્ષાનું જ છે. પરપ્રાંતીય સાહિત્યમાં પણ એની મહત્ત્વની નોંધ થઈ છે. આપણા વિદ્વાન વિવેચકોએ પણ એ કાવ્યગ્રંથની સમીક્ષા કરેલી છે.

'દર્શનિકા'ને શોકપ્રશસ્તિ કાવ્ય તો ન જ કહી શકાએ. એને મહાકાવ્ય પણ ન કહીએ. એ તો શોકપ્રશસ્તિનું પ્રબુદ્ધસમાધિ કાવ્ય છે. જગતને તીરે ઊભેલો પ્રભુ જેમ જગતને જુએ છે તેમ આ કાવ્યમાં કવિ પણ શોકપ્રશસ્તિની પે પાર જઈને એક શાંત તટે શાંત હૃદયથી વિશ્વદર્શન કરે છે. એ દર્શન તે જ આ મનોહર કાવ્ય. કવિશ્રી ખબરદારની પુત્રી **તેમીના*** કવિના જીવનમાં ખૂબ સહાયક હતાં. એ પુત્રી પર એમનો સ્નેહ પણ અપાર હતો. એ પુત્રીનું અવસાન એ જ આ કાવ્યનું બીજ.

કોઈએ એની દીર્ઘસૂત્રતા તેમ જ વધારે પડતા વિસ્તારની ફરિયાદ કરી હતી. 'દર્શનિકા' વાંચ્યા પછી જ મેં સાહિત્યમાં પ્રવેશ કર્યો હોય એમ કહું તો ચાલે. એ ગ્રંથ એક નહીં બે નહીં પણ અનેકવાર વાંચ્યો છે. છેલ્લી વાર વધારે મીમાંસક દૃષ્ટિએ વાંચ્યો છે. 'દર્શનિકા'માં જો કોઈને દીર્ઘસૂત્રતા લાગતી હોય તો તે દોષ કવિનો નથી પણ વાચકનો છે. ચૌદ લીટીનાં સૉનેટ વાંચનાર છ હજાર લીટીનું કાવ્ય કયી ધીરજથી વાંચી શકે? લખોટીએ રમનારને સૂરજચંદ્રના ગોળા રમવા આપો તો શું કહે? શિષ્ટ કવિતા (Classical poetry) અને રંગદર્શી કવિતા (Romantic poetry) એ બે વચ્ચે મહાફેર છે. રંગદર્શી કવિતામાં દીર્ઘસૂત્રતા કોઈને નથી લાગતી કારણ કે કવિ એક જ પીંછીએ નવા નવા રંગો આપે છે. શિષ્ટ કવિતામાં કવિ એક જ પીંછીએ ચિત્રને વિસ્તારથી અને વિગતથી રજૂ કરે છે. શિષ્ટ કવિતામાં (ખાસ કરીને લાંબાં કાવ્યોમાં) દીર્ઘસૂત્રતા આવી જાય એનો પૂરેપૂરો સંભવ કવિ માટે રહે છે. કારણ કે એ શૂન્યમાં સાકારનું સર્જન છે. એક કવિ મહાનાટકની યોજના કરી પાત્રોનો વિસ્તાર કરી હજારો લીટીઓનું નાટક રચી શકે પણ એક કવિ એક જ ચિંતન લે અને વિસ્તારથી એની સાધનામાં તલ્લીન થાય ત્યારે શૂન્યમાંથી સાકારનું જ સર્જન થાય છે. કવિ પાસે નથી હોતી એવી પાત્રોની યોજના. માત્ર ભાવ, લાગણી, વિચાર અને સમદૃષ્ટિના સાધનોથી જ એણે કાવ્યનું કલેવર ઘડવાનું હોય છે. અને એ જ કારણે આપણા classical poets શિષ્ટ કવિઓ વધારે લોકપ્રિય થાય છે; કારણ કે જે સાધનો વડે એમણે સર્જન કર્યું છે એ જ સાધન મનુષ્યનાં છે. ભાવ, લાગણી, વિચાર અને સમદૃષ્ટિ દરેક મનુષ્યમાં હોવાથી એ મનુષ્ય પૂરતા સમભાવથી કાવ્યનો રસાસ્વાદ કરી શકે છે. અને એથી જ 'દર્શનિકા' આપણો લોકપ્રિય કાવ્યગ્રંથ નીવડ્યો છે. દીર્ઘસૂત્રતાની ફરિયાદ કરનારાઓ ફરી યાદ કરે કે આ સર્જન ભાવ, લાગણી, વિચાર અને સમદૃષ્ટિનું મૂર્તિમંત કાવ્ય છે. વળી દર્શનિકામાં કવિએ પોતાના શોકથી લેશ પણ અસ્વસ્થ થયા વગર વિગતથી આપણા જીવનનાં દૃશ્ય દૃષ્ટાંતોથી પોતાના વિચારોને ઉતારવાના પ્રયત્નો કર્યા છે. આખા ગ્રંથમાં કવિ ખૂબ logical ક્રમાનુસાર પદ્ધતિશીલ બને છે. તત્ત્વદર્શનની પંક્તિઓ આપણને વંચાવતા પહેલાં કવિ સત્યદર્શનની પંક્તિઓ વંચાવે છે. આવા ચિંતનગ્રંથમાં એ જ નીતિ આ ગ્રંથને સફળ બનાવે છે. એટલે પુનરાવર્તનનો કે દીર્ઘસૂત્રતાનો દોષ આ ગ્રંથ સામે કરવામાં આવ્યો છે એ દોષ નથી જ.

આખા ગ્રંથમાં કવિ લાગણીમય થતા દેખાતા નથી. એમની ભાષા પાણીના રેલાની જેમ શુદ્ધ અને શિષ્ટ છે. પ્રાસની રચના આખા ગ્રંથમાં કવિની શબ્દસમૃદ્ધિની સાક્ષી પૂરે છે. આ લાંબા કાવ્ય માટે એમણે લીધેલો 'ઝૂલણાં' એટલો સફળ થયો છે કે આપણે એમ જ કહેવું પડે કે આવા વિષયના કાવ્ય માટે બીજો છંદ છે જ નહીં. પણ નરસિંહ મહેતાનો અભ્યાસ એ પણ ગ્રંથસર્જનમાં સીધી કે આડકતરી રીતે બીજ હોય તો નવાઇ નહીં. કવિશ્રીના પ્રથમ કાવ્યગ્રંથ 'કાવ્યરસિકા'માં એમના મહાગ્રંથની તદ્દન નાની આવૃત્તિમાં એક કાવ્ય છે જ. ચિંતન એ એમનો પ્રિય વિષય છે કારણ કે કવિ પ્રભુજન અને સજ્જન છે. ધર્મદર્શન અને ચિંતન એ આપણા પૂર્વજોનો વારસો છે. એ વારસાનો હક્ક જો ગુજરાતમાં આજે કોઇ ભોગવતું હોય તો તે કવિવર ખબરદાર જ છે.

કવિના હૃદયની વ્યથા જ એમને આ વિરલ દર્શન કરાવે છે. વિશ્વબંધુત્વની ભવ્ય ભાવનાઓ કવિના શબ્દે શબ્દે છે. એમનો કલ્યાણનો સીમાડો અનંત સુધી છે. અને એથી જ આપણે એને 'વિશ્વદર્શનની ગીતા' કહેવાને પ્રેરાઇએ છીએ.

* સ્વ. તેમીના કાવ્યો પણ લખતાં હતાં એ કવિપિતાની પુત્રીનું મહાલક્ષણ ગુજરાત માટે મહામૂલું હતું. એક વખત કવિશ્રીએ તેમીના પાસે એનાં જ (તેમીનાં) ગીતો સાંભળવાની માગણી કરી. આથી શરમાઈ જઈને તેમીનાએ પોતાની નોંધપોથીનો નાશ કર્યો. તે અગાઉ કવિ ખબરદારને પણ એ ગીત રચતી તેની ખબર નહોતી.

કાવ્યગ્રંથનું અંજલિકાવ્ય 'સ્મરણમાધુરી' એક સુંદર કાવ્ય છે કવિપિતાનું હૃદય એ નાના મંત્રમા ખૂબ આર્દ્ર બન્યુ છે એમનો શોક જે લાબા કાવ્યમા નથી ઊતર્યો તે અહીં મૃત્યુના મંગલ દર્શનથી ઊતર્યો છે

> જન્મ ને મૃત્યુ છે ઉભય સુંદર જગે
> હો ભલે ઉભયના પંથ ન્યારા !
> પણ ખરે મૃત્યુ એ અધિક સુંદર દિસે
> જ્યા ખીલે માત્ર શુભ સ્મરણવ્યારા

અને એ જ સ્મરણક્યારીમાથી ખિલેની આ દર્શનિકા ! કવિએ પોતાની પુત્રી મૃત્યુને આપી પ્રભુએ એ જ પુત્રીનુ દિવ્ય રૂપાતર 'દર્શનિકા'મા કરી કવિને ગુજરાતને માટે પાછી આપી એ મહાગુજરાતનુ મહાભાગ્ય છે

કવિએ આ ગ્રથને નવ ખડમાં વહેંચ્યુ છે એક એક ખડ જેટલો સ્વતત્ર છે તેટલો જ સયુક્ત છે તેવી જ રીતે દરેક ખડમાનુ એક એક મુક્તક પણ સ્વતત્ર છે તેની સાથે સયુક્ત પણ છે નિરપેક્ષ દૃષ્ટિએ સ્વતત્રતા અને સાપેક્ષ દૃષ્ટિએ સયુક્તતા જળવાઇ એ જ કવિહૃદયની શોક પરના મહાવિજયની વીરતા છે લાગણીવશ હૃદયનો ગ્રસ્ત વિષાદ એમા નથી સ્વસ્થ હૃદયનો શાત શોકગ્રસ્ત વિષાદ જ આખા કાવ્યમા તત્ત્વદર્શન કરાવે છે એમા જ આ કાવ્યગ્રથની મહત્તા છે

પ્રથમ ખડમાં કવિ 'સૃષ્ટિની અસ્થિરતા વિશે લખે છે એ ખડમા કવિનો વિષાદ પ્રબલરૂપે પ્રત્યક્ષ થયો છે જેમ જેમ કવિએ આગળ કાવ્ય વધાર્યું છે તેમ સ્વસ્થતા મેળવી જ છે

> જે હૃદયમા પડ્યો તીવ્ર ઘા ચીરતો,
> તે હૃદયને મળે શાતિ ક્યાથી ?
>
> ×　　×　　×
>
> જાય વહાલા જીવનથી સદાના છૂટી
> કેમ એ ગહનતમ દુખ સહેવુ ?

આ વિષાદ કેટલા આવેગથી વ્યક્ત થયો છે ? આ પક્તિઓમા કવિ અને પિતા બને એક બને છે—ધીમે ધીમે પિતાની લાગણી પરમ બને છે—પિતાની લાગણી પરમ બનતા કવિ જ પ્રકૃતિમાથી આશ્વાસન મેળવે છે

> સૂર્યથી છે સર્યું કિરણ સોના સમુ
> વ્યોમ મારુ કહી હૃદય ધારે
> વ્યોમથી પણ સરી મેઘ પર જઇ પડ્યુ
> મેઘ મારુ કહી સોહ્ય ભારે
> મેઘથી સરી પડ્યુ કમળના કોશમા,
> કમળ મારુ કરી પલક મહાલે
> આવી સંધ્યા, કિરણ સૂર્ય સાથે ગયુ
> નહિ થયુ કોઈનુ કોઇ કાળે ! (૧૬)

આ ખડમા કવિએ માનવજીવનને સાગરના બિન્દુનુ પણ પરમાણુ કહ્યુ છે માનવ સૃષ્ટિના અનેક રંગોમા લપેટાય છે પણ એનો ચિતારો જગતના કોઈ અગમ્ય આરાનો છે માટીમાથી બનેલો માનવી 'હુ' એ જ માટી છે એમ નથી જાણતો—એની આખરની અવસ્થા એથી અવર નથી જ દેહનુ ધ્યેય એ ભલે હોય પણ જીવનનુ ધ્યેય એ નથી જ જગતનો ક્રમ નિયમિત છે પ્રભુની સ્વયજ્યોતિ અદૃશ્ય છે આપણે જે જોઇએ છીએ તે પ્રભુલીલાની જ બાહ્ય દૃષ્ટિ છે—પણ પ્રભુ પોતે નથી પ્રભુ તો અંધાર ઓઢીને બેઠા છે

> જગતનો જન્મ અધારમા છે થયો,
> જગત વહેતુ ય અંધાર માહી,
> જગતકર્તા વહો સર્વ પાછળ છુપો
> ઓઢીને એ જ અધાર ત્યાહી (૨૦)

બીજા ખડમા 'મૃત્યુનુ નૃત્ય'મા વિશ્વના સમસ્ત અણુઓનો એક દિવસ એક યા બીજી રીતે અસ્ત જુએ છે મહાસાગરના બુદ્બુદની જેમ જીવન પણ ઘડીભર ઝળકી ને ફૂટી જાય છે

> વિશ્વભર આ અનતત્વના સિંધુ પર
> જીવનના બુદ્બુદો એમ ઉઠે
> રંગ ને ઝલક નિજ પલકભર દાખતા
> ને થતા ફૂટીને લુપ્ત પૂઠે (૪૨)

પણ કવિ આટલાથી નથી અટકતા જેને આપણે સનાતન માનતા આવ્યા છીએ જેને આપણે કદી યે મર્ત્યની ગણનામા નથી લીધા તે

> સૂર્ય ને ચંદ્ર ને તારકો ને ગ્રહો
> ક્યા સુધી બુદ્બુદો એ ય ટકશે ?

મૃત્યુના પગલે આપણા ધર્મ વિતર્કો ધૂળ થાય છે અનેક વાદ વિવાદોથી ઘેરાયેલુ જીવન જન્મ અને મૃત્યુ બનેને જોડીને જ આવ્યુ છે તે મૃત્યુને કેમ ચુકાવી શકે ? માટે જ કવિ કહે છે,

> જે ઉષા સાથ જોડાઇને આવીઓ
> તે દિવસ કેમ સંધ્યા વટાવે ?

દિવસરૂપી જીવનમા પુણ્ય એક જ શાશ્વત મતા છે આ જીવનની સરલ ઉત્પ્રેક્ષા તો કવિએ નીચેના મુક્તકમાં કહી છે

> ગામગામે જઇ હાટવાડા ભરે
> માલસોદા કરી થાય છૂટા,
> આજ આ ઠામ તો કાલ બીજે ભરે,
> દિવસ અંતે પડે સૌ વિખૂટા, (૫૩)

પણ મૃત્યુ એ જ સનાતન જીવનનો અંત નથી પરમ ચૈતન્ય એક ઘાટ છોડી બીજે ઘાટે ઊતરશે મર્ત્ય દેહમા રહેલુ સનાતન ચૈતન્ય એ જ જીવનને ઝગમગે છે. અને એથી જ કવિએ ઘાટઘાટના રૂપાન્તર સમજાવવાને સરસ સચોટતાથી કહ્યુ છે —

> સિંધુનુ નીર આકાશમા જઈ ચડ્યુ,
> ને તહીં વાદળુ તે ગણાયુ
> વાદળુ તેજ નીચે ફરી ઊતર્યું
> નામ વરસાદથી ઓળખાયુ,
> એ જ વરસાદ ધરણી ઉપર વરસતા
> ઝરણ ને નદી થયા સજળ વહેતા,
> નદી ફરી નીર એ સિંધુમા રેડતી
> એ જ રહે નીર બહુ રૂપ લેતા (૬૬) ✓

ત્રીજા ખડ 'જીવનનુ ગાન'માં સનાતન જીવન વિશે કવિ કહે છે જે જીવન પરમાર્થથી ભર્યું છે જે જીવન જગતજીવનમાં સાર્થકતાનો સૂર પૂરે તે જ ખરુ જીવન છે જીવનની ચક્રમાલા તો કર્મો જ કરે છે એક જ નામથી એ નવા નવા રૂપે પ્રત્યક્ષ થાય છે માનવી કર્મ સાથે જીવનની રમતો રમે છે એના રમકડા તૂટે છે, પાછાં નવાં નવા રમકડા મળે છે પણ એ સૌ રમકડા કર્મના જ ! અને જ્યારે

એ માનવ કર્મની રમત સમજે છે ત્યારે તો એની આખર અવસ્થા છે. એનો દિવસ અસ્ત થવામાં છે, એની જીવનસંધ્યા મનોહર રંગની પ્રદીપ્ત પ્રભાથી જીવનક્ષિતિજ પર ઝળકી ઊઠે છે. જીવનનાં બીજ તો—

અણગણ્યાં યુગતણાં વર્ષ કોરી ગયાં
માનવી આજ જેવો સરજવા,
× × ×
પૃથ્વીને એમ ખેડી પરમ ચૈતન્યે
માનવી પ્રકૃતિનાં બીજ વાવ્યાં ! ( ૮૦ )
× × ×
વિશ્વ ચૈતન્ય આખર ઝૂલાતું ખીલ્યું,
ને ઊગ્યો માનવી પૃથ્વીદેશે ! ( ૮૧ )
× × ×
માનવીથી બન્યું વિશ્વ આ બોલતું;
આજ તો સૃષ્ટિ સરપ્રાણ ઝૂલે ! (૮૨)

કવિ તો કહે છે કે જીવનનું મૂળ અંધારામાં છે. ક્રોડ વર્ષો જતાં આ માનવજીવન આટલું ખીલ્યું: એ મૂળ કિરણ કોણે મૂક્યું ? માનવ તો એક જ છે. જીવનની અનેક વાંસળી લઇ માનવ નવનવીન સૂર પૂરે છે.

જીવન પર જીવનની વાંસળી કૈક લઈ,
ગાય તે ગીત બહુ સ્વરઘેરાં;
વાંસળી એક જો તૂટી તો શું થયું ?
છે અમર સૂરનો પૂરનારો:
ગાન તે દિવ્ય નહિ થાય પૂરું કદી,
વાંસળી તૂટતી છો હજારો ! ( ૮૩ )

ચોથા ખંડ 'વિકાસની વેદના'માં કવિ નવસ્વપ્ન ઝંખે છે. આવતું વિશ્વ માનવતી પરિપૂર્ણ ખીલેલી પ્રજ્ઞાથી પ્રબુધ્ધ હશે. ભૂતકાળનાં સ્વપ્નનાં ખંડેર પર નવવિશ્વની રચના થશે. દુઃખ જે જીવનનો વિકાસ સાધે છે એ તો અનંત છે. પણ ક્ષણભંગુર દેહનો નાશ થતાં એ દુઃખનો અંત રૂપધારક દેહ માટે થાય છે પણ ત્યાં જ તેને ખરું સુખ લાધે છે. જે માણસ કદીએ કોઇની પાસે કશો બદલો માગતો નથી તે જ આ જીવનમાં વધારે દુઃખી બને છે. અને તેથી જ કવિ કહે છે,

પુણ્યવાને સદા દુઃખમાં ડૂબવું.
એ જ શું રાહ છે જગત કેરો ?

પણ એ દુઃખની વેદના જીવનમાં કેટલીક વિસ્તરેલી છે ? કોણ કોને પુકારે ? કોણ કોને મદદ કરે ? એ વિશ્વવેદના જેટલી જ વ્યાપક બનેલી છે. અને તેથી જ કવિ કહે છે,

ફૂલ પરથી ખરે બિંદુ ઝાકળતણું,
ફૂલ ત્યાં વ્યોમને કંઈ પુકારે;
પણ પ્રભાતે બધા ખોય નિજ તારલા
વ્યોમ આ, ફૂલ તેં શું વિચારે ? (૧૦૯)

પણ કવિ વિશ્વસર્જનમાં નવસર્જનની શ્રદ્ધા રાખે છે. પ્રકૃતિની શક્તિ જ વિસર્જનમાં પોતાનો સૂર પૂરે છે. પણ એ સૂર નવસર્જન માટે છે.

ધરતીકંપો થઇ નગર કો તૂટતાં,
તો નવી ભૂમિલીલા રચાતી. (૧૨૩)

એ સર્વ વિસર્જનના સૂરો ભલે માનવ સાંભળી રહે પણ નવસર્જનના સૂરો એ માનવને અગમ્ય છે.

જે દિસે ભિન્નસ્વરતા વિસંવાદ અહીં,
તે હશે ગાનસૂરો અજાણ્યા;
સર્વ સંવાદ સૂરો મહાવિશ્વના
માનવીએ હજી ના પિછાણ્યા; (૧૨૫)

હજી તો માનવીજીવન ઘડાઇ રહ્યું છે. એ માનવજીવન પરિપૂર્ણ ક્યારે ખીલશે ? કવિ શ્રદ્ધા રાખે છે કે આ માનવમૂર્તિ ઘડાઇ છે પણ તે હજી પૂરી નથી ઘડાઇ; હજી તો એ પરિપૂર્ણ ભવિષ્યમાં ઘડાઇ રહેશે.

આપણી મૂર્તિઓ છે ઘડાઈ રહી,
કોણ જાણે થશે કેવી અંતે ? (૧૨૬)

ખંડ પાંચમાં 'ધર્મવાદનું ધુમ્મસ'માં કવિ સનાતન સ્નેહધર્મને જ મહાધર્મ તરીકે ઓળખાવે છે. વિશ્વબન્ધુત્વ તેજ પરમધર્મ છે. ખંડની શરૂઆતમાં જ કવિ માનવજીવનનું મનોરમ ચિત્ર આપે છે.

વિશ્વનું વહાણ પૃથ્વીકિનારે રહી
માલ કૈં કૈંક ખાલી કરે ત્યાં;
દિવસ ને રાતથી તેજ અંધારની
ટોપલીઓ ચડે ઊતરે ત્યાં; (૧૩૦)

જીવનનો રસ તો સ્વાત્મ પ્રેમથી જ મેળવી શકાય. પણ માનવ તો પલક સંધ્યાસમા જીવનમાં જ મલકે છે. અને એ ટૂંક સરખા જીવનમાં પણ વિધિ, ભાગ્ય, કર્મ, નસીબ વગેરેનાં ભૂત પણ એણે જ સરજ્યાં છે. માનવ ભલે એમ માને કે કર્મથી જ એને જીવન મળ્યું હોય, પણ તો પછી એ જ કર્મ સ્વર્ગ અને નરકમાં શા માટે ધકેલે છે ? જ્ઞાતિ, જાતિ અને સમાજનાં બંધનો અને ભેદો માનવીએ પોતાના જ સુખાર્થે રચેલા છે. પણ માનવ તોપણ એ જીવનને પ્રફુલ્લિત કરવા—જીવનમાં વિકાસ સાધવા—એ બંધમાં એવી રીતે જકડાયો છે,

છે નિયમ સર્વની પ્રગતિ માટે જગે,
નહિ જ તે વ્યક્તિસ્વાતંત્ર્ય હરવા;
હોડીમાં બેસવું તીર સામે જવા,
નહિ જ અન્યોન્યને જકડી ધરવા !

સ્વર્ગ અને નરકની લાંચ આપનારા ધર્મનેતાઓ અને ધર્મ પ્રચારકો કદીએ સાચો ધર્મ નથી દેખાડવાના. દેવ અને ફિરસ્તા તો કલ્પનાના ચિતારા છે. આજે જે કલ્પના ઇશ માટે કરવામાં આવે છે એ માનવબુદ્ધિનો વિકાસ થતાં ઇશ કોઈ સીમાન્તે જશે. ખરો ઇશ કદી યે માનવની પાસે આવી ખુશામત કરાવવાનો નથી. કારણ કે એ તો સ્નેહનો ભંડાર છે !

સ્નેહ ઔદાર્યનો પરમ ભંડાર જે
ઇશ તે શું કરાવે ગુલામી ? (૧૫૬)

ખંડ છઠ્ઠામાં 'અનંતત્વની સાંકળી'માં કવિ સનાતન જીવનની મહત્તા ગાય છે. જીવનની ભવ્યતા માનવ હજી પૂર્ણ રીતે નથી સમજ્યો.

દેહ છે જીવનનું શ્રેષ્ઠ વાહન ખરું,
તદપિ દેહ જ નથી જીવન પોતે; (૧૬૯)

દેહ અને આત્મા બંનેના ધર્મ ભિન્ન છે. દેહનો ધર્મ પૃથ્વી ભણી છે, અને આત્માનો પરમાત્મા ભણી છે. એ દેહ અને આત્મના વિશ્વસંબંધમાં માનવ કર્મનૃત્યે નાચે છે. માનવજીવન બુદ્ધિથી વિશ્વની ગહનતર યોજનાઓ કળે છે.

(અપૂર્ણ: બાકીનું ...)

# કાવ્ય મધુ

મગનલાલ લાલભાઇ દેસાઈ

"માધુરી" ત્રૈમાસિકમાં કાવ્યમધુની લેખમાળા આવતી હતી. એ જ લેખમાળા હવે અમે 'કવિતા'માં શરૂ કરીએ છીએ. આપણાં ઘણાંખરાં સામયિકો પર હુલ્લડની તેમ જ યુરોપીય યુદ્ધની અસર થઇ છે, એટલે સામયિકોનાં પ્રકાશન પણ મંદ થયાં. એની સાથે કવિતાનાં દર્શન પણ દુર્લભ થયાં 'કવિતા' પ્રગટ થતાં કવિતાની સારી સંખ્યા આપણને મળી છે. 'કવિતા'ના પ્રથમ અંકમાં યે બધાં તો નહિ પણ મોટે ભાગેનાં કાવ્યો ખરેખરાં સારાં મળ્યાં છે.

"કુમાર"ના જૂન-જુલાઈ અંકોમાં પણ કાવ્યો છે. જૂન અંકમાં હરિશ્ચન્દ્ર ભટ્ટનું 'પૃથ્વીને'—કાવ્ય મળે છે. '*નિશીથ*'ની અસર એ કાવ્ય પર એટલી બધી છે કે અનુકરણ કરવામા પણ જે શક્તિ કેટલીક વખત દીપી ઊઠે છે તે પણ એમાંથી લોપ થયેલી જણાય છે. શબ્દો, છંદ અને છટા એ ત્રણે તત્ત્વો 'નિશીથ'નાં જ પ્રતિબિમ્બ છે. એ કાવ્યમાં કવિએ જે કંઇ કહ્યું છે એ પણ અતિ સામાન્ય છે. કાવ્યનો અંતિમભાગ ગમી જાય છે તેનું કારણ કવિએ 'પૃથ્વીને' 'સૃષ્ટાનું એક આશ્ચર્યપુષ્પ' કહ્યું છે તે છે. અને જુલાઇના અંકમાં શ્રી. પ્રહ્લાદ પારેખનું સુંદર ભજન મળે છે. 'દૂપારખાં' લોકભોગ્ય શૈલીનું મનોહર ભજન કોઈ પણ વાચકની જીભ પર રમશે જ."

રેતી બળી બીજાંને બાળે
ઈંટ ઇમારત બાંધતી......જી.
મનની માટી ઈંટ થઈને
તૂટ્યાં તેને સાંધતી......જી.

પ્રસ્થાનના ફાગણ-ચૈત્ર અંકમાં પણ સારી સંખ્યામાં કાવ્યો છે. 'સ્વપ્નરથ'નું 'કાળયાત્રાળુ' દીર્ઘસૃષ્ટી છે. શ્રી. ઉમાશંકર જોષીના 'વિરાટ પ્રણય'ના અનુકરણમા લખાયેલું કાવ્ય 'વિરાટ પ્રણય' જેઓએ વાંચ્યું હશે તેમને કદાચ ન યે ગમે તો શંકા નહિ. અનુકરણમાં પણ સ્વતંત્ર સર્જનની પ્રતિભા દીપે તેમ જ તે અનુકરણ સફળ બને. પણ સ્વતંત્રતાનો અંશ નહિ જ જેવો હોય તો તે કાવ્ય બહુ સારી અસર ન જ ઉપજાવે. છતાં યે આ કાવ્યમાં કવિએ અંત ભાગમાં પોતાની સ્વતંત્ર સર્જનપ્રતિભા બતાવી છે. માનવતાની ભવ્ય યાત્રાનું મનોરમ દર્શન શબ્દોમાં એ અંતભાગમાં અતિ સુંદર થયુ છે. જ્યાં જ્યાં કવિએ પોતે સ્વતંત્ર શૈલી અખત્યાર કરી છે-વિચારમાળાને સ્વતંત્ર રીતે વહેવડાવી છે ત્યાં મનોહર ભજન-કણી ગી છે. આ કાવ્યના છંદને માટે નોંધ લેવી જોઇએ છે કે કેટલીક .ક્તિઓ માત્ર ગદ્યપંક્તિઓ થઇ વિના છંદે ખંડ જેવી જ ઊભી રહી છે.

મૌન થતી ઉષા મહીં લઇ મૌન એણે
• • •
નિહારિકા ધે, દગ રૂદમાથી નાખી જતી,
• • •
છતા ય એ કાંતિ ફરી પ્રત્યક્ષ તી

જેવી પંક્તિઓ છંદમુક્ત થતાં નિર્બળ અને નિસ્તેજ બની છે.

એ જ અંકમાં શ્રી. નાથાલાલ દવે 'વૈરાગ્ય' કાવ્ય આપે છે. ક્રીસ્ટીના રોસેટી કવિના જાણીતા કાવ્યની શૈલીમાં લખાયેલું કાવ્ય મનોરમ રીતે ઊતર્યું છે. પણ આખરના ભાગમાં કવિ અતિ સામાન્ય વિગતથી એને અપહ્નુતિ કાવ્ય બનાવે છે. આખરના ભાગની વિગત વધારે ચેતનવંત હોત તો જરૂર એક નમૂનેદાર અપહ્નુતિ કાવ્ય થાત. નાયક ઘર છોડીને જવાનાં ધારે છે. નાયિકા 'કયાં જાય છો?' એમ પ્રશ્ન પૂછે છે. નાયક ગંભીર ચિત્તે એના ઉત્તરો આપે છે,

"અહો તપોનિધિ!
સંસારમાં શું નહીં સાર જોયો?"
"સંસારમાં છે છળ ને પ્રપંચ,
સંબંધ એ તો સહુ સ્વાર્થકેરા."

પણ એનું જવાનું કારણ તો એ નીકળ્યું કે ભાઇને ચાર વાગ્યા સુધી ચા નહોતી મળી એ હતું. ને એનો જવાબ,

"એ વાત છે? ઓ! જબરા તમે તો
ભૂલી ગઇ સીવણની ધમાલમાં."

સુરત જિલ્લા લોકલ બોર્ડ તરફથી પ્રસિદ્ધ થતાં 'સ્થાનિક સ્વરાજ્ય'ના જુલાઇ અંકમાં શ્રીમતી જ્યોત્સ્નાના શુકલનું 'રૌદ્રલીલા' કાવ્ય મળે છે. માનવતા પર નિ:શ્વાસ પંક્તિઓ કાવ્યનું કલેવર બને છે.

સૃષ્ટિ મનોરમ્ય સ્વરૂપ કૈ ધરે,
એવું મીઠું જીવન જીવતાં ના'વડયું માનવીને!
× × ×
હજારો આંખો પ્રભુની રડી રહી,
વર્ષારૂપે પૃથ્વી પટે વહી રહી;
નિસર્ગની આ ન સુહાસિની લીલા,
આ તો જાણે કુદરત રડી-દૈવની રૌદ્રલીલા!

વર્ષાપૂરથી એમનો વિષાદ છેવટની પંક્તિઓમાં આરયા સાથે વ્યક્ત થાય છે. છતાં યે મિશ્રોપજાતિ અને મંદાક્રાંતાનો મેળ લય નથી સાધતો એટલી નોંધ આ સ્થળે આવશ્યક છે.

'ઊર્મિ'ના એપ્રિલ-મે-જૂનના અંકમાં ઠીક ઠીક કાવ્યો પ્રસિદ્ધ થયા છે. શ્રી. ત્રિભુવન વ્યાસનું 'રસસુંદરી' સ્વ. નરસિંહરાવની 'ચંદા'નું સ્મરણ કરાવે છે, એ સિવાય શ્રી. જટિલનું 'દિલરુબાને', શ્રી. દેવજી મોઢાનું 'પાણીડાં પ્રગટાવ,' શ્રી. પ્રબોધનું 'અ-કવિ,' હરિલાલ પંડ્યાનું 'વસંતની મૂર્છા,' અને સુરેશ ગાંધીનું 'મોરબી' ઉલ્લેખનીય છે.

શ્રી. સુધાંશુ 'ખાણીના સિંદુર' એક સુન્દર કાવ્ય આપે છે. મધુર પદાવલી સાથે પતિભક્ત-ગુલાબ અને કાંટા-બનેના સુમેળમાં ફોરમ મહેકે તેમ માધુર્યનો રસાસ્વાદ મળી રહે છે.

ખુમારી ખાણીમા ચિર ચળકતી ચમકતી,
અનેરી જ્યોત્સ્નાની અચલ વીરતા ત્યાં પ્રસવતી.
• • •
અહીં આ આનંદે જીવનસમ સુહો અંગરાગ્યા,
લહી ખાંભી થાયે સતમનુજ જગે ભૂજવતા.

'મોરબી' કાવ્યમાં ભાઇ સુરેશ ગાંધી એમના મોટાભાઇ અને આપણા સુપ્રસિદ્ધ કલ્પનારંગી કવિ ઈન્દુલાલ ગાંધીના પગલે અનુસરે છે. મનોહર તર્કરંગથી કાવ્ય પ્રભાવશાળી બને છે, તેની સાથે એમનો

તર્કરંગનાદ કેટલીક જગાએ અસ્પષ્ટતાનો વિષાદ પણ બને છે.

ઉઘાડીને બારણું સંસ્મૃતિનું
નિહાળું જ્યાં-ત્યાં અલકાશી મોરલી
* * *
તું મૂક સાક્ષી ભૂત ગૌરવોની
પદે પદે પુણ્ય કથાશી પાંગરી
* * *
વનપુષ્પની પીળ કરી લલાટમાં
તું સોહતી શી કટિમેખલાએ
કુંન્દર લીલી; ધરી અંગ ચૂંદડી
નિશીથની સુંદર, શ્યામવર્ણી,
અને ઘડૂલો લઈ મંજુ-નીરનો
શું ચંદ્રમૌલી વરવા ક્રમા ઊભી ?

શ્રી. દેવજી મોઢા' પાણીડાં પ્રગટાવ' કાવ્ય આપે છે પણ જો કદાચ આજે તેઓ ફરી કાવ્ય લખે તો તો 'પાણીડાં અટકાવ' એમ જ લખે! પાણીની તાણ જોઇ કવિ એને માટે પ્રભુને જ પ્રાર્થના કરે છે,

પણ પાણી પ્રગટાવવામાં અમ હાથ હેઠા પડ્યા સાવ;
સ્વાશ્રય કેરા ઉપાસકો આજે પૂછીએ તારો ભાવ—
શરણાગતને ટગાવવાનો જતો કરી મીઠો લા'વ,
પ્રભુ, હવે પાણીડાં પ્રગટાવ !

'કવિતા'ના ઓગસ્ટ અંકમાં કાવ્યોની સંખ્યા પણ સારા પ્રમાણમાં છે. કવિશ્રી ખબરદારનું 'પશુનો પશુ' અને કવિશ્રી લલિતનું 'કૂવાનો કોસવાળો' આજની જનતાની કવિતાના પ્રતિનિધિ જેવાં કાવ્યો છે. એકમાં માનવતાની પશુતાને વખોડવામાં આવી છે અને બીજામાં ખેડૂતવર્ગના આબેહૂબ ચિત્ર આપતાં કોસવાળાના જીવનમાંથી વીણેલી ક્ષણો છે.

મજૂરીને પરસેવે અંજળ ધરીને રીઝે ગરીબ,
દીનનાં દાસ બને, ભેળાં, ભોળાં, ભોગવે ખુશનસીબ,

જેવી પંક્તિ આજની જ કવિતાનો—આજની રીબાતી માનવજાતનો જ પોકાર છે.

'પશુનો પશુ' કવિ ખબરદારના અખંડ પદ્યમાં પરિપૂર્ણ કળામય સૉનેટ છે. કોસલેંડે કહ્યું છે કે સારાંમાં સારાં સૉનેટોમાં કલ્પના મુખ્ય છે અને તે જ દૃષ્ટિએ આ સૉનેટમાં પણ, માનવની મહત્તાને અષ્ટકમાં કવિશ્રીએ કહી છે.

નભરાજન દેવગરુડતણાં ઊડણો,
પણ વીંધીને વાદળનાં શિખરો ઠણકી
ઊંચે ઊંચે એ દેવગંગામાં સરી ડૂબકી
લાવે તારક છીપથી ચૂંટી દૈ તેજકણો !
અહા માનવ! પૃથ્વીપતિ થયો આખર તું :

અખંડ પદ્યની સફળતા આ સૉનેટમાં દેખાય છે. છષ્ટકમાં એ માનવની પશુતા જોઇને કવિ કહે છે,

અરે માનવ શું પશુનો પશુ નષ્ટ થયો ?

શ્રી. સુન્દરમ્ 'ભલે તું' કાવ્યમાં પ્રેમની અવિચલ શ્રદ્ધા વ્યક્ત કરે છે. એ પ્રેમ કેવો હતો ?

યુગોથી બંધાયા હિમજલ સમો મુક્ત થઈને
સદા તારે શીર્ષે વિમલ અભિષેકો વિતરશે;
સ્ફુરંતો કે ઊંડાં અતલ તલથી કો ઝરણ શો
છલી ઊંચા છોળે તવ હૃદયને આર્દ્ર કરવા
સદા તારે પાયે અનુનય અનેરા વિરચશે.

અને એ પીગળતા હિમરૂપી પ્રેમમાં કવિ અનંતતા જુએ છે.

અને એવી રીતે યુગ યુગ લગી વ્હાલી વહશે.

પ્રેમની અવ્યક્ત લાગણીઓને વિરાટરૂપે રજૂ કરવામાં આ કાવ્ય ખરેખર ભવ્યતાભર્યું મનોરમ બન્યું છે.

'પૂજાલાલ'ના 'રજની માત'માં શબ્દમાધુર્ય અને કલ્પના છે, ભક્તિભાવની દૃષ્ટિ છે. વસંત મીરાણીનું ઊર્મિરંગી ગીત અને હરિલાલ પંડ્યાનું 'ગુલામી' પણ એટલાં જ સુન્દર કાવ્ય છે. જગાના અભાવનો જ ઉલ્લેખ ફરી પાછો અહીં કરવો પડે છે.

શ્રી. ઇન્દુલાલ ગાંધીનું કથાકાવ્ય 'અશેષ શ્રેષ્ઠતા' શબ્દલાલિત્ય અને તરંગલીલાથી સુરમ્ય બન્યું છે. સિદ્ધાર્થના જીવનના ભવ્ય પ્રસંગને શબ્દચિત્રે મૂકતું આ કાવ્ય ખરેખર ગમી જાય એવું છે.

શ્રી. પ્રેમશંકર ભટ્ટનું 'જસમા' એ અંકનું સુન્દર કાવ્ય છે. ભવ્યતાની ભસ્મનું વર્ણન કેવળ કાવ્યમય જ છે,

મહેલનાં આજ બન્યાં મસાણ !
× × ×
પ્રસિદ્ધ એ પાટણ સિદ્ધરાજનું
'થયું ખેસણું પથ્થરની જમાતનું' !

પણ કવિ એ વાત કહ્યા પછી એમાંથી પણ નવજીવન જોવાની આશા રાખે છે અને પૂછે છે,

આ પથ્થરે પ્રાણ હવે પરસશે ?
ને વેદના ડંખ તણી શું વામશે ?
ખંડેરની રાખ થશે સજીવ ?
થશે તૂટ્યાં પથ્થર કો 'દિ' દેવ ?

કવિ ઉત્તર લખે છે કે જો સિદ્ધરાજ જેવા રાજાની છાંયમાં જસમા સમોવડી નિર્ભય બને તો પણ એ નિર્ભયતા ક્યારે આવે ?

સૌંદર્યનું રક્ષક શૌર્ય થાય તો !

'કવિતા'ના જ તંત્રીમંડળમાંના એક જેમણે 'જનની' કાવ્યથી કાવ્યસાહિત્યમાં અગ્રણીય નવીનોમાં સ્થાન મેળવ્યું છે એમનું 'ભલે પસંદ' એક સુન્દર ગીત છે. ગરીબ રિબાયેલો વર્ગ પોતાની જ દુનિયામાં રાચે છે. ભલે તવંગરો અને શિષ્ટ મનાતો સંસાર એનો વાડો કરે. પણ ગરીબને તો એની જ ટોળી એની જ સ્થિતિમાં મઝા મુબારક ! એ ધ્વનિ આખા કાવ્યને ઘણી ઊંચી કક્ષાનું કરે છે. રાતનાં પંખીઓ એમની નવીન દુનિયા સર્જે છે.

આવો શૃગાલભાઈ, આવો ઘુવડભાઈ
આવો તમે આજ ચીબરીબેનાં,
આપણું ગાણું ભલે જગને પસંદ ના,
ભલે પસંદ એને કોયલ, મેના,

આ પંક્તિઓ એક વખત વાંચ્યાં પછી ન ભૂલાય એવી માધુર્ય ઝરતી લાગે છે. કાવ્યમધુની આ લેખમાળામાં આપણને જે જગા સંકોચ નડ્યો છે તેને અંગે અનેક સારાં કાવ્યોની નોંધ લઇ શકાઇ નથી જેને માટે કેવળ દિલગીરી જાહેર કરવી પડે છે. એ સ્થિતિ ઊભી થાય છે તેથી એક સંતોષ એ પણ છે—ગુજરાતી કવિતાની સમૃદ્ધિ હવે મૂંઝવે એવી થઇ છે—એ જ એની ઉત્કર્ષ સાધના છે.

# શ્રી. ચાંપશી ઉદેશી

[ કવિતાના દરેક અંકમા ગૂજરાતના સાહિત્યસેવકોનો એક પછી એક પરિચય આપવો એમ અમે નક્કી કર્યું છે આ માળાથી સૌને દૂર દૂરાન્તરે વસનારા સાહિત્યસેવકોનો પરિચય થશે જ. તેમ જ દૂરના નિવાસી સાહિત્યરસિકો તેમ જ સાહિત્યસેવકોને ગુજરાતના ભીતરમા વસનાર સાહિત્યસેવકોનો પરિચય થશે એટલું જ નહીં પણ સામાન્ય રીતે બને છે એમ સાહિત્યકારે લખેલાં લખાણો વાચવા કરતા એ સાહિત્યકારના જીવનચરિત્રમા વાચક વધારે રસ લે છે અમને આશા છે કે અમો એક પછી એક પ્રતિષ્ઠા પામેલા તેમજ પ્રતિષ્ઠા પામતા, પ્રતિષ્ઠા પામવાનો પ્રયત્ન કરતા તેમ જ પ્રતિષ્ઠા પામવામા નિષ્ફળ થયેલા છતાં યે આપણ સૌના અંતરમાં વસેલી ગૂજરાતી સાહિત્યસેવાભાવનાની જ ઉપાસના કરનારા શારદાસેવકોના પરિચયો આપીશું. આશા છે કે આ લેખોને રસિક વાચકવર્ગ જરૂર સત્કારશે ]

ગૂજરાતી સાહિત્યમાં શ્રી. ચાંપશીભાઇનુ નામ ખૂબ જાણીતું છે આમ અને અમીર બંને વર્ગમાં એઓ જાણીતા છે-આજે તો એક અત્યંત લોકપ્રિય-અને છેલ્લા કેટલાં યે વર્ષથી પ્રતિષ્ઠિત અને નિયમિત સામયિક 'નવચેતન'ના તંત્રી તરીકે આપણે એમને ઓળખીએ છીએ. એમની સાહિત્યસેવાની ધગશ આપણે માટે આદર્શ છે. ગૂજરાતથી દૂર દૂર કલકત્તા ખાતે વસીને એમણે ગૂજરાતને મહાગૂજરાત બનાવી છે તે માટે દરેક ગૂજરાતીને એમને માટે પૂરતો સદ્ભાવ હોય જ, પણ એમનું જીવન એ જ ગૂજરાતના સાહિત્યસેવકો માટે દિશાસૂચન કરતી દીવાદાંડી છે.

એમનો જન્મ સંવત ૧૯૪૮ ના ચૈત્ર વદિ ૧૨ ને રોજ મહર્ષિ દયાનંદ સરસ્વતીની પરમ પવિત્ર ભૂમિ ટંકારા (કાઠિયાવાડ) માં થયો હતો. એઓ જ્ઞાતિએ ભાટિયા છે. એમના પિતાશ્રીનું નામ વિઠ્ઠલદાસ તેમ જ માતાનું નામ ડાહીબેન એમનું મૂળ વતન ગોંડળ (કાઠિયાવાડ) છે. એમના પિતા કલકત્તામાં નોકરી કરતા હોવાથી સંવત ૧૯૫૩માં શ્રી. ચાંપશીભાઈનું પાંચ વર્ષની વયે કલકત્તા જવાનું થયું. ત્યાંની ગૂજરાતી શાળામાં અભ્યાસ કરી અંગ્રેજી ચોથા ધોરણથી David Hare Schoolમાં દાખલ થયા. પણ મેટ્રિકની પરીક્ષામાં નિષ્ફળ થતાં એમણે અભ્યાસ છોડી દીધો.

શાળા છોડયા પછી **ઈંડીઅન સ્પીશી બેન્કની** કલકત્તાની શાખામાં એમણે માસિક રૂા. ૨૭) ના પગારથી નોકરી લીધી. પણ તરત જ બેન્કે દેવાળું કાઢતાં એમણે પાછળથી રૂા. ૩૩) ના પગારે ગૂજરાતી શાળામાં શિક્ષકની નોકરી લીધી. ત્યાં એમનો પગાર રૂપિયા ૪૮) સુધી પહોંચ્યો. ત્યારબાદ એમણે કલકત્તાના ભાટિયા ગૃહસ્થ શ્રી. લક્ષ્મીદાસ પ્રેમજીની આયાતનિકાસનુ કામ કરતી વેપારી પેઢીમાં માસિક રૂા. ૭૫) ના પગારે નોકરી લીધી. એ નોકરી દરમિયાન જ એમણે ૧૯૨૨ માં 'નવચેતન' શરૂ કર્યું.

'નવચેતન'ના વધતા જતાં કામને પૂરો સમય આપવા એમણે ૧૯૨૩ માં એ નોકરી છોડી. કલકત્તાના ગુજરાતીઓના સહકારથી 'ગૂર્જર પ્રભાત પ્રેસ' લિમિટેડમાં નવચેતન છપાતું હતું. પણ એ પ્રેસ પાછળથી ખોટ જતાં 'લીક્વીડેટર' પાસે ગયું અને એમની ... શ્રી. ચાંપશીભાઇએ ખરીદ કર્યું, જેની રકમ એમણે માસિક ...થી ભરવાની નક્કી કરી. પણ એમનાથી નાણાં ન ભરાતા એમણે ... વેચી નાંખ્યું. એમાંથી એક ટ્રેડલ મશિન અને ટાઇપો ખપ પૂરતા રાખી એમણે 'નવચેતન' છાપવું ચાલુ રાખ્યું. એ જ અવશેષ આજે 'નવચેતન'ને વસંતના પૂર બહારમાં પ્રગટ કરે છે. ૧૯૩૦થી ૧૯૩૫ સુધી એમણે શેઠ લક્ષ્મીદાસ પ્રેમજીની વિધવાને ત્યાં ૧૫૦) રૂપિયાના પગારે નોકરી કરી અને ઘણુંખરું દેવું ભર્યું. ત્યાર પછી એમણે બધો સમય 'નવચેતન'ને જ આપ્યો.

શ્રી. ચાંપશીભાઈને નાનપણથી જ વાંચવાનો શોખ. ૧૯૧૨થી 'સુંદરી સુબોધ', 'જ્ઞાનસુધા' ( સ્વ. રમણભાઈ મહીપતરામના તંત્રીપદે પ્રગટ થતુ ) અને 'સુદર્શન'માં એમણે કાવ્યો આપવા માંડયાં એ પછી 'સમાલોચક' અને 'વીસમી સદી'મા પણ એમણે લખાણો પ્રગટ કર્યાં.

૧૯૧૮ માં એમનો 'કવિતાકલાપ' નામનો કાવ્યસંગ્રહ પ્રગટ થયો. ૧૯૧૯માં 'કેટલાક સંવાદો' સંવાદોનો સંગ્રહ બહાર પાડ્યો. ૧૯૨૧માં 'સતી ચિન્તા' નામે હિંદી ગ્રંથનો ગૂજરાતી અનુવાદ બહાર પડયો. ૧૯૨૬માં 'જંજીરને ઝણકારે' નામની એક નવલકથા 'નવચેતન'માં હપ્તે હપ્તે છપાવા માંડી જે પુસ્તકાકારે પ્રગટ થઈ ૧૯૨૯ માં 'તાતી તલવાર' અને 'આશાની ઇમારત' નામની નવલકથા બહાર પડી 'જંજીરને ઝણકારે'નું અંગ્રેજીમાં Oriental Love નામે ભાષાન્તર થયું. અને 'તાતી તલવાર'નું હિંદી ભાષાન્તર પણ થયું 'જંજીરને ઝણકારે' અને 'તાતી તલવાર'ની મૂક ફિલ્મ કૃષ્ણ ફિલ્મ કંપનીએ ઉતારી. 'જંજીરને ઝણકારે' ખૂબ લોકપ્રિય થઈ કલકત્તાના માદન થિયેટર્સે 'શીરીં ફરહાદ'નું ખેલપટ રજૂ કર્યું તેની સાથે 'મુબઈની શેઠાણી' નામની બે ભાગની કોમેડી પણ એમણે આપી.

એમણે ૧૯૧૮માં કલકત્તામાં 'ગૂજરાતી એમેચ્યોર્સ ક્લબ' સ્થાપી તે ક્લબ ૧૪ વર્ષ સુધી ટકી એ ક્લબે એમનાં જ લખેલાં 'સતી ચંદ્રિકા', 'પાપી પત્લા,' 'દિવ્ય પ્રભાત,' 'આત્માનો અવાજ,' 'સંસાર ચક્ર,' 'અમર યુગલ' અને 'નવો જમાનો' વગેરે નાટકો ભજવેલાં એમાં એમણે અભિનય પણ કરેલો. કરુણ રસના પાત્રાભિનયમાં શ્રી. ચાંપશીભાઈ અસાધારણ રીતે ફત્તેહમંદ છે.

આર્ય નૈતિક નાટક કંપનીના સચાલકો શ્રી નકુભાઈ અને શ્રી. અમૃતલાલ ખોખાણીએ 'તાતી તલવાર'ની વસ્તુ ઉપરથી બે ત્રણ લેખકોના સહકારથી 'ન્યાયના વેર' નામનું નાટક તૈયાર કરાવ્યું. ત્યાર પછી એમણે 'જંજીરને ઝણકારે'નું નાટક તૈયાર કર્યું. ગૂજરાતની રંગભૂમિ પર શ્રી ચાંપશીભાઇનાં 'ઘેલી ગુણિયલ', 'ગરીબનાં આંસુ' વગેરે આમ તથા અમીર બંને વર્ગને મનોરંજક થયેલાં નાટકો આવ્યાં. એમને મતે એમનું સારામાં સારું નાટક 'ગરીબનાં આંસુ' છે.

"નવચેતન" થી ૧૯ વર્ષથી સેવા કરનારને હજી યે "નવચેતન" અંગે ત્રણ હજારનુ દેવુ છે. રંગભૂમિ પર જ્વલંત કારકિર્દી ઝળકાવનાર શ્રી. ચાંપશીભાઇ ગૂજરાતના રંગભૂમિ સાહિત્યમાં બહુ જ મહત્ત્વનો ફાળો નોંધાવે છે. કલકત્તાએ ૧૯૪૦ના જાન્યુઆરીમાં રૂપિયા ૧૦૦૧ની થેલી એમને અર્પણ કરી. આજે તો 'નવચેતન' લોકપ્રિય માસિક છે.

કલકત્તામાંથી જ ગુજરાતની સેવા કરનાર આવા તંત્રી, પત્રકાર અને આત્મભોગ આપનાર સાહિત્યસેવક આપણે ત્યાં છે એ ગૌરવનો વિષય છે. એમનો નિખાલસ સ્વભાવ, મીઠાશભરી વાણી, એમની કાર્ય આદરવામાં શ્રદ્ધા એમને આપણાં અંતરમાં હંમેશને માટે પ્રેમથી રાખે છે. ગૂજરાતને આવી ધગશભરી સેવા આપનાર માટે ગૂજરાતની સાહિત્યરસિક જનતાએ શું કર્યું ! ......................




ગૂજરાતના ભેખધારી સાહિત્યસેવક
**શ્રી. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી**
તંત્રી "નવચેતન"

માતેલ સુહિણીનો મ્હોણત મહેરામણ;
શાહ શાયરીઓનો ગ્હેરો મહેરામણ;
તો યે રંગીલાં,
મ્હેતાજી ને મીરાં,—ગ્હેકે ને લ્હેકે વણુંભે....ભીના.

●

આચાર્ય જયંત

| | |
|---|---|
| ખૂ – બ | – મ – |
| ગ – ગ | – મ – |
| ગૂ – જે | ર અં – |
| સા – રે | રે ગ – |
| ણું – – | – – – |
| સા – – | – – – |

## રાં કે ન

[ ...શિંકર ત્રિવેદી ]
...લુ–દ્રુત દાદરા : માત્રા ૬

સ્થાયી

| × | o |
|---|---|
| | ઘેરાં – |
| | ની ધ ની |
| રાં – – | ઘેરાં – |
| રે – – | ગ રે ગ |
| વા – દ | ળી આં – |
| મ – પ | ગ રે સા |
| – – – | – – – |
| – – – | – – – |
| ભો – | મે – ને |
| ની – – | સા – સા |
| ગ્યો – – | મે – – |
| ની – – | સા – |
| વાં – દ | ળી આં – |
| મ – પ | પ – પ |
| મે – – | ઘેરાં – |
| સા – – | ની ધ ની |

અંતરા

| × | o |
|---|---|
| ર લી એ | – તે – |
| ધ ધ પ | – પ – |
| રે – – | લી – – |
| ગ રે ગ | સા • – |
| ચા • લી | – સી – |
| ધ – પ | – મ – |
| મે – – | લી – – |
| ગ રે ગ | સા – – |
| ગ ણી એ | – છો – |
| ગ રે સા | – સા – |
| ગે – – | લી – – |
| ની – – | સા – – |
| હે – – | લી – – |
| ની – – | સા – – |
| ચે – – | લી – – |
| ગ – રે | સા |
| સી – પે | – ર – |
| મ – પ | – પ – |
| એ – – | ઘેરાં |
| સા – – | ની ધ ની |

# સ્વરધેનુ

[ દરેક અંકમાં એક ગેયગીતનું સ્વરાંકન આપવાનો અમે નિશ્ચય કર્યો છે. આખા ગીતનું સ્વરલેખન તો ખૂબ જ લાંબું થઇ પડે એટલે એમાં એક સ્થાયી તથા એક અંતરો લીધેલ છે. બાકીના બધા અંતરા એ જ સ્વરથી ગાઇ શકાય છે. ]

## આઘેરી ભોમે

ઘેરાં ઘેરાં ઘેરાં ઘરનાં ઘન વાદળીઆં ઘૂમે
આઘેરી ભોમે,
છેટેરાં વ્યોમે,—ઘરનાં ઘન વાદળીઆં ઘૂમે.

છેડી મુરલીઓ તેં સૂરતાઓ રેલી;
સ્વરધેનુ ચાલી સીમડીઓને મેલી;
દૂજાં આંગણીએ છો આજ ચગેલી;
ખૂબ મચેલી,
એ રંગહેલી,—ગુર્જરબંસી પે ઝણુંબે....ભીના.

હૈયે આળોટયાં ને ખોળલીઆ ખૂંઘા;
હળવાં હાલરડાંની ! હલકેથી ઊંઘ્યાં;
અહીં એ વીઆં તોરાં ધાવણુ-વછૂટયાં;
વાચાં વાંણલીઆ,
તો યે સોણલીઆં, લોચનીએ લૂંબે ને ઝૂંબે....ભીના.

અહીં આ અપરમા ઢોળે છત્રછાયા;
નવરાવે નેહે સગીથી સવાયાં.;
જેવાં જશોદા ને દેવકી જાયા;
જામી ઉષાના,
ગુલાબી નશામાં,—તું શુક્ર તારા ઝબૂકે....ભીના.

દેવસિંહાસન શા ડુંગર દીપન્તા;
આબુ રૈવત ને શેત્રુંજય શ્રીમન્તા;
શ્રદ્ધાહીંડોળે જ્યાં દેવ હીચન્તા;
ત્યાંની લાખેણી,
ઝૂલાઝૂલણુ દોરી,-અમ હૈયે-અંગુલિએ વણુંધે.ભીના.

છોળ-છકેલો સિન્ધુ મહેરામણુ,
માતેલ સુહિણીનો મ્હોણત મહેરામણુ;
શાહ શાયરીઓનો ગ્હેરો મહેરામણુ;
તો યે રંગીલાં,
મ્હેતાજી ને મીરાં,—ગ્હેકે ને હ્હેકે વણુંસે....ભીના.

●

આચાર્ય જયંત

# સ્વરાંકન

[ શ્રી. દુર્ગાશંકર ત્રિવેદી ]

રાગ : મિશ્રિત પીલુ-દ્રુત દાદરા : માત્રા ૬

સ્થાયી

| × | ० | × | ० |
|---|---|---|---|
| | | | ઘેરાં – |
| | | | ની ધ ની |
| ઘે – – | – – – | રાં – – | ઘેરાં – |
| મ – – | ગ – – | રે – – | ગ રે ગ |
| ઘરનાં | – ઘન | વા – દ | ળી આં – |
| સાસારે | – રેગ | મ – પ | ગ રે સા |
| ઘૂ – – | મે – – | – – – | – – – |
| ગ – રે | સા – – | – – – | – – – |
| આ – ઘે | – રી – | ભો – | મે – ને |
| પ ધ પ | ધ મ પ | ની – – | સા – સા |
| છે – ટે | – રાં – | વ્યો – – | મે – – |
| પ ધ પ | ધ મ પ | ની – – | સા – |
| ઘ ર નાં | – ઘન | વાં – દ | ળી આં – |
| સા સા રે | – રે ગ | મ – પ | પ – પ |
| ઘૂ – – | – – – | મે – – | ઘેરાં – |
| સા – – | – – – | સા – – | ની ધ ની |

અંતરા

| × | ० | × | ० |
|---|---|---|---|
| છે – ડી | – મુ – | ર લી ઓ | – તેં – |
| પ – પ | – મ – | ધ ધ પ | – પ – |
| સૂ ર તા | – ઓ – | રે – – | લી – – |
| ગ રે ગ | મ સા | ગ રે ગ | સા · – |
| સ્વ ર ધે | – નુ – | ચા · લી | – સી – |
| ની ધ ની | – ધ પ | ધ – પ | – મ – |
| મ ડી ઓ | – ને – | મે – – | લી – – |
| રે મ પ | ધ મ પ | ગ રે ગ | સા – – |
| દૂ – જા | – આં – | ગ ણી એ | – છો – |
| ની – સા | – સા – | ગ રે સા | – સા – |
| આ – જ | – ચ – | ગે – – | લી – – |
| પ ધ પ | ધ મ પ | ની – – | સા – – |
| એ – રં | – ગ – | હે – – | લી – – |
| પ ધ પ | ધ મ પ | ની – – | સા – – |
| ખૂ – બ | – મ – | ચે – – | લી – – |
| ગ – ગ | – મ – | ગ – રે | સા |
| ગુ – ર્જ | ર બં – | સી – પે | – ઝ – |
| સા – રે | રે ગ – | મ – પ | – પ – |
| ણું – – | – – – | બે – – | ઘેરાં |
| સા – – | – – – | સા – – | ની ધ ની |

# ત્રિવેણી

[આ શીર્ષક નીચે દર મહિને જૂનીનવી ગુજરાતી કવિતાસમૃદ્ધિમાંથી અમારી દૃષ્ટિએ (અમારી દૃષ્ટિ એટલા માટે કે આખરે કોઈ પણ પસંદગીમાં વીણામણમાં વ્યક્તિની રુચિઅરુચિ અને સ્વભાવતઃ જ કામ કરી જાય છે.) લોકપ્રિય થવા સર્જાયેલી કે લોકપ્રિય થઈ ચૂકેલી ગુજરાતી કવિતાઓ પરપ્રાંતીય વાચકો માટે પલટાવી તે તે ભાષામાં પરિચય કરાવવા અર્થે રજૂ કરવાનો અમારો ઇરાદો છે.

હિંદી-હિંદુસ્તાની આજે હિંદુસ્તાનમાં સૌથી વધુ બોલાતી, લખાતી અને આસાનીથી સમજાતી ભાષા છે. વળી એ આપણી રાષ્ટ્રભાષા પણ છે તેથી સામાન્યતઃ સારી ગુજરાતી કવિતાઓના ભાવાનુવાદો મોટે ભાગે હિંદીમાં જ મૂકીશું.

તે મુજબ આ મહિને નવીન કવિઓમાં સૌથી મોડેથી કવિતા લખવાની શરૂઆત કરનાર પણ ટૂંક સમયમાં જ પોતાની કાવ્યપ્રતિભાથી સૌથી મોખરે નીકળી આવનાર આપણા યુવાન મેધાવી કવિ શ્રી. ઉમાશંકર જોષીની 'ગંગોત્રી'માંની 'પિપાસા' નામક એક મનોરમ કૃતિ હિંદીમાં રૂપાંતર અર્થે પસંદ કરી છે. મૂળ કૃતિને તેમાં રહેલ ભાવ અને વિચારની ભવ્યતા માટે કવિતારસિકોએ ઠીક ઠીક સત્કારી છે અને તેનો સત્કાર અને પરિચય પરપ્રાંતીય કવિતા સાહિત્યમાં પણ થઇ શકે તો તેને શક્ય બનાવવાના ઇરાદાથી નીચે સહી કરનાર તેનો ભાવાનુવાદ હિંદીમાં પ્રયોગ તરીકે નીચે રજૂ કરે છે.

## પિપાસા

[લાવણી]

ઓ! યુગ તરસ્યા જગકંઠ! જરી તું પુકાર કરજે ધીરે
આ જાગી જશે અંધાર વિંધાતાં તવ રવ-કંપ-સમીરે
જો! નિશા ન ઝબકી જાગે
ને થાતાં પુનઃ પ્રભાત સ્વજન મુજ જીવનભેટ ન માગે!

હું જાણું તારી તરસ, કરું છું ભીષણતમ તૈયારી,
તું ધીમે સાદ પુકાર, કયારની સુણી મેં કરુણ સિતારી.
જો! જાગી જશે મુજ માતા!
નિજ અંગ પછાડી પથે મારા ચરણ રંગશે રાતા!

અહીં કને સૂતા મુજ પિતા જાગશે, ભાઈ અને ભગિની
મુજ માર્ગ રોકશે, વહાવશે સૌ આંસુતણી ઝરણી.
શોરથી ઊઘડતાં બારી,
દીવડે સ્નેહ પૂરતી રડશે કંપતી કો'ક કુમારી.

તુજ સૂકો ઘર્ઘર સાદ પસારે ભય પગલાં સંસારે,
મુજ ઘેરુ બની સાશંક ઝંખશે મને ઊભો ભવબારે
શો શોષ તને ભારી?
શે દૂર થશે? મુજ કને માત્ર નાની શી જીવનઝારી

શો શોષ એવડો? ઢળ્યાં અનર્ગળ શોણિત તવ પેટાળે,
કંઇ સંત અને પયગંબરનાં, શહીદોનાં પ્રેમઉછાળે!
નવ શમતી પૂર્ણ પિપાસા!
ને તો ય ઘડીક પણ શમાવું એવી અંતર મુજ આશા!

જુગ જુગ તરસ્યા જગકંઠ! જરી તું ધીરે સાદ પુકારે
તો થાય મને ય ન ભાન એમ પહોંચું ઝટ તારે દ્વારે.
હું આવ્યો! આવ્યો આ!
તુજ શોષ જતી પી અંતરથી રેલું જીવનધારા!

ગંગોત્રી પૃષ્ઠ ૧૧ —ઉમાશંકર જોષી

## हे जगकंठ!

हे युगप्यासे जगकंठ! तू पुकार करना धीरे
घन अंधेरा जाग जायगा तव रव—कंप—समीरे.
नहीं निशा जागने पावे
नहीं स्वजन सहोदर आवें
प्रभात होते वार न मॉंगे भेट जीवन जलतीरे.
अह, पुकार करना धीरे!

मैं जानूं तू है प्यासा
तुझको है मेरी आशा
तेरी आग बुझानेको मैं खडा यहीं हूँ खासा.
कर ली भीषण तैयारी
मैंने कबसे सुनली तेरी करुण—रुदन—सितारी
तुम धीरेसे पुकार करो, मत बनो अतृप्त अधीरे!
कर पुकार धीरे धीरे.

जाग जायगी मेरी माता असह्य आत्मन पीरे,
छा देगी पथ बहा बहाकर रुधिर रंगसे भीरे.
कर पुकार धीरे धीरे.

सुनकर तेरी भयकर मेरी और सघन शहनाई
सोये मेरे जाग जायंगे, पिता, बहन अरु भाई
रुक कर मेरे पथको प्रिय सब रोयेंगे चिर पीरे
कर पुकार धीरे धीरे.

स्नेह स्वप्नमें डूबी हुई सुंदर कोई सुकुमारी
देख प्रणयदीप कंपित अपना रो देगी मतवारी.
अह, पुकार करना धीरे.

रूखा सूखा स्वर तेरा
बन डरावना गीत मेरा
कदम कदम पर भय फैलावत इस नीरव जगतीरे;
साशंक प्रतीक्षा मेरी तू क्या किया करेगा धीरे?
कर पुकार धीरे धीरे.

कितना तेरा यह आरी,
री ! कंठशोष भयकारी ?
किस विध मैं कर पाउंगा परितृप्त इसे नयकारी ?
क्योंकि मेरी तो है युगवर! छोटी जीवन झारी !

कितने संत शहीद बनाये ? पयगंवर और पीरें.
गया पीता तू हरदम उनका खून वसंती चीरें;
फिर भी न पिपासा तेरी,
होती है पूर्ण नमेरी;
फिर भी मैं आशा उर धर कर करता चितवन तेरी !

युग युग प्यासे जगकंठ ! यदि धीरे से तू कुछ बोले,
मुझको ज्ञान न रहे स्थितिकाः दरवाजा तू खोले;
तो झट मैं अंदर आउं;
तव पुकार को पा जाउं;
मैं भी खोलुं जीवनकुप्पा अपना धीरे धीरे !
हे चिरप्यासे जगकंठ !, अह, पुकार करना धीरे !

रतुभाइ देसाई

## અમર કવિવર

કહે છે સૌ આજે: કવિવર ગયો, ભારતતણા
સુસંસ્કારોનો રે ! પ્રતિનિધિ ગયો, ભાસ્કર ઢળ્યો–
કલાફિલ્સૂફીનો, લલિત કવિતાસર્જક ગયો,
પ્રભુપ્રેર્યો દ્રષ્ટા, જનહૃદયનો દીપક ઠર્યો.

દયા, આશા, શ્રદ્ધા હૃદયહૃદયે એ જગવતો,
ઉંડા અંધારામાં મનુજકુલ જ્યોતિર્ધર હતો.
તવાયાં કૈં તાપે ત્રિવિધ ઉરને કૈં હસવતો,
ગયો હા ! પુણ્યાત્મા, અમરગણ સંગે ભળી ગયો.

ગયો સૌને છોડી કવિવર, છતાં તું નથી ગયો:
જનોનાં હૈયાંમાં અમરપદ પામી અહીં વસ્યો.
પ્રભાવંતો તારો, શત–સૂરજ જેવો ઝળઝળતો–
પ્રતાપી આત્મા આ સુભગ સ્વરૂપે છે અહીં રહ્યો.

હતો તું ના તારો, જનગણતણું તું ધન હતો,
રહેશે કાલાન્તે સુગત કવિ, તું તો જગતનો.

રમણ ન. વકીલ






## ગું થ ણી



◎ ◎ ◎

તંત્રીઓ : ઈન્દુલાલ ગાંધી (સમરસેટસ્ટ્રીટ, કૅમ્પ, કરાચી). મગનલાલ લાલભાઈ દેસાઈ (નિરંજન નિવાસ, ગાલવિયારોડ, વિલેપાર્લે). રતુભાઈ દેસાઈ (ગુરુનિવાસ, નહેરુરોડ, વિલેપાર્લે). વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયો દોઢ. પરદેશમાં ચાર શિલિંગ. છૂટક નકલ આના ત્રણ. ગ્રાહકોનાં લવાજમ બદલાનાં પત્રો, અવલોકનનાં પુસ્તકો, લખાણો તેમ જ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું—રતુભાઈ દેસાઈ, 'કવિતા

# अस्मदीयम्

## ૭૩ મી જયંતિપ્રસંગે

જે વસ્તુને શોધી રહ્યો હતો એ તે વસ્તુ પોતે જ બની ગયો સ્વયં,
એની મહેચ્છાની પ્રચ્છન્ન ભાવના ફોરી રહી કાર્યરૂપે ખુલ્લેખુલ્લે
યથુ ઘટે નીર વીરથી કાજે ના રૂદનું રૂપ હતો પસંદ,
કારુણ્યને સંકરસ્નેહફ્રિયોનુ બનાવતો ભોજન સર્વભોગ્ય.

કૃણી સૌન્દર્યદષ્ટિને શોભાવી સંયમે પિતા!
રોપી તે માનવીહૈયે અશેષ ત્યાગશ્રેષ્ઠતા

ભગવાન બુદ્ધ માટે લખાયેલી આ પંક્તિઓ ગાંધીજીને પણ એટલી જ બંધબેસતી કરી શકાય એમ છે. વર્ષે વર્ષે એમની જયંતિ ઊજવીને, એમના પ્રત્યેનો પ્રેમભાવ વ્યક્ત કરીને આપણે ગર્વ લઈએ છીએ પણ પ્રત્યેક જીવને અનુકરણીય એવી એમની અમગ સમતોલનવૃત્તિ આપણો વ્યક્તિગત વારસો નથી બની એટલો ઠપકો સ્વીકાર્યા વિના પણ ચાલે તેમ નથી.

## આગામી સાહિત્યપરિષદ્ સંમેલન

ચાલુ માસના પ્રથમ સપ્તાહમા અંધેરી ખાતે ભરાનાર ગુજરાતી સાહિત્યપરિષદના ચૌદમા સંમેલને એકત્ર થતા સૌ શબ્દસૃષ્ટિના ઉપાસકો અને સાહિત્યપ્રેમીઓને અમે અંતઃકરણપૂર્વક સત્કારીએ છીએ. પરિષદ એ માત્ર એક યા બે દિવસનુ સંમેલન કે મેળો બની ન રહેતા, વર્ષભર કામ કરનારી પ્રેરણાદાયી સંસ્થા બની રહે એવી શુભાશા પ્રગટ કરીએ છીએ કવિ ખબરદારના અધ્યક્ષપદ નીચે મળતુ પરિષદનુ આ સંમેલન ગુજરાતી પરિષદના ઇતિહાસમા અને સાહિત્યસેવાની તવારીખમા નવુ પાનુ લખે એમ ઇચ્છી વિરમીએ છીએ

## સાહિત્ય સંમેલન આટલું ન કરી શકે?

સંમેલન પૂરુ થયા પછી એના અહેવાલ–ગ્રન્થો ખૂબ પ્રસિદ્ધ થાય છે. ક્યારેક તો બબ્બે સંમેલનોના અહેવાલો સાથે જ પ્રગટ થાય છે ખાનપાન–માનાદિની વહેચણી કરીને, નાટકનૃત્ય–કવિતોત્સવોના ઉપહારો ધરીને થાકીને લોથ થયેલા એના કાર્યધુરંધરો બહુ લાંબી નિદ્રા લે છે. એ નિદ્રાને અંતે એક દિવસ રામાયણ–મહાભારત જેવડુ મહાન થોથુ ગુણીગુર્જરીના કરકમળમા ધરે છે. નિજ પ્રશંસા અને અભિનંદનવર્ષાથી ભારે શિલા જેવુ બનેલુ એ અહેવાલપુસ્તક સાધારણ ગજવાથી તો ખરીદી શકાય એવુ હોતુ નથી એટલે સાહિત્યરસમા મશગૂલ રહેનારો પણ એના દર્શનથી વંચિત રહે છે આમ કરવા કરતા વિભાગવાર નાના નાના ગ્રન્થોરૂપે એનુ પ્રકાશન શરૂ થાય તો ગ્રાહકને વધુ સગવડ મળે એવુ અમારુ નમ્ર માનવુ છે. આમ થવાથી સાહિત્યની એ મૂલ્યવાન સામગ્રી માત્ર પુસ્તકાલયોમા પડી રહેવાને બદલે ગરીબ ગુજરાતીઓની અભરાઇઓને શોભાવતી થશે એમા શંકા નથી

## ‘કવિતા’ યોજનાના વધુ સ્નેહી સભ્યો

‘કવિતા’ યોજના ધીમી પણ ચોક્કસ પ્રગતિ કરી રહી છે તેના પુરાવારૂપ આ અંકે થયેલ વધુ સભ્યોના નામ આ નીચે જાહેર કરીએ છીએ. આ મિત્રોએ સહાનુભૂતિપૂર્વક સભ્ય થઇ, વાર્ષિક રૂપિયા બારની રકમ આપી, ‘કવિતા’ને ઉપકૃત કર્યું છે તે બદલ અમે તેમનો જાહેર રીતે આભાર માનીએ છીએ,

રાયવજી વાલજી મરચન્ટ, કાલબાદેવી રોડ, મુંબઈ

[illegible]ણુભાઈ રતનજી દેસાઈ (સ્નેહરશ્મિ). ચીમનલાલ નગીનદાસ વિદ્યાવિહાર, અમદાવાદ

,, શંકરલાલ પંડ્યા, c/o સુપ્રીમ ફિલ્મ ડિસ્ટ્રિબ્યુટર્સ, દાદર–મુંબઇ

,, એક સુહૃદ અને મિત્ર (જે નામ આપવા રાજી નથી) મુંબઈ

## બે કવિ મુશાયરા

સપ્ટેમ્બરની ૧૪ મીએ શ્રી. સુંદરમ્ના અધ્યક્ષપણા નીચે વડોદરા ખાતે એક મુશાયરો થયો બીજો એવો જ મુશાયરો સુરત ખાતે શ્રી રાયકાના પ્રમુખપણા હેઠળ થયો છે.

ગુજરાતભરમા યોજાતા મુશાયરા અને કવિસંમેલનોને અમે આવકારીએ છીએ. મુશાયરા અને સંમેલનના યોજકોને વિનવીએ છીએ કે તેઓ તેમના અહેવાલો અમને મોકલી આપે તેમ જ મુશાયરામા ખૂબ ઉત્તમ જાહેર થયેલી કે વખણાયેલી કવિતાઓ પણ મોકલે અમે જગાની અનુકૂળતાએ યોગ્ય પ્રસિદ્ધિ કરશું.

---

## એક અંગત ખોટ

‘કવિતા’ને એના હસ્તીના બીજે માગે જ થયેલી અંગત ખોટનો શોક વ્યથિત હૃદયે વ્યક્ત કરવાનો છે

‘કવિતા’ના જન્મ સમયે અને પછી એની તૈયારીમા બધા પ્રકારનો રસ લઈ સાથ પુરાવનાર, ‘કવિતા’ની બે માસની જિંદગીમા કામકાજમા મદદનીશ તરીકે નિઃસ્વાર્થ ભાવે કામ કરી છૂટનાર શ્રી. વિપિન ઉર્ફે ખંડુભાઈ અંબેલાલ દેસાઈના અકાળે થયેલ મરણની નોંધ લેતી રહે છે

વીસ વર્ષની ટૂંકી શી જિંદગીમા એ, માવતરને, ભાઈભાંડુને, સ્નેહીઓને કુટુંબીજનોને અતિપ્રિય નીવડ્યો હતો. બુદ્ધિમાન અને ચતુર સ્વભાવને કારણે તેમ જ નાની વયે એક અનુભવી જેટલા વ્યવહારુપણા અંગે વિલે પારલેની સ્થાનિક શ્રી ગોકળીબાઇ શાળા જ્યા તે મેટ્રિકનો અભ્યાસ પૂરો કરી રહ્યો હતો ત્યા–શિક્ષકોમા, વિદ્યાર્થીમિત્રોમા અને આજુબાજુ પ્રિય અને પ્રસિદ્ધ થઈ પડ્યો હતો. દોઢ માસ પહેલા ટાઈફોઈડ તાવની બિમારીમા સપડાયો, સાજો થયો. ફરી કાર્યરત બન્યો. બીજી વખત ટાઇફોઇડનો ભોગ બન્યો અને પૂરા એક માસ સુધી જીવલેણ કાળજ્વર સાથે યુદ્ધ કરતો કરતો અંતે તા. ૨૯–૪૧ ને દિને મરણશરણ થયો મરણપથારીએ પડ્યો પડ્યો તે ‘કવિતા’ની ચિંતા અને પૃચ્છા કર્યા કરતો હતો

“કવિતા”ની એ ખોટ અણપુરાયેલી રહેશે એમ લાગે છે આવા નિર્દોષ, મધુર અને કોમળ આત્મા સારુ શાંતિવાંછાની જરૂર રહેતી હોય તો ઇચ્છીએ કે એનો આત્મા પરમચૈતન્યમય શાંતિધામમા નાહી રહો!

---

## ગ્રાહકો સાથે બે વાત

લડાઈ અંગે કાગળની મોંઘવારીને કારણે તેમ જ બહુ ગવાયેલી લોકોની કવિતા પ્રત્યેની ઉદાસીનતાથી ડરીને અમે ‘કવિતા’ના પ્રથમાંકની ચોક્કસ નકલો જ કાઢેલી પણ લોકોની ઉદાસીનતા વિષેની અમારી માન્યતા ખોટી ઠરતી જતી જણાય છે રોજ રોજ પત્રો અને લવાજમોના મની ઓર્ડરો મોકલી સૌ કોઈ પહેલા અંકની માગણી કરી રહ્યુ છે તે સૌને જણાવવાનુ કે પહેલા અંકની એક નકલ માત્ર તંત્રી પાસે ફાઈલ પૂરતી રહી છે વધુ નકલો સિલકમા નથી અને એ કારણે કોઈની માગણી સંતોષી શકાય એમ નથી નવા ગ્રાહક થનારાઓને તેથી, બીજા અંકથી જ ગ્રાહક તરીકે અમે નોંધી શકીએ એમ છીએ

‘કવિતા’ને મળેલ ચોતરફના સત્કાર બદલ અમે આપ સૌના આભારી છીએ

## પ્રશંસાપાત્ર સાહસ

શ્રી સારાભાઈ ભોગીલાલ ચોકસી અમારા મિત્ર અને પરિચિત છે તેમણે મુંબઈ ખાતે ફિરોજશા મહેતા રોડ પર આવેલ બોમ્બે કોઓપરેટિવ ઇન્સ્યુરંસ કંપનીના મકાનમા ધી મહાગુજરાત પબ્લિશિંગ કંપની નામની પુસ્તકપ્રકાશનની એક વ્યાપારી સંસ્થા રૂપિયા એક લાખની થોકની મૂડીથી ગઇ સપ્ટેમ્બર માસથી કાઢી છે કંપની રજિસ્ટર થઈ જવા પામી છે અને કંપનીનુ કામકાજ શરૂ થઈ ગયુ છે

ગુજરાતમા ખાનગી વ્યક્તિગત માલિકીની પુસ્તકપ્રકાશનપેઢીઓ ઘણી છે આવી એક લિમિટેડ કંપનીની જરૂર હતી અને તે ખોટ ધગશ ધરાવનાર યુવાન શ્રી સારાભાઈએ પૂરી કરી છે તે બદલ તેમને ધન્યવાદ કંપનીના બોર્ડ ઓફ ડાયરેક્ટરમા અને સલાહકારક સમિતિમા અનુક્રમે અનુભવી વ્યાપારીઓ અને સાહિત્યકારોના નામો જણાય છે. ગુજરાતમા લેખન, પ્રકાશનની કે દ્રવ્યની ખોટ પડશે નહીં ખોટ છે લોકોને વધુ વાચતા કરવાની અને વધુ ખરીદી કરતા કરવાની. આ દિશામા શ્રી. સારાભાઇ કંઈ કરી બતાવશે એવી આશા છે.

કંપનીના કામકાજને અમે ફતેહ ઇચ્છીએ છીએ.

વાર્ષિક લવાજમ
રૂપિયો દોઢ
દેશમાં

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

# ક * વિ * તા

· તંત્રીઓ ·
ઈન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

વર્ષ ૧ : અંક ૩ | તા. ૧ ઑક્ટોબર ૧૯૪૧ | સળંગ અંક ૩

## સ્વ. કવિવર ટાગોર

(૧)
અસ્તાચલે અસ્ત થઈ પ્રભા હજી
પૂરી શરચ્ચંદ્ર તણી નહીં ત્યાં:
આશ્વાસનો એ અવસાન કેરાં

### વિનતિ

" જેઓએ હજી સુધી ‘ કવિતા ’ નું લવાજમ મોકલી આપેલ નથી તેમને વિનતિ કે તેમણે આ અંક મળ્યે લવાજમ તુરત મોકલવું યા સંમતિ દર્શાવતો પત્ર મોકલી આપવો. ત્રણ અંકો લાગલાગટ આપને મોકલવામાં આવ્યા છે. આ પછી લવાજમ યા પત્ર નહિ મળતાં અંક મોકલવો બંધ કરવામાં આવશે. "

કો' પૂર્ણિમાશી નવકીર્તિકલ્પના
સત્કાર તારો કરવા ઊભી હતી !
રવીન્દ્ર ! તેં જ્યોતિપથે દિગંતે
શી આદરી મંગલ ભવ્ય યાત્રા
તજી દઈ વાટ વસુંધરાની ?

(૨)
દેવર્ષિ ! તેં ભારતની સુગાથા
ગાઈ મહા વિશ્વ સમસ્ત માંહિ !
વ્હેતી હતી ભારત પુણ્યભોમે
ભાગીરથી જ્ઞાનતણી ઘણી યે.
—ત્યાં બૌદ્ધગંગા તટ ભવ્ય ઊભાં
સરસ્વતી મન્દિર કૈં પુરાણાં
આ વિશ્વના સર્જનમાં સુહાગી
દસે દિશે પૂરપ્રભા પ્રસારતાં.
કૃતાંતના કાળક્રમે ગયાં શમી
તે મન્દિરો ધૂળ બન્યાં ધરામાં.
ખંડેરના તે અવશેષ ના રહ્યા.
દેવર્ષિ ! તેં બોલપુરે ચઢાવી
સમાધિ કલ્યાણ ઋચા રટીને.
[illegible] લઈ તેં નવી રચી
પૃથ્વી—
: ચોકે.
શદેશનાં
નતૃષ્ણા
ને ત્યાં
ઊતરી.
મનાવતો
મૂકતો !

ભ્યગંગા
દે વચ્ચે.
એને તટે ભવ્ય સુરમ્ય કુંજો
ઝૂકી રહી મંગલ ગાન ગૂંજી.
વાલ્મીકિની ત્યાં સ્વરસિંધુશી ઋચા
ગાજી રહી ઘુમ્મટને ગજાવી.
ઋચા હજી માનવમન્દિરે તે
યુગે યુગે પામર પાંથ અંતરે
જગાડતી સંસ્કૃતિ ગાન મંજુ.
અનંત એના તટ પે ફરી ત્યાં
તે કાલિદાસે કરી કલ્પનાની
મહોર્મિ ઊંચી નભઘુમ્મટે ઘટા !
યુગે યુગે સંસ્કૃતિધામ વિશ્વમાં
આ ભારતે ગંગતટે રચાયાં !
ને ઘેરગંભીર ઘટાની છાંયે
નિશ્વાસ છૂટ્યા યુગ કલાન્ત કેરા:
પેગામ એ સંસ્કૃતિમન્દિરોના

# अस्मदीयम्

## ૭૩ મી જયંતિપ્રસંગે

> જે વસ્તુને શોધી રહ્યો હતો એ તે વસ્તુ પોતે જ બની ગયો સ્વયં,
> એની મહેચ્છાની પ્રચ્છન્ન ભાવના ફોરી રહી કાર્યરૂપે ખૂણેખૂણે
> પણ ઘટે વીર ધીરથી કાજે ના રૂદનું રૂપ હજો પસંદ,
> કારુણ્યને સંકટગ્રસ્તક્લેશિતોનું બનાવજો ભોજન સર્વોચ્ચ.
>
> ઝૂઝી સૌન્દર્યદૃષ્ટિને શોભાવી સચગે પિતા!
> રોપી તે માનવીહૈયે અશેષ ત્યાગશ્રેષ્ઠતા

ભગવાન બુદ્ધ માટે લખાયેલી આ પંક્તિઓ ગાંધીજીને પણ એટલી જ બંધબેસતી કરી શકાય એમ છે વર્ષે વર્ષે એમની જયંતિ ઊજવીને, એમના પ્રત્યેનો પ્રેમભાવ વ્યક્ત કરીને આપણે ગર્વ લઈએ છીએ પણ પ્રત્યેક જીવને અનુકરણીય એવી એમની અભંગ સમતોલનવૃત્તિ આપણો વ્યક્તિગત વારસો નથી બની એટલો ઠપકો સ્વીકાર્યા વિના પણ ચાલે તેમ નથી

## આગામી સાહિત્યપરિષદ સમેલન

ચાલુ માસના પ્રથમ સપ્તાહમાં અંધેરી ખાતે ભરાનાર ગુજરાતી સાહિત્યપરિષદના ચોદમા સમેલને એકત્ર થતા સૌ શબ્દબ્રહ્મના ઉપાસકો અને સાહિત્યપ્રેમીઓને અમે અંતઃકરણપૂર્વક સત્કારીએ છીએ પરિષદ એ ગુજરાતભરમાં યોજાતા મુશાયરા અને કવિસંમેલનોને અમે આવકારીએ છીએ મુશાયરા અને સમેલનના યોજકોને વિનવીએ છીએ કે તેઓ તેમના અહેવાલો અમને મોકલી આપે તેમ જ મુશાયરામાં ખૂબ ઉત્તમ જાહેર થયેલી કે વખણાયેલી કવિતાઓ પણ મોકલે અમે જગાની અનુકૂળતાએ યોગ્ય પ્રસિદ્ધિ કરશું

---

## એક અંગત ખોટ

'કવિતા'ને એના હસ્તીના બીજે મહિને જ ગયેલી અંગત ખોટનો શોક વ્યથિત હૃદયે વ્યક્ત કરવાનો છે

'કવિતા'ના જન્મ સમયે અને પછી એની તૈયારીમાં બધા પ્રકારનો રસ લઈ સાથ પુરાવનાર, 'કવિતા'ની બે માસની જિંદગીમાં કામકાજમાં મદદનીશ તરીકે નિસ્વાર્થ ભાવે કામ કરી છૂટનાર શ્રી વિપિન ઉર્ફે ખડુ ભાઈ અંબેલાલ દેસાઈના અકાળે થયેલ મરણની નોંધ લેવી રહે છે

વીસ વર્ષની ટૂંકી શી જિંદગીમાં એ, માવતરને, ભાંડુઓને, સ્નેહીઓને કુટુંબીજનોને અતિપ્રિય નીવડ્યો હતો બુદ્ધિમાન અને ચતુર સ્વભાવને કારણે તેમ જ નાની વય એક અનુભવી જેટલા વ્યવહારુપણા અંગે વિલે પારલેની સ્થાનિક શ્રી ગોકળીબાઈ શાળા જ્યાં તે મેટ્રિકનો અભ્યાસ પૂરો કરી રહ્યો હતો ત્યાં-શિક્ષકોમાં વિદ્યાર્થીમિત્રોમાં અને આડુંઅવળું પ્રિય અને પ્રસિદ્ધ થઈ પડ્યો હતો. દોઢ માસ પહેલાં ટાઈફૉઈડ તાવની બિમા

વાર્ષિક લવાજમ
રૂપિયો દોઢ
દેશમાં

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

# ક ★ વિ ★ તા

• તંત્રીઓ •
ઈન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

વર્ષ ૧ : અંક ૩ | તા. ૧ ઓક્ટોબર ૧૯૪૧ | સળંગ અંક ૩

## સ્વ. કવિવર ટાગોર

( ૧ )

અસ્તાચલે અસ્ત થઈ પ્રભા હજી
પૂરી શરચ્ચંદ્ર તણી નહીં ત્યાં:
આશ્વાસનો એ અવસાન કેરાં
પૂર્યાં હજી માનવઅન્તરે ના
ત્યાં તો ડૂમો માનવકંઠ આવ્યો
રવીન્દ્ર ! તારી અવસાન વેળા !

તેં તો સુણી શાશ્વત સૂરમાલા
વિરાટની વાંસળીએ બજંતી
મૃદંગતાલે તુજને નિમંત્રતી.
બીજેન્દુનું લોચન જેમ સ્નિગ્ધ
નમી રહે સાન્ધ્યતટે પ્રશસ્ત—
તેં યે નમાવ્યાં તવ લોચનો ત્યાં
દિવ્યાર્દ્ર રંગી પ્રિય મૃત્યુઅંકમાં:
અસ્તાચલે જ્યોત રવીન્દ્રની શમી!

સ્વર્ગંગને તીર કલાપ ગૂંથી
કો' પૂર્ણિમાશી નવકીર્તિકલ્પના
સત્કાર તારો કરવા ઊભી હતી !
રવીન્દ્ર ! તેં જ્યોતિપથે દિગંતે
શી આદરી મંગલ ભવ્ય યાત્રા
તજી દઈ વાટ વસુંધરાની ?

( ૨ )

દેવર્ષિ ! તેં ભારતની સુગાથા
ગાઈ મહા વિશ્વ સમસ્ત માંહે !
વ્હેતી હતી ભારત પુણ્યભોમે
ભાગીરથી જ્ઞાનતણી ઘણી યે.

—ત્યાં બૌદ્ધગંગા તટ ભવ્ય ઊભાં
સરસ્વતી મન્દિર કૈં પુરાણાં
આ વિશ્વના સર્જનમાં સુહાગી
દસે દિશે પૂરપ્રભા પ્રસારતાં.
કૃતાંતના કાળક્રમે ગયાં શમી
તે મન્દિરો ધૂળ બન્યાં ધરામાં.
ખંડેરના તે અવશેષ ના રહ્યા.

દેવર્ષિ ! તેં બોલપુરે ચઢાવી
સમાધિ કલ્યાણ ઋચા રચીને.
ખંડેરપાયો લઈ તેં નવી રચી
અગમ્યની એક અનંત પૃથ્વી—
આ વિશ્વના એક વિરાટ ચોકે.

એ શાંતિધામે કઈ દેશદેશનાં
આવ્યાં ઊડી ઉત્સુક જ્ઞાનતૃષ્ણા
છિપાવવા શાંતિનિકેતને ત્યાં
પંખીગણો સાગરપાર ઊતરી.

તું પૃથ્વીનો પૃથ્વી નવી બનાવતો
ખંડેરમાં પ્રાણપરાગ મૂકતો !

( ૩ )

આ ભારતે શાશ્વત કાવ્યગંગા
વહી રહી આદિ અનાદિ વચ્ચે.
એને તટે ભવ્ય સુરમ્ય કુંજે
ઝૂકી રહી મંગલ ગાન ગૂંજી.
વાલ્મીકિની ત્યાં સ્વરસિંધુશી ઋચા
ગાજી રહી ઘુમ્મટને ગજાવી.
ઋચા હજી માનવમન્દિરે તે
યુગે યુગે પામર પાંથ અંતરે
જગાડતી સંસ્કૃતિ ગાન મંજુ.

અનંત એના તટ પે ફરી ત્યાં
તે કાલિદાસે કરી કલ્પનાની
મહોર્ધ્વ ઊંચી નભઘુમ્મટે ઘટા !
યુગે યુગે સંસ્કૃતિધામ વિશ્વમાં
આ ભારતે ગંગતટે રચાયાં !
ને ઘેરગંભીર ઘટાની છાંયે
નિશ્વાસ છૂટ્યા યુગ કલાન્ત કેરા:
પેગામ એ સંસ્કૃતિમન્દિરોના

કૈં ઘંટનાદે જગ ઘુમ્મટે આ
ધૂમી રહ્યા માનવદાનવોમાં.

રવીન્દ્ર! હે તું કવિવર્ય એક
જેણે રચી એવી અનુપ કુંજની
ગંભીર વ્યોમાર્ધ સમી મહાઘટા
યુગો સુધી શાશ્વત પલ્લવંતી!
ગીતાંજલી આજ કવીન્દ્ર! તારી
આ વિશ્વમાં માનવની પ્રભુતા
બની રહી મંગલ સૂર આવલી
ગુંજારવે પામર પત્થરોમા!

(૪)

કૈં સ્મારકો આજ સુભવ્ય ઊભાં
આ ભારતે કીર્તિકલાપ જેવાં!
ડૂબી ગયા તે ઇતિહાસ કેરા
મૂંગા પડ્યા કૈં અવશેષ તેના
થૈ સ્મારકો ભારતઅંક સૂતાં!
એ સ્મારકોમાં જનઅશ્રુઓનાં
રૂંધાયલાં અન્તર શોકગીત
ડૂબી ગયાં જેમ શમે દિગંતે
સૂરાર્દ્ર ચંડોલતણા દિનાન્તે!

તું આજ તો સ્મારક સ્મારકોનો
બન્યો મહાસર્જક કાવ્યસૃષ્ટિનો!
હિમાદ્રિનો તંબૂર ભવ્ય લીધો
હાથે, મહાગીત ગજાવવાને.
ને ગંગ 'પુત્રા સમ તાર ખેંચી
ચગાવ્યું તેં ગીત વિરાટ વ્યોમે!
તેં વિશ્વબંધુત્વની સ્નેહગીતા
મનુષ્યને આપી મહાનિશબ્દે!

સ્રષ્ટા થયો શાંતિનિકેતને તું!
દ્રષ્ટા બન્યો માનવઅન્તરે તું!
કૈં પોઠ ભોમે ઊતરી અમારે—
નિઃશબ્દથી કીર્તનમુગ્ધ ભારતે.
તારી હતી એક જ મુક્તિફોજ
જેણે ફરી આર્યપ્રભા પ્રસારી
ને જમ્બુદ્વીપે નવજ્યોત ચેતવી
યુગકોટિયે ફરી!

(૫)

હિમાદ્રિનાં ભવ્ય પ્રચંડ શૃંગો
આરોહીને આજ તું નાથ કેરા શું
જતો મહામન્દિરમાં પૂજાર્થે!

તે મન્દિરે ચંદ્રસુધા યુગોની
થીજી બની શ્વેત પ્રભા પ્રભુની!

નીચે અહીં માનવલોમ આરે
વિરાટ આ સાગર મસ્ત નાદે
આરોહણે મંગલ મંત્ર ગૂંજે!
જેણે જગાડયું પ્રભુગીત વિશ્વમાં
સૂના મહામાનવકંઠ માંહે—
તે ગીત આજે ગિરિમાલ સોડે
ગજાવતો સ્વર્ગપથે સિધાવે!

વટાવીને કીર્તિતણા મિનારા
તું ઊડજે ઊર્ધ્વ અગાધ વ્યોમે:
ચંદોલ હે ચંદ્ર બની ધરાના
આ માનવોના પ્રભુદત્ત સ્વામી!

હિમાદ્રિની કોતરકન્દરામાં
ગંગાતણી લોલવિલોલ ઊર્મિએ,
સમાધિના અન્તર સ્પન્દનોમાં
આજે મહાગાન સુરમ્ય તારું
ગાજે—ગજાવી જગકંઠ સ્નેહે!

કવીન્દ્ર! તું શાશ્વત સ્વર્ગજ્યોતિ
ને સૌ અમે તારકશા તિમિસ્રમાં
ઝીલી મહાતેજ પ્રદીપ્ત તારું
લૈ તેજવાચા સ્વરશાંત ગાશું
તારી ત્યજી આજ વસુધરાએ!

कोलक

## બસ ચહે!

તું ના મારો ચાહે કદીય સહચાર પ્રણયિની.
હું જાણું છું કે તું ભવનગિરિને શૃંગ વસતી
મને જોતી હોશે લિલિપુટ તણા વ્કંતજન શો
નીચે ઊભેલાને, કદિક તું અમારી ધરતી પે
મૂકે તારા પાય, ક્ષણિક પણ, તું મોટર ચઢી
ઘૂમે, મારાથી તો શત શતગણી તાહરી ગતિ.
પછી હું ઝંખું કે તવ હૃદયની હૂંફ મળજો
તવાંકે સૂવાનું, તુજ નયન ને મુખશશીને
સુસ્પર્શે થાવાનું પુલકિત, મૂર્ખાઈ જ નહીં!
મને આશા એવી નથી, પણ તને હું ચહું જ છું.
વળી મારી પાસે નહીં ધન ન સુડોળ તન છે
મને શાને ચાહે કદી તું સમજું તે ય હું સહું.
છતાં હૈયું ઘેલું અહીં વસત જે કિંમત નહીં
કદી આંકે પોતા તણી અવરની કે-બસ ચહે
ચહાવા ને ઈચ્છે—

## ઈ જ ન

સમી સાંજનું ઇજન મેં તો દીધું–
આ તો વીતી જતી મધરાત !
આસન એનું ખાલી, સખિ !

ઊભી આંગણુ કોડભરી અધીરી,
એના આવ્યાની સુણવા વાત !
આસન એનું ખાલી, સખિ !

વીણ્યાં ઉરની કયારી થકી ફૂલ કૂણાં,
એની ફોરમ એળે જાય !
આસન એનું ખાલી, સખિ !

મેં તો દીવીએ આશાનાં તેલ પૂર્યાં,
એનાં અંધારે તેજ બ્હીલાય !
આસન એનું ખાલી, સખિ !

એની પદરજ તારકઅંગ અડી,
એનાં પગલાં ન તો ય સુણાય !
આસન એનું ખાલી, સખિ !

એની એંધાણીએ સારી રાત ભરી,
રે ! એક ન એ જ કળાય !
આસન એનું ખાલી, સખિ !

વીતી વેળા માની રખે ના'વે સખિ–
એને કહિયે ન એમ કરાય !
આસન એનું ખાલી, સખિ !

સૂની રાત પળે, મારી આંખ ઢળે,
કોણ કે'શે એને કે રોકાય !
આસન એનું ખાલી, સખિ ! *

સ્નેહરશ્મિ



## કે વ ડો

" તેજસ્વી ચંપો, ઉર મોગરા સમું,
પ્રેમે ભર્યો દેહ ગુલાબ શો કૂંળો; "

" ના, ના, સખિ ! દુર્ગમ ઝાંખરા વિષે,
ઊગ્યો રૂડો કાન્ત સુગન્ધિ કેવડો;
શિરોમણી શો હરિતાલિકાતણો."

શિવકાન્ત

* ટૂંક સમયમાં બહાર પડનાર લેખકના કાવ્યસંગ્રહ "પનઘટ" માંથી.

## તાજ મહેલમાં

પ્રકાશનાં રમ્ય રચ્યાં મલોખાં
અનંત આકાશ સુધી પહોંચ્યાં–
સ્ફટિક શા સ્થંભ, કમાન કેટલી ?

હસી, કરી, ઉન્નત શીર્ષ ઊંચાં.
નિહાળતા'તા નકશી ઝીણીઝીણી
શકાય ના વર્ણવી જેહ શબ્દમાં.

સૌંદર્ય આ ! કૈં કવિઓ, કલાવિદો,
રસિક વિદ્વતજનો, મનોહરી
આ ચારુતાને ભરી ઉર શ્લાઘા-
વિસ્મિત નેને નીરખી રહે છે.

એ રમ્ય ને દિવ્ય સ્થળે મળીને
મિત્રો અમે સ્તબ્ધ ઉરે ચ નેત્રે
રહ્યા હતા ઘૂમી અહીં તહીં જતા.

તાજનું અંતર અહીંયાં, ગૂંજે છે શબ્દ સો ઘણું
બળે છે દીપ જ્યાં નિત્ય, લીલી સોડ કને મૂગા–
જાગે છે ઘોષ જ્યાં નાના ગંભીરા શબ્દના ત્યહીં.
અહીંયાં ઉરને દ્વારે— શય્યા જ્યાં મુમતાઝની
અવાજ પ ગ એ ડી નો કરંતી બ્હેન ઊતરી—
વિદેશી: તાજની લીલા આવેલી ન્યાળવા હતી.

ભવ્ય એ સ્નેહની ગાથા પત્થરે પ્રાણ પૂરતી
હૈયે હૈયે સદા પ્રેરી રે'તી શી સમલાવને !

સાડીની સોડ પાસેથી સુરભિ દિવ્ય ઊઠતી
શાંતિ તો એટલી જાગે ધૂપની વાળ શી લટ–
ચઢે છે કો' કરી આછો, સરેરાટ હવા મહીં.

ઊભી ત્યાં બેઉ એ બ્હેનો, નિદ્રાપોઢી નિહાળતી–
તાજની પ્રે ર ણા દે વી: ને શબ્દો વદતી રહી:–

"અહો, શું પ્રેમ? શું ભવ્ય ? ભવ્ય સ્નેહતણી કથા"
અને એ એકબીજીનો ઝાલી હસ્ત ઊભી અને
ન મી ખ ભા પ રે: એકબીજીનાં નયનો મહીં
અશ્રુના બિંદુની આવી સુગ્ધ સ્નેહભરી કણી !

અમે જે દૂરથી જોતા જરા યે પલળ્યા વિના
એમને વસ્તુ તે જોતાં થયું દુઃખ ઉરે ત્યહીં,
જોતાં વસ્તુ રડે હૈયું એ પ્રાપ્તિ નજીવી નહીં !

જીવણલાલ દવે

કે ઘંટનાદે જગ ઘુમ્મટે આ
ઘૂમી રહ્યા માનવદાનવોમાં.

રવીન્દ્ર ! હે તું કવિવર્ય એક
જેણે રચી એવી અનુપ કુંજની
ગંભીર વ્યોમાર્ધ સમી મહાઘટા
યુગો સુધી શાશ્વત પલ્લવંતી !
ગીતાંજલી આજ કવીન્દ્ર ! તારી
આ વિશ્વમાં માનવની પ્રભુતા
બની રહી મંગલ સૂર આવલી
ગુંજારવે પામર પત્થરોમાં !

(૪)

કે સ્મારકો આજ સુભવ્ય ઊભાં
આ ભારતે કીર્ત્તિકલાપ જેવાં !
ડૂબી ગયા તે ઇતિહાસ કેરા
મૂંગા પડ્યા કે અવશેષ તેના
થૈ સ્મારકો ભારતઅંક સૂતાં !
એ સ્મારકોમાં જનઅશ્રુઓનાં
રૂંધાયલાં અન્તર શોકગીત
ડૂબી ગયાં જેમ શમે દિગંતે
સૂરાર્દ્ર ચંડાલતણો દિનાન્તે !

તું આજ તો સ્મારક સ્મારકોનો
બન્યો મહાસર્જક કાવ્યસષ્ટિનો !
હિમાદ્રિનો તંબૂર ભવ્ય લીધો
હાથે, મહાગીત ગજાવવાને.
ને ગંગ 'પુત્રા સમ તાર ખેંચી
ચગાવ્યું તેં ગીત વિરાટ વ્યોમે!
તેં વિશ્વબંધુત્વની સ્નેહગીતા
મનુષ્યને આપી મહાનિશબ્દે !

ઋણી થયો શાંતિનિકેતને તું !
દૃષ્ટા બન્યો માનવઅન્તરે તું !
કે પોઠ ભોમે ઊતરી અમારે—
નિઃશબ્દથી કીર્તનમુગ્ધ ભારતે.
તારી હતી એક જ મુક્તિફોજ
જેણે ફરી આર્યપ્રભા પ્રસારી
ને જમ્બુદ્વીપે નવજ્યોત ચેતવી
યુગકોડિયે ફરી !

(૫)

હિમાદ્રિનાં ભવ્ય પ્રચંડ શૃંગો
આરોહીને આજ તું નાથ કેરા શું
જતો મહામન્દિરમાં પૂજાર્થે !

તે મન્દિરે ચંદ્રસુધા યુગોની
થીજી બની શ્વેત પ્રભા પ્રભુની !

નીચે અહીં માનવભોમ આરે
વિરાટ આ સાગર મસ્ત નાદે
આરોહણે મંગલ મંત્ર ગૂંજે !
જેણે જગાડ્યું પ્રભુગીત વિશ્વમાં
સૂના મહામાનવકંઠ માંહે—
તે ગીત આજે ગિરિમાલ સોડે
ગજાવતો સ્વર્ગપથે સિધાવે !

વટાવીને કીર્ત્તિતણા મિનારા
તું ઊડજે ઊર્ધ્વ અગાધ વ્યોમે:
ચંડાલ હે ચંદ્ર બની ધરાના
આ માનવોના પ્રભુદૂત સ્વામી !

હિમાદ્રિની કોતરકન્દરામાં
ગંગાતણી લોલવિલોલ ઊર્મિએ,
સમાધિના અન્તર સ્પન્દનોમાં
આજે મહાગાન સુરમ્ય તારું
ગાજે—ગજાવી જગકંઠ સ્નેહે !

કવીન્દ્ર ! તું શાશ્વત સ્વર્ગજ્યોતિ
ને સૌ અમે તારકશા તિમિસ્રમાં
ઝીલી મહાનેજ પ્રદીપ્ત તારું
લૈ તેજવાચા સ્વરશાંત ગાશું
તારી ત્યજી આજ વસુંધરાએ !

कोलक

## બસ ચહે !

તું ના મારો ચાહે કદી ય સહચાર પ્રણયિની.
હું જાણું છું કે તું ભવનગિરિને શૃંગ વસતી
મને જોતી હોશે લિલિપુટ તણા વ્કંતજન શો
નીચે ઊભેલાને, કદિક તું અમારી ધરતી પે
મૂકે તારા પાય, ક્ષણિક પણ, તું મોટર ચઢી
ઘૂમે, મારાથી તો શત શતગણી તાહરી ગતિ.
પછી હું ઝંખું કે તવ હૃદયની હૂંફ મળજો
તવાંકે સૂવાનું, તુજ નયન ને મુખશશીને
સુસ્પર્શે થાવાનું પુલકિત, મૂર્ખાઈ જ નહીં !
મને આશા એવી નથી, પણ તને હું ચહું જ છું.
વળી મારી પાસે નહીં ધન ન સુડોળ તન છે
મને શાને ચાહે કદી તું સમજું તે ય હું સહું.
છતાં હૈયું ઘેલું અહીં વસત જે કિંમત નહીં
કદી આંકે પોતા તણી અવરની કે–બસ ચહે
ચહાવા ને ઈચ્છે.—

## ઈજન

સખી સાંજનું ઈજન મેં તો દીધું–
આ તો વીતી જતી મધરાત !
આસન એનું ખાલી, સખિ !

ઊભી આંગણુ કોડભરી અધીરી,
એના આવ્યાની સુણવા વાત !
આસન એનું ખાલી, સખિ !

વીણ્યાં ઉરની ક્યારી થકી ફૂલ કૂણાં,
એની ફોરમ એળે જાય !
આસન એનું ખાલી, સખિ !

મેં તો દીવીએ આશાનાં તેલ પૂર્યાં,
એનાં અંધારે તેજ વ્હીલાય !
આસન એનું ખાલી, સખિ !

એની પદરજ તારકઅંગ અડી,
એનાં પગલાં ન તો ય સુણાય !
આસન એનું ખાલી, સખિ !

એની એંધાણીએ સારી રાત ભરી,
રે ! એક ન એ જ કળાય !
આસન એનું ખાલી, સખિ !

વીતી વેળા માની રખે ના'વે સખિ–
એને કહિયે ન એમ કરાય !
આસન એનું ખાલી, સખિ !

સૂની રાત પળે, મારી આંખ ઢળે,
કોણ કે'શે એને કે રોકાય !
આસન એનું ખાલી, સખિ ! *

સ્નેહરશ્મિ

## કેવડો

"તેજસ્વી ચંપો, ઉર મોગરા સમું,
પ્રેમે ભર્યો દેહ ગુલાબ શો કૂંળો;"

"ના, ના, સખિ ! દુર્ગમ આંખરા વિષે,
ઊગ્યો રૂડો કાન્ત સુગન્ધિ કેવડો;
શિરોમણી શો હરિતાલિકાતણો."

શિવકાન્ત

* ટૂંક સમયમાં બહાર પડનાર લેખકના કાવ્યસંગ્રહ "પનઘટ" માંથી.

## તાજ મહેલમાં

પ્રકાશનાં રમ્ય રચ્યાં મલોખાં
અનંત આકાશ સુધી પહોંચ્યાં–
સ્ફટિક શા સ્થંભ, કમાન કેટલી ?

હસી, કરી, ઉન્નત શીર્ષ ઊંચાં.
નિહાળતા'તા નકશી ઝીણીઝીણી
શકાય ના વર્ણવી જેહ શબ્દમાં.

સૌંદર્ય આ ! કૈં કવિઓ, કલાવિદો,
રસિક વિદ્વતજનો, મનોહરી
આ ચારુતાને ભરી ઉર શ્લાઘા-
વિસ્મિત નેને નીરખી રહે છે.

એ રમ્ય ને દિવ્ય સ્થળે મળીને
મિત્રો અમે સ્તબ્ધ ઉરે ય નેત્રે
રહ્યા હતા ઘૂમી અહીં તહીં જતા.

તાજનું અંતર અહીંયાં, ગૂંજે છે શબ્દ સો ઘણું
બળે છે દીપ જ્યાં નિત્ય, લીલી સોડ કને સૂગા–
જાગે છે ઘોષ જ્યાં નાના ગંભીરા શબ્દના ત્યહીં.
અહીંયાં ઉરને દ્વારે— શય્યા જ્યાં મુમતાઝની
અવાજ પગએડીનો કરંતી બ્હેન ઊતરી—
વિદેશી: તાજની લીલા આવેલી ન્યાળવા હતી.

ભવ્ય એ સ્નેહની ગાથા પત્થરે પ્રાણ પૂરતી
હૈયે હૈયે સદા પ્રેરી રે'તી શી સમજાવને !

સાડીની સોડ પાસેથી સુરભિ દિવ્ય ઊઠતી
શાંતિ તો એટલી જાણે ધૂપની વાળ શી લટ–
ચઢે છે કો' કરી આછો, સરેરાટ હવા મહીં.

ઊભી ત્યાં બેઉ એ બ્હેનો, નિદ્રાપોઢી નિહાળતી–
તાજની પ્રેરણા દેવી: ને શબ્દો વદતી રહી:–

"અહો, શું પ્રેમ? શું ભવ્ય ? ભવ્ય સ્નેહતણી કથા"
અને એ એકબીજીનો ઝાલી હસ્ત ઊભી અને
નમી ખભા પરે: એકબીજીનાં નયનો મહીં
અશ્રુના બિંદુની આવી મુગ્ધ સ્નેહભરી કણી !

અમે જે દૂરથી જોતા જરા યે પલળ્યા વિના
એમને વસ્તુ તે જોતાં થયું દુઃખ ઉરે ત્યહીં,
જોતાં વસ્તુ રડે હૈયું એ પ્રાપ્તિ નજીવી નહીં !

જીવણલાલ દવે

# સમાધિભંગ

( મિશ્રોપજાતિ )

રંગોતણા મોહક રમ્ય મિશ્રણે
પ્રતીચીનું ભવ્ય બનેલ પ્રાંગણ
નિહાળતો, સૌરભપૂર્ણ વાયુના
અતીવ આહ્લાદક સૌમ્ય સ્પર્શે
ચૈતન્યસ્ફૂર્તિ લહતો અપૂર્વ;
એ ટેકરી ટોચ સમૃદ્ધિ ત્યાગીને
સંધ્યાસમે ચિન્તનમગ્ન માનસ
હું આવતો'તો નિજના નિવાસપે. ૮

નિસર્ગની નિર્જનતા વટાવતો
શહેર કેરી સડકો પરે જ્યાં
પ્હોંચ્યો, તદા સૂર્ય ક્ષિતિજકોરમાં
ડૂબ્યો હતો પૂર્ણ, વધ્યે જતો હતો.
અન્ધાર: એને વધતો જ ન્હાળીને,
બજાવવા વા નિજધર્મ નિત્ય,
પ્રત્યેક સ્થળે પ્રગટી ઊઠ્યાં કૈં
પ્રદીપ ત્યાં વીજળીના અચાનક. ૧૬

મ્હેને થયું અંતરમાહીં એ ક્ષણે:
પ્રદીપ આ સર્વ તણો પ્રકાશ
ક્યહાં, શી રીતે કયમ લુપ્ત થાતો
હશે દિને ? ફક્ત તમોમહીં જ
અસ્તિત્વ મ્હાણી નિજ વા શકે એ,
શું તેથી રાત્રે જ રહ્યાં પ્રકાશી ? ૨૨

વિચારતો, મન્થનમાં અટન્તો
હતો જ હું, ત્યાં પ્રતિસ્થંભ દીપકો
જિહ્વા ધરી ઉત્તર આપતા સુણ્યા:
"સંકેલીને સર્વ પ્રવૃત્તિ બાહ્ય,
વિસારીને ભ્રામક અસ્મિતાને,
પ્રકાશની ઇન્દ્રિય જીતી સંયમે
સ્થાપી દઇ અંતરના ઉંડાણમાં,
પ્રશાન્તિ ને નિષ્ક્રિયતા ધરીને,
સમાધિના નિશ્ચલ યોગઆસને
તપોનિધિ કો' સ્થિતપ્રજ્ઞ શા અમે
મ્હાણી રહ્યા'તા તપજન્ય સૌખ્ય ૩૩

પરન્તુ ઇર્ષ્યાળુ સુરેન્દ્ર શો વિધિ,
અપૂર્વ શોભા નિજ દેહવેલની
અંધારની ઓઢણીમાં લપેટતી
સંપ્રેષતો હ્યાં જહીં રાત્રિઅપ્સરા,
અને યદા નૂપુરઝંકૃતિરવ
સુમંજુ કર્ણે પડતો અમારા,
સમાધિમાં ભંગ થતો, પ્રકાશ યે
આકર્ષણે મત્તપ્રમત્ત થૈને
છોડી દિયે છે નિજની ગુહાને,
અન્ધારની ઓઢણીમાં છુપાયલી
પ્રિયાતણી સુન્દર દેહશોભા
સુવ્યક્ત થાતી: અતિ ભવ્ય ઉત્સવ
શૃંગારનો ત્યાં ઉજવાઈ રહેતો!" ૪૭

પ્રદીપનો ઉત્તર પૂર્ણ થાતાં,
તે 'મેનકા'મિત્રતણી પ્રસિદ્ધ,
પવિત્ર પૌરાણિક પ્રેમલીલા
*અહો! શી મ્હારે નજરે તરી રહી!* ૫૦

જયાનન્દ દવે

# એક અવાચક રાતને આરે

આજે અમે બધું ભૂલવા બેઠાં.
એક અવાચક રાતને આરે, તારોડિયા જ્યારે–
આવી આવીને આળોટતા હેઠાં,
ત્યારે અમે બધું ભૂલવા બેઠાં.

એ વગડાઉ ભૂમિ મનમોહન
જમણીકોર મહાનદી હાંફતી–
ડાબીકોરે હતું તુલસીનું વન
ઘેઘૂર વડલાની વડવાઈએ હીંચકતાં કદીએ ન ધરાતાં
પાનાનાં ગીત જ્યાં લાગતાં મીઠાં.
આજે અમે બધું ભૂલવા બેઠાં.

ઊંડી નદી તણી ઊંચેરી ભેખડ
કંઠે ઊભી હતી બોરડી બેવડ:
વચ્ચે ખેતરવા મારગ ઉજ્જડ
ખાતાં ધરાઈને બોર ખારેકડી, પાકેલ હીરકચ્યાં કંઇ રાતાં
પંખીઓએ કર્યાં હોય જે એઠાં,
આજે અમે બધું ભૂલવા બેઠાં.

ટોળેટોળાં ભમતાં હરણાંનાં
ડોલન-નૃત્ય તરુ-તરણાંનાં
ગીત-લલિત નદીઝરણાંનાં
હસીહસી વનને ય હસાવતાં એવાં આવળનાં ફૂલને છોડી
કાગળનાં ફૂલ સૂંઘવા બેઠાં,
જાગવું ભૂલીને ઊંઘવા બેઠાં
આજે અમે બધું ભૂલવાં બેઠાં.

પ્રજ્ઞેશ પરીખ

# ઊર્મિજન્ય ભાવાભાસ

ડોલરરાય ર. માંકડ

સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં આ વિષયની કેટલીક ચર્ચા ધ્વન્યાલોકમાં આવે છે. તેમાં એક પૂર્વપક્ષી કહે છે કે चेतनानां वाक्यार्थीभावे रसाद्यलंकारविषयः। એટલે કે જ્યાં ચેતનનું જ મુખ્ય વર્ણન હોય ત્યાં રસાદિ અલંકાર હોય, પણ જો અચેતનનું જ વર્ણન હોય તો ત્યાં રસાદિ અલંકાર નહોય. આ પૂર્વપક્ષ જે ઉદ્ભટાદિના મતવાળો છે તેનો મત એવો છે કે કાવ્યમાં રસ બહુ જ ગૌણ છે. બહુ બહુ તો અલંકારના એક સ્વરૂપ તરીકે એનો સ્વીકાર થઈ શકે. તેમાં પણ જો અચેતન વસ્તુના વર્ણનથી રસ કે ભાવ ઉત્પન્ન થતો હોય તો ત્યાં એ રસ કે ભાવના અલંકાર તરીકે પણ ન ગણી શકાય. આમ આ પૂર્વ પ્રશ્ન અચેતનના વર્ણનને અનિષ્ટ ગણે છે. તેના જવાબમાં આનન્દવર્ધન કહે છેઃ तद्युपमादीनां प्रविरल विषयता निर्विषयता वाभिहिता स्यात्। यस्माद चेतनवस्तु वृत्तान्ते वाक्यार्थीभूते पुनश्चेतन वस्तु वृत्तान्त योजनया यथाकथंचिद्भवितव्यम्। એટલે કે જો કાવ્યમાં અચેતનનું વર્ણન ન હોવું જોઈએ એમ કહો તો તો ઉપમાદી અલંકારોનો પ્રદેશ સાવ રહેશે જ નહીં, અથવા બહુ જ થોડો રહેશે, કેમ કે અલંકાર માત્ર (એક સ્વભાવોક્તિ સિવાય) કલ્પનાજન્ય છે અને એમાં બહુધા અચેતનની યોજના કરાય છે જ: ત્યારે પૂર્વપક્ષ જવાબ આપે છેઃ सत्यामवितरयां यत्राचेतनानां वाक्यार्थीभावो नासौ रसवदलंकारस्य विषयः। અચેતનની સાથે ચેતનની યોજના હોય તો પણ એટલે કે આપણા શબ્દોમાં અચેતન ઉપર ચેતનનું કે તેના ધર્મોનું આરોપણ હોય તો પણ અચેતનનું વર્ણન છે માટે ત્યાં રસ નથી જ એમ પૂર્વપક્ષનું કહેવું છે. આમ પૂર્વપક્ષના મતે અચેતનમાં ભાવારોપણ કરવું તે અયોગ્ય છે, ખોટું છે માટે એવી સ્થિતિમાં ત્યાં રસ રહી શકે જ નહીં, તેમના મતે રસ તો ચેતન વસ્તુના વર્ણનમાં જ સંભવે. કેમ કે રસના ભાવાનુભાવવિભાવો ચેતન વસ્તુ જ અનુભવી શકે. મુખ હસી શકે, કમલ હસી ન શકે, માટે કમલ હસે છે એમ કહેવું તે અસત્ય છે તેથી એ રસ વિરુદ્ધ છે. એટલે સમજાશે કે આ પૂર્વપક્ષની સ્થિતિ Pathetic Fallacyની સામાન્ય સમજણ જે ઉપર નોંધી છે તેના જેવી છે. આ સ્થિતિનો જવાબ આનન્દવર્ધન આમ આપે છેઃ तवमहतः काव्यप्रबन्धस्य रसनिधानभूतस्य नीरसत्वमभिहितं स्यात्। કેમ કે મહાન કવિઓના પ્રબંધમાં પણ અચેતન ઉપર ચેતનધર્મનું આરોપણ તો દેખાય છે. તો શું એ બધાં કાવ્યો જ નથી? એમ હોય તો તો કાવ્યનો વિષય બહુ જ મર્યાદિત થઈ જશે. यस्मान्नास्त्येवासावचेतन वस्तु वृत्तान्तो यत्र चेतन वस्तु वृत्तान्तयोजना नास्ति अन्ततः विभावत्वेन। આનન્દવર્ધનનું કહેવું એમ કહે છે અચેતનનું વર્ણન કરવામાં ચેતનધર્મની યોજના ન હોય એમ બને જ નહીં. સીધી યોજના ન હોય તો આડકતરી રીતે પણ અચેતનવર્ણન ચેતનને ઉપકારક હોય, માટે તો આનન્દવર્ધન કહે છે કે અન્તે વિભાવ સ્વરૂપે પણ ચેતનયોજના તો હાજર હોય છે જ. આનન્દવર્ધનનો આ મુદ્દો સમજવા જેવો છે. એણે કહ્યું કે ચેતનની યોજના વગરનું અચેતનવર્ણન હોય જ નહીં, તો કોઈ એમ પૂછે કે ઉત્તરરામચરિતના નીચેના શ્લોકમાં ચેતનયોજના ક્યાં છે?

एते त एव गिरयो विसवन्मयूरा-
स्तान्येव मत्तहरिणानि वनस्थलानि।
आमञ्जुवञ्जुललतानि च तान्यमूनि
नीरन्ध्रनील निचुलानि सरित्तटानि॥

ઉત્તરરામચરિત, ૨, ૨૩

આ તો શુદ્ધ પ્રકૃતિવર્ણન જ છે. તો આનન્દવર્ધનનો જવાબ એ છે કે ત્યાં પણ એ રામના કરુણરસના ઉદ્દીપનવિભાગ તરીકે તો ઉપયોગી છે, માટે જ કવિએ એ અચેતનવર્ણન કર્યું છે. માટે અચેતનની સાથે ચેતનનો સમ્બન્ધ અયોગ્ય નથી. આ ચર્ચાનો સાર આમઃ પૂર્વપક્ષ કહે છે કે અચેતનના વર્ણનમાં ચેતનને ભેળવવું જ ન જોઈએ, જો ભેળવીને એવું વર્ણન કરો તો એ બધો ઊતરતા વર્ગની કવિતાનો જ પ્રદેશ થશે. આનન્દવર્ધન એમ સ્વીકારવાને તૈયાર નથી. એ તો કહે છે કે અચેતનની સાથે ચેતનની યોજના કરીને જ એટલે કે અચેતન અને ચેતનનો સમ્બન્ધ બાંધીને જ મહાકવિઓ અચેતનવર્ણનમાં રસ લાવે છે. માટે આનન્દવર્ધનના મતે અચેતનમાં ચેતનની યોજના કરવામાં કશો જ દોષ નથી.

આ ચર્ચાના વિષયમાં એટલું ધ્યાન રાખવાની જરૂર છે કે સંસ્કૃતમાં આત્મલક્ષી પ્રકૃતિકાવ્ય જેવો પ્રકાર જ નથી તેથી તેમાં Pathetic Fallacy ના દોષનો પ્રશ્ન જ ઊભો થતો નથી. આથી આનન્દવર્ધનને અચેતનમાં ચેતનની યોજનામાં દોષ દેખાતો નથી તે આપણને પણ સર્વથા સ્વીકાર્ય છે, કેમ કે આનન્દવર્ધનનું લક્ષ્ય જ પરલક્ષી કાવ્યો છે અને પરલક્ષી કાવ્યોમાં ઊર્મિજન્ય ભાવાભાસનો દોષ આવતો નથી એમ આપણે ઉપર જોઈ ગયા.

એટલે સંસ્કૃત કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ તપાસતાં ઊર્મિજન્ય ભાવાભાસ ભાવૌચિત્યના પ્રદેશનો જ પ્રશ્ન થશે. જ્યાં જ્યાં અનુચિત ભાવનું નિરૂપણ હોય ત્યાં ત્યાં ભાવાનૌચિત્યનો દોષ ઊભો થાય જ. આત્મલક્ષી કાવ્યમાં પણ Pathetic Fallacy ના વિષયમાં યે એક સ્થિતિ યા અચેતનમાં ચેતનભાવ મૂકવામાં ઔચિત્ય છે અને બીજી સ્થિતિમાં નથી એમ ઉપર બતાવ્યું જ છે. આથી, ખરી રીતે, આ આખો પ્રશ્ન ભાવાનૌચિત્યનો જ છે.

આટલું વાંચ્યા પછી Pathetic Fallacy માટે નરસિંહરાવે યોજેલ 'અસત્ય ભાવારોપણ' કરતાં 'ઊર્મિજન્ય ભાવાભાસ' ને હું વધારે યોગ્ય શા માટે ગણું છું તે સહૃદયોને સમજાઈ ગયું હશે જ. રસ્કિનનું પોતાનું જ કહેવું છે કે આ દોષ ઊર્મિમાંથી જ ઉદ્ભવે છે 'વૃત્તિમય' થી Pathetic નો અર્થ બરાબર સમજાતો નથી. 'વૃત્તિ' એટલે, 'મનનું વલણ' એવો સામાન્ય અર્થ આપણે કરીએ છીએ. વૃત્તિ એટલે ઊર્મિ, feeling, emotion (જે અર્થ Pathetic શબ્દથી ખાસ અનુલક્ષાય છે) એવો અર્થ સમજાતો નથી. આથી વૃત્તિમય શબ્દ મને યોગ્ય લાગતો નથી. 'અસત્ય ભાવારોપણ' રસ્કિનના

[ અનુસંધાન પાનું ૫૨

# વ્યતિરેક

[ એક ટૂંકી અલંકારચર્ચા ]

શ્રી જયાનન્દ દવે

**વ્યાખ્યા** — જ્યારે ઉપમેય ઉપમાન કરતાં ગુણમાં ચઢિયાતું હોય ત્યારે વ્યતિરેક અલંકાર બને.

**દાખલા તરીકે**—ચન્દ્ર સકલંક છે, તારું મુખ કલંકહીન છે.

પણ, આ ઉપર આપેલી વ્યાખ્યા બધા કાવ્યશાસ્ત્રીઓ સ્વીકારતા નથી. અલંકાર-સર્વસ્વકાર અને સાહિત્યદર્પણકાર વ્યતિરેકના બંધને જરા શિથિલ કરીને, ઉપમેયનો ઉત્કર્ષ અથવા ઉપમેયનું ન્યૂનત્વ—એમાંથી ગમે તે હોય ત્યાં પણ વ્યતિરેક ગણે છે. મમ્મટ અને જગન્નાથ, જેઓની રસદૃષ્ટિ અને અલંકારમીમાંસા કાવ્યશાસ્ત્રના ઇતિહાસમાં પ્રમાણભૂત અને ઉચ્ચની ગણાઈ છે, તેઓ ઉપર પ્રમાણે વ્યતિરેક અલંકાર ત્યાં જ થતો માને છે કે જ્યાં ઉપમેયનો ઉપમાન કરતાં ઉત્કર્ષ હોય. ઉપમેયમાં ઉપમાન કરતાં ન્યૂનત્વ કે નિકર્ષ હોય એમાં વૈચિત્ર્ય શું છે? એમાં વાચકની રસદૃષ્ટિને પોષે એવી રમણીયતા શી છે? એમાં સહૃદયના હૃદયને આહ્લાદ લાગે એવું શું છે?

ઉદાહરણ —

પ્રસિદ્ધ છે કે અતિક્ષીણ ચન્દ્ર યે
ફરી ફરી વૃદ્ધિ લહે, પરંતુ
પ્રસન્ન થા સુન્દરિ! માન મૂકીને
પાછી ન આવે ગઈ જે જુવાની!*

હવે, આ ઉદાહરણની ખૂબી એ છે કે ઉપર્યુક્ત પ્રકારની બન્ને વ્યાખ્યાને એ પુરવાર કરે છે. ઉપમેયગતઉત્કર્ષ એ વ્યતિરેક અને ઉપમેયગતઉત્કર્ષ ઉપરાંત ઉપમેયગતન્યૂનત્વ એ વ્યતિરેક. હવે એ કેવી રીતે પુરવાર થાય છે તે આપણે સવિસ્તર જોઈએ.

અલંકારસર્વસ્વકાર અને સાહિત્યદર્પણકાર—બન્ને આ ઉદાહરણમાં ઉપમેયગતન્યૂનત્વ અને ઉપમાનગતઉત્કર્ષ જુએ છે, તે આ રીતે: ચન્દ્ર ઉપમાન અને યૌવન ઉપમેય. ચન્દ્ર ક્ષીણ થયા છતાં ફરી ફરી વૃદ્ધિ પામે છે, જ્યારે યૌવન એકવાર ગયા પછી ફરી નથી આવતું અને તેથી ઉપમાન (ચન્દ્ર) ઉપમેય (યૌવન) કરતાં ચઢિયાતું છે.

પણ મમ્મટ, જગન્નાથ અને બીજા સમર્થ કાવ્યશાસ્ત્રીઓ આ અર્થને વૈચિત્ર્યહીન અને અનાસ્વાદ્ય ગણીને તુચ્છ ગણી કાઢે છે. તેઓના મતે તો વ્યતિરેક ત્યારે જ માત્ર બને છે કે જ્યારે ઉપમેયમાં ઉપમાન કરતાં ઉત્કર્ષ હોય. આમ હોવા છતાં એ કાવ્યશાસ્ત્રીઓની Originality અને intellect આપણને ત્યારે જ માનાર્હ લાગે છે કે જ્યારે તેઓ આ જ ઉદાહરણને તેઓની વ્યાખ્યા પ્રમાણે બંધ બેસાડે છે, અને તે પણ જરા ય ક્લિષ્ટતા આણ્યા સિવાય, અર્થને મચડ્યા-મચડ્યા સિવાય.

તેઓ કહે છે કે આ ઉદાહરણમાં ઉપમેય અને ઉપમાન અનુક્રમે યૌવન અને ચન્દ્ર નથી, પરન્તુ યૌવનગત અસ્થૈર્ય અને ચન્દ્રગત અસ્થૈર્ય છે, અને અહીં ચન્દ્ર એકવાર ક્ષીણ થયા પછી ફરીને વૃદ્ધિ પામે છે એ વસ્તુસ્થિતિ ચન્દ્રના અસ્થૈર્યને હાનિ પહોંચાડે છે. જ્યારે યૌવન એકવાર ગયા પછી ફરી પાછું ન આવતું હોવાથી તેનું અસ્થૈર્ય સંપૂર્ણ છે. તેથી ચન્દ્રના અસ્થૈર્ય કરતાં યૌવનનું અસ્થૈર્ય અધિક છે, અને આ રીતે યૌવનનું અસ્થૈર્ય (ઉપમેય) ચન્દ્રના અસ્થૈર્ય (ઉપમાન) કરતાં વિશેષ ઉત્કૃષ્ટ છે. અને આપણે જ્યારે સૂક્ષ્મ રીતે ઉપરોક્ત ઉદાહરણનો અર્થ તપાસીએ છીએ ત્યારે આપણને એમ જરૂર લાગે છે કે અલંકારસર્વસ્વકાર અને સાહિત્યદર્પણકારનું interpretation તદ્દન અસંગત છે. કારણ કે ખરો અર્થ આ પ્રમાણે છે: 'ચન્દ્ર ક્ષીણ થતાં છતાં ફરી ફરીને વૃદ્ધિ પામે છે. પણ યૌવન એકવાર જાય પછી આવતું જ નથી. માટે હે સુંદરિ! તું સંસ્કૃતિ પામેલી હોવાથી તારા ઘવાયેલા માન માટે તારે much ado કરીને અસ્થિર યૌવનને આમ વેડફવું ન જોઈએ.'

હવે જો આપણે ચન્દ્રને ઉપમાન અને યૌવનને ઉપમેય ગણીએ તો અર્થ તદ્દન જુદો જ થશે અને કવિનું સરસ વક્તવ્ય (માનિનીને માનના પ્રવાહમાંથી ઉગારીને યૌવન વેડફતાં અટકાવવી તે) આસ્વાદ્યુ અશક્ય બનશે. એટલે કે સુંદરી આમ તર્ક કરશે: "યૌવન કરતાં ચન્દ્ર ચઢિયાતો છે. તો મારે મારું માન શા માટે સાચવવું જોઈએ? એવી અપકૃષ્ટ વસ્તુ (યૌવન) માટે શા માટે મારે પરવા કરવી જોઈએ?" વગેરે.

સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં અને તેમાંયે ખાસ કરીને અલંકારવિભાગમાં તો આવી રસપ્રદ ચર્ચાઓ ઘણે ઠેકાણે આવે છે. ઉપરની ચર્ચામાંથી કાવ્યનો એક અગત્યનો મુદ્દો તદ્દન સ્પષ્ટ રીતે તરી આવે છે અને તે એ છે કે જો કાવ્યના વક્તવ્યમાં વૈચિત્ર્ય, હૃદ્યત્વ અને રમણીયતા ગેરહાજર હોય તો તે કાવ્યમાંથી કાવ્યત્વ તત્ત્વ સરી જાય છે.

---

* क्षीणः क्षीणः शशी भूयो भूयोऽभिवर्धते सत्यम्।
विरम प्रसीद सुन्दरि यौवनमनिवर्ति यातं तु॥ એ શ્લોકનું ગુજરાતી ભાષાન્તર

## ભૂતકથા

આ પ્રેમનું બી લઈ પંચતત્ત્વને,
ફળે ફૂલે પલ્લવથી રૂડું બન્યું,
બધું ગયું ને થડ એકલું હવે,
બળી જતાં ભૂતકથા વિલાપતું.

શિવકાન્ત

# પુણ્યપંથનો પ્રવાસી

આજ આમાર પ્રનતિ ગ્રહન કરો પૃથિવિ
શેષ નમસ્કારે અવનત દિનાવસાનેર વેદીતલે:

*　　　　*

જીવનેર એકટિ ફલવાન ખંડકે
જદિ જયકરે થાકી પરમદુ:ખે

તવે દિયો તોમાર માટિરફોંટાર એકટિ તિલક આમાર કપોલે
જે શત્રે સકલ ચિન્હ પરમ અચિનેર મધ્યે જાય મિશે:

"　　　　*

'પત્રપુટ' નામના ગદ્યકવિતાસંગ્રહમાં ટાગોરે કરેલી ચિરઝંખના-ભરી પ્રણતિ વસુંધરાએ ગ્રહણ કરી અને એમના કપાળે માટીનું તિલક કરી એમને પોતાને ખોળે લઇ લીધા; જ્યાં નરનારાયણનું નિત્ય મિલન થાય છે, જ્યાં અર્ધનારીશ્વરના પરમ દર્શન થાય છે.

સંસ્કૃતિઓના સંઘર્ષણ વચ્ચેથી એમણે આર્યસંસ્કૃતિદીપક ઊંચો કરી, જીવનમાં જે બધું સત્યસુંદર હતું, જે શૂચિમધુર હતું એનું જગતને ભાન કરાવ્યું. એ નૂતન સંસ્કૃતિનું જાગરણ લઇ આવ્યા અને જગત સમસ્તના માનવીઓ એના પ્રકાશની પગદંડીએ એમની પાછળ પાછળ અનુસર્યાં. એંશી એંશી વરસ સુધી એમણે જીવનના નૂતન સંદેશનાં ગીતો ગાયાં અને જગતને એમની ભુવનમોહિનીપ્રતિભાથી મોહિત કર્યું. આ વરણાગિયા કવિએ સૌંદર્ય અને ભાવનાના, કલ્પના અને ઊર્મિઓના થાળ ભરી ભરીને ફૂલ ઉડાડયાં, અને સંસારની કુંજોને પરિમલથી મહેકતી કરી. વણથંભી સતત એકધારી ગતિએ એમણે માનવકલ્યાણના, વિશ્વબંધુત્વના, પ્રેમશૌર્ય, અને રાષ્ટ્રોન્નતિનાં ગીતોનો પ્રવાહ વહેવડાવ્યો, અને આર્યસંસ્કૃતિને એમણે આદર્શ અને ભાવનાના ઉન્નત શૃંગે મૂકી દીધી. એ સંસ્કૃતિનો દીવડો અચાનક ઓલવાઇ ગયો. વિશ્વમાં જ્યારે શાંતિ હતી ત્યારે એમના હૈયે શ્રદ્ધા અને આશાનું એક કિરણ ઝબકતું હતું. એમને હતું જે વિશ્વબંધુત્વને ભાવનાની એક ગ્રંથીએ બાંધવા આટલાં વર્ષ એમણે વેદના ભોગવી એ સમય નજીક આવતાં બહુવાર નહિ લાગે. જીવનને માનવતાની ઉચ્ચ કોટિએ મૂકવા એમણે બધાં પયત્નો કર્યા હતા, પણ જ્યારે એમણે જોયું કે યૂરોપની ધરતી પર યુદ્ધનો દાવાનળ સળગી ઊઠયો છે, સંસ્કૃતિનો વિધ્વંસ થઇ રહ્યો છે, અને માનવીઓ માનવતાના ચીંથરા ફાડીને કૈંકી દઇ વિકરાળ પશુ જેમ એકબીજાનું લોહી પીવા તૂટી પડયા છે, ત્યારે એમના અંતરમાં હાહાકાર ઊઠયો. માંદગીને બિછાનેથી કવિએ પોકાર ઉઠાવ્યો કે થોડાક માનવીઓની જમીનભૂખમાં, લોહી-ભૂખમાં સંસ્કૃતિનો વિનાશ થઇ રહ્યો છે. એ અટકાવવો જોઇએ.

પણ આકાશમાં અંધારઘેરાં વાદળાં ઘેરાવા લાગ્યાં હતાં. ક્યાંય પ્રકાશ નહોતો. આશાનું છેલ્લું કિરણ પણ અદૃશ્ય થયું હતું. એમનો અવાજ બધિર કાનો પર અથડાઇને પાછો પડ્યો. ત્યારથી કવિનું શરીર કથળતું ચાલ્યું. તબિયત બગડી ગઇ. અંતરમાં પારાવાર ગ્લાનિ પથ-રાઇ ગઈ. એમની એંશીમી જન્મજયંતિએ જ્યારે મહાત્મા ગાંધીએ એમને આશીર્વચન પાઠવ્યાં કે શંત જીવ શરદ ત્યારે ઉત્તરમાં કવિએ કહ્યું: એંશીથી કંટાળી ગયો છું. એકસો પૂરાં કરવા અકારાં છે; અને કવિએ એમની જીવનયાત્રા પૂરી કરી.

ઇસ્વીસન ૧૮૬૧ માં બંગાલના પરમભૂષણરૂપ મનાતા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરના કલકત્તા મુકામે કવિનો જન્મ થયો હતો. ઘરનું વિપુલ વૈભવભર્યું વાતાવરણ હતું, છતાં એમાં સંસ્કારનો મઘમઘાટ હતો. દેવેન્દ્રનાથના આઠ પુત્રોમાં કવિ બધાથી નાના હતા; છતાં અધિકમાં અધિક પ્રેમ એ પિતા તરફથી મેળવી શકયા હતા. આ સંસ્કારભર્યા ઘરમાં અનેક પંડિતો, વેદાંતવાગ્ધીશો, કલાકારો. નિરં-તર આવતા જતા, એથી બચપણથી જ કવિની આંતરવૃત્તિ કલાપ્રતિ, ઢળેલી રહેલી. વધુમાં પિતાની મહેર છાયાથી એમને દૂર દૂર દેશાવરો-માં અનેક વખત પરિભ્રમણોનો લાભ મળ્યો, એથી એમની અવલોકન-શક્તિ, પ્રકૃતિપ્રેમ, સૌંદર્યપ્રેમ ઉત્તરોત્તર વિકસતાં ગયાં. બચપણનું એમનું શિક્ષણ ઘરઆંગણે જ શરૂ કરવામાં આવ્યું હતું. પાછળથી એમને નિશાળે મૂકવામાં આવ્યા, પણ ત્યાંની શિક્ષણપ્રણાલિકા પ્રતિ એમના જીવનમાં ઊંડો તિરસ્કાર ઘર કરી ગયો. શિક્ષકો જે રીતે કુમળી વયના બાળકો પાસે પાઠ તૈયાર કરાવતા, કંઇક ભૂલચૂક થતાં, મોડું થતાં જે કડક સજાઓ કરતા, એથી કવિને એ સમયની શિક્ષણ સંસ્થાઓ માટે એક પ્રકારનો અણગમો થયો હતો.

લગભગ યૌવનવયથી જ કવિની હૃદયવીણા વાગવા માંડી હતી. કવિતાનો દેહ એને મળ્યો હતો, દેહી નહોતો મળ્યો. પરિશ્રમ કંઈ અટક્યો નહોતો. એ વેળાએ બ્રહ્મોસમાજની લાયબ્રેરીમાં ખડકાયેલાં થોથાંમાંથી એમને વર્ષો પહેલાં બંગાળમાં થઇ ગયેલા વૈષ્ણવકવિઓના કાવ્યસંગ્રહો મળી આવ્યા. વિદ્યાપતિ, ચંડીદાસ, જયદેવ, અરીતિ બાઉલકવિઓ વગેરે શૃંગારી કવિની ભક્તિમિશ્રિત લલિતમંજુલ ગીત-પદાવલીઓ વાંચીને કવિનું અંતર નવીન પ્રાણે ધબકવા માંડયું. વધુ સતત આરાધના પણ ચાલુ હતી. કૃષ્ણપદઘેલી મીરાંનાં મધુર ગીતો, કબીરની રહસ્યભરેલી વાણી પણ કવિએ અંતરમાં ઉતારી લીધી. હવે કવિતાને દેહદેહી બન્ને મળી ચૂક્યાં હતાં. પોતાના ઘરની પાછળના ભાગમાં પત્રપુષ્પઆચ્છાદિત બાગની છાયામાં, નીરવતાની ઓથમાં દબાઈ ને કવિએ, એ વૈષ્ણવકવિઓનાં ગીતોનાં પદેપદે પગલાં મૂકીને ગીતરચનાનો પ્રારંભ કર્યો.

ગહન કુસુમ કુંજ માઝે
મધુર મધુર બંસી બાજે
નયન ચકિત લોકલાજે
　　　　સજની આઉ આઉલો.

વગેરે ચરણોના બંગાળી અને મૈથિલીમિશ્રિત એ ગીતોમાં એમણે રાધાકૃષ્ણના અભિસાર અને વિરહની ભાવનાને વહેતી મૂકી છે. લગભગ એક સો આવાં વૈષ્ણવગીતો લખાઈ ચૂક્યાં હતાં. પણ એ છપાવવાં કઈ રીતે?

નવજાત કવિને યૌવનસહજ ક્ષોભ અને ભીતિ રહ્યાં કરતાં હતાં. રખે, એ પ્રારંભિક ગીતોની હાંસી થાય. એમને છદ્મવેશ કરવો પડ્યો. ભાનુસિંહ ઉપનામના ઓઠા નીચે એમણે માસિકોમાં એક પછી એક ગીતો પ્રગટ કરવા માંડ્યાં. ગીતપ્રવેશકમાં એમણે જણાવ્યું કે વિદ્યા-

પતિ અને ચંડીદાસનાં એક સમકાલીન કવિ ભાનુસિંહની આ છૂટી છવાઇ ગીતકૃતિઓ બ્રહ્મોસમાજની લાયબ્રેરીમાંથી મળી આવી છે જનતાએ એ ગીતોને વધાવી લીધા એટલું જ નહિ જર્મનીમાં જ્યારે ડૉ નિશિકાંત ચેટરજીએ પીએચ ડી ની ડીગ્રી મેળવવા બંગાળના ઊર્મિગીતો વિષે એક થીસીસ લખ્યો, ત્યારે બીજા વૈષ્ણવ કવિઓની હરોળમાં ભાનુસિંહને પણ ગૌરવભર્યું સ્થાન આપવામાં આવ્યું ચેટરજીને પીએચ ડી ની ડીગ્રી મળી પણ રવીન્દ્રનાથને એ ગીતોના રચયિતાનું કવિપદ ન મળ્યું બન્યું એવું કે જ્યારે વર્તમાનપત્રોમાં કવિએ જાહેર કર્યું કે એ ભાનુસિંહેર પદાવલી'નો કર્તા પોતે છે, ત્યારે જનતાએ એમને તિરસ્કારી કાઢ્યા, અને એમને લેભાગુ ઠેરવ્યા પણ પાછળથી એ સત્ય લોકોએ સ્વીકાર્યું

એ દરમિયાન બંગાળમાં નવકવિતાનો યુગ બેસી ગયો હતો નવી કલમોએ ઝળકવા માંડ્યું હતું બિહારીલાલ ચક્રવર્તી, નવીનચંદ્ર સેન, માઇકલ મધુસૂદન દત્ત, વગેરે સમકાલીન કવિઓએ કવિતાના ગળામાં સોનાના આભરણ ઠાસવા માંડ્યા હતા રવીન્દ્રનાથે પણ એમાં ઝંપ લાવ્યું એમણે કવિતાનો ધોધ વહેતો મૂક્યો એના બધા સમકાલીન ઢંકાઇ ગયા એના કવિતાકામણથી બંગાળી લોક અંજાઇ ગયા એની કવિતાએ લોકોની રસના જગાડી દીધી હતી પ્રશંસકો વધ્યા હતા વિરોધીઓ પણ થોડા નહોતા છતાં કવિએ કોઈને ગણકાર્યા નહિ. એ વખતની એમની પ્રથમ કાવ્યકૃતિ 'કવિ કાહિની' લોકોમાં ઠીક વખણાઇ, પણ કવિતાવિવેચકોએ એમાં રહેલી ભારોભાર કચાશ વર્ણવી હજુ બંગાળના નવકવિઓમાં કવિનું સ્થાન અર્ધશંકાભર્યું, અર્ધશક્યતાભર્યું ગણાતું ત્યાર પછી પ્રભાતસંગીત, સાંધ્યસંગીત વગેરે પ્રકાશનો કર્યા, પણ એથી એમની કીર્તિમાં કંઈ વધારો થયો નહિ એવામાં એમણે ભક્તિગીતો લખવા શરૂ કર્યા અંતરની વેદના સળગી ઊઠી હતી એમણે એ વેદનાનો પ્રદીપ લઇ પ્રભુચરણે મૂક્યો અને પ્રણિતભાવે પ્રાર્થના કરી, જીવનમાં જે બધું સુંદર, સત્ય અને શ્રદ્ધામય હતું એ બધાનું નૈવેદ્ય ધરાવી દીધું 'ગીતાંજલિ' નામના કવિના ભક્તિગીતોના સંગ્રહમાં જે આર્જવતાભર્યો વેદનામય વાણીપ્રવાહ વહ્યો જાય છે, એ જાણે કવિના અંતરને બહાર ખેંચી લાવી અમનિન સુંદર આરસીરૂપે રજૂ કરે છે એની પ્રથમ ગીતપંક્તિઓ

આમાર માથા નત કરે દાઓ હે તોમાર
ચરન ધૂલાર તલે
સકલ અહંકાર હે આમાર
ડુબાઓ ચોખેર જલે

'ગીતાંજલિ'નો અંગ્રેજી અનુવાદ કરાવી કવિ ઈંગ્લાંડ ઊપડી ગયા ત્યાં આયરીશ કવિ યીટ્સને મળ્યા, અને એના હાથમાં એ અનુવાદ મૂક્યો એ ગીતોમાં જે નૂતન ભાવના, નવીન ફિલસૂફી અને જીવનની સમગ્ર આલોચના વિનીત ભાવે કવિએ વહેરડાવી હતી એ વાંચીને યીટ્સ મુગ્ધ બન્યો, પૂર્વના આ ભાવનાવિહારી કવિમાં એણે નવું તેજ અને અસ્મિતા જોયા. એને થયું કે આ ગીતસંગ્રહ નોબલ પ્રાઇઝ કમિટી સમક્ષ મૂકવો જોઇએ અને પૂર્વના કવિએ જે અગમ્ય ગૂઢ જીવનનું રહસ્યદર્શન એમાં કરાવ્યું હતું એનું પશ્ચિમને ભાન કરાવવું જોઇએ ગીતાંજલિની પ્રસ્તાવનામાં યીટ્સે લખ્યું, 'આ ગીતો મારા હૃદય પર રાખીને હું મહિનાઓ સુધી આથડ્યો છું. એણે મને નવીન પ્રકાશ, નવીન પ્રેરણા, આપી છે મારા અંતરનાં તેજોમય દ્વાર એણે ઉઘાડ્યા છે જગતના હૃદયદ્વાર એ જ પ્રાર્થનાનો પ્રાણ ઉઘાડી આપશે'

ગીતાંજલિના મર્મભેદી ગીતોએ નોબલ કમિટીને વશીકરણ કર્યું એ લોકોએ કવિને એ માટે સવાલાખ રૂપિયાનું પારિતોષિક આપ્યું ગીતાંજલિની કવિતા કવિની પ્રતિભા બની વર્તમાનપત્રોમાં જ્યારે એનો ઉલ્લેખ થયો ત્યારે યૂરોપના ખૂણે ખૂણેથી કવિને અભિનંદનના તાર આવ્યા જગતના મંત્રિકુલગુરુની સર્વસ્વ ભરી પીછિકા કવિની કવિતાને પ્રાપ્ત થઇ એટલું જ બસ નહોતું જગતસંસ્કૃતિઓમાં એમણે આર્યસંસ્કૃતિના મોખરાનું ગૌરવભર્યું સ્થાન અપાવ્યું રોમાં રોલાં, બર્નાર્ડ શૉ, બર્ટ્રાંડ રસેલ, આઇન્સ્ટીન વગેરે જગતની મહાન વિભૂતિઓએ એમને વધાવી લીધા, અને એમના સ્નેહભાજન બન્યા યૂરોપના દૂર દૂરના દેશોએ એમને પોતાને ત્યાં આવવા અને એમની ધન્યવાણી સંભળાવવા આમંત્રણો પાઠવ્યાં

કવિએ એમનો પ્રેમભીના આમંત્રણો સ્વીકાર્યાં અને પશ્ચિમના જુદા જુદા દેશોમાં પરિભ્રમણ કર્યું રશિયા, અમેરિકા, કેનેડા, ઑસ્ટ્રેલિયા વગેરેમાં ફરી એમણે પૂર્વની સંસ્કૃતિનો નેજો ફરકાવ્યો, એના યશોગાન ગાયા પૂર્વની લોકભાવનાનું, ધર્મસંસ્કારનું, અને આદર્શોનું દિગ્દર્શન કરાવ્યું યૂરોપના એમના વસવાટ દરમિયાન કવિ અનેક ભાષાઓના પરિચયમાં આવ્યા ભાતભાતની સંસ્કૃતિઓના સંપર્કમાં આવ્યા અંગ્રેજીભાષા પરના પ્રભુત્વે એમને પશ્ચિમના આદ્ય અને આધુનિક કવિઓના કાવ્યપરિચયમાં મૂક્યા

કવિ સ્વદેશ પાછા ફર્યા એમણે જોયું તો ગરીબના ઝૂંપડાથી માંડીને ધનિકોના ગગનચુંબી પ્રાસાદો સુધી એમની કાવ્યસૌરભ પથરાઈ ગઇ હતી સર્જનનો વેગ પણ વધવા માંડ્યો હતો રાગો અને ગીતોનો એક ધારો ધોધ વહેવો શરૂ થયો હતો ગીતિમાલ્ય, ગીતાલિ, બલાકા, પલાતકા, શિશુ, ચૈતાલિ વગેરે કાવ્યસંગ્રહોની બંગાળી આવૃત્તિઓ એક પછી એક ઊપડવા માંડી હતી ચોકબંધ નવલિકાઓ ઉપરાંત નૌકાડૂબી, ગોરા, ઘરેબાહિરે, ચતુરંગ, શેષેર કવિતા, જોગાજોગ, દૂઇબોન વગેરે હૃદયસ્પર્શી, નવીન ભાવનારંગી નવલકથાઓ અને પ્રકૃતિર પરિશોધ, રાજાઓરાની, અચલાયતન, ડાકઘર ફાલ્ગુની, ચિત્રાંગદા, મુક્તધારા, ગૃહપ્રવેશ, ઋતુઉત્સવ, નટીરપૂજા, ચાંડાલિકા વગેરે નાટિકાઓની અભિનવકૃતિઓથી કવિવરે બંગાળના બંગાળ સાહિત્યભંડારોને મણિમાણેક રૂપરત્ન રાશિથી ભરી દીધા, એને કુબેરની સાહિત્યસમૃદ્ધિ અર્પણ કરી એમને થોભવાનું નહોતું સર્જનની વસંત બેઠી હતી એમણે વિશ્વસાહિત્યમાં અજોડ એવી એપેટ્ર્મ, ચિત્રાપિકાઓ, કથા-કાહિની રાગો, બાળકાવ્યો, પ્રણયકાવ્યો, સંગીતનાટિકાઓ, ગીતનાટકો, નૃત્યનાટિકાઓ રજૂ કર્યાં આખું જગત એમના સર્જનોથી ચકિત બન્યું

કવિના સ્વદેશપ્રેમભક્તિથી નીતરતા ગીતોમાં માતૃભૂમિની બંધનમુક્તિની ઉત્કટ ઝંખના તરવરે છે મુક્તિના સ્વર્ણરંગી પ્રભાતમાં જાણે એમના ગીતનો શ્રદ્ધાભર્યો પ્રાણ જાગી ઊઠે છે એમના ઉત્થાન ગીતોમાં નવનક્રિશોર હૈયાનો થડકાર અને થનગનાટ છે

ચલોરે ચલોરે ચલોરે
ચમાર પથેર આગે અગે

રિતુર રિતુર સોહાગ જાગે
મરન મરે પલે પલે
પ્રદીપ જલિગો.

વગેરે એમની મરણભયમુકત ગીતપંક્તિઓ અને

ચલો જાઈ ચલો જાઇ ચલો જાઈ
ચલો પદેપદે સત્યેર છન્દે
ચલો દુર્જય પ્રાનેર આનન્દે
ચલો મૂક્તિપથે ચલો વિઘ્નવિપદજયી મનોરથે
કરો છિન્ન કરો છિન્ન કરો છિન્ન
સ્વપ્નકુહક કરો છિન્નઃ

સ્વપ્નભ્રમને છિન્નભિન્ન કરીને સત્યને પંથે દોરી જવા મથતાં એ ગીતો જાણે યુવાનોનાં હૈયામાં ઉત્ક્રાંતિની મશાલ સળગાવી દે છે.

પ્રકૃતિનો કવિ પ્રકૃતિને પણ એટલી જ સૌંદર્યભરી દૃષ્ટિએ નીરખે છે. એમનાં લગભગ બધાં કાવ્યોમાં પ્રકૃતિસૌંદર્યથી રંગાયેલાં ચિત્રો ઠેરઠેર દૃષ્ટિએ પડે છે. પ્રકૃતિ અને સ્ત્રીરૂપને કવિએ એકમેકમાં ગૂંથી લીધાં છે. જેટલી તીવ્રતાથી એ એ સ્ત્રીના હૃદયભાવ જાણવા મથે છે, એટલી જ ઝંખનાથી એ પ્રકૃતિના ગૂઢ અકલ્પ્ય અંતરભાવ જાણવા ઉત્સુક છે. એમના 'ગદ્યકવિતાસંગ્રહ' 'શ્યામલી'ના પ્રથમ કાવ્ય 'દ્વૈત'માં કવિએ પોતાની મૃતસ્મરણમૂર્તિ પ્રિયાને અપૂર્વ પ્રકૃતિપરિવેશે આલેખી છે.

સે દિન છિલે તુમિ આલો આંધારેર માઝખાને તે
વિધાતાર માનસલોકેર
મૃત્યસિમાય પા બાડિયે
વિશ્વેરરૂપ–આંગિનારના છ દ્વયારેઃ
જેમન ભોરવેલાકાર એકટુખાની ઈસારા
શાલવનેર પાતાર મધ્યે ઉસ્‌ખૂસ્‌
શેષરાત્રેર ગાયે કાંટા દેઉચા
આલોર આડ ચાહનિ,
ઉષા જખન આપના ભોલા
જખનસે પાયનિ આપન ડાક–નામટિ પાખીર ડાકે
પાહાડેર ચૂડાય મે ઘેર લિખનપત્રે
તારપરે સે નેમે આસે ધરાતલે
તાર મુખેર ઉપર થેકે
અસીમેર છાયા–ઘોમટા ખસે પડે
હૃદયસાગરેર અરુનરાંગા કિનારાય !
પૃથિવિ તાકે સાજિયે દિયે;
પરાય તાકે આપન હાઉચાર ચુનરી !
તેમની તુમિ એને ક્રિસે તોમાર છબિર તનૂરેખા દ્રષ્ટ્
આમાર હૃદયેર દિક્‌પાન્તપટેઃ

મધુરસુંદર ભાવના અને ગહનગંભીર ફિલસૂફીના રંગે રંગાયેલી ટાગોરની કવિતામાં કોઇ અનેરી પ્રકાશ છાયા તરવરે છે. એમની કુસુમકોમલ કવિતામૂર્તિ પદેપદે વેરાયેલાં કદંબનાં ફૂલ ઉપર પગલાં મુકતી અસીમના છાયાભર્યા ઘૂંઘટમાં લપાઇ જાઇ છે.

થોકબંધ પ્રગટ થયેલી કવિની કૃતિઓથી એમની કાવ્યપ્રતિભાએ દૂર દૂરના દેશોમાં જાદુના અંજન આંજ્યા. વિશ્વની લગભગ ઘણીખરી ભાષાઓમાં એમના કાવ્યગ્રંથોના અનુવાદો પ્રગટ થઈ ચૂકયા છે. એટલું જ નહિ યૂરોપની કેટલીક શાળાઓમાં એમના ગ્રંથો પાઠ્ય પુસ્તકો તરીકે વરણી પામી ચૂકયા છે. ૧૯૪૦ માં ઓકસફર્ડ યુનિવર્સિટીએ એમને હરબર્ટ લેકચર્સ આપવા માટે આમંત્ર્યા હતા. કવિને એ ભાષણો આપ્યાં પછી ડૉકટર ઑફ લિટરેચરની પદવી યુનિવર્સિટીએ અર્પણ કરી. ફરીવાર ઇરાક, મલાયા, ચીન વગેરે દેશોનું પરિભ્રમણ કરી કવિએ હિંદની ભૂમિ પર પગ મૂકયો. એની તીવ્રતમ ઝંખના, શૈશવકાળની એની મહત્ત્વાકાંક્ષા આ વેળાએ એમણે પરિપૂર્ણ કરી. એમણે શાંતિનિકેતમાં વિશ્વભારતીની સ્થાપના કરી. દેશના ખૂણે ખૂણેથી મહાન કલાકારો અને વિદ્વાન પ્રોફેસરોને નોતરી એમને વિશ્વભારતીમાં નિયુકત કર્યા. બંગાળી, અંગ્રેજી, ફારસી, ઉર્દૂ વગેરેના શિક્ષણવર્ગો ઉપરાંત ચિત્રકલા, નૃત્યકલા, સંગીત, હુન્નરઉદ્યોગ વગેરેનું શાસ્ત્રીય અને પદ્ધતિપૂર્વકનું શિક્ષણ વિદ્યાર્થીઓને અપાય એવી એમાં ગોઠવણ કરી. લગભગ ૬૮ વર્ષે એમને ચિત્રો ચિતરવાની પ્રેરણા જાગી. જીવનના ગૂઢ રહસ્યોથી અંકિત થયેલાં એમનાં ચિત્રો મોસ્કો, બર્લીન, મ્યુનીક, પેરીસ, બરમીંગહામ અને ન્યુયોર્કમાં પ્રદર્શનરૂપે મૂકવામાં આવ્યાં, અને જગતે એમને રહસ્યવાદી ચિત્રકાર તરીકે પ્રથમ પંકિતમાં મૂકયા.

કવિને સર્જનનો થાક કદી યે લાગ્યો નથી. રાત્રે મોડે સુધી જાગીને કંઇ ને કંઇ કાર્ય પૂરું કરતા કવિને જોવા એ આશ્ચર્ય પમાડે એવી બિના છે. ઘડપણથી અંગોમાં શિથિલતા આવતી જતી હતી પણ આંતરશક્તિ વધુ તેજસ્વી અને અપરિમિત થતી જતી હતી. મૃત્યુનો ડર એમને કદી યે લાગ્યો ન હતો. ભાનુસિંહેર પદાવલીના એક ગીતમાં કવિએ મૃત્યુને પ્રીતમ સાથે સરખાવ્યું છે. 'મૃત્યુ રે તૂંહુ મમ શ્યામ સમાન.' એવા જ એક બીજા ગીતમાં કવિએ પ્રેમિકાભાવે પ્રીતમ–મિલનનું ઝંખના ચિત્ર આપ્યું છે.

"અંધારું થયું છે સખી, પ્રીતમ બારણે ઊભો છે. વારે વારે બારણે ટકોરા કરી એ મને બોલાવે છે, અને મારું મન એની સાથે જવા આતુર થયું છે. મને સોળે શણગાર પહેરાવી દે સખી, ગળામાં નવકુન્દમાલા નાખી દે. મારા હાથમાં દીવો આપી દે. કારણ કે જવું છે પ્રીતમ સાથે. મારગ અતિ વિકટ છે, અને પંથ દૂર દૂરનો છે. દીપક લઇ હું આગળ ચાલીશ, અને પ્રીતમ મારી પાછળ પાછળ આવશે."

મૃત્યુને તો કવિએ સદા યે પરમપ્રેમે આવકાર્યું છે. કારણ કે એ જ ચિરમંગલ, અજર, અમર, શાશ્વત છે. એ જ પાનખરરૂપે આવીને સૂકેલાં પાંદડા ઉડાડી મૂકે છે, અને નવવસંતના કુમકુમ પગલાં માટે માર્ગ કરી આપે છે.

ટાગોરના નિર્વાણથી જગતે એનો મહાકવિ ગુમાવ્યો છે. ભારતે એનો સંસ્કૃતિનો પ્રાણ ખોયો છે; અને ગાંધીજીએ પોતાના અંતરનો એક પરમપ્રિય એકાંતિક ખૂણો ગુમાવ્યો છે.

ગુરુદેવે એમના આટઆટલાં સાહિત્યસર્જનો માટે કદી યે અહંકાર કર્યો નહોતો. છતાં યે એમ કોણ કહેશે કે એમનું જીવન અફળ ગયું છે ? એમણે જ પોતાના અત્યંત પ્રિય ગીતમાં ગાયું છે :

જીવને જત પૂજા હોલો ના સારા
જાની હે જાની હયની હારા
ફૂલજે ના ફૂટિતે ઝરે છે ધરણિ તે
નદિ જે મરુપથે હારાલો ધારા .
જાની હે જાની તાઉ હયની હારાઃ

'જાણું છું કે જીવનની પૂજા હું પૂર્ણપણે કરી શક્યો નથી પરંતુ એથી એ પૂજા અફળ જવાની નથી કેટલાંક અણઊઘડ્યાં ફૂલો જમીન ઉપર ખરી પડે છે, કેટલીક નાની નદીઓ વહેવાનું જીવન શરૂ કરે છે ત્યાં જ કોઈ મરુભૂમિમાં અદૃશ્ય થઈ જાય છે પણ એથી એમનું જીવન શું જ એળે જવાનું છે ?

એ જ પ્રમાણે ગુરુદેવની જીવનપૂજા એળે જવાની નથી કારણ કે એમનું જીવન અણઊઘડ્યા ફૂલ કે નાની નદી જેવું નહોતું એમનું જીવન તો હતું પૂર્ણવિકસીત પુષ્પ જેવું જીવનની પ્રત્યેક ક્ષણને એમણે પૂર્ણપુનિત આતિથ્યભાવથી પૂજી હતી વિશ્વની કુંજોમાં એમણે ઉગાડેલા સૌંદર્યના છોડ નિરંતર પાંગરતા રહેશે અને એની સૌરભથી આખા મસાગને મઘમઘાવશે એમની કવિતા જુગજુગ જીવશે અને અનેક નવપથિકોને પ્રેરણા અને માર્ગદર્શન આપશે કવયિત્રી સરોજિની નાયડુએ પણ ગુરુદેવને શ્રદ્ધાંજલિ અર્પતાં કહ્યું છે His Poems of beauty will bloom through eternity

સુરેશ ગાંધી

---

[ અનુસંધાન પાને ૪૭ થી ]

મૂળ ઉદ્દેશનો બરાબર વાચક છે છતાં એમાંથી Pathetic Fallacy ના મુખ્ય તત્વનો ઊર્મિને વશ થયેલા વિકારી મને કરેલો ભાવારોપ અર્થ નીકળતો નથી Pathetic Fallacy માં એ જ તત્વ મુખ્યત ઉદ્દિષ્ટ છે એમ મેં આગળ નોંધેલ રસ્કિનના અવતરણથી સિદ્ધ છે જ આથી જ મેં મૂળ અંગ્રેજી વચનો Pathetic Fallacy નું ભાષાન્તર ઊર્મિજન્ય ભાવાભાસ' કર્યું છે કવિ પોતે ઊર્મિગ્રસ્ત હોય ત્યારે જ આ દોષ ઊભો થાય છે આવી મનોદશામાં એ જે માનવભાવ પ્રકૃતિમાં જુવે તે ઊર્મિજન્ય જ હોય તેમ વળી એ ભાવ નહીં પણ ભાવાભાસ જ હોય માટે Pathetic Fallacy ને માટે 'ઉર્મિજન્ય ભાવાભાસ' યોગ્ય વાચક છે એમ હું ધારું છું

પ્રો જોગ (અભિનવ કાવ્યપ્રકાશ પૃ ૧૧૦-૧૨૦ માં) Pathetic Fallacy માટે 'સમાધિ' શબ્દ વાપરે છે ભોજ અને દણ્ડીનો સમાધિગુણ તે જ Pathetic Fallacy છે એમ એમણે કહ્યું છે પરંતુ સમાધિને Pathetic Fallacy ગણવામાં કેટલીક મુશ્કેલી છે એ તો દણ્ડી અને ભોજ બન્નેની એ ગુણની વ્યાખ્યા પ્રમાણે પણ અચેતનમાં ચેતનધર્મનો આરોપ તે સમાધિગુણ એમ ફલિત થતું નથી જ એમની વ્યાખ્યા પ્રમાણે તો એક પદાર્થનો ધર્મ બીજા પદાર્થમાં લેવાય ત્યારે આ ગુણ બને છે એટલે જેમ કમળ હસે છે માં સમાધિગુણ છે તેમ 'વદન વિકસે છે' માં પણ એ ગુણ છે બીજું સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં સમાધિગુણના સ્વરૂપ પરત્વે બધા લેખકો એકમત નથી આનન્દવર્ધન અભિનવ મમ્મટાદિ ધુરંધર કાવ્યશાસ્ત્રીઓ તો એનું જુદું અસ્તિત્વ જ સ્વીકારતા નથી તો બીજાઓ એની વ્યાખ્યા દણ્ડી અને ભોજની વ્યાખ્યા કરતાં સાવ જુદી જ આપે છે ત્રીજું (અને આ વધુમાં વધુ વજનદાર કારણ છે) દણ્ડી કે ભોજની સમાધિગુણની વ્યાખ્યાથી અચેતનમાં ધર્મનું આરોપણ તે જ સમાધિ એમ સમજીએ તોપણ Pathetic Fallacy નો એટલો જ અર્થ નથી તેથી Pathetic Fallacy માટે સમાધિ શબ્દ ન ચાલે વળી સમાધિ તો ગુણ છે અને Pathetic Fallacy તો દોષ છે આ બધા કારણથી સમાધિ શબ્દ મને અનુચિત લાગે છે

# સમાલોચના

## વસુંધરા અને બીજી વાતો

લેખક ગુલાબદાસ બ્રોકર

પ્રકાશક શિષ્ટ સાહિત્ય ભંડાર પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨

'લતા અને બીજી વાતો'ના પુસ્તક પછી લેખકનો આ બીજો વાર્તાસંગ્રહ છે જેમ નવીન કવિઓએ પોતાની હારમાલા ઊભી કરી છે તેવી રીતે નવીન નવલિકાકારોએ પણ પોતાની હારમાળા ઊભી કરી છે એ હારમાલામાં શ્રી ગુલાબદાસ બ્રોકર મુખ્ય છે એમની નવલિકાઓએ લોકપ્રિયતા મેળવી છે એમની નવલિકાઓમાં જીવતાં પાત્રો છે લેખકનો અનુભવ વાર્તામાં ઊતરે છે એ અનુભવ આપણને આપણી જ પરિચિત સૃષ્ટિનો પરિચય કરાવે છે એમાં જ એ લેખકની સફળતા છે કદીયે કૃત્રિમ વસ્તુઓનો કે વિવાદનો આશ્રય આ લેખકને લેવો પડતો નથી એમને જે કહેવાનું છે તે એઓ એટલી સ્વસ્થ રીતે આપણને એમનાં પાત્રો દ્વારા કહી શકે છે કે લેખકને ભૂલી જઈને એ પાત્રોને જ આપણે પ્રત્યક્ષ ઓળખતા થઈ જઈએ છીએ ગુજરાતના આ યુવાન નવલિકાકારે જે પ્રગતિ બતાવી છે અને જે પ્રતિષ્ઠા સ્થાપી છે તે આપણને જરૂર એવી આશાઓ આપે છે કે ભવિષ્યના નવલિકાકારોમાં શ્રી બ્રોકર મુખ્ય રહેશે જ

આ સંગ્રહમાં બધી થઈને પંદર વાર્તાઓ છે દરેક વાર્તામાં નવું નવું વાતાવરણ આપમેળે ઊતરે છે રમા અને જયંતમાં ગર્જ દારી મતમતાન્તર શ્રદ્ધા અને અશ્રદ્ધાનું આંદોલન દેખા દે છે જીવનની વાસ્તવિકતા નવલિકાઓને વધારે વાસ્તવિક બનાવે છે માં અને દીકરીમાં માનું હૃદય નવા કાલિદાસમાં સાહિત્યસૃષ્ટિના નીરસ આત્માની મનોદશા ગાડીમાં મનોગામી સૃષ્ટિનું સૌંદર્ય ખરેખર અંતરને રણકાવે એટલા ભાવભર્યા છે પ્રણય-અને જીવનનાં ભિન્ન ભિન્ન પાત્રો જીવનની ભિન્ન ભિન્ન બાજુઓ એ સૌનું નિરૂપણ આ સંગ્રહમાં છે જ એની સાથે જ લેખકે આ સંગ્રહમાં એક વધારે કળા સિદ્ધ કરી છે અને તે ક્વચિત્ ક્વચિત્ પ્રગટ થતા કટાક્ષો અને હાસ્ય હાસ્યના લક્ષણ નવલિકાને જરૂર વધારે જીવંત કરશે જ ! સિદ્ધ કલાધરની આ પ્રસિદ્ધ કૃતિઓનો અમે હાર્દિક સત્કાર કરીએ છીએ

## ભારતીય શિલ્પ અને સ્થાપત્ય

લેખક ડૉ હરિપ્રસાદ દેસાઈ

પ્રકાશક ચૈતન્યપ્રસાદ મો દીવાન

ઓઝેન્દ્રાઈનની હવેલી ત્રણ દરવાજા અમદાવાદ

ગુજરાતના રાજકીય ક્ષેત્રમાં સાહિત્ય ક્ષેત્રમાં તેમ જ સામાજિક ક્ષેત્રમાં કીર્તિ મેળવનાર ગુજરાતના પાટનગર અમદાવાદના અગ્રગણ્ય નાગરિક ડૉ હરિપ્રસાદ દેસાઈ ગુજરાતની સાહિત્યરસિક જનતામાં પ્રસિદ્ધ છે આ અગાઉ એમના પ્રગટ થયેલા ધાર્મિક ચિંતનગ્રંથ જીવન સંગીતે આપણને એમનો પ્રથમ ગ્રંથાકારે પરિચય આપ્યો છે સાહિત્યની અનેક દિશાઓમાં એમણે વિહાર કર્યો છે એવો શોખ કે એવી શક્તિ વિરલ વ્યક્તિઓમાં હોય છે એવી વિરલ વ્યક્તિઓમાંના એક ડૉ હરિપ્રસાદ દેસાઈ છે ધાર્મિક મંથન તત્વચિંતન ઈતિહાસ સાહિત્ય માનસશાસ્ત્ર વિજ્ઞાન એ સૌ ક્ષેત્રોમાં ડૉ હરિપ્રસાદને

# વિશ્વદર્શનની ગીતા

મગનલાલ લાલભાઇ દેસાઇ

[ ગયા અંકથી ચાલુ ]

માનવી પૃષ્ઠ પર પૃષ્ઠ ખોલી રહ્યો,
નહિ ખૂલે પૂર્ણ આકરાપોથી. (૧૭૩)

× × ×

પ્રકૃતિના ભેદ વિજ્ઞાન પામે ભલે,
આત્મના નવ પ્રકૃતિ દો'તા
પોપટીકરુ સૌંદર્ય પકડાય પણ
મેઘધનુનુ ઊડે જોતજોતા (૧૭૯)

કવિને પ્રભુમા અખૂટ શ્રદ્ધા છે એ શ્રદ્ધાથી જ માનવજીવન ધન્ય છે તેથી જ કવિ કહે છે,

જગત કિરતારને છે જગતની પડી
હોય ચિંતા કશી માનવીને ? (૧૮૦)

અનંતત્વના એક છેડે પ્રભુ છે અને બીજે છેડે માનવી છે મહાજીવનના એક નાટકમા આ તો એક દૃશ્ય છે પ્રત્યેક જીવન મહા દૃશ્યનુ એક ક્ષણિક દૃશ્ય છે માનવજીવનનુ મહાચિત્ર તો કવિ નીચેના મુક્તકમા કવે છે —

જગતમા જન્મતા સર્વ આ માનવી
પોતપોતાતણો દીપ લાવે
હોય તેજસ્વી કે હોય ઝાખો કદી,
આપને એ જ રસ્તો બતાવે,
પોતપોતાતણા દીપમા માનવી
પોતપોતાતણો ગર્વ ધરતા
જગતદરિયે વિવિધ દીપ એ ધારતા
માનવીદીપ દેખાય તરતા (૧૯૫)

દરેકનુ જીવન પોતપોતાનો ભાવ પોતપોતાની રીતે વ્યક્ત કરે છે વિશ્વ પોતાનો ભાવ તારકગણે ઉભગાવે છે, સૂર્ય જ્યોતિશિખામા, ચન્દ્ર નાવે દે, પૃથ્વી નો ભાવ ફૂલ ના બિરે, સિંધુનો ભાવ વાદળવિભામા મેઘનો વીજચમકારમા તેવી જ રીતે,

જગમા સર્વના ભાવ તણખા ઊડે,
સર્વની દૃષ્ટિ કઈ ઊર્ધ્વ જ એ (૨૮૦)

કવિ સ્નેહને બુદ્ધિથી યે અધિક કહે છે સ્નેહ પરમ અનંતત્વમા વ્યાપક થશે બુદ્ધિને તો એની સીમાઓ છે

બુદ્ધિની પાર નવ બુદ્ધિ દેખી શકે,
બુદ્ધિ બધાય બાધી વિધાનો
પણ હરે પગ પગે વિસરતો સ્નેહ આ
જીવનને જીવનની પાર જોતો,
સ્વપ્નને કલ્પના કેરી પાંખે ઊડી
મૃત્યુની પાર નિજ આશ પ્રેતો ! (૨૦૪)

માનવીનુ રૂપ જે આજે દેખાય છે તે છેવટનુ સ્થિર રૂપ નથી હજી તો એની પૂર્ણતા સધાય નથી એનો વિકાસ હજી હવે થશે આવતી કાલના મહા માનવજીવનનુ આજનુ માનવીરૂપ તો બાળપણુ છે જેમ જેમ માનવદૃષ્ટિ હજી ખૂલશે તેમ તેમ એ જીવનની પૂર્ણતા સધાતી જશે એ બાલકમાનવનુ ચિત્ર,

આજ એ નવ નવે રમકડે રચતો,
ભાગતો ફોડતો જાય રોતો,
ચન્દ્રનો કનકવો વ્યોમમા ચગવવા
રોજ માગી રડી આસુ લો'તો ! (૨૦૬)

કવિ તો માત્ર એક જ સત્ય કહે છે,

વિશ્વનો નિયમ છે વિશ્વની પ્રગતિનો,
ત્યા જીવન સર્વ છે પ્રગતિપથે, (૨૦૯)

× × ×

કે હજારો બીજા વર્ષ વિશ્વે જતા,
માનવીજીવન બનશે અનેરુ, (૨૦૮)
ભાવિમા માનવી જાત બહુધા થશે
એ મહાત્મા સમી શક્તિશાળી, (૨૧૨)

ખડ સાતમામા કવિ વિશ્વચૈતન્યના યોગની મીમાસા કરે છે આ ગ્રથ આ ખડમા વિશેષ વિસ્તારવાળો પણ થયો છે આત્મ અને દેહની સલગ્નતા એ જ જીવનનુ મહત્ત્વ એ બનેને ભૂલી જતાં માનવ પોતે જ નિગળો થાય છે જ્યારે દેહ અને આત્માની સલગ્નતા માણસ પ્રીછશે ત્યારે જ ચૈતન્ય પરિપૂર્ણ ખૂલશે અને દૃષ્ટિ ઊઘડશે જે ચૈતન્ય માનવમા છે તે તો શાશ્વત માનવજીવનનુ છે એ ક્ષણભગુર નથી માનવને મળેલી પચેદ્રિયોથી માનવે પોતાનુ જીવન સત્પથે દોરવાનુ છે એ પાચ અશ્વને સત્પથે દોરવા એ માનવનો ધર્મ છે

જીવનની ગાડીના પાચ એ અશ્વને
માનવી શુ ન સત્પથ દોરે ? (૨૧૯)

પ્રકૃતિ અને માનવનો ભેદ જણાવતા કવિ કહે છે કે પ્રકૃતિમા જે ઇન્દ્રિયો સ્પષ્ટ છે તે હજી આ માનવમા અણદીઠ છે દરેકને માટે દરેકનુ જીવન નિર્મિત છે એ નિર્માણ કરેલા પ્રદેશમા એણે વિકાસ કરવાનો છે પ્રભુના બિમ્બમા તો અણુએ અણુએ વ્યાપક છે, સૂક્ષ્મમાં છે, સ્થૂળમા છે, ફૂલમા છે, ધુગમા છે, એ દૃષ્ટિએ જ એ બિમ્બ શોધવાના છે આનદનો તરસ્યો માનવ એક સત્ય ભુલે છે કે,

શુદ્ધ આનદ તો પ્રકૃતિની પાર છે,
તે મળે પ્રકૃતિના બોગમા ક્યા !
ચદ્રની ચાદની જે સુધા વરસતી
તે નથી ચદ્રની માટીમા ત્યા ! (૨૨૮)

અને વિશ્વનો વિકાસ પણ કેવી રીતે થાય છે ?

જેહ એકમ રહ્યુ મધ્યબિંદુ વિષે
તે જ એકમ પરિઘમા પ્રસરતુ,
મધ્યબિંદુ પ્રસરતા પરિઘમા મળી
તે મહાબિંદુ ત્યા એક કરતુ (૨૩૩)

આ વિશ્વનુ સર્જન તો હજી એક અપૂર્ણ એટલે કે રચાઈ રહેલુ મહાકાવ્ય છે એક પછી એક ખડ રચાતા જાય છે પણ એ મહાકાવ્ય હજી પૂરુ થયેલુ નથી

માનવીબુદ્ધિ અને માનવીકલ્પના જેમ જેમ ખીલશે તેમ તેમ જીવનની સંપૂર્ણતા પાસે આવશે. કવિ આ ખંડમાં વિજ્ઞાનવિકાસની પ્રશસ્તિ પણ ગાય છે (૨૫૧). એ સૌમાં પરમ ચૈતન્યનો જ હિસ્સો છે.

કલ્પના વૃક્ષ જે માનવીમાં ખીલે,
✓ તે પ્રભા એ જ ચૈતન્યબીજની. (૨૪૮)

વિશ્વના તંત્રનું નિયમન સૃષ્ટાએ કરેલું છે એ નિયમનથી જ આખું તંત્ર ચાલે છે. એ નિયમનું ઉલ્લંઘન કોઈ કરી શકે એમ નથી, અને જો એ નિયમનું ઉલ્લંઘન કરે તો,–'જે ચળે તે જળે જગતમાંહીં:' મુક્તક ૨૭૯ અને ૨૮૦ માં કવિ યૌગિક પરિભાષાથી એ જ પરમચૈતન્યની વાત કહે છે. જીવનનાં તંત્રમાં અને વિશ્વના જીવનમાં એ જ ચૈતન્ય મૂળ ( Potential ) છે.

આઠમા ખંડ જીવનના કર્તવ્ય'માં કવિ જીવનમાં રહેલી માધુરી બતાવે છે. માનવતા એ જ સુક્ષ્મ ચૈતન્યની પ્રભા છે. એમાં માધુરી છે. જે માનવ એ જોગે એ જીવનમાં પરમમંગળ ચૈતન્યદર્શને સૃષ્ટિસર્જકનું એક યા અનેક રીતે દર્શન કરશે. અજ્ઞાનતા એ જ માનવનો દુશ્મન છે દરેકનું નિજ નિજ જીવન છે. એને એનું કર્તવ્ય અને એને એનો ધર્મ, એને એનો આવાસ અને એને એનું વાતાવરણ વિશ્વતંત્રના નિયમ પ્રમાણે અપાયેલું છે છતાં યે જીવનમાં માનવ એ ભાન તરત નથી મેળવતો. ભૂલ પણ કરે છે. પણ એ ભૂલ સત્યશોધનનું સાધન છે. અને જીવનમાં જે ઉત્તમ છે તે તો ભલાઈ જે કીર્તિ અને લક્ષ્મીથી પણ અધિક છે. 'નિર્માણ'ને કવિ વ્યક્ત કરે છે,

માનવીને જગતદ્વારમા ચેતતા
જીવનવીણા સળી ગાન કાજે;
જગતની મૂક પરિશૂન્યતા પર જરા
નવનવું જીવનનું ગાન ગાજે;

સૂર વિધ વિધ રહે ઊઠતા જીવનના,
કોઈ બેસૂર ને કોઈ મધુરા;
જીવનવીણા નથી માનવીએ ધડી;
શું કરે જો રહે સૂર અધૂરા ? (૨૮૩)

જીવનનું કર્તવ્ય તો કવિ કહે છે તેમ,

વિશ્વના જીવનને જીવન જો ખીલવે,
જીવન રહે જીવતુ વિશ્વભરમાં ? (૩૦૬)

છેલ્લા નવમા ખંડમાં કવિ સ્નેહનો વિશ્વધર્મ આપે છે. અને એ વિશ્વધર્મનું મુખ્ય બીજ કવિ કહે છે,

દેહની માટીમાં કોઈ પ્રભુતા નથી,
સર્વ પ્રભુતા વસે આત્મસ્નેહે. (૩૩૭)

સાથે સાથે કવિ એ પણ જણાવે છે,

સ્નેહ બંધાય જ્યાં કોઈ મર્યાદમા
ત્યાં જ છે દુઃખ ને અંતરાયો (૩૩૭)

જે કલહ, વિષાદ, વિસંવાદ જીવનમાં જણાય છે એ તો જીવનની સપાટી પરનો છે. સપાટીની નીચે તો શાંતિ છે. અને એ સત્ય સમજાવવાને કવિ કેટલી સફળતાથી આપણને સત્યદર્શન કરાવે છે!

છે વિસંવાદ મસ્તાન મોજાં સમો
જેહ પછડાય પ્રત્યેક પવને;
શાંતિ છે સિંધુઊંડાણની સ્વસ્થતા,
નવ ઊઠે ઊર્મિ ત્યાં અચળ ભવને (૩૪૩)

વિશ્વનું એકેએક અંગ પોતાનો ભાવ ઉભરાવે છે. તારકો તેજથી ભાવ ઉભરાવે છે. વૃક્ષો પુષ્પથી ભાવ ઉભરાવે છે. 'આપવું, આપવું ફરી ફરી આપવું' એમાં જ મનુષ્યની શ્રેષ્ઠ સિદ્ધિ છે. સ્નેહનો ભાવ પરમાર્થમાં વ્યક્ત થવો જોઈએ. 'જીવવું એટલે જાગવું ને ઝળકવું' એ જ જીવનનું મંગળસૂત્ર આપનાર કવિ વિશ્વસ્નેહમાં જીવનનું નિમજ્જન કરે છે. સ્નેહનો સીમાડો અનંત છે. વિશ્વનો એકેએક અણુ સ્નેહથી ગૂંથો. સ્નેહનું વિશ્વસામ્રાજ્ય સ્થાપવા કવિનું અન્તર તલસે છે અને નિમંત્રણ આપે છે.

આવજો, સૂર્ય ને ચંદ્ર ને તારલા !
આવજો, ગ્રહ મનુજજીવન જોવા !
શક્તિઓ દીઠી અણદીઠી આકાશની
✓ સૌ મહાત્મા જીવનબંધ છોડ્યા !
પ્રાણીઓ, પક્ષીઓ, કીટ ને મચ્છ સૌ !
વૃક્ષ ને વાયુના જંતુ સર્વ
આવજો, માનવી બંધુઓ, બહેનીઓ !
આવજો, સર્વ આ સ્નેહપર્વે !

# સ્વ. ર ધે નુ

[ દરેક અંકમાં એક ગેયગીતનું સ્વરાંકન આપવાનો અમે નિશ્ચય કર્યો છે. આખા ગીતનું સ્વરલેખન તો ખૂબ જ લાંબુ થઇ પડે એટલે એમાં એક સ્થાયી તથા એક અંતરો લીધેલ છે. બાકીના બધા અંતરા એ જ સ્વરથી ગાઇ શકાય છે. ]

## કંઠકલ્લોલિની

પરંપરિત ઝૂલણા

પૂર્વને પારણે હીંચકતા હીંચકતાં
નર્મદામાં અબોળાય પાની;
કિરણને છંટકાવે દિશાઓ તણી
ઊઘડે લાખ આંખો અજાણી
અલખને લક્ષ્યમાં દોરતી અમૃતા,
લલિતપથ દીપકલા નંદિની તું :
તું જ રેવા અને ચંદની તુ
અહો, એ ઘડી ધન્ય આનંદની તુ.
તું વસુધાની સૌન્દર્ય – વાણીકલા
તું પ્રભા સૂર્ય ને ચન્દ્ર કેરી,
સ્વરસુગંધીની પ્રજ્ઞાસુખી પ્રેરણા
નયનથાળી પરે નર્તનેલી
સુરતથી સિન્ધુને સાંકળે ગૂંથતી
પરમ ઇતિહાસની પંજરી તું :
મીનલદેવી અને મંજરી તું
અહો, પ્રેમ ને શૌર્યની ખંજરી તું
આંખડી એક દિ' મેં ઉઘેલી હતી
શોક, આશાનિરાશા ભરેલી;
ભાવિની સ્વપ્નકુંજોમહીં વિચરતી
કૌમુદી ચન્દ્રમૌલિ વરેલી.
આબુનાં શિખર ને ભવ્ય ગિરનારની
લેખડે લેખડે ભૂતસંસારની,
કૈંક ગાથા લખી તેજ અંધારની
ભૂતસંસારના તેજ અંધારમાં
દમકતી દિવ્ય સૌદામિની તું :
સાધવી તું અને સુન્દરી તું
અહો, ગીતની ગોપિકા ગુર્જરી તું
કંઠકલ્લોલિની કિન્નરી તું.

●

ઇન્દુલાલ ગાંધી

## સ્વ રાં ક ન

[ શ્રી. દુર્ગાશંકર ત્રિવેદી ]

જાતી સંપૂર્ણ. અવરોહમા કોમલ નિષાદ અલ્પ લેવાય છે.

રાગ અલ્હૈયા બીલાવલ ઝપતાલ માત્રા ૧૦

સ્થાયી

| ધીં ના | ધીં ધીં ના | તીં ના | ધીં ધીં ના |
|---|---|---|---|
| × | ૨ | ૦ | ૩ |
| પૂ – | ર્વ ને – | પા – | ર ણે – |
| સા – | સા ધની પ | મ પ | મ ગ – |
| હીં ચ | ક તાં – | હીં ચ | ક તાં – |
| રે રે | ગ મ પ | મ ગ | મ રે સા |
| ન – | ર્મ દા – | માં – | અ બો – |
| સા – | સા ગ પ | નીધ નીધ | સાં સાં – |
| ળા – | ય પા – | ની – – – | .. .. .. |
| ધ – | ની સાં રેં | સાંરેં સાંની | ધપ મગ મરે |
| કિ ર | ણ ને – | છં – | ટ કા – |
| ગ ગ | મ પ – | મ ગ | મ રે સા |
| વે – | દિ શા – | ઓ – | ત ણી – |
| ગ – | મ પ – | ધ – | ની પ – |
| ઊ – | ઘ ડે – | લા – | ખ આં – |
| ધની સાંરેં | સાં ધની પ | મ પ | મ ગ – |
| ખો – | અ જા – | ણી. – | – – – |
| રે ગ | મ પ – | મ ગ | મ રે સા |

અંતરા

| | | | |
|---|---|---|---|
| અ લ | ખ ને – | લ – | ક્ષ્ય માં – |
| પ પ | પ નીધ નીધ | સાં – | સાં સાં – |
| દો – | ર તી – | અ – | મૃ તા – |
| સાંધ નીધ | ની સાં રેં | સાં – | સાં ધની પ |
| લ લિ | ત પ થ | દી પ | ક લા – |
| સાં રેં | ગં મં પં | ગં મં | રેં સાં – |
| નં – | દિ ની – | તું – | .. .. .. |
| ધ – | ની સાં રેં | સાંરેં સાંની | ધપ મગ મરે |
| તું – | જ રે – | વા – | અ ને – |
| ગ – | મ પ – | મ ગ | મ રે સા |
| ચં – | દ ની – | તું – | અ હો – |
| ગ – | પ નીધ નીધ | સાં – | રેં સાં – |
| એ – | ઘ ડી – | ધ – | ન્ય આ – |
| સાં = | સાં ધની પ | મ પ | મ ગ – |
| નં – | દ ની – | તું – | – – – |
| રે – | ગ મ પ | મ ગ | મ રે સા |

# શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે

શ્રી. જ્યોતીન્દ્ર દવેનો જન્મ તા. ૨૧મી ઑક્ટોમ્બર સને ૧૯૦૧ ને દિવસે સુરતમાં થયેલો. તેમના પિતાનું નામ હરિહરશંકર ભાનુશંકર દવે અને માતાનું નામ ધનવિદ્યાગૌરી.

એઓ જાતે સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ છે. વીર કવિ નર્મદના ઉચ્ચ ગોત્રમાં એમનો જન્મ થયો છે. એમના પિતા શ્રી. હરિહરશંકર ઘણા સુશિક્ષિત હતા. છેક ગયા જમાનામાં તેઓ એલ એલ. બી. થયા હતા. દુર્ભાગ્યે, એમના બચપણમાં જ તેઓ કૈલાસવાસી થયા એટલે તેમના સંસ્કારો એમના પર ઝાઝા પડી શક્યા નહીં. એમના ઘરની સામે સુરતની સંસ્કૃત પાઠશાળા છે. તેની જમણી બાજુએ નર્મદનું પ્રખ્યાત 'સરસ્વતી મન્દિર' છે. એમનો સંસ્કૃતમાં પ્રથમ પ્રવેશ પાઠશાળા દ્વારા જ થયેલો. એમના પર જે સંસ્કાર પડ્યા તેમાં મુખ્ય એમના માતામહ કૈ. છબિલારામ દીક્ષિત હતા. શ્રી. જ્યોતિન્દ્રે એ સ્વ. માતામહને 'મારી નોંધપોથી' અર્પણ કરેલી છે.

મેટ્રિક પસાર કર્યા પછી તેઓ સુરત કૉલેજમાં દાખલ થયા. ત્યાં પણ એમના પર મુખ્ય અસર સાહિત્ય અને સંસ્કૃતના જ બે વિદ્વાન અધ્યાપકોની પડી—એક પ્રિ. રાજવાડેની ને બીજી પ્રો. મોહનલાલ દવેની. કૉલેજમાં એમના ઇષ્ટ મિત્રોનું એક મંડળ ધીરે ધીરે બંધાયું. 'ઑલ ટેલન્ટસ્ ક્લબ' એવું નામ એ ક્લબને આપવામાં આવ્યું. એ મંડળે શ્રી.જ્યોતીન્દ્રની વિનોદશક્તિના વિકાસમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે.



હાસ્યરસના સમર્થ લેખક અને સાહિત્યવિવેચક
શ્રી જ્યોતીન્દ્ર હ. દવે

એ અરસામાં જ એમણે વિનોદમય રેખાચિત્રો લખવાનું શરૂ કર્યું. નવલરામની શૈલીની શિષ્ટતા છેક એ સમયે એમનામાં પ્રગટ થતી હતી. રમણભાઇના 'ભદ્રંભદ્ર'ની છાપ પણ ચોક્ખી દેખાતી. ધીમે ધીમે એ અસર ગઈ ને એક સમર્થ હાસ્યકાર તરીકે એમણે એમની સ્વતંત્ર શૈલી આપી.

પણ એની સાથે જ એમણે કવિતાઓ પણ લખવા માંડી હતી. એ અરસામાં કાવ્યોમાં એમણે જે રસ લીધો હતો તે હાસ્યરસમાં પરિણમવાનો હતો એમ કોઇને પણ ખ્યાલ આવી શકે નહીં. સુરતમાં એમના મંડળમાં—કૉલેજમાં એ એક આશાસ્પદ કવિ તરીકે જ જાણીતા થયા. દરમિયાન સને ૧૯૨૩માં એમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી. સને ૧૯૨૫માં એમ. એ. ની પરીક્ષા પસાર કરી. સાર્વજનિક હાઇસ્કૂલ અને સાર્વજનિક કૉલેજમાં આમ એમણે અભ્યાસ પૂરો કર્યો. બી. એ. થયા પછી કૉલેજમાં એમણે એક વર્ષ ફેલો તરીકે કામ કર્યું હતું.

શ્રી. દવે, તે પછી, શ્રી. કનૈયાલાલ મુનશી સાહિત્યનો ઇતિહાસ તૈયાર કરતા હતા, તે કાર્યમાં ઉપતંત્રી તરીકે જોડાયા. સને ૧૯૩૦ માં એઓ ફ્રામીબાઈ હાઇસ્કૂલમાં ગુજરાતી ભાષાના શિક્ષક તરીકે દાખલ થયા. ૧૯૩૨ માં મુંબઈમાં રવિવાર નામનું એક નવું અઠવાડિક પ્રસિદ્ધ થયું, તેમાં એમણે 'મોચીડાનો મોચીડો' એ પુસ્તક લેખમાળારૂપે લખવા માંડ્યું. લગભગ એ જ અરસામાં 'મુંબઈ' નામનું નવીનતાવાળું બીજું અઠવાડિક નીકળ્યું. તેમાં પણ શ્રી. જ્યોતિન્દ્રે 'મુંબઇ' ના જીવન વિષે લેખાવલી આપવા માંડી. એ લેખમાળા રંગતરંગના ત્રીજા ભાગમાં પ્રસિદ્ધ થઇ છે. ૧૯૩૩માં એમણે ફરી નિશાળ છોડી, એ જ વર્ષમાં એઓ સુરત કૉલેજમાં ગુજરાતી તથા સંસ્કૃતના અધ્યાપક તરીકે જોડાયા. ત્યાં એમણે ૧૯૩૭ સુધી નોકરી કરી, સને ૧૯૩૭ માં મુંબાઇ સરકારના ઓરીએન્ટલ ટ્રાન્સલેટરના બીજા મદદનીશ તરીકે નીમાયા. સને ૧૯૩૮ થી હંગામી ઓ૦ ટ્રા૦ થયા અને પછી તે પદ પર કાયમ થયા છે.

એમના ગ્રન્થોમાં પણ એમણે ખૂબ વેગ બતાવ્યો છે. બેન્જામિન કીડના સામાજિક ઉત્ક્રાન્તિ નામના પુસ્તકનો અનુવાદ એમણે કર્યો છે. મરાઠી નાટક एक च प्याला નો તરજુમો પણ એમણે કરેલો છે. એમના સુપ્રસિદ્ધ ગ્રંથોમાં પ્રથમ બહાર પડ્યો તે 'રંગતરંગ'. ૧૯૩૩ માં એમણે 'મારી નોંધપોથી' બહાર પાડયું. ત્યાર પછી શ્રી. ધનસુખલાલ મહેતા સાથે એમણે 'અમે બધા' બહાર પાડ્યું અને સૌથી છેલ્લે તાજેતરમાં જ એમના રંગતરંગના બીજા ત્રણ ભાગો: બીજો, ત્રીજો અને ચોથો બહાર પડ્યો. એમના હાસ્યરસના લખાણ માટે એમને ગળિયારા પારિતોષિક મળેલું. એક સમર્થ હાસ્યરસકાર ઉપરાંત ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠિત વિવેચકોમાંના એઓ એક છે.

ગુજરાત સાહિત્ય સભા તરફથી સોંપણ થતાં તેમણે સને ૧૯૩૪ ના ગ્રંથસ્થ વાઙ્મયનું વિવેચન કર્યું છે. નવલરામ ઉપરની એમની અભ્યાસપૂર્ણ લેખમાળા 'માનસી' માં હજી આવે છે. વિવેચન જેવા નીરસ વિષયમાં પ્રાણ મૂકવાની શક્તિ આ વિવેચકમાં છે એ ગુજરાતે ત્યારે જ જોયું.

[ અનુસંધાન પાનું ૭૯

# ત્રિવેણી

[ આ શીર્ષક નીચે દર મહિને જૂનીનવી ગુજરાતી કવિતાસમૃદ્ધિમાંથી અમારી દૃષ્ટિએ ( અમારી દૃષ્ટિ એટલા માટે કે આખરે કોઈ પણ પસંદગીમાં કે વીણામણમાં વ્યક્તિની રુચિઅરુચિ અને સ્વભાવતંત્ર જ કામ કરી જાય છે. ) લોકપ્રિય થવા સર્જાયેલી કે લોકપ્રિય થઈ ચૂકેલી ગુજરાતી કવિતાઓ પરપ્રાંતીય વાચકો માટે પલટાવી તે તે ભાષામાં પરિચય કરાવવા અર્થે રજૂ કરવાનો અમારો ઇરાદો છે.

હિંદી-હિંદુસ્તાની આજે હિંદુસ્તાનમાં સૌથી વધુ બોલાતી, લખાતી અને આસાનીથી સમજાતી ભાષા છે. વળી એ આપણી રાષ્ટ્રભાષા પણ છે. તેથી સામાન્યતઃ સારી ગુજરાતી કવિતાઓના ભાવાનુવાદો મોટે ભાગે હિંદીમાં જ મૂકશું.

તે મુજબ આ મહિને નવીન કવિઓ પૈકીના એક શ્રી. સુંદરજી ગો. બેટાઇના 'ઇન્દ્રધનુ' નામક કાવ્યસંગ્રહના ભજનકાવ્યોના વિભાગમાંથી 'હું શું માગું ?' નામક ભજનકાવ્યનો ભાવાનુવાદ મૂક્યો છે. આ ભજનની પ્રથમ પંક્તિ સ્મૃતિરમ્ય અને ભાવમંધુર હોઇ, આખા કાવ્યના બીજરૂપ છે અને તેને ચિરંજીવ લક્ષણયુક્ત બનાવે છે. શ્રી. બેટાઇના આ ભજનની પંક્તિઓ વાંચી ગુજરાતથી દૂર દૂર પોંડીચેરી ખાતે અરવિંદાશ્રમમાં વસતા ગુજરાતના શ્રેયસાધક ભક્તચિત્ત કવિ પૂજાલાલે "હું શું આપું ?"નું એટલું જ સુંદર ભજન લખી કાઢ્યું. શ્રી. પૂજાલાલનું આ ભજન તેમના 'પારિજાત' નામક કાવ્યપુસ્તકમાં સંઘરાયલું છે. શ્રી. બેટાઇ અને શ્રી. પૂજાલાલના ભજનકાવ્યોનો તુલનાત્મક અભ્યાસ, પરીક્ષણ અને આસ્વાદ કરવાની કવિતા રસિકોને તક મળે તે દૃષ્ટિએ બન્ને કવિતાઓના ઉપરોક્ત ભજનગીતો આ અંકે એકત્ર આપ્યાં છે અને તેના ભાવરૂપાંતરો પણ સાથે જ મૂક્યાં છે ]

## હું શું માગું ?

કણકણનો માગણ હું ને તું દુનિયાનો દાતારઃ રે હું શું માગું ?
જલબિન્દુનો તરસ્યો હું, તું શાંતિનો દરિયાવઃ રે હું શું માગું ?
કાળપાળ વચ્ચે હું બાંધ્યો, તારો મુક્ત વિહારઃ રે હું શું માગું ?
સુન્દરતાના અણુ ઝંખું, તું સુન્દરતા સાક્ષાતઃ રે હું શું માગું ?
ઘન તિમિરે દૃષ્ટિ ગુંગળાતી, તું તો સતત પ્રકાશઃ રે હું શું માગું ?
શોકઆગનમાં ધખધખતો હું, તું તો પરમ વિલાસઃ રે હું શું માગું ?
ડગડગ બુદ્ધિ પામે શ્રમ, તું તો શાશ્વતચૈતન્યઃ રે હું શું માગું ?
આતમઆરે મુજ અવિરામ, તું ઉત્તમ ધામઃ રે હું શું માગું ?
પાંખ ગઈ પીંખાઇ મારી, તું તો નિત્ય વિકાસઃ રે હું શું માગું ?
પ્રેમલ સ્પર્શ કરીને સત્વર પાછી તું પ્રગટાવઃ રે હું શું માગું ?

ઇન્દ્રધનુ . પૃષ્ઠ ૧૮૦ સુંદરજી બેટાઇ

## क्या माँगूं ?

कन कन का मैं माँगन अरु तू मन मन का दातार रे!
मैं क्या माँगूं ?
मै प्यासा जलबिन्दुका तू अमृत पारावार रे!
मैं क्या माँगूं!
फँसा हुआ मैं कालजाल में, तेरा मुक्त विहार रे!
मैं क्या माँगूं ?
चाहूँ सुन्दर एक हि अणु मैं, तू सुन्दर अवतार रे!
मैं क्या मागूं ?
द्रष्टि मेरी लीन तिमिर में, तू ज्योति साकार रे!
मैं क्या माँगूं ?
शोकअगन मे मैं जलता, तू परम विलास विहार रे!
मैं क्या माँगूं ?
पग पग पर मम बुद्धि थकती, तू शाश्वत अविकार रे!
मैं क्या माँगूं ?
आत्मा मेरी चाहत निशादिन परम मिलन अभिसार रे!
मैं क्या माँगूं ?
पांखे मेरी तूट गई सब, अनंत तव विस्तार रे!
मैं क्या माँगूं ?
मैं नहीं स्वर्ग सुखादि माँगूं, कीर्तिका झलकार रे!
मैं क्या माँगूं ?
मैं माँगत हूँ पांखे मेरी और गीतललकार रे!
मैं क्या माँगूं ?

रतुभाई देसाई

## હું શું આપું ?

જુગ જુગનો હું જાચક ને તું દુનિયાનો દાતારઃ રે હું શું આપું ?
અંધ તિમિર હું, તું તો અગણિત સૂર્યોનો અંબારઃ રે હું શું આપું ?
હું દુઃખદાવાનળ, તું ઘન સુખ શીતળ જળ ઝરનારઃ રે હું શું આપું ?
હું અભદ્ર ને વિરૂપ, તું શિવસુંદરતાનો સાર. રે હું શું આપું ?
હું હલાહલ ઝેર નર્યું, તું અમરત–પારાવારઃ રે હું શું આપું ?
કઠોર પથ્થર હું, તુ કોમલ પ્રેમતણો અવતારઃ રે હું શું આપું ?
હું રજકણમાં રૂંધાઉં, તું અનંતનો અસવારઃ રે હું શું આપું ?
દિક્ કંદરમાં બંદી હું, તું મુક્ત વિહંગવિહારઃ રે હું શું આપું ?
મુજને કાળબલા, તુજને દે શાશ્વતીઓ સહચારઃ રે હું શું આપું ?
વિરહી હું આનંદતણો, તું પરમાનંદ અપારઃ રે હું શું આપું ?
મલિન પંક હું, તું ધોનારી સ્વર્ગંગની ધારઃ રે હું શું આપું ?
પતિત નિરાશાની ઘોરે હું, તું મારો ઉદ્ધારઃ રે હું શું આપું ?
હું શું આપું ? માગું તારી દયા માત્ર તલભારઃ રે હું શું આપું ?

પારિજાત પૂજાલાલ

## क्या दूँ ?

क्या मैं दे सकता हूँ तुझको स्वामी ! सर्वाधार रे !
मैं क्या दूँ ?
युग युगका मै याचक अरु तू दुनियाका दातार रे !
मैं क्या दूँ ?
सघन तिमिर में, तू है अगणित सूर्योका अंबार रे !
मैं क्या दूँ ?
मैं दुखदावानल हूँ तू है, सुखकी शीतलधार रे !
मैं क्या दूँ ?
मैं अभद्र बदरूप रहा, तू शिव सुंदरता सार रे !
मैं क्या दूँ ?
निरा हलाहल विषम ज़हर मैं, तू अमृतभंडार रे !
मैं क्या दूँ ?
कठोर वज्र समान बना मैं, तू किसलय सुकुमार रे !
मैं क्या दूँ ?
मैं रजकन में रुक जाता, तू अनंतका है स्वार रे !
मैं क्या दूँ ?
दिक् कंदरका बंदी मैं, तव मुक्त विहंगविहार रे !
मैं क्या दूँ ?
मुझको काल फसाता तुझको शाश्वतका सहचार रे !
मैं क्या दूँ ?
मै आनंदविहीन रहा, तू परमानंद अपार रे !
मैं क्या दूँ ?
मलिन पंक मैं, तू शुभ्रोज्ज्वल स्वर्गंग की धार रे !
मैं क्या दूँ ?
पतित कुटिल मै निस निराशी, तू हि मम उद्धार रे !
मैं क्या दूँ ?
क्या मैं दे शकता हूँ ? याचूं दया तेरी तिलभार रे !
मैं क्या दूँ ?

रतुभाई देसाई

---

[ અનુસધાન પાને ૫૭ થી ]

સંસ્કૃતનો અભ્યાસ તો એમણે એક વિદ્વાનની કક્ષા સુધીનો કરેલો જ છે પણ તેથી વિશેષ તો એમણે અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ પણ કરેલ છે. અંગ્રેજી કાવ્યસાહિત્ય અને વિવેચનસાહિત્યના આપણા ત્રણ કે ચાર ગણ્યા ગાંઠયા જ્ઞાતાઓમાંના શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે એક છે એમની એ વિદ્વતાનું ફળ ગુજરાતને હજી જોઈએ તે રીતે નથી મળ્યું. પણ જરૂર એમની પ્રતિભા એટલી મહોજ્જ્વલ છે કે હજી એમની તરફથી ગુજરાતને ઘણું મળવાનું બાકી છે. જેમણે એમને ભાષણ કરતા સાંભળ્યા હશે, જેમણે એમની સાથે વાર્તાલાપ કર્યો હશે, જેઓ એમના પરિચયમાં આવ્યા હશે તેઓ એમનામાં રહેલ એ હાસ્યરસ પળે પળે વ્યકત થતો જોઈ શકશે.

# છીપ અને મોતી

## કવિવરને

[ ઉપજાતિ ]

તમે કવિરાજ ! રૂડા મહર્ષિ શા
પ્રલંબ દાઢીજુલફાં રૂપેરી
વાળો તણા, ભવ્ય લલાટ તેજના
પુંજે રહ્યું ઓપતુ ભવ્ય ભાગ્યથી !
જલે ભરેલો જ્યમ શ્યામ મેઘ
પૃથ્વી પરે આત્મ જલોર્મિઓને
છાંટી નવું ચેતનપૂર લાવે;
તેવી રીતે હિંદની કાવ્યવાડીમાં
આપે નવાં ચેતનપૂર આણી
આ કાવ્યનાં ફૂલ ખિલાવિયાં છે,
ને ફૂલ એ સૌરભથી ઝરંતાં
પ્રસારતા સૌરભ આપની યે !

તમે હતા ના અહુ બંગ, હિંદના
ના એશિયા ખંડતણા હતા તમે;
સમસ્ત આ વિશ્વતણા તમે ને,
આ વિશ્વ આખું બસ આપનું હતું.

તમે હતા શું નહિ એજ પ્રશ્ન છે!
બધું તમારું, સહુના હતા તમે.

લલિત ગિ. ભટ્ટ

**કવિવરને**

કવિની તથા કવિતાની પરંપરા જ એવી છે કે કવિપૂર્વજોના જીવન અને કવનમાંથી પ્રેરણા પ્રાપ્ત કરવી ને તેમાં પોતાની પ્રતિભાની છટા દર્શાવવી. વાલ્મીકિ અને વ્યાસની કાવ્યગંગાને તીરે બેસી અનેક નાનામોટા કવિઓએ પોતાની કાવ્યવહુલીઓ ભરી છે અને એમ પોતાની સ્વતંત્ર સરિતા વહેવરાવી ગયા છે. સ્વ. કવિવર રવીન્દ્રનાથ એવા એક યુગકવિ હતા. તેમનાં જીવન અને કવનપ્રતિભા સૌના અનુકરણ, અનુરણન અને પ્રેરણાસ્થાનનો વિષય બની રહેલ. તેમના નિધનથી નાનામોટા બધાએ જ દુઃખ અને શોક અનુભવ્યાં. આવાં દુઃખ અને શોકમાંથી નીપજતી પ્રશસ્તિનો અલ્પોદ્ગાર તે હાઈસ્કૂલને આંગણે રમતા કિશોર વિદ્યાર્થીની આ પંક્તિઓ.

શબ્દસૌષ્ઠવ પ્રશંસનીય છે, છંદની શુદ્ધિ પણ પ્રશંસનીય છે. આ કિશોરચંદ્રની વિચારને સ્પષ્ટ રીતે વ્યક્ત કરવાની હથોટી ને કલા સ્વરૂપ પામતાં વાર લાગવાની નથી એમ માનવાનું મન થઇ જાય છે.

સાદો વિચાર પણ અસરકારક રીતે, કલામય રીતે મૂકાયો હોય તો તે કાવ્ય બને છે. આ અમર પંકિતઓ કવિનું ચિત્ર ખડું કરી, કવિને જલભરપૂર મેઘ સાથે સરખાવી માત્ર હિંદના, એશિયાખંડના જ કવિ નહોતા પણ સમસ્ત યુગના અને અને સમસ્તવિશ્વના હતા એમ કહેવા છતાં શું શું ન હતા અને શું તમારું નહોતું એમ પ્રશ્ન કરી વિરમી જાય છે.

લલિતભાઈ પોતાની કાવ્યકલાને અભ્યાસ, વાચન અને કાવ્યનના માર્ગદર્શનથી વિકસાવી રહે એ જ આશા.



નવેમ્બર ૧૯૪૧

## ગૂંથણી



## આવતા અંકે

**કાવ્યો**

દેવાંસઃ — એક કરુણ મધુર દીર્ઘ કાવ્ય

પુષ્પોનેઃ — એક સોનેટ

આંધીરૂપેઃ સુંદર ગેયકાવ્ય—અને બીજા નવીન કવિતાલેખકોની કૃતિઓ

**લેખો**

ચમત્કારયુક્ત કવિતા પ્રો. મંજુલાલ મજમુદારે અંગ્રેજી સાહિત્ય પરિષદમાં વાંચેલ નિબંધ

પ્રો. તારાપોરવાળાઃ ગુજરાતના એક છૂપા વિદ્વાનનો આગામી અંકનો પરિચય 'તથા અનેક કવિઓના કાવ્યો સહિત છીપ અને મોતી

પ્રતિબિંબઃ ગુજરાતના એક પ્રસિદ્ધ કવિના કાવ્યનું પ્રતિકાવ્ય, સમાલોચના વગેરે


તંત્રીઓ : ઈન્દુલાલ ગાંધી (સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ, કરાચી). મગનલાલ લાલભાઈ દેસાઈ (નિરંજન નિવાસ. માનવિલારોડ, વિલેપાર્લે). રતુભાઈ દેસાઈ (ગુરુનિવાસ, નહેરુરોડ, વિલેપાર્લે). વાર્ષિક લવાજમ દેશમાં રૂા [illegible]. પરદેશમાં ચાર શિલિંગ છૂટક નકલ આના ત્રણ. આવતા લવાજમ, બદલાના પત્રો, અવલોકનનાં પુસ્તકો, લખાણો તેમજ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું–રતુભાઈ દેસાઈ, 'કવિતા' કાર્યાલય, ગુરુનિવાસ, વિલેપાર્લે.

# अस्मदीयम्

## નવા વર્ષની શુભેચ્છા

નવા વર્ષ પછી થોડે દિવસે આ અંક પ્રસિદ્ધ થતો હોવા છતાં, અમે સૌથી પહેલી તક ઝડપી લઈએ છીએ અને અમારા સૌ ગ્રાહકો, સભ્યો, જાહેરખબર દાતાઓ તેમ જ સ્નેહીવર્ગને નૂતન વર્ષના અભિનંદન અને શુભેચ્છા પાઠવીએ છીએ

## ૧૮મું સંમેલન પરવાર્યું : ઠરાવો સક્રિય બનશે ? ન માલૂમ '

ગુજરાતી સાહિત્યપરિષદનું ચૌદમું સંમેલન પૂરું થયું છે એના કડવા મીઠા અખબારી સમાચારોમાંથી એની સફળતાનિષ્ફળતા શોધી કાઢવી મુશ્કેલ છે પ્રત્યેક સંમેલને દૂર રહેતી અસહકારી જમાત આ વખતે પણ નજીક આવી શકી નથી એ બતાવે છે કે પરિષદનું આખું શરીર એની જૂનવાણી અને ચૂપચેલી કાચળી ન ઉતારે ત્યાં સુધી એ નિત્ય દુભાયેલા મન ' પ્રસન્નચિત્તે પરિષદને સાથ આપવાના નથી અર્વાચીન ગુજરાતી સાહિત્યના ' સર્વોત્તમ વિચારક ' અને ' પીઢ પંડિત 'ના રોજપત્રમાંથી એક કંડિકા અહીં ઉતારીએ છીએ એમાંથી જિજ્ઞાસુઓને પરિષદની અતિ ટૂંકી ઐતિહાસિક આલોચના તથા અવિશુદ્ધ ઉદ્રેક બંને સાથોસાથ મળી રહેશે

'. . . .રણજિતરામ અને યેનકેનપ્રકારે પ્રસિદ્ધિવાળું કાકોરલાલ હરિલાલ જેવાની પરિષદ તે ૧૯૦૫ની-જે માત્ર ગો મા ત્રિ. પ્રમુખ થતા દીપી ગો મા ત્રિ ગયા અને પરિષદ મરી પરવારી ગુજ્જર અને કે હ ધ્રુવે કરેલ મુંબાઈની પરિષદથી એ પ્રવૃત્તિ ફરી પગભર થઈ શકી નહિ પરિષદનો પુનર્જન્મ થયો ૧૯૦૯ થી, અને પ્રવૃત્તિ-પ્રવૃત્તિ ભેખે એકીકરણના સામર્થ્યને વિકસાવતી ચાલી મુંબાઈની બેઠક લગી. મુંબાઈમાં જ પ્રમુખ સર રમણભાઈ મરણપથારીએ પડેલા તે મુકાની રટી શક્યા નહિ એ ગત થયા અને પરિષદ પણ મૂઈ એ શબમાં ભૂત પેસી ગયું બંધારણ ભૂત અને એ વેતાળિયો આ શબ પાસે સામયિક ચેડા કઢાવે છે આપણાં ગામડિયાઓના ઉત્સવો વગેરેમાં બને છે તેમ લંકા બળે છે, રાવણના દસ માથા છેદાય છે, નાગદાદાને અને મહિષાસુરને માતા ભવાની ઝેર ય છે અને સજીવન પણ કરાવે છે વગેરે અનુક્રમે મુંબાઈમાં તેમ પછી નડિયાદમાં આ પરિણામ ન આવે તે સારું બન્યું એટલું બધું મથન કર્યું પણ એમનું મથન એટલે ? પ્રામાણિક સીધેસીધી ચર્ચા, ઠરાવ, સુધારા, પોઈન્ટ ઓફ્ ઓર્ડર, વગેરે . પક્ષ બાંધીને બેઠા હોય, કંઈ કંઈ આશાઓ અપાઈ હોય, માનવહેંચણી કરી હોય તેની સામે આવું પ્રામાણિક લિબરેલિઝમ ના જ ફાવે એ ઇતિહાસપ્રસિદ્ધ અનુભવસત્ય છે લિબરેલિઝમના આત્મા વિનાની પરિષદ એ મત થયેલી પરિષદ છે કોઈ પણ ફેસિસ્ટ નાયકને દોરીસંચે નાચતી પરિષદ કે જે ગણીએ તે-તેની સાથે સીધો કે આડકતરો કોઈ તરેહનો સહકાર કેમ જ આપી શકાય ? આને પરિષદનું નામ ન શોભે આ [illegible]ા છે સત્તાપૂજક, સત્તાગોખી, સત્તાજમાવટને જ રાજનીતિ કૌશલ અને [illegible]ોપરિ વિજય માનનારાઓનું ચાર રાતનું વાહરણું.'

આમાંથી વર્ષોજૂનો રોગ શોધી શકાય એમ છે તેમ પ્રમાણિક નજરે એમાં રહેલા તથ્યનો પણ વિચાર કરવો ઘટે છે સંસ્થામાં કાર્ય કરનારી વ્યક્તિને નિયમન અને છૂટ બંને જોઈએ એટલે નિયમન અને છૂટ વચ્ચે સમાધાન કરી સંસ્થા તથા વ્યક્તિનો સંબંધ નિર્ણિત થાય સાહિત્યપ્રવૃત્તિ કે બીજી કોઈ સામાજિક કાર્યશ્રેણી વિશે એક એવી માન્યતા પણ સ્વીકારવામાં આવે છે કે સંસ્થાનો કાર્યહેતુ વધુ મોટો ગણાય છે, વ્યક્તિનો કાર્યહેતુ નાનો ગણાય છે કારણ કે સંસ્થાને તો અનેક સારીમંડી વ્યક્તિઓ મળી શકે છે જ્યારે વ્યક્તિને સંસ્થા મળવી બહુ સહેલ નથી છતાં વ્યક્તિ કે વ્યક્તિઓ જ સંસ્થા રચે છે—સંસ્થા અને વ્યક્તિ અન્યોન્ય ઓછાં જ આવશ્યક છે. એક રીતે સંસ્થાનું સ્થૂળ સ્વરૂપ વ્યક્તિ કે વ્યક્તિઓ જ છે દા ત. કુટુંબસંસ્થા. વડીલ પિતા કે માતા કે ઉભય એ કુટુંબની પ્રમુખ વ્યક્તિઓ છે એમના વૃત્તિચક્ર ઉપર જ કુટુંબસંસ્થાનો આધાર રહે છે સંસ્થા પણ વ્યક્તિઓનો મિલનસંકેત છે, ત્યારે વૈયક્તિકપણું મતભેદ, આચારભેદ, સ્વાર્થપરતા—એ બધા ત્યાં કામ કરે છે કુટુંબસંસ્થા સરખી ઓમાં આ ભેદભાવો સ્વાભાવિક રીતે જ ઓછા રહે એટલે એ સંસ્થા કંઈક સારી પેઠે ચાલે તેવી સ્ફૂર્તિમન્ત રહી શકે છે બીજીઓમાં કાર્યવસ્તુને સમજાવનાર કે સમજીને પાળનાર ઘણા હોતા નથી. એટલે કાર્યબુદ્ધિ કુંઠિત થઈને સમગ્ર વાતાવરણમાં શિથિલતા પ્રવેશે છે આટલું લંબાણપૂર્વક લખીને પરિષદ-પંચાયતને અમારે વિનતિ કરવાની એટલી જ કે કવિવર ખબરદાર જેવા નમ્ર છતાં સમર્થ સાહિત્યસ્વામીને બેચાર દહાડાના અતિથિ તરીકે નહિ પણ એક નિકટના કુટુંબી તરીકે તમારી જમાતમાં ભેળવી દેજો, અને આયુનિર્બળતાને વશ એવા એના અકર્મણ્ય ને ઝોકે ચડેલા સુકાનીઓના હાથમાંથી એ ખરાબે ચડેલી નાવના હલેસાં આંચકી લેજો.

(વિશેષ આવતા અંકે)

## કોલંબીયા રેકર્ડ કંપની સામે પગલાં

'ખંડિત મૂર્તિઓ' (ઈન્દુલાલ ગાંધી કૃત) નામક પારચિત્ર કાવ્યગ્રન્થના આડત્રીસમે પાને આવેલા અને મુંબઈ યુનિવર્સિટીના ૧૯૪૦ ના ગદ્યપદ્યમાં અતિ લોકપ્રિય અને પ્રસિદ્ધ ગીત 'આંધળી માના કાગળ'ને ત્યાંથી કોલંબીઆ રેકર્ડ કંપનીએ કર્તાની અનુજ્ઞા મેળવ્યા વિના એક રેકર્ડમાં ઉતાર્યું છે એના ગાનાર શ્રી રામજી કરીને કોઈક ભાઈ છે. કોપીરાઈટ ભંગના કાયદાની રૂએ ઉતારનાર અને વેચનાર ઉપર કર્તાએ કરાંચીના બે કુશળ ધારાશાસ્ત્રીઓ શ્રી પરશુરામ અને શ્રી આગા દ્વારા નોટિસો તામીલ કરાવી છે કાપીરાઈટસ ભંગનો આવો જ એક કેસ, આ જ રેકર્ડ કંપની ઉપર થોડાં વર્ષો પહેલાં અમદાવાદમાં શ્રી હરિહર ભટ્ટે કર્યાનું અમને સ્મરણ છે એનું પરિણામ લેખકની તરફેણમાં જ આવ્યું હતું તે કહેવાની જરૂર ભાગ્યે જ હોય

લેખકની જાણે આ જગત ઉપર હસ્તી જ ન હોય એમ માની-મ । વીને, એની પ્રાણાધિક રચનાને પોતાની કોપીરાઈટની ગણવાની ગાનાર કે ઉતારનારની ધૃષ્ટતા ખરેખર દયાને પાત્ર છે અમે આગ્રહપૂર્વક કહીએ છીએ કે કર્તા ગમે તે ભોગે આ દેખીતા અન્યાયનો સામનો કરીને આ રીતે ચરી ખાનારાઓની સાન ઠેકાણે લાવે

## 'કવિતા' યોજનાના વધુ સભ્યો

આ મહિને નીચેના સાહિત્યરસિક સ્નેહીઓએ વાર્ષિક રૂપિયા બારના લવાજમવાળી 'કવિતા' યોજનાના સભ્ય બની અમને ઉપકૃત કર્યા છે તેમના નામો આ રહ્યા —

| | | |
|---|---|---|
| ૧ | શ્રી ડુંગરસી ધરમસી સંપટ | —કરાંચી |
| ૨ | શ્રી ભોગીલાલ ચૂનીલાલ પારેખ | સેંડહર્સ્ટ રોડ—મુંબઈ |
| ૩ | શ્રી ધરમદાસ બારભાયા | ગામદેવી—મુંબઈ |
| ૪. | શ્રી ધીરુભાઈ મણિભાઈ દેસાઈ... ..હંસરાજ મોરારજી પબ્લીક સ્કૂલ | —અંધેરી |
| ૫ | શ્રી. પ્રો વસંત ઉપાધ્યાય | ખાલસા કોલેજ—માટુંગા |

## એક સુધારો

ઓક્ટોબર માસના 'કવિતા' ના અંકમાં પાન-૪૪ ના દ્વિતીય કોલમમાં છપાયેલ 'બસ ચહે' કાવ્યના લેખક શ્રી જયન્ત પાઠક છે મુદ્રણભૂલને અંગે જ કાવ્ય નીચે તેમનું નામ મૂકવું રહી ગયું હતું.

વાર્ષિક લવાજમ
રૂપિયો દોઢ
દેશમાં

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

# ક ★ વિ ★ તા

· તંત્રીઓ ·
ઈન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

વર્ષ ૧ : અંક ૪ તા. ૧ નવેમ્બર ૧૯૪૧

## પ ડ દો

[ ગઝલ ]

અયે ગુલઝારના વતની ! પડ્યો તું ખારમાં આ શું ?
વિસારી જ્યોત જિન્નતની ડુબ્યો અંધારમાં આ શું ?—અયે.
કહાં તુજ બાગ ને બુલબુલ ? કહાં હર દર્ષ પર ગુલગુલ ?
દિલે તુજ પાનખર બેઠી ભર્યા તે બ્હારમાં આ શું ?—અયે.
હતો ગુલશન, હતો માળી, હતી તુજ હાથમાં થાળી,
નહીં થોડાંય ફૂલો ત્યાં ઝૂલ્યાં દીદારમાં આ શું ?—અયે.
પડી શું ચશ્મમાં ભુરકી ? ઊડી કયાં ગાલની સુરખી ?
અગન તુજ અંગની વિરમે અફળ પોકારમાં આ શું ?—અયે.
રસી તુજ ખુદગુલામીની, ભલા, એ તોડી દે હીણી !
કદી શેરે જિગર એવો રડી રૂહે હારમાં આ શું ?—અયે.
વહે ખુશબો પવન લ્હેરે; ભરી દે તાજગી ચ્હેરે !
બંધી આઝાદી તુજ પલટી જશે પલકારમાં આ શું ?—અયે.
ખુલ્યાં તુજ ચશ્મના નૂરે જિગર ગુલશન ઝલક પૂરે:
નહીં ગુલરંગ ને જ્યોતિ ફુટે અંગારમાં આ શું ?—અયે.
નહીં ઈનકારમાં નીસ્તી, નહીં આ કબ્રમાં હસ્તી,
ગુલોની બાદશાહી છે અદલ તુજ ખારમાં આ શું !—અયે.

અરદેશર ફરામજી ખબરદાર

## ઓ નીમ બેદાર

[ ગઝલ ]

ઓ નીમ બેદાર, ઓ નીમ ઘેનમાં
 નાચે છે સો ચંદ્રમા જેહ નેનમાં;
સ્વપ્નોની સૃષ્ટિમાં કરતી વિહાર તું
 લઈને સરદારી સૌંદર્યોની સેનમાં:
અર્ધાં પીધેલા શર્બતના પ્યાલા સમી
 લાગી રહી છે મને તું લાંબી આ રેનમાં
જંપી ગઈ તું કૈંક કાંટાના કેરથી,
 મારી નિદ્રા છે રહન દુન્યાની દેનમાં.
ના જિંદગીમાં મુજને છે કરાર કૈં,
 દિલમાં ન છે ચેન, દિલ છે ન ચેનમાં:
આખી આલમનો છે પેશવા છતાં પતીલ
 અર્ધાંપ્રદેશથી નિજ પ્રિયતમાની શે'નમાં.

પતીલ

## આ જિન્દગી

[ ગઝલ ]

માગી નહોતી ને મળી આ જિન્દગી;
ઈચ્છા નહોતી ને ફળી આ જિન્દગી !
ખ્વાહિશ ના જિવવા જરીયે અંતરે,
કોટે પડી પથ્થર સમી આ જિન્દગી !
કરવાં જતન ભલીભાતથી શીખ્યો નહીં,
જાણું નહીં તો જાળવું કયમ જિન્દગી ?
તારો ચમન તો છે રચેલો તેં ખુદે,
વેરાન કર યા ભર નજર : આ જિન્દગી!
માગી નહીં તે રાખવી યે ના ગમે;
લેવી ઘટે તો લેઈ લે આ જિન્દગી !
દૂંઢી નહોતી ને જડી આ જિન્દગી;
ફેંકું છતાં ફેંકાય ના : આ જિન્દગી !

शादिलान्त

# ગિરનાર : ટૂક પહેલી

૧

સોપાન સામટાં
ચારેક હજાર ચડી ગયો છતાં, પત્તો નહોતો હજી પ્હેલી ટૂકનો;
અંકે લઈ પથ્થરની પરંપરા, બેઠો હતો શીર્ષ અડાડી વ્યોમને
નગાધિરાજ ગિરનાર ભવ્ય.

હા, ભવ્ય બીજું ય વિશેષણે કહ્યું, મળે નહિ વામન માનવીને;
ચડીચડી લોથ થયેલ કાયા, હું બિરદાવું પણ કેમ માને?
ચઢાણનો અંત હતો નજીકમાં, ત્યાં હાથ ઊંચા કરી ટૂક છેલ્લી
કે'તી હતી કે પગઅંગૂઠે હજી, જવાન! તું માંડ શકેલ આંબી.
ઓ માવડી, આ પગઅંગૂઠાને ઝાલી હવે આંહીં જ મોક્ષ માગું;
ઊંચે ચડી તપ્ત લલાટ તારે શેકાઈ મારે ભડકું નથી થવું
આવે શરીરે નથી સ્વર્ગમા જવું!

૨

ચઢાણનું દૈવત અંગમાં નહીં;
પાછો વળું, નિર્બળ થાકપૂર્ણ, કાયાથી આ મારગ શેં કપાશે?
આંખો ય બીરુ થઈ શોધતી'તી નીચે ગયેલી પગદંડીને હજી.
વિશાળ સૃષ્ટિ બની સાવનાની, પડી હતી એક ખૂણે વિરાટને;
જાણે કરી જીવતી કો' કલાધરે, સુસ્પષ્ટ ને સુંદર કલ્પનાને.
સામે તળેટીની હથેળી જેવું, તળાવ સૂતું હતું વારિહોણું;
અનેક ખીણો વચમાં હતી છતાં, વટાવીને અંતર કૈંક કોસનું
અઢેલી કાયા ઈતિહાસવંદને ઊભો હતો ઉપરકોટ એકલો.
હા, એકલો ખંડિત ખાખમાળખો,
પ્રભાતની પ્રૌઢ કક્ષામહીં લખ્યો.

હું પંગુને પે નવજોમ પાતી, વીરશ્રી સૌરાષ્ટ્રની વીર્યવન્તી:
સહસ્ર સાદે વનવીંધી આવતી, હારેલ શ્રદ્ધા ફરી સાબદી થતી.

૩

ત્યાં એકલા આરસપથ્થરોની, મંદિરની મોહક હારમાળા;
વીંટાઈને પર્વતને પડેલી, જાહોજલાલી અહીં જૈનકાલની.
મીઠા સ્વરોએ જયમ પંખી પંખીને કરી કરી સાદ નજીક તેડે;
આ મૂર્તિઓ માનવમૂર્તિઓને આલિંગવા ઉત્સુક તેવી દીઠી.
શબ્દો નહીં: સાદ નહીં, ન રાગિણી, એકાન્ત નિષ્પાપ, પ્રતાપવંતુ
ન અર્ધ્ય કે અર્ચન તો ય માનવી નિહાળી શૂન્યે પ્રગટી પ્રસન્નતા.
…ી અહીં પથ્થરપિંજરામાં, ચૈતન્યને ચેતનહીણ કીધા
…ઃ માનવી આ વગડાની વાટે શોધી રહ્યો પથ્થરમાં પ્રભુને.
આંખો થઈ આધીન અંતઃક્ષોભને.

૪

આશ્ચર્યથી પાંપણ ભૂલી નાચવું!
ઊભા રહ્યા બે ઘડી નેમનાથની આ શ્યામમૂર્તિની સમીપ મૂંગા;
આંખો અને અંતરની શરૂ થૈ, સૌંદર્યની સાત્ત્વિક રંગચર્યા.
વિનમ્ર, નિર્દંશ, વિશુદ્ધદેહે કાળાશ ઓઢી લઈને કલંકની
સ્વરૂપનો દર્પ ઉતારી એણે, પીધી હતી ક્રોધની કાલઅંજલિ.
'બસો જરા' થાંભલીઓ અમોલ, પ્હેરો ભરંતા પ્રતિહાર જેવી
બોલી અને કાજળકોટડીને ભરી દીધી કોઈ અદીઠ તેજે.
નમી પડ્યો હું; નમવા ગયો ન'તો, કટાક્ષના ઘા કરવા ગયો'તો,
કાળાશને ફુત્કારવા ગયો'તો.

૫

ચડી જરા ચિન્તનને ચબૂતરે, મે પાછલી બારી વટાવી ચોકમાં
પ્રવેશ કીધો; પ્રભુનાં સ્વરૂપો જ્યાં એક ને એક મુખાકૃતિ લૈ
અનેકને છેતરતાં ઉભેલાં.
દિકકાલના ચક્કરને વટાવી, ગોળાર્ધનું એ જ પ્રકાશબિંબ
વ્હેંચાય છે જેમ ઉડુગણોમાં એવી જ કોઈ રચના અહીં હશે?
ઉતારું જ્યાં પ્રશ્ન જરાક અંતરે
જગાડી તંદ્રા અણસાંભળ્યા સ્વરે!

૬

ઓહો! અહીં એ જ પ્રકાશ વ્હેચું, મળી ગયો દેહવિરાટ દાની;
પૂર્ણાંગી ને પ્રૌઢ પ્રચંડ આ તો, ઊંચી પ્રતિમા પ્રભુ આદિનાથની.
ગિરનાર આ ટૂક હથેળીમાં લૈ છો એકલો પૂર્ણ પુરુષ શો ઊભો;
લૈ માનવીને નિજ અંજલિમાં પ્રભુ, તમે ઉત્તર ઠીક દીધો!
અઢેલી ને સ્હેજ શરીર એની
પલાંઠીએ મેં પણ શ્વાસ લીધો.

આઘો ખસીને પ્રણિપાત કાજે, નીચે નમી અદ્ધર આંખ કીધી;
પ્રસન્નતા, ભવ્ય કરુણતાને હૈયું ભરી મેં અહીંયા જ પીધી.
વિરાટની સૌમ્ય મુખાકૃતિ હજી, દૃષ્ટિ મહીંથી ઊતરે છ અંતરે
એની હથેળી મહીં માથું મૂકી ઊંઘી જવાના અભિલાષ છે મને;
ઉઠાડવા કોઈ ન આવશો કને.

૭

પાછો ફરી પથ્થરતારકોમાં, એકાકી શો ભૈરવશૈલ દીઠો;
ઝાડી ઘટાટોપ, ખીણો, ધરાપે, ઝઝુંબી જાણે પડકાર દેતો
'હઠો, નહિ તો ચગદાઈ જાશો.'

આ ક્રોધ ઓ એકલ ધૂમકેતુ, શોભે નહિ જીર્ણ ધરાઉછંગે;
સ્વભાવથી દૂર રહ્યો હશે વા કર્યો હશે કોઈક શૈલગોપે
માતાતણા ધાવણથી વિખૂટો
ઘૂંટ્યો હશે જે દિ' ત્રિકાલ અંગૂઠો.

૮

ઓ ટૂક, પહેલી—
રે! ગીરની પાંચ સુપુત્રીઓમાં, યાત્રાળુને તેં શ્રમ ઠીક દીધો;
વાત્સલ્યફૂંણા પિના કનેથી રે! ખૂબ કરિયાવર તેં જ લીધો.
ભાલે તને તિલક ચન્દ્રમાનું
ને અંગૂઠે કંકુ ખરે ઊંચાનું.

ઇન્દુલાલ ગાંધી

# માઈ

ગળી ગોળથી, મધથી મીઠી, સાકર થકી સવાઈ
દુનિયા ભરમાં એક જ દીઠી માઇ અમારી માઈ!

ઝેર–વેરની જગ–જંજાળે
તત્પર ઝબોળવા સૌ ઝાળે;
ત્યાં પીયૂષી પાલવમાં લઈ સ્વયં સદા સીઝાઇ
સુધાધામની શાંતિ આપતી માઇ અમારી માઇ!

ત્રાહિ ત્રાહિ કરતું જગ તરસે,
ને વાદળી વરસે ના વરસે;
પણ અમ અર્થે શોષતણી ના ઘડી કદી દેખાઈ;
હરદમ દિવ્ય દયાએ દ્રવતી માઈ અમારી માઇ!

સુખના સહુ સંબંધી થાયે,
દુઃખ સમે અળગા થઈ જાયે;
—સુખમાં સાથે, દુઃખમાં બાથે લઈ લેનારી ધાઇ
અલાબલા ઓવારી લેતી માઇ અમારી માઈ!

પડેલને પાટુ જ સત્કારે,
હારેલાંને સહુ ધુત્કારે;
પડતાં આખડતાં, આપદમાં દાખવતાં અબળાઈ
ઊઠાડી ઉત્સાહિત કરતી માઈ અમારી માઈ!

નિર્દય ન્યાય નિયમ નવ ખંડે,
લવ અપરાધ થતાં જગ દંડે:
પણ લાખો અપરાધ અમારા નવ લેખવતી કાંઈ,
સદય સ્નેહમય ક્ષમામૂર્તિ તો માઈ અમારી માઈ!

દ્રોહબુદ્ધિ દુનિયાએ દીધી,
ને મૂઢે અપનાવી લીધી;
તેનો પ્રેમવડે પ્રત્યુત્તર દેનારી વરદાઈ
દુર્લભ દર્શન ઉદાર–આત્મા માઇ અમારી માઈ!

લેનારાં જગે આ જેરાં,
દેનારાં વિરલાં જ અનેરાં;
ત્યાં લેવાની વાતતણી યે જેને મને મનાઈ
એવી દાનતણી દેવી તો માઇ અમારી માઈ!

જડ ડહાપણનું ઘડપણ આવે
તેને પલકમહીં જ ભુલાવે,
ને બાલકપણની બહલાવે નંદનમયી નવાઇ,
એવી અદ્‌ભુત એક અમૂલખ માઈ અમારી માઇ!

નચિંત ચિત્તે નિરાંત–વારો,
તેનો જીવનખતે ઉધારો
નિવારનારી ઇશકૃપાની કરનારું સરસાઈ
કદી કોઈ જો હોય જ તો તે માઈ અમારી માઈ!

અસૂર બાજીઓ કલિકેરી
સર્વ શુભ સ્મૃતિઓની વેરી:
જે સ્મૃતિ પર તેઓની યે ના સત્તા કદી સ્થપાઈ
તે સ્મૃતિમાં અજરામર રાજે માઈ અમારી માઇ!

રોમે રોમ ભરેલી પ્રેમે,
અંતર વ્યોમે છલતી ક્ષેમે,
મંગલમયની મૂર્તિ મંગલ લઇને વરદ વધાઈ
આવેલી આ અવની પર તે માઈ અમારી માઈ!

જેને નામે હ્રદય અનામી
માધુર્યો માણે સ્વધામી,
જેને ચરણે અંજલિઓ અમ અવિરત રહી અર્પાઈ
તે અમ અધૂરપોએ અર્ચિત માઇ અમારી માઇ!

માઇ અમારી માઇ અમારી
અકલિત છે જેની બલિહારી;
સ્થૂલ સૂક્ષ્મ અમ અણુ ગુણ જેના રહ્યા અખંડિત ગાઈ,—
જીવો જીવનમંત્ર—દેવતા માઇ અમારી માઈ!

પૂજાલાલ

# હતું મને

[ ગુલબંકી ]

હતું મને વિસારવી સહેલ તું હશે સખિ!
રહીશ દૂર, રે કદી નજીક આવવું નથી.
કઠોર વેણની દિવાલ દૂર રાખશે તને,
ઊર્મિઓ શમાવી સર્વ, રૂંધી સર્વ ભાવને,
ખસી જઇશ માર્ગથી, હું એમ માનતો મને.

મને હતું ન યાદ કે કરાડ પત્થરોતણી.
વિદારીને ય કૂંપળો ઉગે; કઠોરતા વળી
કંટકોતણી ગણે નહિ ગુલાબ; સિન્ધુના
અગાધ અંધકારમાં ય શુભ્ર સ્વચ્છ પાકતાં
અમૂલ્ય મૌક્તિકો.

સખિ! તું આજ માર્ગમાં મળી.
પ્રસુપ્ત સ્નેહવારિ અંતરે તમામ ઊછળી
ચસ્યાં વહી જવા નિહાળી નેત્રજ્યોત નિર્મળી,
સંકલ્પ સર્વ સરસરાટ ભૂમિમાં ગયા સરી,
શર્મથી છુપાય જેમ સાંજ ન્યાળી પૂર્વમાં
ઊગતી અમીભરી પ્રફુલ્લ તેજપૂર્ણિમા.

નાથાલાલ દવે

# એ લીપસ્ટીકે

મારે નથી રૂપ કહેવું એને
મારે નથી એ ચૂમવા કુરૂપ
એ લીપસ્ટીકે બગડેલ ઓષ્ઠ
ભલે ભલે રંગતી તાહરા કરો.

એ લાલ થાતાં ગમતાં મને તો:
ગમે મને રંગથી એ વિશેષ
અને કદી એ ચૂમું તો ય એનો
મારે ન ઓષ્ઠે પ્રસરે છ રંગ.

હું આમ જોઉં વળી તેમ જોઉં
તહીં ફરી તું તુજ ઓષ્ઠ રંગતી
અરે! અને એક કરું હું ચુંબન.
ત્યાં તું ગ્રહંતી ફરી લીપસ્ટીક!
આ તે મને કેમ ગમે કદી યે?
મારે યદિ લેઇ રૂમાલ મારો
ખિસ્સેથી, ને ઓષ્ટ પરે થયેલ
ખરાબ રંગો ભૂંસવા પડે છે.

ને એની સાથે તુજ ચુંબનોની
સ્મૃતિ ય તે જાય ભૂંસાઈ મારી!
તું ચાહતી ઓષ્ઠ બગાડવાને
તારા અને તેમ જ માહરા જો
તો મેશ કાં ઓષ્ઠ પરે ઘસે નહીં?
અને યદિ મેશ ઘસે ન તું તો
આ લીપસ્ટીકો કયમ વાપરી રહી?

ભગીરથ મહેતા

# ભારી

અંજની

જગનો બોજ ઊંચકવા સ્હેજે
સ્હાય ભલે ના કદિ યે દેજે;
પણ હે જોમ ઊંચકવા કાજે
જીવનની ભારી.

મીનુ દેસાઈ

# અર્વાચીન સિંધનો અગ્રણી કવિ

# 'બેવસ'

ઇન્દુલાલ ગાંધી

લગભગ છ સાત મહિના પહેલાં કરાંચીમાં ભરાયેલા પ્રથમ સિંધી સાહિત્યસંમેલનના પ્રમુખસ્થાને કવિ 'બેવસ' ની વરણી થઈ ત્યારે મારા જેટલું આશ્ચર્ય ઘણાને થયું હશે. પ્રશંસા અને પ્રસિદ્ધિથી દૂર રહેનારો લારખાના જેવા એક સિંધના એક નાના ગામડામાં પંતુજીપણું અને ઘરવૈદું કરીને જીવનનિર્વાહ ખેંચનારો આ ઓછું ભણેલો અને ઓછાબોલો અકિંચન કવિ સાહિત્યસંમેલનના પ્રમુખસ્થાને વિરાજમાન થશે એવી કલ્પના પણ ક્યાંથી આવે! શાહ અબ્દુલલતીફ પછી સિંધને ઘણે વર્ષે આટલી સ્વતંત્ર અને જાજરમાન પ્રતિભાવાળો કવિ સાંપડે છે. સાંઈ સચલથી પણ એની સુરીવાદી મસ્તી વધુ નિર્મલ અને અર્થભરી છે. કવિ ચેનરાયનાં રત્નકલિકા જેવાં મુક્તકો પણ 'બેવસ' ની માર્મિક ને રુચિપૂર્વકની રચનાઓ સામે કાંઇક ઝાંખાં લાગે છે. રખેને કોઇ સાંભળી જાય અને ગાંઠે બાંધી રાખે એવી નિર્દોષ–ગભરુ મનોદશાવાળા કવિ 'બેવસે' પ્રમુખસ્થાનેથી માંડ આટલા શબ્દો અત્યંત ધીમેથી ઉચાર્યા. 'મને ખબર નથી કે હું અહીં શા માટે આવ્યો છું. પ્રભુભક્તિનાં પદો ગાનાર કે રચનારને તમે આવડાં બહુમાને નવાજશો તો મારાથી વધુ યોગ્ય અધિકારી વિદ્વાનોને બહુ નિરાશા આવશે. મને તો વિદ્વત્તાભર્યું, ચીપીચીપીને બોલતાં કે'દાડે આવડ્યું છે? ને હું ગાઉં છું તેમાં પણ શરસંધાન જેટલી તૈયારી કયાં હોય છે? તમે તો ખરેખર એક કુંભારને પકડીને રાજસિંહાસને બેસાડી દીધો છે.'

સિંધ જેવા તમામ દૃષ્ટિએ પછાત પ્રાંતમાં હોદ્દા અને માન મરતબા માટે આકાશપાતાળ એક કરનારા, પોતાની લાયકાત અને સમૃદ્ધિના ગુણગાન કરનારા–કરાવનારા કંઇક ડોળઘાલુઓએ સિંધની આબોહવાને શુદ્ધ રહેવા દીધી નથી. આમાં 'બેવસ' જેવા નિર્ધન કવિનું સ્થાન કયાં હોઇ શકે તે મને સમજાતું નથી. વર્ષો થયાં એનાં ગીતો ભજનમંડળીઓમાં વહેતાં થયાં છે. સ્ત્રીપુરુષોના કંઠે રમીરમીને એની અગણિત ભાવભરી રચનાઓ અમર બની ગઇ છે. છતાં કવિ 'બેવસ'ને એની કશી ખબર નથી, ખબર હશે તો પરવા નથી. તાળીઓના ગડગડાટ અને પુષ્પવૃષ્ટિથી પોતાના કાન અને શરીર બચાવીને એ તો નાસી છૂટવાનું શોધતો રહ્યો છે. સોળવર્ષની નાજુક વયે એણે એક મામુલી અને પ્રાથમિક નિશાળમાં પંતુજીપણું સ્વીકાર્યું. ગરીબાઈ, શિક્ષકનો ધંધો અને કવિપણું એ ત્રણ નિર્ધન મિત્રોની વચ્ચે હસતાં હસતાં એણે ચાલીમ વર્ષો ખેંચી કાઢયાં. એ વર્ષો દરમિયાન આવેલી આર્થિક વિટંબના એની કવિતાને કચડી શકી નહિ કે આત્માને કાયર બનાવી શકી નહિ.

કોલેજના એક વાર્ષિક અંકના પહેલે પાને વાંચેલા એના એક ગીતે મને પરવશ કરી લીધો. કવિ બેવસ સાથેનો આ મારો પહેલો પરિચય. એનું આખું નામ છે કિસીનચંદ તીરથદાસ ખત્રી. એ ગીત

વાંચ્યા પછી અર્વાચીન સિંધની કાવ્યશક્તિ વિશે મને માન ઉત્પન્ન થયું. સિંધના વિદ્યમાન કવિઓમાં તો એનું સ્થાન મોખરે જ છે પણ અગાઉ થયેલા કવિઓ વચ્ચે પણ બેવસને અતિ ઉચ્ચાસને બેસાડવો પડશે એવી મારી પોતાની માન્યતા છે. એનાં ગીતોમાં નયનકીકીઓનાં વર્ણનો નથી હોતાં. ગાલહોઠનાં ગલગલિયા પ્રેરક ચીતરામણોથી એ હમેશાં દૂર રહેતો આવ્યો છે. પ્રિયા અને પ્રિયતમનાં સંબોધનાત્મક કાવ્યોના મૂળમાં તો ઈશ્વરભક્તિ જ ભરી હોય છે. સર્વ સમર્પણની ભવ્ય આલેખન કલા, ટૂંકાં વાક્યોમાં ગોઠવવાની 'બેવસ'ની આવડત બેનમૂન છે. ભાવોચ્છલિત શબ્દઓઘમાં જે ઉન્માદથી પોતે નાચતો-રમતો હોય છે તેનો રસાસ્વાદ વાચકોને પણ કરાવી શકે છે. નવા અને જૂના વિચારોનો લોકભોગ્ય સમન્વય એ એની કવિતાનો વ્યાપક ગુણ છે. ( પ્રિયપ્રેયસીભાવ પણ મર્યાદિત રહીને કેટલી સુંદર રીતે વિકસી શકે છે તેનો એક નમૂનો નીચે આપ્યો છે. ) ખેતરમાં કાળી મજૂરી કરતા ખેડૂતો, તડકામાં નાગાં રખડતાં નાનાં બાળકો, મજૂરીને અભાવે શહેરોમાં અથડાતી સ્ત્રીઓ વગેરેને એણે કવિતામાં સ્થાન આપ્યું છે. કેટલાંક આધુનિક કવિઓએ સિંધી છંદોને પરદેશી વસ્ત્રો પહેરાવીને 'મેમસા'બ' જેવા બનાવી દીધા છે તેની સામે 'બેવસે' ભારે દિલગીરી બતાવી છે. એનું માનવું છે કે 'એ જૂના છંદો જ આપણી સાચી સમૃદ્ધિ છે. અસ્મિતાનો સાચો ખ્યાલ એમાંથી જ નીચોવી શકાય છે. એ ગેય છંદોને નવો વળાંક તો તમે તમારી રીતે દઈ શકો. પરદેશી સંગીત ગમે-તેટલું ખેડાયું હોય પણ આપણી સંસ્કૃતિ સાથે એનો કદી મેળ નથી મળવાનો. આપણા તાલની લચક, ખુમારી, મસ્તી એ આપણી પોતાની ઊર્મિઓમાંથી ઊભી થયેલી છે. પરદેશી તાલ સાંભળીને આપણને નાચવાનું, આપણી સ્વતંત્ર રીતે નાચવાનું મન થાય છે ખરું ? અનુકરણ કરનારાને તો મારે કાંઈ કહેવાનું નથી. છંદોમાં આમ પરદેશીપણું લાવીને આપણે કશો અદ્‌ભુત વિજય પામ્યા નથી, ઊલટી જૂઠી અતિશયોક્તિ ઉપરાંત છંદઃશાસ્ત્રની અવહેલના કરી છે.'' આમ કવિતાપ્રદેશના સમગ્ર વાતાવરણને એણે ચિત્તમાં સ્થાન આપ્યું છે. જીવનના ખરા અનુભવોથી જેમ એની કવિતા પારદર્શક બની છે તેમ સ્વદેશાભિમાનથી પ્રાણવંતી અને પૌરુષવંતી બની છે. સિંધી કવિતાના અભ્યાસીને જો ચોક્કસ રીતે કવિ 'બેવસ' અને તેના સમકાલીન કવિઓ વચ્ચેનો તફાવત જાણવો હોય તો તેણે એનાં ટૂંકાં કાવ્યો પ્રથમ વાંચી જોવાં જોઈએ. ઊર્મિગીતોના સફળ સર્જક તરીકે હું તો બેવસને પ્રભાવશાળી સ્થાન આપું છું.

## ધરતે દિલ્બર—બારણે પ્રીતણ

ચરમ તર, દિલ સુન્તઝર, નીચી નઝર સાં કેર આહ ?
આહે દરવાજે તે દિલ્બર, ઘર ખુલણ જી ઘેર આહ !
શૌક માં શાદી રચી રાણો ન સુંમલ સાં મિલ્યો,
ખાસ ખિલવતગાહ મેં પાતો ન પ્યારીય પેર આહ.

સિક કયો સોઘો સજણ જે કિત ન ચાંઅડ તાં ચડે,
પુખ્તગીય સાં પેરમેં પિયલ નીહ વાગો નેર આહ !
રહોબતીય મુરલીયું વજાહે, હોત હિરખાયે રહ્યો,
ઘોટ લાય ધરમે ધીરજુલો હીંરૂગો હીક ઘેર આહ.

તાજ ઐં તલવાર સુલતાની બખ્શી બહાર રખી
સૂખરી સર પે ખણી આયો ગુલન જો ઢેર આહ !
સર્વશક્તિવાન થી હિત ઘર ન ખડકાયન ઘુરે,
હાકમી ઐંઆશિકીયેં ફર્ક બેવસ ફેર આહ.

**તરજુમો**—સજલ નેત્રે, આતુર હૈયે, ઢળેલી આંખે આ કોણ ઊભું છે ? એ તો પ્રીતમ દ્વારમાં આવી ઊભો છે, પણ બારણું ઊઘડવાને હજી વાર છે.

લગ્ન તો ધામધૂમથી લેવાયાં હતાં પણ સુંમલનું પ્રિયમિલન રાણા સાથે થયું નહોતું. ખાસ અંતઃપુરના શયનખંડમાં તો પ્રિયતમાએ પગ પણ મૂક્યો નહોતો.

( તેથી રીસાઈને કે કોણ જાણે પણ ) પ્રણયે પ્રીતમનાં મૂલ્ય એટલાં વધારી મૂક્યાં કે હવે તો એ આંગણે પણ નથી આવતો.

( અને ત્યાં પણ પ્રીતમના મનની ભ્રમણા કેટલી ભિન્ન, કેટલી ઊર્મિલ ? એ તો ઊલટું )-સ્નેહની મજબૂત બેડીઓમાં બંધાઈ તે પડ્યો છે એ રાયવર, પ્રેમની બંસી વગાડીને પ્રિયાને મનાવવા પ્રયત્નો કરે છે એ.

પ્રીતમનું દ્વારમાં પ્રવેશવાનું આ તો કેવળ બહાનું છે. પ્રલોભન અને સત્તાનાં સાધનો એણે ઘર બહાર મૂક્યાં છે. અત્યારે એ તો નજરાણાંની ફૂલછાબ માથે ઉપાડીને મનામણે આવ્યો છે.

તે સર્વ શક્તિમાન છે તેથી જ બારણું ખખડાવવા માગતો નથી. કવિ બેવસ કહે છે કે હાકેમી અને આશકીમાં તફાવત છે.

ધન્ય છે આશકને જેણે હાકેમી અને આશકીના ઊંડા મર્મને જાણ્યો છે.*



## ગીત પ્રેરે

( ઝૂલણા )

વિશ્વના અંતરે કોણ નાચી રહ્યું ?
થેઈથૈ થેઈથૈ કોણ બોલે ?
વિવિધ વાદ્યોતણા તાર કો છેડતું ?
થાપ પર થાપ દૈ કોણ ડોલે ?

વિશ્વની નાડીમાં કોણ ધબકી રહે ?
શ્વાસની ધમણને કો' ચલાવે ?
પ્રાણનો જામ મારો છલ છલોછલ ભરી,
મર્મ કો એહના હચમચાવે ?

કુસુમથી કોમળું વજ્રથી કઠિન પે
બ્રહ્મરસભુવનમાં કોણ હેરે ?
સાત સાયર ચઢ્યા આજ હેલે તહીં
કોણ હું મૂકને ગીત પ્રેરે ?

મોહિનીચંદ્ર

* પ્રો. અજવાણીના લેખ ઉપરથી

## એ લીપસ્ટીકે

મારે નથી રૂપ કહેવું એને
મારે નથી એ ચૂમવા કુરૂપ
એ લીપસ્ટીકે બગડેલ ઓષ્ઠ
ભલે ભલે રંગતી તાહરા કરો.

એ લાલ થાતાં ગમતાં મને તો:
ગમે મને રંગથી એ વિશેષ
અને કદી એ ચૂમું તોય એનો
મારે ન ઓષ્ઠે પ્રસરે છ રંગ.

હું આમ જોઉં વળી તેમ જોઉં
તહીં ફરી તું તુજ ઓષ્ઠ રંગતી
અરે ! અને એક કરું હું ચુંબન
ત્યાં તું ગ્રહંતી ફરી લીપસ્ટીક !
આ તે મને કેમ ગમે કદી યે ?
મારે યદિ લેઇ રૂમાલ મારો
ખિસ્સેથી, ને ઓષ્ઠ પરે થયેલ
ખરાબ રંગો ભૂંસવા પડે છે.

ને એની સાથે તુજ ચુંબનોની
સ્મૃતિ ય તે જાય ભૂંસાઈ મારી !
તું ચાહતી ઓષ્ઠ બગાડવાને
તારા અને તેમ જ માહરા જો
તો મેશ કાં ઓષ્ઠ પરે ઘસે નહીં ?
અને યદિ મેશ ઘસે ન તું તો
આ લીપસ્ટીકો કયમ વાપરી રહી?

ભગીરથ મહેતા

## ભારી

અંજની

જગનો બોજ ઊંચકવા સ્હેજે
સ્હાય ભલે ના કદિયે દેજે;
પણુ દે જેમ ઊંચકવા કાજે
જીવનની ભારી.

મીનુ દેસાઈ

## અર્વાચીન સિંધનો 'બેવસ'

ઇન્દુલાલ ગાંધી

લગભગ છ સાત મહિના પહેલાં ક
સિંધી સાહિત્યસંમેલનના પ્રમુખસ્થાને :
થઈ ત્યારે મારા જેટલું આશ્ચર્ય ઘણાને
પ્રસિદ્ધિથી દૂર રહેનારો લારખાના જેવા
ગામડામાં પંતુજીપણું અને ઘરવૈદું કરી
આ ઓછુ ભણેલો અને ઓછાબોલો અકિં:
પ્રમુખસ્થાને વિરાજમાન થશે એવી કલ્
શાહ અબ્દુલલતીફ પછી સિંધને ઘણે વ.
જાજરમાન પ્રતિભાવાળો કવિ સાંપડે છે. ર
સૂફીવાદી મસ્તી વધુ નિર્મલ અને અર્થવ
રત્નકલિકા જેવાં મુક્તકો પણ 'બેવસ' ની
રચનાઓ સામે કાંઇક ઝાંખાં લાગે છે.
અને ગાંઠે બાંધી રાખે એવી નિર્દોષ–ગભરુ ર
પ્રમુખસ્થાનેથી માંડ આટલા શબ્દો અત્યંત
ખબર નથી કે હું અહીં શા માટે આવ્યો
ગાનાર કે રચનારને તમે આવડાં બહુમાન
વધુ યોગ્ય અધિકારી વિદ્વાનોને બહુ નિ
વિદ્વત્તાભર્યું", ચીપીચીપીને બોલતાં કે'દાડે ર
છું તેમાં પણ શરસંધાન જેટલી તૈયારી :
ખરેખર એક કુંભારને પકડીને રાજસિંહાસ

સિંધ જેવા તમામ દૃષ્ટિએ પછાત ,
મસ્તબા માટે આકાશપાતાળ એક કરનારા
સમૃદ્ધિના ગુણગાન કરનાર–કરાવનારા કંઇ,
આબોહવાને શુદ્ધ રહેવા દીધી નથી. આમ
કવિનું સ્થાન કયાં હોઇ શકે તે મને સમજા
ગીતો ભજનમંડળીઓમાં વહેતાં થયાં છે ર
એની અગણિત ભાવભરી રચનાઓ અ
કવિ 'બેવસ'ને એની કશી ખબર નથી,
નથી. તાળીઓના ગડગડાટ અને પુષ્પવૃ
શરીર બચાવીને એ તો નાસી છૂટવાનુ શો
નાજુક વયે એણે એક સામલી અને પ્રાથમિ
સ્વીકાર્યું. ગરીબાઈ, શિક્ષકનો ધંધો અને :
મિત્રોની વચ્ચે હસતાં હસતાં એણે ચાળીસ
વર્ષો દરમિયાન આવેલી આર્થિક વિટંબના ક
નહિ કે આત્માને કાયર બનાવી શકી નહિ

કૉલેજના એક વાર્ષિક અંકના પહેલે
ગીતે મને પરવશ કરી લીધો. કવિ બેવસ ર
પરિચય એનું આખું નામ છે કિસીનચંદ ત

વાંચ્યા પછી અર્વાચીન સિંધની કાવ્યશક્તિ વિશે મને માન ઉત્પન્ન થયું. સિંધના વિદ્યમાન કવિઓમાં તો એનું સ્થાન મોખરે જ છે પણ અગાઉ થયેલા કવિઓ વચ્ચે પણ બેવસને અતિ ઉચ્ચાસને બેસાડવો પડશે એવી મારી પોતાની માન્યતા છે. એનાં ગીતોમાં નયનકીકીઓનાં વર્ણનો નથી હોતાં. ગાલહોઠનાં ગલગલિયા પ્રેરક ચીતરામણોથી એ હમેશાં દૂર રહેતો આવ્યો છે. પ્રિયા અને પ્રિયતમનાં સંબોધનાત્મક કાવ્યોના મૂળમાં તો ઈશ્વરભક્તિ જ ભરી હોય છે. સર્વ સમર્પણની ભવ્ય આલેખન કલા, ટૂંકાં વાક્યોમાં ગોઠવવાની 'બેવસ'ની આવડત બેનમૂન છે. ભાવોચ્છલિત શબ્દોઘમાં જે ઉન્માદથી પોતે નાચતો–રમતો હોય છે તેનો રસાસ્વાદ વાચકોને પણ કરાવી શકે છે. નવા અને જૂના વિચારોનો લોકભોગ્ય સમન્વય એ એની કવિતાનો વ્યાપક ગુણ છે. ( પ્રિયપ્રેયસીભાવ પણ મર્યાદિત રહીને કેટલી સુંદર રીતે વિકસી શકે છે તેનો એક નમૂનો નીચે આપ્યો છે. ) ખેતરમાં કાળી મજૂરી કરતા ખેડૂતો, તડકામાં નાગાં રખડતાં નાનાં બાળકો, મજૂરીને અભાવે શહેરોમાં અથડાતી સ્ત્રીઓ વગેરેને એણે કવિતામાં સ્થાન આપ્યું છે. કેટલાંક આધુનિક કવિઓએ સિંધી છંદોને પરદેશી વસ્ત્રો પહેરાવીને 'મેમસાબ' જેવા બનાવી દીધા છે તેની સામે 'બેવસે' ભારે દિલગીરી બતાવી છે. એનું માનવું છે કે 'એ જૂના છંદો જ આપણી સાચી સમૃદ્ધિ છે. અસ્મિતાનો સાચો ખ્યાલ એમાંથી જ નીચોવી શકાય છે. એ ગેય છંદોને નવો વળાંક તો તમે તમારી રીતે દઈ શકો. પરદેશી સંગીત ગમે–તેટલું ખેડાયું હોય પણ આપણી સંસ્કૃતિ સાથે એનો કદી મેળ નથી મળવાનો. આપણા તાલની લચક, ખુમારી, મસ્તી એ આપણી પોતાની ઊર્મિઓમાંથી ઊભી થયેલી છે. પરદેશી તાલ સાંભળીને આપણને નાચવાનું, આપણી સ્વતંત્ર રીતે નાચવાનું મન થાય છે ખરું? અનુકરણ કરનારાને તો મારે કાંઈ કહેવાનું નથી. છંદોમાં આમ પરદેશીપણું લાવીને આપણે કશો અદ્ભુત વિજય પામ્યા નથી, ઊલટી જૂઠી અતિશયોક્તિ ઉપરાંત છંદઃશાસ્ત્રની અવહેલના કરી છે." આમ કવિતાપ્રદેશના સમગ્ર વાતાવરણને એણે ચિત્તમાં સ્થાન આપ્યું છે. જીવનના ખરા અનુભવોથી જેમ એની કવિતા પારદર્શક બની છે તેમ સ્વદેશાભિમાનથી પ્રાણવંતી અને પૌરુષવંતી બની છે. સિંધી કવિતાના અભ્યાસીને જો ચોક્કસ રીતે કવિ 'બેવસ' અને તેના સમકાલીન કવિઓ વચ્ચેનો તફાવત જાણવો હોય તો તેણે એનાં ટૂંકાં કાવ્યો પ્રથમ વાંચી જોવાં જોઈએ. ઊર્મિગીતોના સફળ સર્જક તરીકે હું તો બેવસને પ્રભાવશાળી સ્થાન આપું છું.

### ધરતે દિલ્બર–બારણે પ્રીતણ

ચશ્મ તર, દિલ મુન્તઝર, નીચી નઝર સાં કેર બાહ?
આહે દરવાજે તે દિલ્બર, ઘર ખુલણ જી ઘેર આહ!
શોક માં શાદી રચી રાણો ન મુંભલ સાં મિલ્યો,
ખાસ ખિલવતગાહ મેં પાતો ન પ્યારીય પેર આહ.

સિક કયો સોઘો સાજણ જે કિત ન ચાંઅડ તાં ચડે,
પુષ્તગીય સાં પેરમેં પિયલ નીંહ વાગો નેર આહ!
મ્હોબતીય મુરલીયું વજાહે, હોત હિરખાયે રહ્યો,
ઘોટ લાય ઘરમે ધીરપ્રુતે હીંરગો હીક ઘેર આહ.

તાજ ઐં તલવાર સુલતાની બજ્બી બહાર રખીં
સૂખરી સર પે ખણી આયો ગુલન જો ઢેર આહ!
સર્વશકિતવાન થી હિત ઘર ન ખડકાયન ઘુરે,
હાકમી ઐંઆશિકીયે' ફર્ક બેવસ ફેર આહ.

**તરજુમો**—સજલ નેત્રે, આતુર હૈયે, ઢળેલી આંખે આ કોણ ઊભું છે? એ તો પ્રીતમ દ્વારમાં આવી ઊભો છે, પણ બારણું ઊઘડવાને હજી વાર છે.

લગ્ન તો ધામધૂમથી લેવાયાં હતાં પણ મુંમલનું પ્રિયમિલન રાણા સાથે થયું નહોતું. ખાસ અંતઃપુરના શયનખંડમાં તો પ્રિયતમાએ પગ પણ મૂકયો નહોતો.

( તેથી રીસાઈને કે કોણ જાણે પણ ) પ્રણયે પ્રીતમનાં મૂલ્ય એટલાં વધારી મૂકયાં કે હવે તો એ આંગણે પણ નથી આવતો.

( અને ત્યાં પણ પ્રીતમના મનની ભ્રમણા કેટલી ભિન્ન, કેટલી ઊર્મિલ ? એ તો ઊલટું )–સ્નેહની મજબૂત બેડીઓમાં બંધાઇ તે પડયો છે એ રાયવર, પ્રેમની બંસી વગાડીને પ્રિયાને મનાવવા પ્રયત્નો કરે છે એ.

પ્રીતમનું દ્વારમાં પ્રવેશવાનું આ તો કેવળ બહાનું છે. પ્રલોભન અને સત્તાનાં સાધનો એણે ઘર બહાર મૂકયાં છે. અત્યારે એ તો નજરાણાંની ફૂલછાબ માથે ઉપાડીને મનામણે આવ્યો છે.

તે સર્વ શક્તિમાન છે તેથી જ બારણું ખખડાવવા માગતો નથી. કવિ બેવસ કહે છે કે હાકેમી અને આશકીમાં તફાવત છે.

ધન્ય છે આશકને જેણે હાકેમી અને આશકીના ઊંડા મર્મને જાણ્યો છે.*



## ગીત પ્રેરે

( ઝૂલણા )

વિશ્વના અંતરે કોણ નાચી રહ્યું?
થેઈથૈ થેઈથૈ કોણ બોલે?
વિવિધ વાદ્યોતણા તાર કો છેડતું?
થાપ પર થાપ દૈ કોણ ડોલે?

વિશ્વની નાડીમાં કોણ ધબકી રહે?
શ્વાસની ધમણને કો' ચલાવે?
પ્રાણનો જામ મારો છલ છલોછલ ભરી,
મર્મ કો એહના હચમચાવે?

કુસુમથી કોમળું વજ્રથી કઠિન યે
બ્રહ્મરસભુવનમાં કોણ હેરે?
સાત સાયર ચઢયા આજ હેલે તહીં
કોણ હું મૂકને ગીત પ્રેરે?

મોહિનીચંદ્ર

---

* પ્રો. અન્વાણીના લેખ ઉપરથી

# કાવ્યમધુ

રામપ્રસાદ પ્રે. બક્ષી

**કવિતા** (સપ્ટેંબર) : પતીલ–કવિતાનો પ્રેમ; ઊર્મિલા દવે–તો પે અજાણ; સુધાંશુ–મહેફિલ; સુરેશ હ. જોષી–પ્રિયાને; પારાશર્ય–પાનખર; રમણિક અરાલવાલા–હૈયાહીણું હૈયું; દેવજી રા. મોઢા–મોટાં બાને.

**કવિતા** (ઑક્ટોબર) : કાલક–સ્વ. કવિવર ટાગોરને;......બસ ચહે; સ્નેહરશ્મિ–ભજન; જીવણલાલ દવે–તાજમહેલમાં; જયાનન્દ દવે–સમાધિભંગ; પ્રજેશ પરીખ–એક અવાચક રાતને આરે.

**પ્રસ્થાન** (અષાઢ–શ્રાવણ) : શેષ–કવિવર રવીન્દ્રને; નાથાલાલ દવે–સ્વારી; પારાશર્ય–એ પ્રસંગ.

**કુમાર** (સપ્ટેંબર) : પ્રહ્લાદ પારેખ–દિવંગત ગુરુદેવને; દેવજી રા. મોઢા–પંથ બાકી હજો!; પારાશર્ય–ધ્રુવને; દેશળજી પરમાર–આત્મશ્રદ્ધા.

**ઊર્મિ** (જુલાઈ–ઑગસ્ટ) : ત્રિભુવન વ્યાસ–બ્રાહ્મમુહૂર્ત; શચિન ઓઝા–શું કૃષ્ણ જન્મ્યા? વળી કેદખાને? અશોક હર્ષ–અમારો સવાલ.

**સુવાસ** (સપ્ટેંબર) દેવજી રા. મોઢા–હવે.

**શ્રીબોધ** (સપ્ટેંબર) : ગરબા અંક.

કાવ્યની ચારુતાની પ્રતીતિ કાવ્ય વાંચતાં, ગાઇ જોતાં, થાય છે. એ ચારુતાનાં વિધાયક તત્ત્વો–વિચાર, ઊર્મિ, કાવ્યોદ્દેશ; ભાષાશૈલી અને રચનાકૌશલ્ય; એ તત્ત્વોનું પૃથક્કરણ અને ગુણદોષની આંકણી કરીને પ્રથમ પ્રતીતિનું સમર્થન કરવું એ ત્યાર પછીનો ક્રમ છે. કાવ્યમધુનો ઉદ્દેશ મધુનું આસ્વાદન કરાવવાનો છે એ 'કાવ્યમધુ' શબ્દ જ બતાવી આપે છે. એ ઉદ્દેશ સાધવા માટે સારાં કાવ્યો અને તેમાંની ચારુતા તરફ અંગુલિનિર્દેશ કરવો એ પર્યાપ્ત છે. માત્ર પૃથક્કરણ હરપ્રસંગે આવશ્યક નથી.

કવિવર ટાગોરના સ્વર્ગવાસે અનેક કવિઓની શોકઊર્મિને કાવ્યમાં વહેવડાવી છે. આપણી આ નિરીક્ષા દરમિયાન જે ત્રણ કાવ્યો આપણી સમક્ષ છે–કાલકનું, શેષનું અને પ્રહ્લાદ પારેખનું–એ ત્રણે કાવ્યો શોકવૃત્તિને દબાવીને કવિના અમૃતત્વનું દર્શન કરાવે છે.

કાલકનું કાવ્ય સૌથી લાંબું છે–ઉપજાતિની લગભગ ૧૨૦ પંક્તિનું. કવિના અવસાનને કાલકે મંગલ ભવ્યયાત્રા કહેલ છે–શાશ્વત સુરમાલાનું નિમન્ત્રણ થતાં સ્વર્ગંગાને તીરે ઊભી રહેલી 'કો પૂર્ણિમા શી નવ કીર્તિ કલ્પના' નો સત્કાર સ્વીકારવાને આદરેલી કવિવરની મંગલ યાત્રા કહેલ છે. કાવ્યના પાંચ ખંડોમાંના પ્રથમખંડનું વક્તવ્ય વચલા ત્રણ ખંડોમાં કવિની અનન્યસાધનાઓને, ભવ્યતાની માં જતી પણ પણ સંકુલ બનતી અનેક કલ્પનાઓ વડે, વર્ણવી છે: કવિવરે ભારતનો પ્રાચીન જ્ઞાનપ્રવાહ વહેતો કર્યો; કાવ્યગંગાને સમૃદ્ધતર બનાવી; અને આ કાવ્યસૃષ્ટિનો મહાસર્જક પોતે ભારતનાં સ્મારકોનો પણ સ્મારક થયો. આ પ્રકારે કવિવરની મહત્તા ત્રણ ખંડોમાં વર્ણવ્યા પછી છેલ્લા પાંચમા ખંડમાં કવિવર ક્યાં ગયા? એ પ્રશ્નનો ઉત્તર શોધ્યો છે અને કહ્યું છે:–

"હિમાદ્રિનાં ભવ્ય પ્રચંડ શૃંગો
આરોહીને આજ તું નાથ કેરા
જતો મહામન્દિરમાં પૂજાર્થે"

અને કવિવરનું ગાન હિમાદ્રિમાંથી નીકળીને, ગંગાધારા વહીને, સપ્તસમુદ્રમાં ગાજી રહેતું દર્શાવ્યું છે:–

"હિમાદ્રિની કોતરકંદરામાં
ગંગાતણી લોલવિલોલ ઊર્મિએ
સપ્તાબ્ધિનાં અન્તર સ્પન્દનોમાં
આજે મહાગાન સુરમ્ય તારું
ગાજે–જગવી જગકંઠ સ્નેહે!"

તેજોરાશિ રવીન્દ્ર અસ્ત થતાં એમનું તેજ અન્ય કવિતારકોમાં સંક્રાન્ત બને છે:—

"ને સૌ અમે તારકના તમિસ્રમાં
ઝીલી મહાતેજ પ્રદીપ્ત તારું
હૈ તેજવાચા સ્વરશાંત ગાશું
તારી રહજી આજ વસુંધરામે."

કાલકે વિસ્તારથી, અનેક કલ્પનારચિત પ્રતીકો વડે કહ્યું છે તે શેષે સંક્ષેપમાં કહ્યું છે. દર્શનનો અને સમર્પણનો ભેદ સ્વાભાવિક છે. પરતંત્ર અને દીન માનહીન ભારતનો ગૌરવવિકાસ, પ્રાચીન જ્ઞાનનું પુનરુજ્જીવન, વિશ્વવિજયી કાવ્યસર્જન અને કવિઓના પણ પ્રેરણાત્મક કવિ તરીકેનું અનન્ય સ્થાન એ તત્ત્વો શેષે અટલ સંયમી શૈલીમાં, કાલિદાસના 'અજવિલાપ' અને 'રતિવિલાપ' દ્વારા વિખ્યાત થયેલ દ્રાવક લલિતાવૃત્તમાં, રજૂ કર્યાં છે.

કવિના રવીન્દ્ર નામની યથાર્થતા સાધી બતાવતી આ પંક્તિઓ સુંદર છે:—

"વહિ તું ઉદિયો રવિ સમો
પ્રતિભાપત્ર સહસ્ર ભર્ગથી,
તિમિરાવૃત ગૂઢ ગહ્વરો
અજવાળ્યાં વળી દીન આ મુખો,
ઘન થીજી ગયેલ જ્ઞાનને
વહતું ને રસરૂપ તેં કર્યું;
થઈ ઈન્દ્ર નભેથી અર્ઘને
વરસ્યો પશ્ચિમપૂર્વ સેહમાં."

'પ્રકૃતિ' શબ્દના અન્ત્ય લઘુનો ગુરુ ઉચ્ચાર એ સ્થળે પરમ નભાવી લેવો પડે છે એ શેષની કાવ્યકૃતિને શોભતું નથી.

પ્રહ્લાદ પારેખે દિવંગત ગુરુદેવને એક જ ચમત્કારિક તર્કમાં સરલ સુભગ કાવ્યમાં અમરતા અર્પી છે. મૃત્યુને ભોંઠું પાડ્યું છે; મૃત્યુ ખાલી હાથે જાય છે એટલું જ નહિ પણ જેને પોતે લેવા આવેલું તે કવિની વિભૂતિ અનેક માનવીઓમાં પ્રગટ થતી જુએ છે: અને જે તેજથી આકાશનો જ્યોતિર્ગણ ઝગઝગતો ઊડયો છે તે જ તેજથી જળતી કવિની પ્રાણશિખાને એક ફૂંકથી ઓલવી નાખવા મથતું મૃત્યુ હાસ્યાસ્પદ બને છે.

"લાખ લાખ શિખા થૈ ત્યાં પ્રકૃતિ માનવી વિષે;
આવ્યું'તું જિંદગી લેવા, આપી ગયું અમરત્વ એ.

સુના સંધ્યાકાળે વિજન તરુ કેશ પ્રસરમા
રડે શોધી સૂકાં પરણ-દમ માંહે સળવળી
વિંખાયેલી પેલી ગતજીવનની પલ્લવસુધા"

ઊંડી ગ્લાનિનો અનુભવ કરાવતા આ કાવ્યમાં ભાવશુદ્ધિ છે તેટલી જ શબ્દશુદ્ધિ હોત તો ઓર યશસ્વી બનત.

ઊર્મિલા દવેના 'તો યે અજાણ' કાવ્યમાં માનવહૃદયની અજ્ઞેયતાનું વિષાદપૂર્ણ નિરૂપણ છે. જુગજુગની પિછાણ; હૈયાં સાથે ઝૂલ્યાં, સાથે હિલોળ્યાં; નિત્યનાં સહચારી; છતાં—

"માનવીનાં હૈયાં કાં આવાં અજાણ!"

માનવહૃદયની Sealed book જેવી નિતાન્ત અજ્ઞેયતા—માનસ-શાસ્ત્રનું એ સનાતન તત્ત્વ—એ આ કાવ્યનું તાત્પર્ય હોય એવી પ્રતીતિ ઊપજતાં આવા શાશ્વત સત્યને સાદાઈથી પણ અસરકારક રીતે રજૂ કરનાર આ કાવ્ય માટે જે આદર ઊપજે છે તે—છેલ્લી કડી વાંચતાં ઓછો થાય છે. કારણ એક વાર સંવાદી હતાં તે હૈયાં આજે ઉદાસ છે એમ કથતી એ અન્ત્ય કડી કાવ્યતાત્પર્યને સંકુચિત કક્ષામાં મૂકી દે છે એટલે એ કડી ન હોત તો વધારે સારુ થાત એમ મને લાગે છે.

"હૈયાહીણું હૈયું" કાવ્યમાં રમણિક અરાલવાળાએ વિખૂટા હૈયાની વ્યથા પંક્તિએ પંક્તિએ ઉતારી છે. સહિયારી—સુખિયારી સફર મઝધારે નૌકા ભાંગી છતાં અધૂરી રહે છે; પ્રિયા નવલ નાવડીમાં સરતી અદૃષ્ટમાં અદૃષ્ટ બને છે. પુરુષ ભગ્ન નાવના ટુકડા ગણતો ફરે છે, ભાવિ સફરો માટે સંગ્રેલી સામગ્રી પ્રિયાએ નવી નૌકામાં લાદી, એમાં ભાર ન પડ્યો અને (પુરુષ પૂછે છે)

"તારા હમગે ઊછળ્યું, તારા રુદન સંગે રડ્યું,
તુજ શું રમ્યુ, તુજ શું ભમ્યુ, તુજમાં શમ્યું,
એ માહરું હૈયાહીણું હૈયુ તને ભારે પડ્યુ?
કે એ જ એક વિછોડિયું?"

"સુધાંશુ"નું 'મહેફિલ' કાવ્ય પૂરું સમજાતુ નથી. કોઈ સમજાવે ને સમજાય તો ભલે. સમજાય છે તે આટલું જ—સનમ ગોઠડી કરવા સનકારા કરે છે, મંઝિલમાં પ્યાલી નથી, બત્તી નથી, સ્વાગત નથી, સ્મિત નથી. મિજલસમાં અંધારું છે—પણ તેની દરકાર નથી. અણુદીપ પેટાવાય, પ્યાલામાં સ્મિત ભરાય, તો બસ છે. આટલો

"..... કદીક તું જ સંજીવની સુધા
નવોલ્લાસે હૈયું મુદિત કરી દેશે વિપળમાં"

આ ત્રણે કાવ્યોમાં પ્રિયા કે સનમના તાદાત્મ્ય નિર્ણયમાં વ્યંજનાને અવકાશ રહે છે. વ્યંગ્યાર્થ લેવો હોય તો લઈ શકાય છે.

દેવજી રા. મોઢાનું 'મોટાં બાને' કાવ્ય મોટાં મા પ્રતિ પૂજ્યભાવ ઉપજાવે છે. આપત્તિઓ સહીને બાળકોના સુખની જોગવાઈ કરતાં નિરાંતે બેસવાની ઘડી આવી ત્યારે પણ નવી અણુધારી આફતનો ઘા સ્હામી છાતીએ સહી લેતાં બા શિરસાવન્દ્ય બને છે. કાવ્યમાં 'બા' સંબોધન વ્હાલભર્યું કોમલતામય છે. થોડાક શબ્દોનું ઉચ્ચારણ, છંદ ખાતર, બગડ્યું છે.

સ્નેહરશ્મિનું 'ઇજન' એ કાવ્યમાં "એના" આગમનની આર્તપ્રતીક્ષા રજૂ કરવા માટે ગેયસ્વરૂપ સ્વીકારાયું છે તેથી વિષય અને વૃત્તનો સુમેળ થયો છે. સમીસાંજનું ઇજન દીધું છે, હવે મધરાત વીતી જાય છે, આંખ નિદ્રાથી ઢળે છે—છતાં એ આવ્યા નહિ," "આસન એનું ખાલી સખિ!" અત્યન્ત મુલાયમ ભાવ છે અને મુલાયમ સમર્પણ છે. પણ આ નાજુક મનોભાવને ઓથે પ્રભુદર્શનની ગંભીર ઝંખના છૂપાઈ રહી છે.

'એની પદરજ તારકઅંગ અડી "એ પંક્તિ ભવ્યતાને સ્પર્શે છે. "વીણવાં ઉરની ક્યારી થકી ફૂલ ફૂલાં" એ પંક્તિને અંગે ઉરની ક્યારીનાં ફૂલ તે ક્યાં? એ પ્રશ્નનો ઉત્તર સ્હેલાઈથી આપી શકાતો નથી.'

જીવણલાલ દવેનું "તાજમહેલમાં" કાવ્યમાં તાજમહેલની મુલાકાતનુ ભાવપ્રધાન વર્ણન છે. પણ મુખ્ય વક્તવ્ય વર્ણનગત ભાવથી જુદું છે. જોનારની આવી ભાવમયતાને પણ ઉપાલમ્ભ આપે તેવો, ત્યાં આવેલી ચડેલી વિદેશી બ્હેનોનો અશ્રુપર્યવસાયી ઊર્મિ—ઉદ્રેક, એ આ કાવ્યનું વક્તવ્ય છે.

"અમે જે દૂરથી જોતા જરાયે પલળ્યા વિના.
એમને વસ્તુ તે જોતાં થયું દુઃખ ઉરે ત્યહીં,
જોતાં વસ્તુ રડે હૈયું એ પ્રાપ્તિ નજીવી નહીં."

ક્યાંક ક્યાંક અ-કાવ્યોચિત શબ્દ; ક્યાંક ક્યાંક છંદોભંગ: અને અનેક સ્થળે છન્દ ખાતર શબ્દોચ્ચાર પર બળાત્કાર આ ક્ષતિઓથી, વિચાર અને ઊર્મિના સમર્પણમાં પ્રકટ થતી, અપરિપક્વતાનો વિશેષ પુરાવો મળે છે.

# કાવ્યમધુ

રામપ્રસાદ પ્રે. બક્ષી

**કવિતા** (સપ્ટેંબર) : પતીલ–કવિતાનો પ્રેમ; ઊર્મિલા દવે–તો યે અજાણુ; સુધાંશુ–મહેફિલ; સુરેશ હ. જોષી–પ્રિયાને; પારાશર્ય–પાનખર; રમણિક અરાલવાલા–હૈયાહીણું હૈયું; દેવજી રા. મોઢા–મોટાં બાને.

**કવિતા** (ઑક્ટોબર) : કાલક–સ્વ. કવિવર ટાગોરને;......બસ ચહે; સ્નેહરશ્મિ–ઇજન; જીવણલાલ દવે–તાજમહેલમાં; જયાનન્દ દવે–સમાધિભંગ; પ્રસેશ પરીખ–એક અવાચ્ય રાતને આરે.

**પ્રસ્થાન** (અષાઢ–શ્રાવણ) : શેષ–કવિવર રવીન્દ્રને; નાથાલાલ દવે–સ્વારી; પારાશર્ય–એ પ્રસંગ.

**કુમાર** (સપ્ટેંબર) : પ્રહ્લાદ પારેખ–દિવંગત ગુરુદેવને; દેવજી રા. મોઢા–પંથ બાકી હજો!; પારાશર્ય–ધ્રુવને; દેશળજી પરમાર–આત્મશ્રદ્ધા.

**ઊર્મિ** (જુલાઈ–ઑગસ્ટ) : ત્રિભુવન વ્યાસ–બ્રાહ્મમુહૂર્ત; શચિન્ ઓઝા–શું કૃષ્ણ જન્મ્યા! વળી કેદખાને? અશોક હર્ષ–અમારો સવાલ.

**સુવાસ** (સપ્ટેંબર) દેવજી રા. મોઢા–હવે.

**શ્રીબોધ** (સપ્ટેંબર) : ગરબા અંક.

કાવ્યની ચારુતાની પ્રતીતિ કાવ્ય વાંચતાં, ગાઇ જોતાં, થાય છે. એ ચારુતાનાં વિધાયક તત્ત્વો–વિચાર, ઊર્મિ, કાવ્યોદ્દેશ; ભાષાશૈલી અને રચનાકૌશલ્ય; એ તત્ત્વોનું પૃથક્કરણ અને ગુણદોષની આંકણી કરીને પ્રથમ પ્રતીતિનું સમર્થન કરવું એ ત્યાર પછીનો ક્રમ છે. કાવ્યમધુનો ઉદ્દેશ મધુનું આસ્વાદન કરાવવાનો છે એ 'કાવ્યમધુ' શબ્દ જ બતાવી આપે છે. એ ઉદ્દેશ સાધવા માટે સારાં કાવ્યો અને તેમાંની ચારુતા તરફ અંગુલિનિર્દેશ કરવો એ પર્યાપ્ત છે. માત્ર પૃથક્કરણ હરપ્રસંગે આવશ્યક નથી.

કવિવર ટાગોરના સ્વર્ગવાસે અનેક કવિઓની શોકઊર્મિને કાવ્યમાં વહેવડાવી છે. આપણી આ નિરીક્ષા દરમિયાન જે ત્રણ કાવ્યો આપણી સમક્ષ છે–કાલકનું, શેષનું અને પ્રહ્લાદ પારેખનું–એ ત્રણે કાવ્યો શોકવૃત્તિને દબાવીને કવિના અમૃતત્વનું દર્શન કરાવે છે.

કાલકનું કાવ્ય સૌથી લાંબું છે–ઉપજાતિની લગભગ ૧૨૦ પંક્તિનું. કવિના અવસાનને કાલકે મંગલ ભવ્યયાત્રા કહેલ છે–શાશ્વત સુરમાલાનું નિમન્ત્રણ થતાં સ્વર્ગંગાને તીરે ઊભી રહેલી 'કો પૂર્ણિમા શી નવ [illegible] કલ્પના' નો સત્કાર સ્વીકારવાને આદરેલી કવિવરની મંગલ [illegible]ત્રા કહેલ છે. કાવ્યના પાંચ ખંડોમાંના પ્રથમખંડનું વક્તવ્ય વચલા ત્રણ ખંડોમાં કવિની અનન્યસાધનાઓને, ભવ્યતાની [illegible]દશામાં જતી પણ પણ સંકુલ બનતી અનેક કલ્પનાઓ વડે, વર્ણવી છે: કવિવરે ભારતનો પ્રાચીન જ્ઞાનપ્રવાહ વહેતો કર્યો; કાવ્યગંગાને સમૃદ્ધતર બનાવી; અને આ કાવ્યસૃષ્ટિનો મહાસર્જક પોતે ભારતનાં સ્મારકોનો પણ સ્મારક થયો. આ પ્રકારે કવિવરની મહત્તા ત્રણ ખંડોમાં વર્ણવ્યા પછી છેલ્લા પાંચમા ખંડમાં કવિવર ક્યાં ગયા? એ પ્રશ્નનો ઉત્તર શોધ્યો છે અને કહ્યું છે:–

"હિમાદ્રિનાં ભવ્ય પ્રચંડ શૃંગો
આરોહીને આજ તું નાથ કેરા
જતો મહામન્દિરમાં પૂજાર્થે"

અને કવિવરનું ગાન હિમાદ્રિમાંથી નીકળીને, ગંગાદ્વારા વહીને, સપ્તસમુદ્રમાં ગાજી રહેતું દર્શાવ્યું છે:–

"હિમાદ્રિની કોતરકંદરામાં
ગંગાતણી લોલવિલોલ ઊર્મિએ
સપ્તાબ્ધિના અન્તર સ્પન્દનોમાં
આજે મહાગાન સુરમ્ય તારું
ગાજે–ગજાવી જગકંઠ સ્નેહે!"

તેજોરાશિ રવીન્દ્ર અસ્ત થતાં એમનું તેજ અન્ય કવિતારકોમાં સંક્રાન્ત બને છે:—

"ને સૌ અમે તારકશા વમિત્રમાં
ઝીલી મહાતેજ પ્રદીપ્ત તારું
સૌ તેજવાચ્યા સ્વરપાત ગાશું
તારી સ્મૃતિ આજ વસુંધરાએ."

કાલકે વિસ્તારથી, અનેક કલ્પનારચિત પ્રતીકો વડે કહ્યું છે તે શેષે સંક્ષેપમાં કહ્યું છે. દર્શનનો અને સમર્પણનો ભેદ સ્વાભાવિક છે. પરતંત્ર અને દીન માનહીન ભારતનો ગૌરવવિકાસ, પ્રાચીન જ્ઞાનનું પુનરુજ્જીવન, વિશ્વવિજયી કાવ્યસર્જન અને કવિઓના પણ પ્રેરણાત્મક કવિ તરીકેનું અનન્ય સ્થાન એ તત્ત્વો શેષે અટલ સંયમી શૈલીમાં, કાલિદાસના 'અજવિલાપ' અને 'રતિવિલાપ' દ્વારા વિખ્યાત થયેલ દ્રાવક લલિતાવૃત્તમાં, રજૂ કર્યાં છે.

કવિના રવીન્દ્ર નામની યથાર્થતા સાધી બતાવતી આ પંક્તિઓ સુંદર છે:—

"વહિ તું ઉદિયો રવિ સમો
પ્રતિભાપક્ષ સહસ્ર બર્ગથી,
તિમિરાવૃત ગૂઢ ગહ્વરો
અજવાળ્યાં વળી દીન આ મુખો,
ધન થીજી ગયેલ જ્ઞાનને
વહતું ને રસરૂપ તેં કર્યું;
થઈ ઇન્દ્ર નભેથી ગર્જીને
વરસ્યો પશ્ચિમપૂર્વ ક્ષેત્રમાં."

'પ્રકૃતિ' શબ્દના અન્ત્ય લઘુનો ગુરુ ઉચ્ચાર એ સ્થળે પરમ નભાવી લેવો પડે છે એ શેષની કાવ્યકૃતિને શોભતું નથી.

પ્રહ્લાદ પારેખે દિવંગત ગુરુદેવને એક જ ચમત્કારિક તર્કમાં સરલ સુભગ કાવ્યમાં અમરતા અર્પી છે. મૃત્યુને ભોંઠું પાડ્યું છે; મૃત્યુ ખાલી હાથે જાય છે એટલું જ નહિ પણ જેને પોતે લેવા આવેલું તે કવિની વિભૂતિ અનેક માનવીઓમાં પ્રગટ થતી જુએ છે: અને જે તેજથી આકાશનો જ્યોતિર્ગણ પ્રજ્વલતો ઊડયો છે તેજ તેજથી જગની કવિની પ્રાણશિખાને એક ફૂંકથી ઓલવી નાખવા મથતું મૃત્યુ હાસ્યાસ્પદ બને છે.

"લાખ લાખ શિખા થૈ ત્યાં પ્રકૃતિ માનવી વિષે;
આવ્યું'તું જિંદગી લેવા, આપી ગયું અમરત્વ એ.

"હજી હૈયું મારું અનિલ સહ શૈશવસ્મરણમાં
સુના સંધ્યાકાળે વિજન તરુ કેરા પ્રસરમાં
રહે શોધી સૂકાં પરણ–ઢગ માંહે સળવળી
વિંખાયેલી પેલી ગતજીવનની પલ્લવસુધા"

ઊંડી ગ્લાનિનો અનુભવ કરાવતા આ કાવ્યમાં ભાવશુદ્ધિ છે તેટલી જ શબ્દશુદ્ધિ હોત તો ઓર યશસ્વી બનત.

ઊર્મિલા દવેના 'તો યે અજાણ્યું' કાવ્યમાં માનવહૃદયની અજ્ઞેયતાનું વિષાદપૂર્ણ નિરૂપણ છે. જુગજુગની પિછાણ; હૈયાં સાથે ઝૂલ્યાં, સાથે હિલોળ્યાં; નિત્યનાં સહચારી; છતાં—

"માનવીનાં હૈયાં કાં આવા અજાણ્યાં!"

માનવહૃદયની Sealed book જેવી નિતાન્ત અજ્ઞેયતા–માનસશાસ્ત્રનું એ સનાતન તત્ત્વ–એ આ કાવ્યનું તાત્પર્ય હોય એવી પ્રતીતિ ઊપજતાં આવા શાશ્વત સત્યને સાદાઈથી પણ અસરકારક રીતે રજૂ કરનાર આ કાવ્ય માટે જે આદર ઊપજે છે તે–છેલ્લી કડી વાંચતાં ઓછો થાય છે. કારણ એક વાર સંવાદી હતાં તે હૈયાં આજે ઉદાસ છે એમ કથતી એ અન્ત્ય કડી કાવ્યતાત્પર્યને સંકુચિત કક્ષામાં મૂકી દે છે એટલે એ કડી ન હોત તો વધારે સારુ થાત એમ મને લાગે છે.

"હૈયાહીણું હૈયું" કાવ્યમાં રમણિક અરાલવાળાએ વિખૂટા હૈયાની વ્યથા પંક્તિએ પંક્તિએ ઉતારી છે. સહિયારી–સુખિયારી સફર મઝધારે નૌકા ભાંગી છતાં અધૂરી રહે છે; પ્રિયા નવલ નાવડીમાં સરતી અદૃષ્ટમાં અદૃષ્ટ બને છે. પુરુષ ભગ્ન નાવના ટુકડા ગણતો ફરે છે, ભાવિ સફરો માટે સંચેલી સામગ્રી પ્રિયાએ નવી નૌકામાં લાદી, એમાં ભાર ન પડ્યો અને (પુરુષ પૂછે છે)

"તારા ઉમંગે ઊછળ્યું, તારા રુદન સંગે રડ્યું,
તુજ શું રમ્યું, તુજ શું ભમ્યું, તુજમાં શમ્યું,
એ માહરું હૈયાહીણું હૈયું તને ભારે પડ્યું ?
કે એ જ એક વિછોડિયું ?"

"સુધાંશુ"નું 'મહેફિલ' કાવ્ય પૂરું સમજાતું નથી. કોઈ સમજાવે ને સમજાય તો ભલે. સમજાય છે તે આટલું જ–સનમ ગોઠડી કરવા સનકારા કરે છે, મંઝિલમાં પ્યાલી નથી, બત્તી નથી, સ્વાગત નથી, સ્મિત નથી. મિજલસમાં અંધારું છે–પણ તેની દરકાર નથી. પ્રણયદીપ પેટાવાય, પ્યાલામાં સ્મિત ભરાય, તો બસ છે. આટલી

" . . . . . કહીં તુ જ સંજીવની સુધા
નવોલ્લાસે હૈયું મુદિત કરી દેશે વિપળમાં"

આ ત્રણે કાવ્યોમાં પ્રિયા કે સનમના તાદાત્મ્ય નિર્ણયમાં વ્યંજનાને અવકાશ રહે છે. વ્યંગ્યાર્થ લેવો હોય તો લઈ શકાય છે.

દેવજી રા. મોઢાનું 'મોટાં બાને' કાવ્ય મોટાં મા પ્રતિ પૂજ્યભાવ ઉપજાવે છે. આપત્તિઓ સહીને બાળકોના સુખની જોગવાઈ કરતાં નિરાંતે બેસવાની ઘડી આવી ત્યારે પણ નવી અણધારી આફતનો ઘા સ્હામી છાતીએ સહી લેતાં બા શિરસાવન્દ્ય બને છે. કાવ્યમાં 'બા' સંબોધન વ્હાલભર્યું કોમલતામય છે. થોડાક શબ્દોનું ઉચ્ચારણ, છંદ ખાતર, બગડ્યું છે.

સ્નેહરશ્મિનું 'ઇજન' એ કાવ્યમાં "એના" આગમનની આર્તપ્રતીક્ષા રજૂ કરવા માટે ગેયસ્વરૂપ સ્વીકારાયું છે તેથી વિષય અને વૃત્તનો સુમેળ થયો છે. સમીસાંજનું ઇજન દીધું છે, હવે મધરાત વીતી જાય છે, આંખ નિદ્રાથી ઢળે છે–છતાં એ આવ્યા નહિ," "આસન એનું ખાલી સખિ!" અત્યન્ત મુલાયમ ભાવ છે અને મુલાયમ સમર્પણ છે. પણ આ નાજુક મનોભાવને ઓથે પ્રભુદર્શનની ગંભીર ઝંખના છૂપાઈ રહી છે.

'એની પદરજ તારકઅંગ અડી "એ પંક્તિ ભવ્યતાને સ્પર્શે છે. "વીણવાં ઉરની ક્યારી થકી ફૂલ કૂણાં" એ પંક્તિને અંગે ... ઉરની ક્યારીનાં ફૂલ તે ક્યાં? એ પ્રશ્નનો ઉત્તર સ્હેલાઈથી આપી શકાતો નથી.'

જીવણલાલ દવેનું "તાજમહેલમાં" કાવ્યમાં તાજમહેલની મુલાકાતનું ભાવપ્રધાન વર્ણન છે. પણ મુખ્ય વક્તવ્ય વર્ણનગત ભાવથી જુદું છે. જોનારની આવી ભાવમયતાને પણ ઉપાલમ્ભ આપે તેવો, ત્યાં આવેલી અડેલી વિદેશી બહેનોનો અશ્રુપર્યવસાયી ઊર્મિ–ઉદ્રેક, એ આ કાવ્યનું વક્તવ્ય છે.

"અમ જે દૂરથી જોતા જરાયે પલળ્યા વિના.
એમન વન્દ્યુ ત જોતાં થયું દુઃખ ઉરે ત્યહીં,
જોતા વસ્તુ રડે હૈયું એ પ્રાપ્તિ નજીવી નહીં."

ક્યાંક ક્યાંક અ–કાવ્યોચિત શબ્દ; ક્યાંક ક્યાંક છંદોભંગઃ અને અનેક સ્થળે છન્દ ખાતર શબ્દોચ્ચાર પર બળાત્કાર આ ક્ષતિઓથી, વિચાર અને ઊર્મિના સમર્પણમાં પ્રકટ થતી, અપરિપક્વતાનો નિ[illegible] પુરાવો મળે છે.

જયાનન્દ દવેનુ કાવ્ય 'સમાધિભગ' તર્કમૂલક છે સન્ધ્યાની શોભા નિહાળતો આગમી નિસર્ગની નિર્જનતા વટાવીને શહેર ફરી સડકો પર પહોચ્યો ત્યા અધારુ દૂર કરવા માટે પ્રત્યેક સ્થભે પ્રગટતા વીજળીના દીવા દીઠા એને પ્રશ્ન થયો—

"પ્રદીપ આ સર્વ તજો પ્રકાશ
ક્રીડા શી રીતે લુપ્ત થાતા
હશે દિને ?

અને પ્રદીપો ઉત્તર આપે છે અમે દિનભર સમાધિસ્થ હતા પરતુ ઇર્ષાળુ સુરેન્દ્ર શા વિધિએ રાત્રિ અપ્સરા મોકલીને અમારી સમાધિનો ભગ કર્યો આ તર્કની, એ તર્કના ઉત્પાદક પ્રશ્નની પ્રસ્તાવનારૂપે સન્ધ્યાનુ રગમય અને શાન્તગભીર ચિત્ર અપાયુ છે વૃત્તશુદ્ધિ અને શબ્દશુદ્ધિનો સુભગ સમન્વય છે

"એક અવાચક રાતને આરે'મા પ્રજ્ઞેશ પરીખ કહે છે કે વગડો તુલસીવન, વડલો, પાનાનાં ગીત બોર ને ખારેક, હરણા, ઝરણાનાં ગીતો, એ બધુ અમે ભૂલવા બેઠા છીએ

"હસી હસી વનને ય હસાવતા એવા આવળના ફૂલને છાડી
કાગળના ફૂલ સૂઘવા બેઠા
જાગવુ ભૂલીને ઊઘવા બેઠા
આજે અમે બધુ ભૂલવા બેઠા"

કાવ્ય વર્ણનભર્યું અને સામાન્ય કોટિનુ છે

"જમણી કોર મહાનદી હાકતી' એ પક્તિ લયને હફાવે છે ગાનાર લાબીટૂકી શ્રુતિઓની ઊથલપાથલનુ જાદુ જાણતો હોય અને આ ગીતને ગાઇ શકે તો તે જુદી વાત છે

"બસ ચાહુ" એ કાવ્યમા સ્થિતિની અસમાનતાને કારણે નિષ્ફળ થતી, છતા પુરુષ પાસે ટકી રહેતી પ્રેમભાવનાનુ બહુ સામાન્ય આલેખન છે છન્દોભગ એક સ્થળે તો ભયકર બને છે

નાથાલાલ દવેનુ 'સ્વામી' કાવ્ય પ્રભુના અણધાર્યા આગમનથી સ્વાગતની યોગ્ય સજાઇ કરી શકેલા ભક્તની વેદના-વ્યાકુલ હૃદય દશાનો અનુભવ કરાવતા પૂજનસામગ્રીનુ અને પ્રકૃતિએ રચેલા ભવ્ય સત્કારવિધિનુ વર્ણન સુગેય અણીશુદ્ધ ઢાળમાં સમર્પે છે અને પ્રભુની અપાર કરુણામયથી સમાપ્તિ કરે છે—

'ઓરે દયામય! આ કરુણા શી? કર લીધો મુજ ઝાલી
અખના આસુ લૂછી રથમા મને હળવે દીધ બેસારી
રાજા! તારી ભવ્ય સવારી

'સળગી વ્યોમ અટારી' એ શબ્દો હરિહરભટ્ટની પ્રસાદી છે અને કાવ્યવસ્તુ-સમગ્ર સામ્ય ન હોવા છતા-સુન્દરમની 'વિરાટની પગલી'નુ સ્મરણ કરાવે છે કાવ્યમા કોમળ ભક્તિભાવની ભૂમિકા છે અને ભવ્ય તત્ત્વના જરીબુટ્ટા છે

પારાશર્યનુ 'એ પ્રસગ' કાવ્ય ગિરિ, તળાવ, વનરાજિ, શિશિરનો સંધિકાળ પૂર્ણિમાનો મયક, ઉન્મદ કોકિલનો કુહુરવ, ઇત્યાદિ ઉદ્દીપન સામગ્રીથી જાગ્રત થતા સ્નેહકૌતુકને એક વિરલ હૃદયસ્પદનરૂપે રજૂ કરીને એ પ્રસગના સ્મરણની આર્દ્રતામા તથા ફરી એ રસાનુભવ થશે કે નહિ એ શકાગ્રસ્તતામા સમાપ્ત થાય છે પુષ્પિતાગ્રાવૃત્તનો પ્રયોગ સારો છે પણ સસ્કૃત યા તો તત્સમ શબ્દોનુ ઉચ્ચારતત્ત્વ સાચવવુ જ્યાએ મુશ્કેલી ઊભી કરે છે ઉદ્દીપનવિભાવરૂપ પ્રકૃતિનુ વર્ણન પ્રસાદમય છે

"ધ્રુવને" સૉનેટમા પારાશર્યે છદ અને શબ્દાવલિનો સવાદ વિશેષ સફળતાથી સાધ્યો છે—'સુનીતિસુત' બદ કરતા

અષ્ટક બ્રહ્માડમા બધુ ઘૂમે છે-એક ધ્રુવ અવિચલ છે એ ધ્રુવ તે અલિપ્ત, અવિરત સચ્ચિદાનદ દીપ જેને હૈયે ઝગે છે તેવો સુનીતિસુત, કવિને પણ એ સ્થૈર્યની વાછના છે

ષટ્ક કિન્તુ કવિને નસીબે અનવરત ઘૂમવાનુ છે, પરમ આદર્શને પહોચવુ છે, ધ્રુવ એનુ લક્ષ્ય છે ધ્રુવની સ્થિરતા પ્રાણમા રોપુ-પછી ભલે રઝળવુ રહે

'તુ જેવો પ્રાણ રોપુ અકૂ પછી તુચ્છ છે સ્થૈર્ય અન્ય
છો મારે લાખ તારા સમ રઝળવુ સોહ્યઠ આદર્શ પન્થ'

દઢતાની, અડગનિશ્ચયની, પ્રતીતિ કરાવે અને શ્રદ્ધા ઉપજાવે છે એ આ કાવ્યની સફળતા છે

એવુ જ પુરુષાર્થબોધક કાવ્ય છે દેશળજી પરમારનુ 'આત્મશ્રદ્ધા'— નામનુ મૌક્તિક જેવુ સુવૃત્ત મુક્તક એ આખુ આપુ છુ

"છે પ્હાડ ઊચો, ખડકો કઠોર
ટૂકો અઝુમી, પગથીય ઝાખી,
ને ખીણ ઊડી: પણ વીર યાત્રી!
ડગે થવુ છે દઢ ને ચકોર
આતરદૃષ્ટિ કરી નીરખ ત્યા જો હસે આત્મશ્રદ્ધા"

'ડગે થવુ છે દઢ ને ચકોર" એ તો સારો મુદ્રાલેખ બને

દેવજી ર મોઢાએ "પથ બાકી હજો" કાવ્યમા વિપત્તિને પડકાર કરીને અખૂટ પથની માગણી કરી છે ભાતુ, પાણી પથીનો સાથ સૂરજ ને પવન એ કાઇએ ભલે ન હો માર્ગમા કટક હો, વિપત્તની ઝાડી વરસો-પણ

"સઘળુ છો ખૂટતુ, ખૂટ ન પથ એક
એટલી જ વાત તવ કરુણા હજો,
એક મારો પથ હજી બાકી હજો"

પ્રયાણની આરાધના માટે મશહૂર બનેલી અગ્રેજી કવિતાનુ સ્મરણ કરાવતુ આ કાવ્ય જેટલુ સરલ છે તેટલુ સુગેય છે તે ઉપરાંત સવાદીવર્ણોની મધુર મિલાવટથી શબ્દસગીત સાધી શક્યુ છે

લાબા વખાણથી જે પ્રશસા થઇ શકે તેનાથી વિશેષ પ્રશસાબળ કદાચિત એક ઉદ્ગારમા રહે છે શ્રી ત્રિભુવન ગૌ વ્યાસના 'બ્રાહ્મ મુહૂર્ત' કાવ્યની શિષ્ટ સસ્કારમય વાણી અને વિમલ વૃત્તરચના માટે આવુ જ કાંઈ કરવાની વૃત્તિ થાય છે વૃત્ત અને વાણી પર કોઇક કવિ એવુ પ્રભુત્વ દર્શાવે કે આપમેળે સ્વાભાવિક રીતે વહેતા લયવહનમા ઘસડાતો ગુરુલઘુની સુશ્લિષ્ટ વ્યવસ્થાથી તાલમા તાલ મેળવતો, સામસામા પડઘા પાડતા અનુપ્રાસોથી રસસગીત માણતો વાચક અઘરી ભાષાને પણ વગર ફરિયાદે સ્વીકારે છે 'બ્રાહ્મમુહૂર્ત' કાવ્યની ભાષા સસ્કૃતાવલબી છે, પણ અઘરી તો નથી, એટલે એની ગુણવત્તા વિશેષ દીપે છે પક્તિએ પક્તિમા સગીત છે, શબ્દના જાદુ છે ઉદાહરણ આખુ કાવ્ય એમાં વાનગી આ રહી—

અકાદ કેકા તરુપટાથી શ્રવણ સુખકર વિસ્તરે
ને કોઇ કોકિલ ત્વરિત કુહુરવ જગીને મ જુવ કરે'

ભને કાવ્ય પ્રાધાન્યે વર્ણનાત્મક છે ગણુ વૃત્ત અને વાણીનો મેળ સાધવા અને પ્રસાદ પામવા વલખા મારતા કલ્પનાન્કાો કરતા આના વર્ણનમાચ્યા સાગ

શશિન્ ઓઝા "શું કૃષ્ણ જન્મ્યાં ? વળી કેદખાને ?" એ કાવ્યશીર્ષક બનેલો પ્રશ્ન પૂછીને-કૃષ્ણજન્મના સમયનું, ઉદ્દેશનું, વર્ણન આપીને-પ્રશ્નનો ઉત્તર આપે છે કે હર્મ્યમાં, સુનક્ષત્રમાં કે કુલીન-ઉદરે જન્મવાથી જ મહત્તા નથી મળતી. તર્ક ચતુરાઈભર્યો છે પણ કાવ્યકલા સિદ્ધ નથી. વિચારની અને વાણીની સામગ્રી વિપુલ છે, પણ શબ્દ અને છન્દ એ કાવ્યશરીરને કસવાની જરૂર છે.

અશોક હર્ષના 'અમારો સવાલ' કાવ્ય પરત્વે પણ એ જ કહેવું આવશ્યક લાગે છે. કાવ્યનો વિષય આ છે. આજે ભલે અમે વીરરસથી ધરતી ન ધ્રુજાવીએ, પણ એ અમારું કલૈબ્ય નથી અમે યુદ્ધવીર ક્ષત્રિયોના વંશજો છીએ. પણ આજે અમે હિંસાના વિરોધી બન્યા છીએ. આજે યુયુત્સુઓના વંશજો અમે, તમને યુયુત્સુઓને પૂછીએ છીએ: "માનવ્યનું મૂલ્ય પ્રઘાત માનશો ?" માનવતાનું મૂલ હિંસા કૌશલથી કરશો ?"

કાવ્યના બહિરંગ માટે જરાક વિશેષ કાળજીની જરૂર હતી.

'હવે', દેવજી રા. મોઢાનું સૉનેટ, પૃથ્વીછંદનો સફળ પ્રયોગ-બતાવે છે. સફળ એટલા માટે કે ક્યાંય (દશમી પંક્તિમાંના 'શીતળ' સિવાય ક્યાંય) ગુરુલઘુનું વ્યતિક્રમણ થયું નથી, ત્રણ લઘુશ્રુતિઓ મેળવવા માટે 'કલ્પના'નું 'કલપના' કરવા જેવો અનુચિત સંયોગ-વિશ્લેષ કરવો નથી પડ્યો; યતિભંગ નથી થયો; ખૂટતી એકાદ લઘુશ્રુતિ પૂરી કરવા ખાતર 'ય' કે 'જ' જેવા એકાક્ષરી શબ્દનો અનાવશ્યક ઉપયોગ નથી કરાયો; અને ભાષા-પૃથ્વીછંદમાં બનવા સંભવ છે તેવી-સંસ્કૃતપ્રચુર નથી બની. અષ્ટકના પહેલા શ્લોકમાં વિદેશવસ્યા મનની વતન જવાની, સ્વજન સહવાસની, ઝંખના અને બીજા શ્લોકમાં મનને મનાવવાના પ્રયત્નોની નિષ્ફળતા દર્શાવી છે. અને ષટ્કમાં વતનમાં જવાની અને પ્રિયજનનું મીઠું સાન્નિધ્ય સાધવાની અશક્યતા અને એથી પરિણમતી નિરાશા અને વિષાદમયતા બતાવી છે. અષ્ટક અને ષટ્કમાં સ્પષ્ટ વિચારક્રાંતિ કે વિચારવિકાસ નથી. પણ કાવ્યનો ઉદ્દેશ-નૈરાશ્ય અને વિષાદનો અનુભવ કરાવવાનો સધાયો છે.

સ્ત્રીબોધનો સપ્ટેંબરનો અંક ગરબા અંક હોઈને જૂનાનવા ગરબાઓની વિપુલ પ્રસાદી રજૂ કરે છે. આ અંકનું સંપાદન શ્રી. મૂળજીભાઈ પી. શાહે કર્યું છે. પોતાની ગરબા અને ગરબા સંમેલનોની અન્વેષણયુક્ત, મનનવાળી, વિસ્તીર્ણ નોંધમાં સંપાદકે કહ્યું છે તેમ "રાસ-ગરબા-ગીતોને પાંચ વિભાગોમાં ગોઠવ્યા છે

૧ પ્રાચીન ગરબા, ૨ લોક ગરબા, ૩ માતાના ગરબા, ૪ રંગભૂમિના ગરબા, ૫ અર્વાચીન ગરબા"

પહેલા ચાર વિભાગોમાં ૩૮ ગરબાઓ છે. છેલ્લા વિભાગમાં લગભગ ૭૫-કે એકાદ કમતી-ગરબાઓ છે. આ અર્વાચીન ગરબા લગભગ એટલા જ કવિઓએ લખેલા છે; વિદ્યમાન પ્રકટ ગરબાઓમાંથી ચૂંટેલાં નથી પણ ખાસ લખાવેલા કે મેળવેલા છે. આ ગરબાઓની ચર્ચા માટે અહીં અવકાશ નથી તેથી ગરબાઅંક માટે સંપાદકને ધન્યવાદ આપીને સંતોષ લઈશું.

# સ મા લો ચ ના

## સફરનું સખ્ય

શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટ, શ્રી મુરલીઠાકુર,
પ્રકાશક કુમાર કાર્યાલય અમદાવાદ,
કિંમત રૂા એક

આ મધ્યસંગ્રહની પહેલી નજરે તરતી વિશિષ્ટતા તો એ બે યુવાન કવિઓના કાવ્યોનો ભેગો સંગ્રહ છે તે છે આ પહેલા શ્રી મુકુન્દ પારાશર્ય' અને શ્રી પ્રબોધના કાવ્યોનો આવો (આથી પણ એક ડગલું આગળ વધતો-વિભાગીકરણ ન કરી કર્તૃત્વ અસ્પષ્ટ રાખતો) એકાદ સંગ્રહ બહાર પડ્યો છે બીજી વિશિષ્ટતા તેના શુદ્ધ સ્વદેશી કાગળો ને સાદાઈને લીધે રજૂ થતા બહિરંગની છે ત્રીજી વિશિષ્ટતા નથી–વિચિત્રતા છે કાવ્યોને મથાળે કાવ્યોના નામો નથી મૂકાયા, વાચકને એ અનુક્રમણિકામા જોવા પડે છે, જે બરાબર નથી

સંગ્રહના આંતરદેહ તરફ વળીએ તો 'સખ્ય' વિભાગના શ્રી હરિશ્ચન્દ્ર ભટ્ટના કેટલાક કાવ્યો—'સખ્ય', અપાવરણ', 'પરબ્રહ્મ' 'જૂહુ કિનારે પૂર્ણિમાએ', 'કન્યાને', 'આશ્લેષ', 'પગલી', 'રાધા' સુંદર છે કવિનો ઈતિહાસપ્રેમ પણ 'ધર્મમગન', 'ઈશુ, 'ધરિત્રી' જેવા કાવ્યખંડોમાથી છતો થાય છે ભાવની મૃદુતા પદલાલિત્ય, સુરેખ ગ્રથન અને વિષયોચિત સરળતા ને પ્રૌઢી આ વિભાગના ઘણા કાવ્યોમા તરવરે છે

બીજો વિભાગ 'સફર' નામક શ્રી મુરલી ઠાકુરનો છે શ્રી ભટ્ટ મધ્યત્વે અગેય વૃત્તોમા પોતાની કવિતાને વહેવા દે છે ત્યારે શ્રી ઠાકુર અગેય વૃત્તો અને ગેય છંદો, એમ બન્નેમા પોતાના ભાવાને ઢાળે છે એમના સુંદર કાવ્યો આટલા —'સ્નેહ', 'સ્વીકાર', 'ઝંખના', 'હાં રે સખી!' 'અજંપ', ને' 'પૂજા', ને બે લીંગીનુ સુંદર સુક્તક 'માતા' પ્રણયનુ નૈરાસ્ય' ને તેમાથી પ્રગટતી એકલતા ને વેદનાનો રાગ 'સફર'ના અગેય વૃત્તબદ્ધ કાવ્યોમા ઝીણો ઝીણો પણ અખંડપણે વહી રહ્યો છે, ને એમ થાય છે એમને જ વિષયનુ કુંડાળુ સાંકડુ બની જાય છે ગેય રચનામા ('કાચો ઘડૂનો દીવો એકાદ અપવાદ બાદ કરતા) હર્ષ, ઉલ્લાસ, ભાવનો આવેગ ને કથનની ઝમક છે

સમગ્ર દૃષ્ટિએ આ સંગ્રહ આપણા કવિતાસાહિત્યમા સારો ઉમેરો કરે છે

પ્રેમશંકર હ ભટ્ટ

## રંગતરંગ ભાગ ૧–૨–૩–૪

લેખક શ્રી જ્યોતીન્દ્ર હ દવે, એમ એ
પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર હવાડિયા ચકલો સુરત
કિંમત દરેક ભાગનો રૂપિયો સવા

ગુજરાતના આ સર્વશ્રેષ્ઠ હાસ્યરસના લેખકની પહેલી કૃતિ, 'અમે બધા' શ્રી ધનસુખલાલ મહેતાના સહકારથી મળી હતી 'અમે બધા' એ તો ગુજરાતી સાહિત્યનુ મહામૂલુ ધન છે શ્રી જ્યોતીન્દ્ર દવેના બે અગાઉ પ્રસિદ્ધ થયેલા ગ્રંથો 'મારી નોંધપોથી' અને 'રંગતરંગ' આજે હાસ્યરસસાહિત્યમા ખૂબ પ્રસિદ્ધ છે એ ગ્રંથો પછી એમણે એમના લખાણોના સંગ્રહ કરીને આ ત્રણ સંગ્રહો બહાર પાડ્યા આ ત્રણ સંગ્રહોથી એમણે 'રંગતરંગ'ના પહેલા ભાગની સાથે ભાગ બીજો, ત્રીજો અને ચોથો જોડી 'રંગતરંગ'ના ચાર ભાગોની હારમાળા આપી

શ્રી જ્યોતીન્દ્ર દવેમા જે હાસ્ય છે તે કેવળ પ્રભુની જ આપેલી બક્ષિસ છે એ માન્યા સિવાય કોઈથી રહી શકાય એમ નથી એમના અનેક લેખોએ માંદાને સાજા કરવામા દવા તરીકે કામ કર્યું છે એમ અનુભવીનો પુરાવો છે એમનુ હાસ્ય સૂક્ષ્મ છે માત્ર સ્થૂળ હકીકત પરથી એઓ હાસ્ય ઉપજાવતા નથી માત્ર હાસ્યાસ્પદ ચિત્ર લઈને જ હસાવતા નથી જીવનનો ગંભીર પ્રશ્ન લઈને પણ એમા હાસ્યરસનુ અનુકૂળ વાતાવરણ લાવી જ્યારે વાચકને ખડખડાટ હસતા કરે ત્યારે જ ગુજરાતના આ અદ્વિતીય હાસ્યરસના લેખકની ખરી શક્તિનો પરિચય આપણને થાય છે એમની ભાષા વિદ્વાનને શોભે એવી શિષ્ટ છે અને શિષ્ટની સાથે જ એ એટલી મિષ્ટ છે તે હાસ્યરસના લેખક માટે ઇષ્ટ છે

આપણા દૈનિક જીવનની અનેક દૃષ્ટિઓથી જોયેલી બાજુઓને એમણે ઝડપી છે એમની દલીલોમાં સત્ય છે સત્ય છે પણ તેની રજુઆત લેખક એવી રીતે કરે છે કે સત્યને પણ અસત્ય ઠરાવવામા એઓ ફાવે છે એમની બીજી નીતિ છે એમની પૂર્તિઓની એક વાક્ય લખ્યા પછી તરત જ લેખક એ વાક્ય અંગે એક પૂર્તિ' એવી આપે કે જેથી વાચક મનનીય વાતાવરણમાથી તરત રમતિયાળ વાતાવરણમા ઊતરે છે એ વાતાવરણનો પલટો જ વાચકને હસાવે કેટલીક જગાએ એમનુ હાસ્ય તથા એમના કટાક્ષો શિષ્ટ શિક્ષિત વ્યક્તિઓ જ માટે રહે છે પણ એની સાથે દરેક વર્ગને એવો હસાવી શકે એટલી સામગ્રી એમના દરેક લેખમા હોય જ છે જેમણે એમને ભાષણમા કે ચર્ચામા સાંભળ્યા હશે તેઓ આ લખાણને વધારે સારી રીતે ન્યાય આપી શકે માત્ર હાસ્ય ઉપજાવવાને માટે જ એઓ વિષયની બહાર જતા નથી એટલુ જ નહિ પણ વિષયનુ વાતાવરણ વિના કારણ બદલતા પણ નથી નિબંધની જેમ એક એક લેખ પોતાનો સ્વતંત્ર વિકાસ સાધે છે

'રંગતરંગના આ ત્રણ ભાગોમા બધા થઈ ચોસઠ લેખો પ્રગટ થયા છે એ ચોસઠ લેખોમા ચોથા ભાગમા આવેલા સોળ લેખો એક સ્વતંત્ર પુસ્તકના મણકા જ છે મુનશીનુ ચિત્ર એમણે ચોથા ભાગમા આલેખ્યુ છે શહેરી જીવનની અનેક દિશાઓમા ડોકિયુ કરીને આપણને બતાવ્યુ છે કેટલીક વસ્તુઓ આપણે જોઈ છે પણ જ્યારે એમણે બતાવી છે ત્યારે તે નવી જ રીતે હાસ્યાસ્પદ થઈ રહી છે હાસ્યરસની સર્જનશક્તિ પણ મર્યાદિત છે છતા યે ગુજરાતના આ લેખકે જે સાત પુસ્તકો આપણને આપ્યા છે તે એમને ગુજરાતી સાહિત્યના ઈતિહાસમા હાસ્યરસના લેખક તરીકે અદ્વિતીય સ્થાન આપે છે એમા શંકા નથી ગુજરાત એમની પાસે હજી યે ઘણી આશા રાખે છે

મ લા દ

# સ્વરધેનુ

[ દરેક અંકમાં એક ગેયગીતનું સ્વરાંકન આપવાનો અમે નિશ્ચય કર્યો છે. આખા ગીતનું સ્વરલેખન તો ખૂબ જ લાંબુ થઇ પડે એટલે એમાં એક સ્થાયી તથા એક અંતરો લીધેલ છે. બાકીના બધા અંતરા એ જ સ્વરથી ગાઇ શકાય છે. ]

## મહદ્ ગુજરાત

[ માઢ ]

તારો સુંદર જન્મ સુજાત
જય જય તારા મહદ ગુજરાત !
તારી ઝીણી ઝરમર ભાત
જય જય તારા મહદ ગુજરાત !
સાગરકંઠ રહંત નિરંતર વતન થકી બહુ દૂર,
જગસંમુખ ઊભેલો અભયે સાહસબલ ભરપૂર;
અહો, તું સાહસબલ ભરપૂર;

અને તું વદતો કુશલની વાત
જય જય તારા મહદ ગુજરાત !
પ્રાણ-પ્રેરણા દંપતીવંતો જીવન ભર દીપ ધૂપ,
સંસ્કૃતિઓમાં હળતોમળતો સોહી રહે નિજ રૂપ;
અહો, તું સોહી રહે નિજ રૂપ;
અને તું સોહાવતો તુજ માત
જય જય તારા મહદ ગુજરાત !
વાણિજ્યે હો પૂર્ણ વિશારદ પૂર્ણ સુખદ સંસાર,
ગૃહગૃહ મહેકો હૃદયપરાગે અમર સુકુલ સહકાર;
અહો, તું અમર વસંત સહકાર;
અને તું કલ્યાણક બન તાત !
જય જય તારા મહદ ગુજરાત !

દેશળજી પરમાર

## સ્વરાંકન

[ શ્રી. દુર્ગાશંકર ત્રિવેદી ]

જાતી ઔડવ
ગાંધાર તથા નિષાદ
વર્જ્ય

રાગ દુર્ગા ત્રિતાલ માત્રા ૧૬

| + | ૨ | ૦ | ૩ |
|---|---|---|---|
| ધા ધીં ધીં ના | ધા ધીં ધીં ના | ના તીં તીં ના | ધા ધીં ધીં ના |

સ્થાયી

| | | | |
|---|---|---|---|
| | તા – રો – | સું – દર | જ – ન્મ સુ |
| | સા ધ઼ સા – | મ રે પ પ | પ – મ પ |
| જા – – ત | જય જય | તા – રા મ | હ દ ગુ જ |
| ધ – – ધ | પ ધ મ પ | સાં – ધ ધ | મ મ રે રે |
| રા – – ત | તા – રી – | ઝી – ણી – | ઝ ર મ ર |
| સા – – સા | સા ધ઼ સા રે સા – | મ રે પ – | પ પ મ પ |
| ભા – – ત | જય જય | તા – રા મ | હ દ ગુ જ |
| ધ – – ધ | પ ધ મ પ | સાં – ધ ધ | મ મ રે રે |
| રા – – ત | | | |
| સા – – સા | | | |

અંતરા

| | | | |
|---|---|---|---|
| | ........ | સા – ગ ર | કં – ઠ ર |
| | | પ ધ મ મ | પ – ધ પ |
| હે – ત નિ | રં – ત ર | વ ત ન થ | કી – બ હુ |
| સાં – સાં સાં | રેં સાં ધ સાં સાં | ધ ધ ધ ધ | સાં – રેં મ |
| દૂ – – – | – – – ર | જ ગ સં – | મૂ – ખ ઉ |
| રેં – સાં – | ધ સાં ધ પ મ મ | પ પ પ – | ધ સ પ ધ |
| ભે – લો – | અ ભ યે – | સા – હ સ | બ લ ભ ર |
| મ – મ – | રે રે સા – | સા રેં રેં રેં | સાં રેં સાં સાં |
| પૂ – ર અ | હો – તું – | સા – હ સ | બ લ ભ ર |
| ધ સાં ધ પ મ મ | રે – પ – | મ ધ ધ ધ | સ મ રે રે |
| પૂ – ર અ | ને – તું – | વ દ તો કુ | શ લ ની – |
| સા – સા સા | રે સા ધ઼ સા – | મ રે પ પ | પ પ મ પ |
| વા – – ત | જય જય | તા – રી મ | હ દ ગુ જ |
| ધ – – ધ | પ ધ સ પ | સાં – ધ ધ | મ મ રે રે |
| રા – – ત | | | |
| સા – – સા | | | |

# ચર્ચાપત્રો

## ટ્રૉકી અને સૉનેટનો છંદ

[ એક ચર્ચા ]

'ગુલે પોલાંડ'માંના 'સૉનેટ' પરના શ્રી. ઉમાશંકરના નિબંધથી આપણે ત્યાં એક અભ્યાસપૂર્ણ નિબંધનો વધારો થયો છે. ગુજરાતીસૉનેટરૂપનાં તથા હિંદની બીજી કેટલીક ભાષાઓમાં પ્રચલિત સૉનેટરૂપનાં લક્ષણો એમણે આપ્યાં છે એટલું જ નહિ પણ જે નમના પરથી આપણે ત્યાં સૉનેટો લખાયાં છે અને લખાય છે એ અંગ્રેજી અને કંઇક અંશે યુરોપીય સૉનેટનાં લક્ષણો પણ એમણે આપ્યાં છે.

એ નિબંધમાં યુરોપીય સૉનેટનાં છંદ અને લક્ષણો વિશે એક સરતચૂક રહી ગઇ છે.

૧. પૃ ૬૦ પર સૉનેટના છંદ વિશે લખતાં શ્રી. ઉમાશંકરે લખ્યુ છે, 'ક્વચિત્ આયમ્બિક ભેગો ત્રણ શ્રુતિના ગણવાળો ટ્રૉકી પણ ઘૂસી જાય.' અંગ્રેજી છંદઃશાસ્ત્રનો કક્કો માત્ર ઘૂંટનાર પણ કહેશે કે ટ્રૉકી નામનો ત્રણ શ્રુતિ વાળો ગણ ક્યાંય વપરાતો નથી, કેમ કે એવો કોઈ ગણ છે જ નહિ. ટ્રૉકી ગણ જ ત્રણ શ્રુતિનો નથી. આયમ્બની માફક એ પણ બે શ્રુતિનો છે, ફરક એટલો કે આયમ્બની શ્રુતિરચના કરતાં એની શ્રુતિરચના ઊલટી છે. આયમ્બમાં પહેલી શ્રુતિ અસ્વરિત અને બીજી સ્વરિત હોય છે ત્યારે ટ્રૉકીમાં પહેલી સ્વરિત અને બીજી અસ્વરિત હોય છે. આયમ્બનો લય ઉન્માર્ગી ત્યારે ટ્રૉકીનો લય અવમાર્ગી. Defy, degree, delay આયમ્બ છે અને former, formless, feature ટ્રૉકી છે. સંજ્ઞામાં આમ સૂચવી શકાય:

આયમ્બ = x i , કે ‿ – { x , = ‿ અસ્વરિતશ્રુતિ,
ટ્રૉકી = i x , કે – ‿ { i , – = સ્વરિતશ્રુતિ

૨. એમની બીજી ભૂલ આયમ્બિક છંદ વિશેની ગેરસમજને લીધે થઇ હોય એમ લાગે છે. પૃ. ૬૧ માંના અંત ભાગે શ્રી. ઉમાશંકર લખે છેઃ "પશ્ચિમનો આયમ્બિક છંદ રાગડા તાણીને ગાવાનો કે લલકારવાનો છંદ નથી. ટૂંકમાં આયમ્બિકમાં વહેતું પદ્ય તે ગેય નહિ પણ પાઠ્ય હોય છે." આ શબ્દો પર ચિહ્ન કરીને શ્રી. ઉમાશંકરે નીચે પાદટીપમાં કવિ નાનાલાલના નીચેના શબ્દો મૂક્યા છે; 'કેટલાક કાવ્યો' ટીકા પૃ. ૫ ઉપર કવિશ્રી નોંધે છે, 'વિયોગ તે ઇટાલિયન શૈલીની સૉનેટ ત્રિપુટી છે. તે શૈલીનાં સૉનેટ ખાસ કરીને સંગીતમય હોય છે અને સંગીતલલિત હોય છે' ને પોતાની નોંધ ઉમેરી છે કે "આ વાત યથાર્થ નથી."

આયમ્બિક કંઈ એક જ છંદનું નામ નથી, છંદોની જાતિનું નામ છે. આયમ્બિક છંદ બે, ત્રણ કે ચાર ગણનો હોય, પાંચનો હોય કે છ કે સાત ગણનો પણ હોય. અંદર અંદર મિશ્રણ પણ કવિઓ છૂટથી કરે છે. 'પશ્ચિમ'ના બધા આયમ્બિક છંદો પાઠ્ય જ છે એવી ખબર તો નથી પણ અંગ્રેજી સૉનેટમાં વપરાતો આયમ્બિક પેંટામીટર તો પાઠ્ય છે જ. પણ તેથી 'પશ્ચિમ'ના બધા આયમ્બિક છંદો પાઠ્ય નથી બની જતા.

વળી ઇટાલિયન સૉનેટો ગાઈ શકાય એવાં છે. "I think the Italian Song or Sonnet could be sung. In any case it could be set to music in terms of musical notation......The Pentameter verse both in Latin and Greek has a peculiar mourning or wailing sound, with a limping halt in the middle and another at the end of the line."[1] ઇટાલિયન સૉનેટ માટે દાન્તે, અને પેટ્રાર્કે આ જ છંદ પસંદ કર્યો હતો. આ છંદમાં લખાયેલાં ઇટાલિયન સૉનેટો સંગીતમય અને સંગીતલલિત હતાં જ નહિ, એમ ન કહી શકાય.

### કરુણકાવ્યોની વિપુલતાઃ એનો અંત ક્યારે?

આપની પત્રિકામાં આવેલાં કાવ્યોમાં કરુણ ભાવવાળાં–અંતઃક્ષોભનાં પરિણામે નીપજેલાં કે પછી કલ્પનાની ખેંચતાણવાળાં–કાવ્યોની સંખ્યા વધારે હોય છે. આપણા કવિજનોએ વિરહો અને વિલાપો ખૂબ લખ્યા છેઃ વિરહ કે વિલાપ લખ્યો ન હોય એવો અર્વાચીન ગુજરાતમાં એક પણ કવિ મને દેખાતો નથી. પણ અતિરેકનું પરિણામ હમેશાં અસંતોષજનક હોય છે એ કારણથી આટલું લખવું પ્રાપ્ત થયું છે. આપણે જીવનમાં પ્રત્યેક ક્ષણે કોઇ ને કોઇ પ્રકારની માનહાનિ અને મનગ્લાનિ અનુભવીએ છીએ જાણે કેસરછોડને કાંટાની વાડમાં નાંખી દીધો હોય એમ મનોદશા બેચેન બની ગઇ હોય છે. શું કવિની ચિત્તસમૃદ્ધિમાં એવી રખડુ બેચેનીને, નકામી નાખુશીને કલ્લોલમાં પલટાવવાની શક્તિ નથી? વિશાળ વિચારદર્શન અને સહિષ્ણુ ચિત્ત એ કવિને માટે બહુ મોટો અલંકાર છે. મહાકવિઓ પણ જીવનની અપાર કરુણા ગાઇ ગયા છે ત્યારે આપણાં કાવ્યાશ્રુ નિર્જીવ શા માટે? હું તો માનું છું કે એ અશ્રુ જગત પ્રત્યેના સહાનુભાવ અને સમભાવ તરફ વળે એમાં જ આપણા કવિજીવનની ઇતિકર્તવ્યતા રહી છે. એટલે એક તરફ જાતનું દુઃખ જાતમાં શમાવવું, તેને પચાવી જવું અને જગતના ગાનરૂપે નિરામયપણે પ્રગટવું; અને એ અર્થે જીવનવૃત્તિ વજ્ર-સરખી રાખીને ઝૂઝવું. કવિજીવનનું આથી વધુ સ્પષ્ટ ધ્યેય બીજું શું હોઈ શકે? બાકી કરુણ કાવ્યભાવદર્શન માટે કલાની પરિભાષા વાપરવી કેટલી તો અજુગતી છે તે જે ડાગ્યો રચતો નથી, દર્દના અસહ્ય દબાણમાં જેમ આંખમાંથી લોહી પાણી થઇને ટપકે છે તેમ લોહી પાણીરૂપે ટપકે છે, એનો જેને અનુભવ છે તે દરેક સારી રીતે જાણે છે જ. કવિચિત્તની સાચી ને કલ્યાણક સમૃદ્ધિ તો કવિતાની લગની છે. રુદન નિરર્થક છે. દરેક છોડ ને જંતુ કેટલા પૌરુષપૂર્વક જીવે છે? અને બીજી જ પળે એના પ્રાણ જાય છે! આપણું ખમીર પણ એ જ છે. કોઇ પણ પરિસ્થિતિમાં આત્મતત્ત્વ બતાવી શકે તે જ કવિ. એને માટે સુરુચિ અને જીવનઅવલોકન માત્ર બસ નથી; આત્મપ્રગટન જ મુખ્ય છે.

જ. ધી.

૧. લેટિન-ગ્રીક ભાષાઓ અને સાહિત્યના વિદ્વાન અભ્યાસી પ્રો- ટકાખાતના પત્રમાંથી.

પ્રકાશક-મુદ્રક: પારેખ શાંતિલાલ છોટાલાલ    શ્રી સરસ્વતી છાપખાનું

વાર્ષિક લવાજમ
રૂપિયો દોઢ
દેશમાં

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

# ક ⋆ વિ ⋆ તા

· તંત્રીઓ ·
ઈન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

વર્ષ ૧ : અંક ૫ | તા. ૧ ડિસેમ્બર ૧૯૪૧ | સળંગ અંક ૫

## બિન્દુ માલા

### ફરી ફરીને

: મન્દાક્રાન્તા :

પાટી લાધી, લખ લખ કર્યું કૈંક વર્ષો સુધી, ને
કોંદિ વેગે, કદિક હળવે, જે સૂઝ્યું તે લખ્યું ત્યાં;
ભૂસ્યું પાછું, નવિન લખવા માંડિયું ભૂલી જૂનું
તો યે આંકો પ્રથમ પડિયા તે હજીયે જતા ના!

ઊર્મિલા દવે

### માનવી

: ઉપજાતિ :

કરી શકે માનવી જે ચહંતો,
જઈ શકે માનવી જ્યાં ચહંતો,
રચી શકે માનવી સૌ ચહંતો,
જો, કલ્પના ને બળ હોય સાથ.

ભગીરથ મહેતા

### વાદળી !

: પૃથ્વી :

જલે સભર વાદળી! ગગનના ગવાક્ષે ચડી
રચે કયમ ભ્રૂભંગ, શા વિદ્યુતના કટાક્ષો વળી?
દીસે વરસવું જ તો, વરસી લે હવે, માનિની!
'પિયુ! પિયુ!' લવી થયો વિવશ દીન આ ચાતક,
અનુનય તણી વધુ હજી ય શી અપેક્ષા તને?

નાથાલાલ દવે

### નેનો એનાં

: મંદા-સ્રગ્ધરા :

નેનો એનાં મૃદુલ મુકુલે એકદા મુગ્ધ કીધાં,
ને અંબોડે સુરભિવહતા રૂપથી સ્થાન લીધાં;
ફેંકી દેતાં પણ મુકુલ એ મ્લાન સૌંદર્ય થાતાં,
ત્યક્તાનાં નેણુલાંમાં ક્ષણભર સર્યાં અશ્રુ બે ઉષ્ણ રાતાં.

નિરાશય પાન્થ

### રે પ્રાપ્તિ તારી !

: સ્રગ્ધરા :

સન્મૂર્તિ તારી પૂજી જટિલ જગતનાં બંધનોને ફગાવી,
પાદો તારા પખાળ્યા હૃદયરસથકી નેન નીચાં નમાવી,
સંસ્કૃતિની સુગંધી તવ સમીપ રહી પાથરી ભક્તિભાવે,
ઊના સુનેત્રસ્રાવે અનુપમ તમને અંજલિ અર્પી નેને,
કસ્તુરી કાવ્યની મેં તવ સુપથપરે પાથરી દીધી પ્રેમે,
સર્વસ્વ સિદ્ધિ મારી ચરણરજમહીં મૂકવા ઊર્મિ જાગી,
તો યે રે! પ્રાપ્તિ તારી મૃગજળ સરખી દૂરને દૂર ભાગી!

રંજનમ્

### એ—

: શાલિની : સ્રગ્ધરા :

નેને જેને આભગાંભીર્ય રે' છે,
ગાલે જેને પુષ્પની રક્તિમા છે,
હૈયે જેને સાગરોના ઉછાળા,
અંગાંગોમાં ચેતનાના ઝગારા,
ગંગોત્રી કાવ્યની એ — અજર અમર રહો
ને વહો ઉર મારા.

રજનીકાન્ત ભટ્ટ

# દેવદાસ

(૧)

ઓ દેવદાસ!
પારુતણા જીવનના પ્રકાશ!
શા શા અરે, અંતરના સુહાસે
શા શા અરે, પ્રેમતણા પ્રકાશે?
બિડાયલી ચંપકની કળીશું
સુષુપ્ત ફૂંણું ઉર પારુકેરું—
તેં વ્યોમની પૂનમ બંકિમાશું
સહસ્રભાવે વિકસાવી દીધું?

(૨)

ઓ દેવદાસ!
તું પ્રેમનું પંખી અજાણ ભોળું
તેં પ્રેમના સિન્ધુવિષે ઝબોળ્યું
રે! અંગ આખું પણ બિંદુ છેક
ગ્રહી શક્યો ચંચુવિષે ન એક.

(૩)

અનંત પ્યાસી,
યુગના ઉદાસી!
કરે સુધાસંચિત પ્રેમપ્યાલું
ગ્રહ્યું, નિહાળ્યું દૃગથી રસાળું
અને પછી શૂન્યમનસ્ક જેમ
ફગાવિયું રેતીપટે જ કેમ?

(૪)

ઓ દેવદાસ!
વિનષ્ટ સૌ ફૂલતણી સુવાસ!
આ વિશ્વનું જીવનહેમ પ્રેમ,
એ પ્રેમનું ક્ષેમ દઈ વિસારી
હે, માનવી નિર્બલતાતમિસ્ર
પ્રકાશવંતા ઉરમાહીં તારા
અરે, અરે, ધારી શક્યો તું કેમ?

(૫)

ઓ દેવદાસ!
છે યાદ તુને?
તે એકદા ગાગર કેડ ધારી
પારુ ગઈ'તી જલ સીંચવાને
તુંયે પહોંચ્યો ત્યહીં પ્રેમગાને
સીંચી જવા અંતર: સ્નેહસાને
ઉષા ઊગી'તી હજી વ્યોમઅંક,
ને પાર્વતીના કંઈ શબ્દડંખ
વાગ્યા તને અંતર: ને અરે, તેં—
પારુ પછાડી પ્રિય નીરઘાટે!
કિંતુ વીતી ના ક્ષણ બે ત્યહીં તેં
પારુ તણા ઘાપર વસ્ત્રપટ્ટી
બાંધી દીધી પ્રેમ અનન્ય લ્હાવે.
ઓ દેવદાસ,
તે પાર્વતીના મૃદુ ભાલકેરું,
એકાદ બિંદુ કંઈ રક્તકેરું;
જોઈ શક્યો ના નજરે પછી તો—
એના ઊંડાં અંતરનાં તલોમાં
વહી વહી જે નિત રક્તગંગ
કારુણ્યઆંજ્યાં તવ ચક્ષુથી તે
શી રીત તું જોઈ શક્યો અખંડ?

(૬)

સંસારવાટે
નિજ સ્વાન્તઘાટે
તેં પ્રેમનું મંદિર દિવ્ય બાંધ્યું;
મંદિર કેરી પછી આસપાસ
રચી ખચી સુંદર પુષ્પવાડી,
કરે લઈ મૂર્તિ ધસ્યો અગાડી,
મંદિરમાહીં પધરાવવાને
પરંતુ કાં માર્ગમહીં પછાડી?

(૭)

ઓ દેવદાસ!
યુગના ઉદાસ
રચી મહા સુંદર પ્રેમકાવ્ય
અદ્‌ભુત તું સ્વપ્ન નિહાળતો'તો,
ને જિંદગીને પછી સ્વપ્ન ભાળી
ને સ્વપ્નનું કાવ્ય સ્વહસ્ત બાળી
ને ભસ્મ તેની નિજ અંગ ચોળી
પેટાવીને અંગ અનંગ હોળી
ભમી રહ્યો તું ઉદ્‌ભ્રાન્ત ચિત્ત!

(૮)

ઢાળી દઈ દિવ્ય સુધા ભરેલી
અદ્‌ભુત રંગો થકી ચીતરેલી
પારુતણી નિર્મલ પ્રેમપ્યાલી,
તું પ્રેમનાં દર્દ અને તથાઓ
ઊંડી ઊંડી અંતરની વ્યથાઓ
માયાવિની ભ્રામક કૈં કથાઓ
વિસારવાને, ઉર હારવાને,
તથા સ્વયમ્‌ને વિસરી જવાને

સુરાશીશી એક પછી તું એક
પીતો ગયો આંખ મીંચી જ છેક!
પીતો ગયો તું ઉર અશ્રુધારે
રોતો રહ્યો તું નિત આત્મતારે
લ્હોતો રહ્યો અશ્રુ ન એક ક્યારે!
ગાતો ગયો, નિત્ય પીતો ગયો તું,
પીતો ગયો, નિત્ય પ્રલાપતો તું;
જોતો રહ્યો જીવન મૃત્યુઆરે!

(૯)

ઓ દેવદાસ!
તને ઉવેખ્યો, જગના જનોએ,
કલંકનો કૈં શિરપાવ દીધો.
સમાજના તે શિરપાવને તેં
હૈયામહીં શાંત સુવાડી દીધો.
ઓ દેવદાસ,
યુગના ઉદાસ,
ને બીજની સુંદર ચન્દ્રરેખા
પૂર્ણેન્દુનું સૌમ્ય સ્વરૂપ ધારે;
તું તેમ હા! જીવનના નભાંકે
કલંકશોભા રમણીય ધારે;
પારુ ભિખારી દૂર ત્યાં ઊભેલી
કલંકની પ્રેમમયંક પાળે!

(૧૦)

દૂરે દિગંતે પ્રિય દેવદાસ!
મલિનતાપૂર્ણ જગજ્જલે કો,
પંકિલમાં પંકજ જેહવું કો,
ઊગી રહ્યું'તું મૃદુ પુષ્પ જેવું
ચંદ્રાતણું અંતરપદ્મ કેવું?
ચંદ્રાતણો નિર્મલ પ્રેમ આછો
લેઈ શક્યો ના : નવ દીધ પાછો.
ઓ દેવદાસ!
ચંદ્રાતણા હસ્તવિષે રહી ગયો,
પ્રેમાર્ઘ્ય તે અંતરીખે વહી ગયો!

(૧૧)

ઓ દેવદાસ!
"પિયા બિના ના પલ ચેન આવે,"
બેચેન તું અંતર નિત્ય તાવે;
—ના આવિયું ચેન જીવિત ક્યારે—
ના ચેન આવ્યું, પણ મૃત્યુ આવ્યું,
જે કાજ તારે ચિરચેન લાવ્યું,
અંતે પધારી ચિરચેનરૂપે
વ્યથા નિવારી તવ પ્રેમનૃપે.

(૧૨)

ઓ દેવદાસ!
અનંત પ્યાસી
યુગના ઉદાસી!
ઓ પ્રેમના મારગના પ્રવાસી!
બોલ્યો હતો બોલ તું પાર્વતીને,
"હું એકદા આવીશ"—નો સતીને;
એ કોલના કોમલ સૂક્ષ્મ તંતુના
ટંગાઈ છેડે, લટકી રહી'તી
મહામના, યોગિની, પારુ તાપસી!

(૧૩)

ઓ દેવદાસ,
યુગના ઉદાસ!
તું કોલ તારો કંઇ પાળવાને
અંતે સિધાવ્યો પુરપાધરે, ને
ત્યાંથી પધાર્યો ચિરધામ પાધરે!
ને પ્રેમનો અંતિમ તંતુ તૂટતાં
તૂટી પડી પૃથ્વીપટે જ પાર્વતી!
નિશ્ચેષ્ટ બન્ને ઉરઅંધકારે
શૂન્યત્વના સાગરમાં શમી ગયાં!
અને વલોવી જગહૈયું પોચું
રે! બાષ્પનાં બિંદુ વહાવતાં રહ્યાં,
રે! પ્રેમતંત્રી જગવી જગે ગયાં!

રતુભાઈ દેસાઈ

# આંધીરૂપે

અરૂપ કોણે ઘાટ ઘડ્યો તારો
કહેને વેદનાભારે,
કોણ ઘડૈયાએ ઘડી મૂક્યો તને
સુંદર રૂપશૃંગારે ?

પોપચે મધુર મોહનું ધારણ
કોણે મૂક્યું તારે,
પોપચાં જે કદી ઊઘડતાં નથી
દુઃખતણાં અંધારે!

ભીંત આડે બેસી રંકપીડિત જે
ગાય છે ગીતડાં તારાં,
આંસુભીના એના લૂછ્યા કદિ યે
કોમલ નયનોના ક્યારા ?

જાચક આવીને બારણે તારે
અન્નની ભિક્ષા માગે,
આપે ક્યાંથી ધનિક–દ્વારે
ખુદ તું બંદી લાગે:

સત્ય તારાને સોનાને ઢાંકણે
ઢાંકી રાખ્યું કોણે,
તારા પ્રકાશને તિમિરવાદળે
છાઈ દીધો કોણે ?

ઊઘાડાં મૂકવા સત્ય તું તારાં
આવને કિરણરૂપે,
આવી જો ના શકે તેજવેશે તો
આવને અંધારરૂપે;
ઓરે ! આવને આંધીરૂપે

સુરેશ ગાંધી

## નજરાણું

: શિખરિણી :

ગયાં વર્ષો, લાંબી સફર પણ ટૂંકી થઈ હવે,
હવે મારી ટૂંકી નજર પણ આઘે નવ પડે!
યુગોનાં અંધારાં વીજળીવસનો કેમ ધરશે ?
અને ખાલી હૈયું પ્રણયપગલે કેમ સરશે ?
અરે, ત્યાં તો જાગ્યું હૃદય અતિ ધીમા પદરવે,
જરી દેખાયું મોં અધઉઘડિયાં દ્વાર વચમાં:
ગુમાવ્યું તે આવ્યું નજીક ગણી હૈયું હરખિયું,
ફરી લેવા એની ચરણરજ નીચે નમી ગયું.
ખસ્યા આઘા એના ચરણ, રજ ઊડી પવનમાં
પડેલી આછેરી લકીર પણ યે લુપ્ત પળમાં:
હસી આંખો બીજું કશું ય નજરાણું નવ હતું
મને દુર્ભાગીને રડવું પણ આવે ક્યમ છતું ?
ભુંસાયેલી રેખા સ્મરણ મહીં લાવું ઘડી ઘડી,
'ગુમાવ્યું એથી તો અધિક મળિયું' આંખ બબડી.

દુર્લભજી શાહ

## પુષ્પોને

: પૃથ્વી :

જજો સુમન સૌ રૂડાં, રજ ન વેરશો પૃથ્વીમાં,
ઉછેર કરવા કઠોર જગતે નથી માળી કો';
વિદાય તમને દઉં સજીવ મૂર્તિ સૌંદર્યની !
જજો, ભૂતળથી દૂરે સઘન સ્નેહઉદ્યાનમાં.
અડું ? અડકવા મને લગીર શો અધિકાર છે ?
બિના મૃદુલ હાર્દ હું જગતપાપમાં રાચતો;
ડરું છું અહ! ઇશ્વરી અનલજ્યોતથી આખરે,
ઉલૂક સમ નાસતો ઉદય ભાનુના આગમે.
જજો. પળ ન રોકજો તમ અનૂપ માધુર્યને
અનૂપ મૃદુતા અરે ! તમ પ્રીતે ભરી સૃષ્ટિએ;
ભર્યાં અજબ રંગની કુસુમપાંદડી યે જજો,
સુવાસ જલદી જજો. દૂર સુદૂર ના રોકજો.
જજો. જહીં અનન્ત છે, પૂજન પુષ્પનાં, તેથી યે
રૂડાં હૃદયપૂજનો લચિત નેત્રની લિપિએ.

શિવકાન્ત

## મિલન

: ઝૂલણા :

આજ આકાશ બસ એકરસ; મેહુલો
સભર ઉરથી ઝરે હૃદયરસને;
મ્લાન, ચિરવિરહિણી અવનિ પ્રિયસિઞ્ચનો
મત્ત, ઝીલી રહે મૂક વદને.
આજ પિયુમિલનના સ્પર્શમણિ-સ્પર્શને
શોક-ઝાંખપ સરી ક્યાંય જાતી.
પ્રેમરસપૂર ઊછળે બધા કોષમાં
દિવ્યતા મુખ ઉપર કૈં છવાતી!
દિનમણિ જાય છુપાઇ ક્યહીં; દશદિશા
પાડી દે ભૂખરા-શ્યામ પડદા;
મીંચીને નયન, રસળી રહે વાયરો
સ્ખલિતપદ, મુદિત પ્રિયનાં મિલનમાં.
શાન્ત એકાન્ત, અંધાર આછો, થતું
ગાઢ મધુમિલન ચિરઇષ્ટ આજે;
સૃષ્ટિના રોમરોમે સરે શાન્તિ; સૌ
વદન આનન્દ ઉત્ફુલ્લ રાજે!

પ્રજારામ રાવળ

## એકલા

: મિશ્રોપજાતિ :

નીલી અને સ્વચ્છ બિછાતમાં યથા
ભરી લીધા કૈંક અસંખ્ય આભલા,
નિરભ્ર ને નીલમરંગી આભમાં
મઢી લીધા કોટિક તેમ તારલા.

આકાશગંગા તણી કંઠકંબુએ
માળા ધરી, ઉજ્જવલ સ્વચ્છ વસ્ત્રો
હીરામઢેલા, ધરીને ઉમંગે
નિશા લળે કોટિક અંગભંગે.

શિલાસનેથી નીરખી સુરમ્યા
લીલા નિસર્ગે રમણીયતા ભરી.
આહ્લાદતી માદક, શીત વાયુની
આવી રહી સ્પર્શતી મંદ લ્હેરખી.

સખા સહે ભવ્ય નિસર્ગલીલા
ન્હાળી, હવાં નીરખવી અટૂલા!

ગોવિન્દ સ્વામી

## કાં તલસાવે આમ?

કાં તલસાવે આમ, પ્રિયતમે!
કાં તલસાવે આમ?

તૃષાર્ત હું અમીઆશે આવ્યો,
મૃગજલ છલને તેં રખડાવ્યો,
પ્રેમસુધા નવ પાવી'તી તો
આપ્યો શેં આ જામ?
પ્રિયતમે! કાં તલસાવે આમ?

દેવાને દિલ જો નવ માને,
દેખાડી ટગવે કહે શાને?
આ તે કેવી દયા, અદય ઓ!
દાઝયા પર આ ડામ?
પ્રિયતમે! કાં તલસાવે આમ?

"ભાલચન્દ્ર"

## સ્વપ્નમાં તાજમહેલ

સૌન્દર્યના ખ્યાલ મહીં ડૂબેલો
ઢળી પડ્યો નીંદરમાં હું ક્યારે
જાણું નહીં; સુંદર સ્વપ્ન આવ્યું,
જોયો મહીં તાજમહેલ: ત્યારે
હૈયું હીંચોળાઇ ગયું મ્હારું;
સૌન્દર્યકેરું રસમુગ્ધ સ્વપ્ન
ખરી પડ્યું માનવઅંતરેથી
આંહી રહ્યું પથ્થરમાં પ્રકાશી!

પ્રકાશથી ચક્ષુ મિંચાઈ જાતાં
વાંછા મહા ઉદ્ભવી અંતરે ત્યાં.
મારુંય સૌન્દર્યનું સ્વપ્ન આવા
કો શિલ્પમાં કાવ્યવિષે ધરાના
કોઈક તત્ત્વે પલટાઇ જાય,
તો તો જરા જીવન સાર્થ થાય!

સરોદ

## પ્રતિચ્છાયા

: અનિયમિત શિખરિણી :

હજારો વર્ષોથી ચરણ તુજ ધોયા નયનથી,
મહેચ્છાએ મ્હોર્યાં ઉરકુસુમનાં અર્ચન દીધાં;
સદા મૂંગા રે'તા હૃદયબીનને ઝંકૃત કરી,
ગવાયાં કૈં ગીતો તવ સ્વરૂપનાં મેં નિરવધિ !
અને નૈવેદ્યોમાં જીવનધનનો થાળ ધરતાં
જગાડી આત્માનો પ્રદીપ બહુ પૂજ્યો પ્રભુ, તને !

હવે અશ્રુ સૂક્યાં; નયનનીર ખૂટ્યાં; જીવનમાં
રજોટાણી ધૂળે મુજ હૃદયની પુષ્પસુરભિ.
બસૂરી થૈ વીણા; હૃદય, મન, કાયા પ્રજળિયાં;
શમ્યાં કંઠે ગીતો; સકલ ધન ખોયું તપ મહીં !
ન કિંતુ જાગી રે ! કઠિન તવ હૈયે જનક, હે !
જરા શી યે વાંછા શિશુપ્રતિ ઘડી મીટ ધરવા ?

ફગાવી સામગ્રી તપનતણી સૌ; ધૈર્ય શમતાં,
મનસ્તાપે થાક્યાં ચખ, મગજ વિશ્રાંત કરવા;
ઉઘાડું બારી ત્યાં—
હજારો કંઠોના શ્રવણ ભરતા શબ્દ–રવમાં
સુણું તારી કેકા પત્થર–પથરાને જગવતી !
અને નીચે જોતાં—
નિગાળી આયુનું રસકસ ધરા શોભિત કરી,
પડેલી બંભાપે જીવનધુસરીને ઢસડતા;
વસુધાપે તારા નિત પુનિત વિરાટ રૂપની
પ્રતિચ્છાયા જેવા બટુક દીન કો' માનવમુખે
વિષાદો, કારુણ્યો, વિષમ દુઃખ, સૌખ્ય, શ્રમ તણા
છવાતા ભાવોમાં પ્રતિપળ નિહાળું પરમ હે !
સદા તારી છાયા.

પ્રભુલાલ શુક્લ

: શિખરિણી :

મહત્ત્વાકાંક્ષાથી ઉર ધગધગતું તાહરું સખી !
ભલેને રાખે તું અગમ મુજથી, અંતર બધું
જ્યહીં સ્પન્દે મારું હૃદય તુજ સાથે નિશદિને
અદીઠું મારાથી લગીર પણ શે એ રહી શકે ?

ભલેને માટીનું તુજ શરીર છે વામનરૂપે
વસે એમાં આત્મા પ્રબળ ધબકન્તો જીવનથી.
હસ્યું હોલા જેવું ફફડફડ થતું નાચીઝ સમું
ગમે વ્હાલાકેરું પણ નવ તને સર્વ સમજું.

ઝરો છૂપો મારા ઉરપડ તળે જીવનવતો
વહેતો, ઓથારે કુટિલ જગ શિલા દબાવતી ?
હવે કિન્તુ ઝાઝો વખત દબાવી એ નહિ શકે;
શિલા તોડી ફોડી હૃદય મુજ વ્હેશે દસ દિશે.
પછી ઊંચે માથે ફરીશ જગમાં હું, નહિ પછી
સદર્થે સ્પન્દન્તાં હૃદય તુજ લજ્જા અનુભવે !

જશભાઈ કા. પટેલ

## નિશાન્ધારે આજે

નિશાન્ધારે આજે
ઘનો બાજે ગાજે
પ્રિયાના પ્રાસાદે ઊંડી ઊંડી જળે જ્યોત ધવલી,
અહીં સામે મારે ગરીબ ઘરનું કોડિયું જળી
લયાવાનું ધારે નયનની સુધાધાર વિમળી
ક્વચિત જ રહે જે અહીં ઠરી

સુભાગ્યે ત્યાં મારે
સૂના શાન્તાગારે
ઉઘાડેલા દ્વારે પ્રિયકર રહ્યા મંદ અડકી
દગો સાંધે, ત્યારે સમીરણ રહ્યા મત્ત વિફરી
ફૂંકે મારી ઠારે ઘરની દીવી, ઝંખા ઉભયની
અને કંપી ઊઠે તિમિર તમરાના રુદનથી.

આરણ્યક

## જો....હતે ! ?

: મિશ્ર :

અમાસની ઘોર તમિસ્ર રાતે
પ્રકાશનો અંચળ ઓઢી વ્યોમે
ઊભી હતે જો બની શુક્ર તારી !
વા સિન્ધુસ્રોતે જલદેવી થૈ ને
નાચી હતે વા ટૌકો વસન્તનો
પ્રમોદ થૈ ને ઘૂમતી વને વને
જો હોત ! ! !—ને કૈં નહિ તોય અન્તે
મા તૃ હી ણું બા લ ક ની—દિગન્તે
ઠરી જતી આંખડી હોત જો કદી
વાત્સલ્યઘેને છલકાતી વિશ્વમાં !

અભાગિની હું કંઈ ના બની શકી.
હૈયાસૂની....વ્યર્થ બનાવી જિંદગી.
રે ! કિન્તુ તારે ઉર જો વસી હતે
વ્હાલા, કવિ ! હું જગમાં શું શું થતે ? ? ?

રજનીકાન્ત ભટ્ટ

## ઊડ્યા શઢે

: મિશ્ર :

અત્યલ્પ હું સાગરની અગાધતા
કને જરી આથડતો તૃણાંશ;
ડૂબું વળી ઉપર આવી આધે
જવાની ના નેમ જરાય યે કૈં !
પ્રયત્નપંથે ભમતેલ કોની
ચાલે મને મુગ્ધ કરેલ હૈયાએ;
મેં તો લઘુ ઉર ભરી મનોર્મિ
ઝુકાવી હંકારી દીધેલ નાવડી.

હા, કેવડો જબ્બર સૌહર્દીયિકો !
ને વાયુનાં નીંદરમત્ત હાલાં;
ઊંઘી શકું કેમ અહીં નિરાંતે
ધરિત્રી જ્યાં હાંકી રહેલ ચોપડી.
હવે શું મારે કરવી છ ઊંઘને ?
ઊડ્યા શઢે નીંદર હોય નાવને ?

ભૂપેન્દ્ર ચાસળિયા

## બૂઝાતો દીપક

ઝાંખો દીસે જગજીવનનો દીપ યુગાંતરોથી,
જ્યોતિ ઝીણી વિલીન થઈ છે સ્નેહની ટૂટ વાતે ?
ઝાંખાં દીસે સકળ જગનાં દૃશ્ય ઉન્નત આજે
આત્મા સર્વે અખિલ જગના ઝૂઝતા મૃત્યુપાશે.

અંતે સર્વે આત્મદીપો બુઝાશે !
ને શું જ્યોતિ સર્વ એ ઝાંખી થાશે !

પૃથ્વીદેવી જીવન ઝરતાં પુષ્પમાં પ્રેમધામે
કિન્તુ મીઠાં મૃદુ ઉરતણાં સ્વપ્ન શું વેરાશે ?
સંસ્કારોની વિમલ ઝરણી દિવ્ય આનંદમયે
કોની મૂકે જનહૃદયમાં દિવ્યની આસ ક્યાં છે ?

આશાહીના આત્મની જ્યોતિને કે ?
[illegible] દિવ્ય [illegible] ! [illegible]

હરિદિવાકર

# ચમત્કારયુક્ત કવિતા

મંજુલાલ ર. મજમુદાર

૧

શબ્દ અને અર્થ બે મળીને કાવ્ય બને છે અને કાવ્યની સુંદરતા એ ઉભયના સુમેળમાં રહેલી છે. કેટલીક વાર પ્રત્યેકનું સૌંદર્ય બીજાના સૌંદર્યથી આગળ પણ હોય છે. શબ્દના સૌંદર્યથી કેટલાક રસજ્ઞો મુગ્ધ બને છે તો કેટલાક અર્થના સૌંદર્યથી આકર્ષાય છે; અને તેથી જેમાં અર્થની વિશિષ્ટતા નહિ જેવી હોય છતાં કેવલ શબ્દના સૌંદર્યને ઉત્તમ કાવ્ય ગણે છે ત્યારે બીજા શબ્દના સૌંદર્યમાં ખામી હોવા છતાં કેવલ અર્થના સૌંદર્યથી દોરાઈ કાવ્યને શ્રેષ્ઠ કહે છે.

રસજ્ઞોના આ બે વર્ગનો ભેદ તેમની રુચિને લઈને ઉત્પન્ન થાય છે; અને તેથી સિદ્ધાંતમાં ઉભય પક્ષ શબ્દ–અર્થના સમભાવનું તત્ત્વ સ્વીકારે છે, છતાં વ્યવહારમાં એમના રુચિભેદથી એમના રસના આસ્વાદમાં ભેદ રહે છે જ. આમ શબ્દ અને અર્થ માત્ર જેમાં હોય તે કાવ્ય નહિ, પરંતુ જે રચનામાં શબ્દ અને અર્થનું સંશ્લિષ્ટત્વ હોય ✓ તેને જ ઉત્તમ કાવ્ય કહી શકાય.

સુભાષિતો, પ્રહેલિકાઓ અને શબ્દાલંકારની જેમાં પ્રૌઢી હોય તેવાં કાવ્યોમાં બુદ્ધિને એકદમ અસર કરે તેની શક્તિ હોય છે; ત્યારે હૃદયને ડોલાવે તેવાં પ્રાસાદિક કાવ્યોનો વર્ગ જૂદી જાતના ઉપભોગ માટે છે. અર્થાલંકારોમાંથી શબ્દના અનેક અર્થ ઉપર જેની ચમત્કૃતિનો આધાર રહે છે તેવો 'શ્લેષ' નામનો અલંકાર છે. બાણભટ્ટે કાદમ્બરીમાં આ અલંકારનો સુંદર ઉપયોગ કરી બતાવ્યો છે.

સદુક્તિ, સુભાષિત, અન્યોક્તિ, અર્થાન્તરન્યાસ—એવા એવા નામથી ઓળખાવાતી 'મુક્તક'ના વર્ગની કવિતા એ આવી ચમત્કારયુક્ત કવિતાના સુંદર નમૂના છે. મુક્તકનું લક્ષણ જ એવું છે કે 'मुक्तक श्लोक एवैकश्चमत्कार क्षमः सताम्।' એટલે સહૃદયને ચમત્કાર લાગે એવો એક જ શ્લોક તે મુક્તક. ચમત્કારકતા અથવા લોકોત્તરતા તો કાવ્ય માત્રમાં ઈષ્ટ છે, પરંતુ એક છૂટા શ્લોકમાં એ કાવ્યનો આસ્વાદ કરાવી શકે તે જ 'મુક્તક' કાવ્યનું મોતી.

સંસ્કૃત સાહિત્યમાં આવાં પુષ્કળ મુક્તકો છે; અને તેમાં અનેક પ્રકારનું વસ્તુ હોય છે. શૃંગાર, પ્રેમ, સૃષ્ટિસૌંદર્ય, નીતિ, જ્ઞાન અને વૈરાગ્યનાં પણ સુભાષિતો હોય છે. તે ઉપરાંત સુભાષિતોમાં સાદા વાક્યમાં સામાન્ય વ્યવહારુ ડહાપણની વાત પણ સમાવેલી હોય છે. પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં પણ આવું સાહિત્ય થોડુંથોડું મળી આવે છે. જૂની ગુજરાતી અને મધ્યકાલીન ગુજરાતીમાં રચાયેલ પદ્યાત્મક વાર્તાઓમાં આ પરંપરા સચવાયલી છે.

વર્તમાનોમાંથી દલપતરામે 'સતસઈ' રચી છે. એમાંથી એક શ્લિષ્ટપદયુક્ત મુક્તકનું ઉદાહરણ લઈએ:

> મેડું ઘોડો ખાટનો, નિશાળિયાનો સાર;
> સરસ શોભશે હોય જો પડે પાટી ।

અહીં 'પાટી' પદ પર અનેક અર્થનું આરોપણ થવાથી ચમત્કૃતિ આવી શકયો છે. એને ગુણીભૂત વ્યંજના કહી છે.

અહીં એવી એક ચમત્કૃતિ લઈએ. સંસ્કૃતના સંગ્રહમાં સુંદર રીતે ઊતરી આવે છે. આગળ કરી શકાશે. સંસ્કૃત ... 'अङ्गुल्या कः कपाटं प्रहरति' એ પ્રતીકવાળો શ્લોક દેખા દે છે; અને એનો રચનાર કોઈના જાણવામાં નથી, તેથી તેને કોઈ અજ્ઞાત કવિના શ્લોક તરીકે—कस्यापि તરીકે ઓળખાવ્યો છે.

આ શ્લોકમાં ૭ પ્રશ્નોત્તર છે. પરિણામે નિરુત્તર થયેલા કૃષ્ણની મૂંઝવણને લીધે દામ્પત્યનો આનંદ લેતા લક્ષ્મી જાણે વાદમાં જીત્યા હોય એવા સભાજિત પંડિત જેવાં દેખાય છે; અને તેમણે પૂછેલા પ્રશ્નોમાં રહેલા વિનોદને લીધે આપણને એ સુભાષિતમાંથી ✓ આનંદ મળે છે.

આ શ્લોકની ભોંય ઉપર રચાયેલું એક ગુજરાતી પદ લગભગ પંદરમા શતકનું જણાય છે. એમાંની પ્રશ્નસંખ્યા મૂળ જેટલી જ છે, પરંતુ પ્રશ્નોત્તરની વિગતમાં ભિન્નતા છે. વળી કૃષ્ણ માઝમ રાતે આવીને બારણાં ઠેલે છે, એટલી વિશેષતાથી માનખંડિતા નાયિકા તરીકે રાધા (મૂળ સંસ્કૃતમાં લક્ષ્મી છે)નો પરિચય આપણને શરૂમાં જ કરાવવામાં આવે છે; અને છેવટે જ્યારે વિનોદભરેલી પૂછપરછ પછી રાધાની રીસ ઊતરી જાય છે ત્યારે તેમના સંભોગ શૃંગારનું વર્ણન કવિ આપે છે; અને આમ એક સુભાષિતમાંથી પ્રેરણા મેળવી ગુજરાતી કવિ રામે એક રસપૂર્ણ પ્રસંગને પ્રાસાદિકરૂપે રજૂ કર્યો છે.

બીજા એક ગોવિંદ નામે કવિએ સં. ૧૮૧૮માં ઉતારેલી પોથીમાં આ પ્રસંગ ઉપર એક સ્વતંત્ર નાનું ખંડકાવ્ય જ રચી દીધું છે. રાધાજી રંગમહેલમાં બેઠાં છે; અંગે સોળ શણગાર ધરે છે. એટલામાં કૃષ્ણ કમાડ ઠોકે છે અને 'કમાડ ઊઘાડોને કામનિ વૃંદાવનની નારી રે'—એમ અપરિચિત સંબોધન કરે છે.

એટલે પછી પ્રશ્નપરંપરા ચાલે છે. આ પ્રશ્નપરંપરામાં મૂળ સંસ્કૃત સુભાષિતની છાયા છે. તે ઉપરાંત આ ગુજરાતી કવિએ વાતાવરણને રાભતા એવા નવા શ્લેષ શોધી કાઢ્યા છે અને પોતાની કલ્પના તરીકે તેને તેમાં સાંકળી લીધા છે. આમ એકંદર પ્રશ્ન અગિયાર થયા છે. આટલી લાંબી પ્રશ્નાવલિ યોજવાનું કારણ પછીથી ખુલ્લું કરવામાં આવે છે કે સોળે શણગાર પહેરી રહેવાય તેટલા સમય સુધી આટલો વિલંબ યુક્તિથી રાધાએ કર્યો છે.

શણગાર પહેરી રહ્યા પછી રાધા દ્વાર ઉઘાડે છે અને ત્યાં દેવમોરારિ દેખાય છે. આ વિનોદથી તેમને ખોટું તો નહિ લાગ્યું હોય એવી આશંકાથી એ માફી માગે છે:

> અટક બોલડાં હું બોલિ છું તે તો મેહેલજો વિસારી રે'

રાધાકૃષ્ણના અમૃતકચોળડા કાવ્યમાં ઉપસંહાર સંભોગશૃંગારના

વર્ણનથી કર્યો છે ત્યારે આ કાવ્યમાં શુદ્ધ ભક્તિનું વાતાવરણ જામવા દીધું છે: અને છેવટે 'વરનારીએ નાથને જીત્યા' એમ બોલવામાં બાંધી લીધા-પ્રતિહતવચન કર્યા-એ પ્રકારનું અસલ સંસ્કૃત સુભાષિતનું ચમત્કારિક તત્ત્વ જાળવી રાખ્યું છે.

આ દષ્ટાંતો ઉપરથી ફલિત થાય છે કે ગુજરાતી કવિઓ, ભલે પોતાના સમયની દેશીઓમાં રચના કરતા હતા: છતાં એ કાવ્ય-બંધમાંના ભાવ તો તેમણે સંસ્કૃત સાહિત્યના પરિચય દ્વારા ઝીલ્યા હોય એમ જણાય છે: આવાં તો અનેક દષ્ટાંતો આપી શકાય: પરંતુ આ પ્રકારની ચમત્કારક્ષમ કવિતાના નમૂના તરીકે અહીં આપેલાં બે કાવ્યો લાક્ષણિક છે.

: ૧ :

[ સ્રગ્ધરા ]

૧ लक्ष्मीः । 'अङ्गुल्याः कः कपाटं ( टे ) प्रहरति कुटिलो ?'
कृष्णः । 'माधवः ।'
२ लक्ष्मीः । 'किं वसन्तो ? ।'
कृष्णः । नो चक्री
३ लक्ष्मीः । किं कुलालो ?
कृष्णः । नहि, धरणीधरः
४ लक्ष्मीः । किं फणीन्द्रो द्विजिह्वः ? ॥
कृष्णः । मुग्धे ! घोराहिमाथी
५ लक्ष्मीः । किमुत खगपतिः ?
कृष्णः । नो हरिः
६ लक्ष्मी । किं कपीन्द्रः ? ।
—इत्थं लक्ष्म्या कृतोऽसौ प्रतिहतवचनः पातु लक्ष्मीधवो वः ॥

—कस्यापि

: ૨ :

ઊગટિ અંગિ કરૂં રે, સેજડી કુસુમિ ભરૂં
અગર ઊખેવૂં રે, કપૂરિં દીવઉ કરૂં—॥ ૧ ॥ ત્રૂટક
કપૂરિં દીવઉ કરૂં ઊઅરિ, કાયા કસ્તૂરી ભરૂં ।
આપણા સ્વામી કાજિ મિલવા, અધિક આદર હૂં કરૂં ॥ ૨ ॥
માઝિમ રાતિં મંદિરિ આવિઉ, કરઈ પ્રહાર કમાડીઇ ।
૧ [રાધા]"અણુજાણુ ઊતર કિસિઉ દીજઇ? બાર નહી અઊઘાડીઇ"॥૩॥
[કૃષ્ણ]"માનિની ! હૂં માધવ આવિઉ, બાલા ! બોલ તિ દીજીઇ"।
૨ [રાધા]"માધવ માસ વસંત કંતાઃ રિતિ વિના સિઉ કીજીઇ?" ॥૪॥
[કૃષ્ણ]"માધવ નહીં, હૂં ચક્રપાણિ; ગોપીવર ગોપાલ"।
૩ [રાધા]"નીચ—સરિસુ નેહ કેહૂ ! જા પહુ કોલાલ" ॥ ૫ ॥
[કૃષ્ણ]"કોલાલ નહીં હૂં ધરણીધરઃ"
૪ [રાધા] "તુ સરપ સારિઉ એહ ।
"વિસહરતણૂ વીસાસ કેહૂ, જેહ પીડઇ દેહ ?" ॥ ૬ ॥
[કૃષ્ણ]"વિસહર નહીં હૂં, વિરકમર્દન"
૫ [રાધા] "તુ કિસ્યૂં વિહંગ ? ।
"પંખિ સરિસી પ્રીતિ કેહી; જેહ વિડારઇ અંગ ?" ॥ ૭ ॥
[કૃષ્ણ]"તારુણી !" "કહિ તસ્કર સુધઉ," "નિશાચર નહીં, નાથ"।
૬ [રાધા] અપરાધ જાણી આવી આઘુ, બલિં ઘાલી બાથ ॥ ૮ ॥
ભુજબંધ બાંધી સ્નેહ સાંધી, ભલૂં ઉરિસ્યૂં બીડિ ।
નખઘાત દેઈ કંઠિ લેઇ, અધર-ડસણે પીડિ ॥ ૯ ॥
તવ હસી હરિસ્યું બોલઇ રાધા; "શ્રીકૃષ્ણ—ગલણે આણુસરુ"।
આપણા સ્વામી કાજિ મિલવા, અંગિ ઊગટિ હૂં કરૂં ॥૧૦॥

—'અમૃત-કચોલડાં' નામે પંદરમા શતકમા ઉતારેલા રામ નામના કવિના અપ્રકટ કાવ્યમાથી એક પદ [ પોથી પ્રાચ્યવિદ્યા-મંદિર વડોદરાના સંગ્રહમા છે. ]

: ૩ :

અથ

## રાધાના સોળ શણગાર

રંગ મોહોલમાંહે રાધિકા, મુખકમલ નિહાળે રેઃ
દરપણમાં મુખ જોઇને અંગ શણગાર સજાવે રે— ૧
સેંથાફૂલી જાણે ચંદલો, વેણી વાસગ સમાર્યો રેઃ
ફૂલી ટીલી નથવેસરી નયણે કાજલ સાર્યો રે— ૨
ઝાલઝૂમણું ને ઉતરી ઓગણીયો લહેકે રેઃ
બાંહે બાજુબંદ બેહેરખાં ગોફણલો ગાજે રે—
કાંબી કલ્લાં ને વીંછુવા, પાયે નેપુર વાજે રે— ૩
ઝાંઝર તોડા ને સાંકળાં નાકે વેસર ઊતારી રે—
સોલ શણગાર ઊતારિયા બ્રખુભાન—દુલારી રે— ૪
[કૃષ્ણ]કહેઃ "કમાડ ઉઘાડોને કામનિ ! વંદ્રાવનની નારી રે!"
૧ [રાધા]"આ',રે વેળાનું કુણ બોલિયું ? મધરાત અંધારી રે !" ૫
[કૃષ્ણ]કહેઃ "નંદના નંદન પધારિયા, પડપૂછ કેવી તમારી રે-". —
૨ [રાધા]"નંદના નંદન શું ચોર છો ? આણીવેલાએ આવ્યા રે !
અમે અમારે મંદિર જાગીએઃ પરમંદિર પધારો રે."
[કૃષ્ણ]"રાતે ચાલું રે અમો, રાધિકા ! હેવી રીત અમારી રે !"
૩ [રાધા]"વાહાણે વેહેલા પધારજો ; ભિક્ષા આલું હું સારી રે—"
[કૃષ્ણ]"ચક્રધારી રે અમો રાધિકા ! આડા બોલ શું બોલોરે !
મીઠી વાણી પરહરીને વેણ વાંકાં કાં બોલો રે ?"
૪ [રાધા]"ચક્રધારી તે શું કુંભાર છો ? બેઠા ચાકને ફેરો રે."
પાત્ર ઉતારો જે પુન્ય થાયેઃ પરમંદિર શું હેરા રે ?"
[કૃષ્ણ]"મોરલીધારી અમો, રાધિકા ! વૃંદાવનમાં વાડી રેઃ
જલ પવન સ્તંભી રહ્યાં, નાગ નાથ્યા ગમો ચંડી રે !"
૫ [રાધા]"મોરલીધારી શું છો ગારુડી ? બેઠા કરડા બેસાવો રે.
દી'સે મગન તમે સાંચરો, રાતે આંહાં શીદ આવોરે ?"
[કૃષ્ણ] "નરસિંહ રૂપે અમો, રાધિકા ! માહારો ભગતમેં રાખ્યોરે
હિરણ્યાકશિપુ હાથે હણ્યો, પ્રહ્લાદ ઉગાર્યો રે."
૬ [રાધા] "નરસિંહ રૂપે સ્વામિ ! સિંહ છો ? જેને દીઠે મરીએ રેઃ
[કૃષ્ણ] "વામનરૂપે અમો, રાધિકા ! બલિ પયાલિ ચાંપ્યો રે.
ઇંદ્રને ઇંદ્રાસન આપીને અવિચલ કરી થાપ્યો રે."
૭ [રાધા] "વામનરૂપ કર્યું પછે, તેને દીઠે હું લાજું રે
જાવા, જાવો, જાવો કહું છું, બાર નહીં ઉઘાડું રે."
[કૃષ્ણ] "શંખધારી રે અમો, રાધિકા ! પંચમ ધૂને ગાજે રે
ત્રણ ભુવન જેની ગર્જના ભૂતાચળને બાજે રે.",

૮ [રાધા] “ શખધારી તે કોઇ સિદ્ધ છો ? એરા ભભૂત ચડાવો રે
ભગુવા વસ્ત્ર પહેરીને તમે અહિયા શીદ આવો રે ? ”
જોગેશ્વર હોય તે તો વન વસે, નહીં બીજાનો સગ રે
પરસ્ત્રી માતા ગણે, જેને હરજી શુ લાગ્યો રગ રે । ”
[કૃષ્ણ] ‘ ગદાધારી રે અમો, રાધિકા ! વેદ ચાર હુ જાણુ રે,
તેત્રીસ કોટિ દેવ ઓળખે, રાધા ભવ ન આણુ રે ”
૯ [રાધા] “ ગદાધારી રે ભીમસેન છે, જેથી કઉ ઉર તો ભાજે રે
રણસગ્રામે સ્વામી ! સચરો, અહીયા નહીં છાજે રે ”
[કૃષ્ણ] ‘ ગિરિવરધારી રે અમો, રાધિકા, મોટા પર્વત તોળ્યા રે
બ્રહ્મા સરખા મે ભોળવ્યા, ઇદ્ર તે ઉર જોયા રે ”
૧૦[રાધા] “ ગિરિવરધારી શુ હનુમાન છો ? જે મોટા પર્વત લાવો રે
પાજ બાધીને ઊતારીએ, લકામે મીમાવો રે ”
[કૃષ્ણ] “ રામરૂપે અમે રાધિકા ! રાવણને તો રોળ્યો રે,
વિભીષણને રાજ આપીને કુભકર્ણ મે ચોળ્યોરે ”
૧૧[રાધા] “ ત્યારે સ્વામી સીતમાયા પીસ, દીઠે લછણ લાગે રે
કાગાની સગે મળા થઇને, તેનો મર્મ ન ભાગે રે
[કૃષ્ણ] “ પદ્મધારી રે અમે રાધિકા ! પદ્મ ત્રણ સૂજે રે
મુરખ મન જાણે નહિ, ગત એક ન સૂજે રે ’
[રાધિકા] “ સપ્ત દ્વીપ નવખડમા, પદ્મધારી શ્રી રામ રે
સોળ શણગાર પૂરા થયા નથી તેથી ઉત્તરનો કામ રે ’
કમાડ ઊઘાડયા ને ભામિનીએ, દીઠા દેવ મોરારિ રે
“ અટળક બોલડા હુ બોલિ છૂ, તે તો મહેલજો વિસારી રે ”
ભવ ભવના ભરથાર છો, હુ છુ દાસી તમારી રે
ગુરુકૃપા એ ગાયો ત્યો, નાથ જીત્યા વરનારી રે ’
ગાયે શીખે ને સાભળે, તેને શરણ તમારી રે
તમારા સત ને ભક્તને, કૃપા કરો નિહાળી રે
કરુણા કરીએ રકને ગોવિદ જાયે બલિહારી રે*

**ઇતિશ્રી રાધકા સોળ શણગાર**

[ સ ૧૮૧૯ મા ઉતારેલી એક હસ્તપ્રતમાથી પ્રાપ્ત ]

* અધેરી ખાતે મળેલ સાહિત્ય પરિષદના ચોદમા સમેલનમા વચાયેલ નિબધ

# ડો. એરચ જેહાંગીર તારાપોરવાળા

[ પાના ૯૯ નુ અનુસધાન ]

અનેક ભાષાઓના પડિત છે મરાઠી, ઉર્દૂ, હિન્દી બગાળી ગુજરાતી, અગ્રેજી, જર્મન ફ્રેચ, ઇટાલિયન ડચ સસ્કૃત પાલી, અવેસ્તા, ગ્રીક જેવી ભાષાઓ એઓ જાણે છે અરેબિક અને ચાઈનીઝ ભાષાઓનુ જ્ઞાન પણ એમણે મેળવેલુ છે

આ ઉપરાત મુબઈ યુનિવર્સિટીના એમ એ ના અવેસ્તા પહેલવીના, બનારસ યુનિવર્સિટીમા એમ એ ના હિન્દી અને સસ્કૃતના, આગ્રા યુનિવર્સિટીમા એમ એ ના સસ્કૃતના, અલ્હાબાદ યુનિવર્સિટીમા ડી લીટ્ના અગ્રેજીના પજાબ યુનિવર્સિટીમા એમ એ ના સસ્કૃતના અને મદ્રાસ યુનિવર્સિટીમા પી એચ ડી ના સસ્કૃતના પરીક્ષક છે

આટલી આટલી ભાષાઓ પર પ્રભુત્વ મેળવનાર અને આટલી આટલી યુનિવર્સિટીઓમા પરીક્ષક થનાર ગુજરાતમા આવા શક્તિશાળી ભાષાશાસ્ત્રીઓ કેટલા ? ગુજરાતે ડો તારાપોરવાળાની ઓળખાણ અને કદર હજી જોઈએ તેટલી કરી નથી



# ડૉ. એરચ જેહાંગીર સો. તારાપોરવાળા

ડૉ. એરચ જેહાંગીર સોરાબજી તારાપોરવાળાનો જન્મ ઈ. સ. ૧૮૮૪ ની ૨૨ મી જુલાઈએ હૈદરાબાદ (દક્ષિણ) માં થયો હતો. એમના પિતાશ્રીનું નામ જેહાંગીર સોરાબજી તારાપોરવાળા અને માતાનું નામ શીરીનબાઈ. શ્રી. જેહાંગીર તારાપોરવાળા દેશી રાજ્યમાં નોકરીએ હતા. એમને વાંચવાનો ખૂબ શોખ હતો અને એ જ સંસ્કારોએ ડૉ. તારાપોરવાળાના જીવનમાં મુખ્ય ફાળો આપ્યો છે.

ડૉ. તારાપોરવાળાએ પ્રાથમિક કેળવણી હૈદરાબાદમાં ઘરે રહીને જ લીધી હતી. અંગ્રેજી એમને એમના પિતા શિખવાડતા અને ગુજરાતી એમનાં માતા શિખવાડતાં. અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનો અભ્યાસ એમણે ઘેર રહીને જ કર્યો. ત્યાર પછી એમના પિતાશ્રીએ મુંબઈમાં વસવાટ કર્યો. મુંબઈમાં ડૉ. તારાપોરવાળાએ (તે વખતે ચિ. એરચ) ભરડા હાઈસ્કૂલમાં રીતસરનો અભ્યાસ કરવાને નામ દાખલ કરાવ્યું. ત્યાં એમના પર સ્વ. જાલભાઈ ભરડાની મુખ્ય અસર થઈ. બીજી ભાષા તરીકે સંસ્કૃત લઈને એમણે ૧૪ વર્ષની વયે ઈ. સ. ૧૮૯૮ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી.

મેટ્રિક પાસ કરતાં એઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. ૧૯૦૦ માં ઇન્ટરમિડિએટ આર્ટસ અને ૧૯૦૧ માં ઇન્ટરમિડિએટ સાયન્સ એમ બંને પરીક્ષાઓ એમણે પસાર કરી. ૧૯૦૩ માં એ જ કૉલેજમાંથી અંગ્રેજી અને સંસ્કૃતના વિશિષ્ટ વિષયો સાથે બી.એ.ની પરીક્ષા પસાર કરી. એમના કૉલેજજીવનમાં મિ. સંજાના (માજી ઑરિયેન્ટલ ટ્રાન્સલેટર) એમના સાથી તરીકે હતા.

૧૯૦૪ માં એઓ આઈ. સી. એસ. ની પરીક્ષા આપવા માટે લંડન ગયા. ૧૯૦૯ સુધીના પાંચ વર્ષના વસવાટમાં એમણે એમની રજાઓ, ફ્રાંસ અને જર્મનીમાં એ બે દેશની ભાષાઓ શીખવામાં ગાળી. ત્યાં એઓએ બેરીસ્ટરની પરીક્ષા પસાર કરી. એમના આ વસવાટમાં 'રિવ્યૂ ઑફ રિવ્યૂઝ'ના તંત્રી ડબલ્યુ. ટી. સ્ટેડનો પરિચય થયો હતો. શ્રી. સ્ટેડ ત્યારબાદ સાત દિવસમાં ટિટાનિક સ્ટીમરમાં મુસાફરી કરતાં ડૂબી ગયા હતા.

૧૯૦૯ માં પાછા હિંદ આવીને સેન્ટ્રલ હિન્દુ કૉલેજમાં અંગ્રેજી ભાષા અને સાહિત્યના પ્રોફેસર તરીકે જોડાયા. ૧૯૧૧ માં એમને 'ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા' સંસ્કૃત સ્કોલરશિપ મળતાં પાછા વિલાયત વધારે અભ્યાસ માટે ગયા. ત્યાં એમણે કેમ્બ્રિજ યુનિવર્સિટી અને વીર્ઝબર્ગ યુનિવર્સિટી (જર્મની) માં અભ્યાસ કર્યો. ૧૯૧૨ ના જૂનમાં એમણે 'ઓરિયન્ટલ લેન્ગ્વેજીસ ટ્રીપોસ' સંસ્કૃત અને ઇન્ડો-યુરોપિયન ભાષાઓના તુલનાત્મક વ્યાકરણના અભ્યાસ સાથે પસાર કરી. ૧૯૧૩ ના જૂનમાં કેમ્બ્રિજમાં બી. એ. થયા. ૧૯૧૩ ના જુલાઈમાં વીર્ઝબર્ગ (જર્મની) યુનિવર્સિટીની પી એચ. ડી. ની પરીક્ષા ઉત્તમ શ્રેણી મેળવી પસાર કરી.


ડૉ. એરચ જેહાંગીર તારાપોરવાળા

એમના આ બીજી વખતના વસવાટમાં એમને અનેક વિદ્વાનોનો પરિચય થયો. સંસ્કૃતના પ્રો. રેપ્સન, ડૉ. પી. જાઇલ્સ (તુલનાત્મક ભાષાશાસ્ત્ર), પ્રો. ઇ. જી. બ્રાઉન (અરેબિક અને પર્શીયન), પ્રો. નીકલ્સન, મિ. ફ્રેક્સ, ડૉ. માયર્સ એ સૌના પરિચયમાં આવ્યા હતા.

૧૯૧૩ અને ૧૯૧૭ એ સમયમાં એઓ સેન્ટ્રલ હિન્દુ કૉલેજીએટ સ્કૂલના પ્રિન્સિપાલ રહ્યા. ૧૯૧૫ માં એમણે મુંબઈ યુનિવર્સિટીમાં 'તુલનાત્મક ભાષાશાસ્ત્ર' પર વ્યાખ્યાન આપ્યું. ૧૯૧૭ માં એઓ કલકત્તા યુનિવર્સિટીમાં 'તુલનાત્મક ભાષાશાસ્ત્ર'ના પ્રોફેસર તરીકે જોડાયા. ૧૯૨૭ માં એમને વિશ્વભારતીમાં 'ઇરાનીયન ચેર' માટે નીમવામાં આવ્યા. ૧૯૨૮ માં કામા ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યુટને આશરે ઝોરાસ્ટ્રિયેનીઝમના ઇતિહાસ પર વ્યાખ્યાન આપ્યું. ૧૯૨૯ માં એઓ હિન્દુસ્તાનની લીન્ગ્વીસ્ટીક સોસાયટીના પ્રમુખ તરીકે ચૂંટાયા. એ જ વર્ષના નવેમ્બર માસમાં ફરી પાછા એઓ એ પ્રમુખસ્થાન માટે ચૂંટાયા. ૧૯૩૦ માં અથોરનાન ઇન્સ્ટિટ્યુટ, અંધેરીમાં પ્રિન્સિપાલ તરીકે જોડાયા. ૧૯૪૧ માં એઓ પુના ડેક્કન કૉલેજ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટના પ્રિન્સિપાલ થયા.

કલકત્તા યુનિવર્સિટીમાં પ્રોફેસર તરીકેની કારકિર્દીમાં એમણે ગુજરાતી સાહિત્યના મહામૂલી સેવા કરી. અને તે સેવા આપણા પ્રાચીન કાવ્ય-સાહિત્યભંડારમાંથી સુંદર કાવ્યોની ચૂંટણી. 'Selections from classical Gujarati Literature'ના ત્રણ ભાગોમાં આપણી પ્રાચીન કવિતાઓમાંથી ચુનંદી ચૂંટણી કરેલી છે. તદુપરાંત દરેક કવિ પર એમણે અંગ્રેજીમાં મનનીય વિદ્વતાપૂર્ણ નોંધ અને કવિનો પરિચય આપેલો છે. એ ગ્રંથોનો ગૂજરાતમાં જેટલો પ્રચાર થશે તેટલે અંશે આપણી એ પ્રાચીન કવિતાસમૃદ્ધિ જીવંત રહેશે.

આ ઉપરાંત એમણે અનેક શાસ્ત્રીય લેખો લખેલા છે. એમનો એકેએક લેખ એમની વિદ્વતાનો પુરાવો છે. જે ભાષાશાસ્ત્રનો એમણે અભ્યાસ કર્યો છે—જે ધગશ એમણે જીવનભર એના અભ્યાસમાં રાખી છે તે ધગશથી ગૂજરાતે હજી આ વિદ્વાનને ઓળખ્યા નથી.

સ્વ. નરસિંહરાવ, સ્વ. કેશવ હ. ધ્રુવ, સ્વ. રમણભાઈ નીલકંઠ, કવિશ્રી ખબરદાર અને શ્રી. કનૈયાલાલ મુનશી જેવા ગૂજરાતના ધુરંધર જ્યોતિર્ધરોએ એમની શક્તિને પારખી હતી અને પારખી છે. એઓ

[ અનુસંધાન પાના ૮૮ની બીજી કટાર

# પ્ર તિ બિં બ

## ગુ લા મ

[ શુલભકી ]

હું ગુલામ ?
સૃષ્ટિબાગનું અમૂલ ફૂલ માનવી ગુલામ ?
સ્વતંત્ર પુષ્પ ખીલતાં,
સ્વછંદ પંખી ઊડતાં,
હલાવતાં સુડાળ ઝાડ, ના કહેતું કોઈ ના.

સરે સરિત નિર્મળા,
નિરંકુશે ઝરે ઝરા,
વહે સુમંદ નર્તનો, ન હાથ કોઈ દેતું ત્યાં.

સિંધુ ઘૂઘવે કરાળ,
ઊછળે તરંગમાળ,
ગાન કોઈ રોકતું ન, નિત્ય ગીત ગાજતાં

સ્વતંત્ર પ્રકૃતિ તમામ
એક માનવી જ કાં ગુલામ ? *

ઉમાશંકર જોષી

* 'ગંગોત્રી' પૃ૪-૩

## હજામ

[ શુલભકી ]

હું હજામ ?
કેશકાપનું કરું જ કામ તેથી હું હજામ ?
ન મંત્ર શુષ્ક શીખવા,
સળંગ શિર ખોડવાં
ચલાવશે સપાટ અસ્તરો કળે બળે બધે.

અહો ! કંઇક વિધવા
તણાં શિરે જ અસ્તરા
ઉમંગ સાથ ફેરવ્યા, કળા કમી હતી કદી ?

છતાય હું રહ્યો હજામ ?
આપ સર્વના હજામ !
દૂધી છોલનાર જેમ દાઢી છોલનાર સૌ,
આપ સર્વના જ લાખવાર છે હજામ !

સૌ કરે મને પ્રણામ,
તોય ના ઝીલું સલામ:
લઈ જ અસ્તરો કરું સપાટ શિર ત્યાં તમામ

પવિત્ર કેશકાપ કામ !
તોય હું જ કાં હજામ ?*

જૂનાશંકર દાશી

* શ્રી ઉમાશંકર જોષીના 'ગંગોત્રી' માંથી 'હું ગુલામ' નું પ્રતિકાવ્ય

# અહીંતહીંથી

## ફરિયાદ અને સલાહ

રીચર્ડ ચર્ચ ફરિયાદ કરે છે કે આજની અંગ્રેજી કવિતા લખનાર યુવાન કવીઓ જાણે ગૂઢવાદના ઉપાસકો બની ગયા છે. અગાઉના કવિઓએ પોતાની જુવાન વયમાં ગૂઢવાદની એટલી ઉપાસના નહિ જ કરી હોય. અસ્પષ્ટતા એ આજના યુવાન કવિઓની કવિતાનું પ્રધાન લક્ષણ બની ગયું છે. એક બાળક કશા નિશ્ચિત ધ્યેય વિના જેમ જુદાં જુદાં રમકડાં લે અને તોડીફોડી નાખે, પછી એ ભંગારનો ઢગ એ બાળકની રમતના પ્રતીકરૂપ બની રહે; તેવો આજની કવિતાનો આકાર બને છે! ગેયતાનો અભાવ એ આજની કવિતાની એક ખાસિયત છે જ, પણ એ અંધકારને વિદારતો પ્રકાશ હવે આવતો થયો છે, અને તે આવતીકાલના કવિઓ દ્વારા જ આવશે.

ø

સ્ટીફન સ્પેન્ડર યુવાન કવિઓને સલાહ આપે છે: મેથ્યુ આર્નોલ્ડે વિવેચનાત્મક લેખો લખ્યા ત્યારથી, શેલીએ કવિતાની ચર્ચા ઉપાડી ત્યારથી આજ સુધીમાં કવિતાનાં સ્વભાવ લક્ષણો પરત્વે ખૂબ લખાયું છે. કવિતા શું છે અને શું નથી એવી વાતો હવે છોડી દેવી જોઈએ; અને એક જ હકીકતનો સ્વીકાર કરી લેવો જોઈએ કે: અમુક સમયમાં પરિસ્થિતિના ઘેરાની વચ્ચે જીવી રહેલી માનવતાની સુદશા અને દુર્દશા આલેખતી ભવ્ય ભાષાવાળી આજની કવિતા બનવી જોઈએ. સમયે ઉપજાવી આપેલાં બળોનું માત્ર દિગ્દર્શન નહિ પણ 'ઇન્ટરપ્રીટેશન'–તત્ત્વબોધન થવું જોઈએ; અને તો જ નૂતન કવિતા જનતાનો સંપર્ક સાધનારી બનશે. ['પ્રબંધુ'માંથી]

## કવિ પરોપજીવી ન હોઇ શકે

આજના પત્રસંપાદનમાં કવિતાનો મોભો **આંગળિયાત** છોકરીના જેવો છે. એણે એનો સાચો જનક છોડ્યો છે અને એની જનની બીજાના મોહમાં બંધાયેલી છે. આજે કવિતા નબાપી અને નમાઈ જેવી શરમની મારી અણમાનીતી બનીને જીવે છે. નથી એને પોતાનું ઘર કે પોતાનો વર, નથી એને કુટુંબમાં કે સમાજમાં પ્રતિષ્ઠાભર્યું સ્થાન. હા, કોઈ કોઈ પત્રકાર વિવેકશીલ છે; અને તેને કન્યારત્ન તરીકે પિછાને છે; અને એનો મોભો સાચવે છે. બીજી દૃષ્ટિએ કવિઓ પણ **પરમ**અર્થના સાધકો નથી; તેઓ પણ અકાળે યશવાંછુ બનીને સ્વાર્થમાં લેપાય છે અને લય પામે છે. જે કાવ્યાનંદ પૂર્ણપણે પ્રગટવો જોઈએ તે તેઓ પ્રગટાવી શકતા નથી. કવિતા તો જીવનની મહાધૂન હોવી જોઈએ. આજે કવિઓ કવિતાજીવી નથી પણ પરોપજીવી છે ને તેથી જ નથી સિદ્ધિ મળતી કવિતાને કે નથી યશ મળતો કવિઓને. વળી જે આશ્રય, વિશ્રાંતિ કે સાધનસંપત્તિ કવિઓને સુલભ હોવાં જોઈએ તે દૂર નાસતાં ફરે છે. આમ ચક્રમાં બધું ચગડોળે ચડ્યું છે. અને ધારીએ છીએ તેટલી પ્રગતિ થતી નથી. અલબત્ત ભાવનાને મૂર્તિમંત બનાવવાને વ્યવહારધર્મનો સ્થૂલ દેહ જરૂરી છે અને તેટલા પૂરતો વ્યવહાર અરસપરસ સહકારભરી રીતે ચલાવવો જોઈએ એમાં શંકા નથી. કવિહૃદય જો ઉદાર નથી તો કંઈ નથી. જ્યારે હૃદયસંકોચ થાય ત્યારે કવિતાવૃત્તિની ઓટ બેસે છે. લ. ધી.

## કવિતાના પ્રકાર

**ક**વિતાના ચાર ભાગ–તરંગપ્રધાન, વિચારપ્રધાન, કલ્પનાપ્રધાન તથા ભાવનાપ્રધાન: આ ચાર ભાગ સ્થૂલ કવિતાના. આ ચારમાંના દરેકનો એક એક દાખલો ગૂજરાતી કવિતાસાહિત્યના કામ પૂરતો જ દલપત ને નર્મદથી માંડીને ઉમાશંકર જોષી સુધીના ગ્રંથસ્થ કાવ્યસાહિત્યમાંથી લઈએ.

**તરંગપ્રધાન કવિતા:**

ભક્તોનાં દુઃખ ભાંગવાં, તે છે તારી ટેવ
સહાયતા કરિ આ સમે, દુઃખ હરનારા દેવ [દોહરો]

: દલપતકાવ્ય પા. ૭૦ :

**વિચારપ્રધાન કવિતા:**

રસિક કવિને જાણવો, ખરો અમર જગમાંહિ,
જેની યશરૂપ કાયને, જરા તણું ભય નાહિં,
જરા તણું ભય નાહિં, નાહિં આધિ ને વ્યાધિ,
અચળ કીર્તિ જગમાંહિ, સકળ થળમાં રહે ગાજી;
કહે કુસુદ કર જોડ, કદી શંકા નવ આણો;
રસિક કવિની કાય, અમર આ જગમાં જાણો.[કુંડળિયો]

: નર્મદનું મંદિર પા. ૪૮ :

**કલ્પનાપ્રધાન કવિતા:**

છાયા તો વડલા જેવી ભાવ તો નદના સમ,
દેવોના ધામના જેવું, હૈડું જાણે હિમાલય. [અનુષ્ટુપ]

: આપણી કવિતાસમૃદ્ધિ. પા. ૬૨. ન્હા. દ. કવિ :

**ભાવનાપ્રધાન કવિતા:**

કીકી કરું બે નભ–તારલીની,
ને મીટમાં માપું દિગંતરાલને,
માયા વીંધીને જળ વાદળી ની,
અખંડ દેખું પળમાં ત્રિકાળને.
સંધ્યા–ઉષાની સજી પાંખજોડલી,
યાત્રી બનું ઉર્ધ્વમુખી અનંતનો;
સ્વર્ગંગમાં ઝૂકવું ચંદ્રહોડલી,
સંગી બનું વા ધૂમકેતુ પંથનો. [ ઉપજાતિ ]

: ઉમાશંકર કૃત ગંગોત્રી, પા. ૫૧ :

મોહિનીચંદ્ર

# સ્વરધેનુ

[ દરેક અંકમાં એક ગેયગીતનું સ્વરાંકન આપવાનો અમે નિશ્ચય કર્યો છે. આખા ગીતનુ સ્વરલેખન તો ખૂબ જ લાંબું થઇ પડે એટલે એમાં એક સ્થાયી તથા એક અંતરો લીધેલ છે. બાકીના બધા અંતરા એ જ સ્વરથી ગાઇ શકાય છે. ]



## ગુજરાત મોરી મોરી રે

મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.
ભારતની ભોમમાં ઝાઝેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.

સાબરનાં સર્દાની સોણલાં સુણાવતી,
રેવાનાં અમૃતની અર્મર ધવરાવતી,
સમદરનાં મોતીની છોળે નવરાવતી
ગુજરાત મોરી મોરી રે.

ગિરનારી ટુંકો ને ગઢ રે ઇડરિયા,
પાવાના ટોડલે માકાળી મૈયા,
ડગલે ને ડુંગરે ભર દેતી હૈયાં,
ગુજરાત મોરી મોરી રે.

આંખની અમી મીટ ઊમટે અરોતરે,
ચોરવાડ વાડીએ છાતી શી ઊભરે,
હૈયાનાં હીર પાઇ હેતભરી નીતરે,
ગુજરાત મોરી મોરી રે.

કોયલ ને મોરને મેઘમીઠે બોલડે,
નમણી પનિહારીને ભીને અંબોડલે,
નીરતીર સારસશાં સુખડુબ્યાં જોડલે,
ગુજરાત મોરી મોરી રે.

નર્મદની ગુજરાત દોહ્યલી રે જીવવી,
ગાંધીની ગુજરાત કપરી જીરવવી,
એકવાર ગાઈ કે કેમ કરી ભૂલવી?
ગુજરાત મોરી મોરી રે.

ભારતની ભોમમાં ઝાઝેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.
મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.

ઉમાશંકર જોષી

# સ્વરાંકન

[ શ્રી. દુર્ગાશંકર ત્રિવેદી ]

જાતી સંપૂર્ણ
રે ગ ધ ની સ્વરો કોમલ

રાગ ભૈરવી તાલ દાદરા માત્રા ૬

| × ધા ધીં ના | ૦ ધા તીં ના | × ના ધીં ના | ૦ ધા તીં ના |
|---|---|---|---|
| | | **સ્થાયી** | |
| ગુ – જ | રા – ત | મો – રી | – મો – |
| સા – રે | સા ની ની | સા ગ મ | પ મ ગ |
| રી – – | રે – – | મ ળ તાં | – મ – |
| સા ની ગ | સા – – | સા પ પ | – પ – |
| ળી – – | ગ ઇ – | મોં – ઘે | – રી – |
| ધ પ ધ | પ મ – | સા ગ મ | પ મ ગ |
| ગુ – જ | રા – ત | ગુ – જ | રા – ત |
| સા – ગ | રે સા સા | સા – રે | સા ની ની |
| મો – રી | – મો – | રી – – | રે – – |
| સા ગ મ | પ મ ગ | સા ની ગ | સા – – |
| ભા – ર | ત ની – | ભો – મ | માં – – |
| ની – ની | ની ધ ની | સા – રે | સા – – |
| ઝા – ઝે | – રી – | ગૂ – જ | રા – ત |
| સા ગ ગ | – ગ રે | સા ની રે | સા – સા |
| | | **અંતરા** | |
| ગિ ર ના | – રી – | ટું – કો | – ને – |
| ગ મ ધ | – ની – | સા – સા | – સા – |
| ગ ઢ રે | – ઈ – | ડ – રિ | યા – – |
| ની ની સાં | – સાં – | ની સાં ની | ધ પ – |
| પા – વા | – ને – | ટો – ડ | લે – – |
| ગ મ ધ | – ની – | સાં ગં રેં | સાં – – |
| મા – કા | – ળી – | મૈ – – | યા – – |
| ની – સાં | – સાં – | ની સાં ની | ધ પ – |
| ડ ગ લે | – ને – | ડું – ગ | રે – – |
| ગ પ પ | – પ – | ધ પ ધ | પ મ – |
| ભ ર દે | – તી – | હૈ – – | યા – – |
| સા ગ મ | પ મ ગ | સા – ગ | રે સા – |

# સમાલોચના

**ત્રિવેણી**

કર્તા: પુષ્પા વકીલ; : મૂલ્ય ૧ રૂપિયો
પ્રકાશક: પુષ્પા રમણલાલ વકીલ, સિક્કાનગર, મુંબઈ–૪
-વાલ એજન્ટસ: એન. એમ. ત્રિપાઠીની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨

ગયા દાયકામાં આપણને કવિતાની વસંત દેખાઈ. આ દાયકાની શરૂઆતમાં એ વસંતની પણ વસંત દેખાઇ રહી છે. ૧૯૪૧ માં જે કાવ્યસંગ્રહો પ્રસિદ્ધ થયા અને થવાના છે તેની સંખ્યા કોઈ પણ ગત વર્ષમાં પ્રસિદ્ધ થયેલા કાવ્યગ્રંથોની સંખ્યા કરતાં વધારે થાય તો શંકા નહીં. ગુજરાતની કવિતાએ અનેક દિશાઓ ખેડી છે આપણી આંખ આગળ આપણા કવિતાસાહિત્યનું મૂલ્યાંકન કરનારા પર-પ્રાંતીયો પણ ઊભા છે. એવા વસંતકાળમાં સૌ. પુષ્પા વકીલનો સંગ્રહ અવશ્ય આવકારદાયક છે કારણ કે એ સંગ્રહથી વસંતમાં શોભા વધશે એની અમને ખાતરી છે. 'ત્રિવેણી'માં સુરંગ નથી પણ સુવાસ છે. કલ્પના નથી પણ વિશદતા છે. વિચાર નથી પણ ભાવ છે.

ગુજરાતની સ્ત્રીકવિઓ શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ, શ્રીમતી જય-મનગૌરી પાઠકજી, શ્રીમતી પુષ્પા વકીલ, શ્રીમતિ ઊર્મિલા દવે—એમનાં જે કાવ્યો આપણા વાંચવામાં આવ્યાં છે તેમાં હૈયાની ઋજુતા છે અને સંપૂર્ણ વિશદતા છે. આપણા અનેક પ્રતિષ્ઠિત સંગ્રહોમાં જે અવિ-શદતા જણાઇ આવશે તે અવિશદતા આ કવયિત્રીઓનાં એકે એક કાવ્યમાં શું પણ લીટીમાં પણ નહી જડે. એનો તાજો પુરાવો શ્રી પુષ્પા વકીલનો સંગ્રહ છે.

એમના જીવનસાથી સાથે સૌ. પુષ્પા વકીલને ઐક્ય હશે તો એ બન્ને કવિકવયિત્રીના કાવ્યસર્જનમાં સામ્ય છે વિશદતાનું. સૌ. પુષ્પા વકીલ પાસે એક વધારે તત્ત્વ છે. તે તો એ કે આપણા ગુજરાતના કવિપુત્રોએ આપણા પૂર્વજોના વારસાનો સદુપયોગ નથી કર્યો. તે વાર-સાનો ખરેખરો સદુપયોગ કર્યો હોય તો તેનું ખરું માન આ કવિપુત્રોને ફાળે જાય છે. એને માટે જેટલાં અભિનંદનો આપીએ તેટલા ઓછાં.

'રાધિકાના વિરહના બાર માસ' અને બીજા કેટલાક રાસો આ સંગ્રહનું આકર્ષક અંગ છે. પૂર્વજોના ઋણનો એકરાર એમણે કર્યો છે. ૪૭ કાવ્યોના નાના છતાં સુંદર સંગ્રહમાંના ગીત-લહરી વિભાગનાં કેટલાંક બાળગીતો બાદ કરતાં આ સંગ્રહમાં એક પણ કાવ્ય એવું નથી કે જેને નકામું કહી શકાય. એમના વિહારનું ક્ષેત્ર મર્યાદિત છે પણ એ મર્યાદિત ક્ષેત્રમાં એમણે એમના ભાવોને સચોટ રીતે વ્યક્ત કર્યા છે. સંસ્કૃત વૃત્તમાં લખાયેલાં કાવ્યોમાં પણ એમની વિશદતા આપણને ખૂબ આકર્ષે છે.

પ્રકૃતિ તરફનો પક્ષપાત, અને પ્રકૃતિમાંથી જ ઝિલાતી પ્રેમની પ્રેરણા એમણે એમની પંક્તિઓમાં વ્યક્ત કરી છે. એટલું જ નહીં પણ માનવી અને પ્રકૃતિ જ્યાં ઐક્ય સાધે છે ત્યાં કવયિત્રી કહે છે,

> જ્યાં માનવી પ્રકૃતિ ઐક્ય સદાય સાધે,
> ભૂલાય શે જીવનદષ્ટિ નવીન લાધે?

કવયિત્રી પ્રકૃતિમાં એટલું બધું ચૈતન્ય જુએ છે કે એ પ્રકૃતિ એમની ખાનગી પ્રણયગોષ્ટિ સાંભળવાને પણ ઉત્સુક થાય છે.

> ત્યાં હતા કુસુમો કંઈ, નીચા વળી મીટ માંડતા,
> જાણ્યું મેં શું સૂણવા ગોષ્ઠી અધીરાં તે થયા (એ. સંધ્યા)

ખુદ પ્રેમ કરનાર પણ પારકા પ્રેમી યુગલની વાત સાંભળવામાં વિશેષ રસ લે છે તો આ નિર્દોષ કુસુમોનું શું પૂછવાનું ?

કોઈ કોઇ કાવ્યમાં એમની પ્રતિભા કલ્પના પણ ચમકાવે છે. 'સ્વપ્ન-સૃષ્ટિ'માં એમની દૃષ્ટિમાં વિરાટ વિશ્વ દેખાય છે.

> નૌકાસમી અવનિ તેજ થકી લસંતી,
> ચંદ્રાતણા અમિત તેજ વિષે તરંતી.

'તાદાત્મ્ય' જે પૃથ્વી છંદમાં છે તેમાં રહેલી વિશદતા જ એ કાવ્યને કાવ્ય બનાવવાને બસ છે. કાવ્યમય વિશદતાનું દર્શન કવિતા-સાહિત્યમાં થતું હોય તો તે આ સંગ્રહમાં. પ્રકૃતિ તરફનો પક્ષપાત એ કાવ્યમાં વ્યક્ત થાય છે સીધી અને સાદી રીતે પણ સચોટ.

> સ્વભાવથી જ રમ્ય જો પ્રકૃતિસંગ, તાદાત્મ્ય તો.
> કહે કયમ ન સાધવું, ભય ઉપાધિ સૌ ટાળતા?
> બનો નિલયસ્થાન આ ઉભયનું, ટળો ભાર સૌ,
> અનંત દિન આ બને, મરણ કાલનું યે બને!

કવિ સ્ત્રી હોવાથી વિશેષે કરીને સ્ત્રીત્વ અને ઋજુતા પ્રગટે છે. 'વેરણ વેણુ'ના સુંદર રાસની છેલ્લી પંક્તિઓમાં,

> પાય પડી વીનવું પાલવડો પાથરી,
> વેણુ વેરણ આ થંભાવ.

આવા નાના સરખા સંગ્રહમાં જે સુંદર કાવ્યો એકત્રિત થયાં છે તે સૌ. પુષ્પા વકીલની પ્રણય અને પ્રકૃતિની સાધનાનું જ ઐક્ય છે. એમાં મસ્ત તરંગો નથી પણ ભાવોનું પારદર્શક વક્તવ્ય છે. હૃદયની કઠોરતા નથી પણ ઋજુતા છે અને તે ઋજુતા એની પુરુ-ષની કઠોરતાને પણ ઋજુતારૂપે જ જુએ છે,

> મને હતું કે પુરુષોનું હૈયું
> કઠોર છે પત્થર શું ઘડેલું;
> તે યે હવે કોમળતા ધરીને
> પ્રેમાર્દ્ર સ્પર્શે, દ્રવ આજ એ લહું. (દૂભાયેલું હૈયું)

પ્રેમાર્દ્રસ્પર્શે ઋજુતા પ્રગટાવનાર પારસમણિ ને કાવ્યસાહિત્યમાં પ્રવેશ કરાવનાર કવિ એ ઉભયને અભિનંદનો. એમના સંયુક્ત સર્જનમાં એકતા છે અને સ્વતંત્ર સર્જનમાં સામ્ય છે. એ ઐક્ય અને સામ્યની સંયોગભૂમિ અને એમની કાવ્યસર્જનની કીર્તિ એમને મુબારક હો!

**અજંપાની માધુરી**

કર્તા: 'સ્વપ્નસ્થ' : : પ્રકાશક : ભાનુભાઈ ર. વ્યાસ
૮ લેબર્નમ રોડ, ગામદેવી, મુંબઇ ૭; કિંમત ૧ રૂપિયો.

અજંપામાંથી પણ માધુરી માણનાર કવિ આપણને પણ એ માધુરીનો આસ્વાદ કરાવે છે. એકસો છ કાવ્યોના આ દળદાર સંગ્રહમા એના કવિએ વિષયવૈવિધ્ય જાળવીને અનેક સુંદર કાવ્યો આપ્યાં છે. કવિના સર્જનના છેલ્લા દાયકાનો આ પરિપાક છે. એ સર્જનને યોગ્ય સમયે એમણે ગ્રંથસ્થ કર્યું છે.

બધાં જ કાવ્યોમાં એકસરખો વાણીપ્રવાહ વહ્યે જાય છે; વિશ-દતા પણ છે. પૃથ્વી અને મિશ્રોપજાતિ વૃત્તમાં કાવ્યોની સંખ્યા ઘણી છે. ગીતના કરતાં સંસ્કૃત વૃત્તોમાં કવિ વધારે સફળ થયેલા જણાય છે. ગીતોમાં પણ બે ત્રણ ગીત તો એટલાં સરસ છે કે એક વાર ગાયા પછી અનેક વાર ગાવાનું મન કોઈને પણ થાય—પણ એ પ્રભાવ એમાંના એક બે ગીતો માટે જ. બાકીનાં ગીતોમાં એ પ્રભાવ નથી.

ગાવાને લલચાવે એવું વાણીઓજસ નથી.

આ સંગ્રહમાં આ કવિનું ખરું વ્યક્તિત્વ તો એ છે કે વાચકને અમુક રુચે અને અમુક ન રુચે માટે રુચે એવું લખવું અને ન રુચે એવું ન લખવું, એ ખોટી માન્યતાથી નીડરતાથી બેપરવા રહ્યા છે. એમને જે કહેવાનું છે તે એમણે બેધડક કહ્યું છે અને એમાં જ એમણે કવિધર્મ બજાવ્યો છે.

વાસ્તવિકતાના વાદમાં આ સંગ્રહ પણ પોતાનો સુર પૂરે છે. પણ કેટલીક જગાએ કવિએ એ વાસ્તવિકતાનું ધોરણ એવી હદે મૂક્યું છે કે જ્યાં કોઇ સંમત ન થાય કે સહાનુભૂતિ ન પણ બતાવે. કાવ્યસંગ્રહમાં સૌથી સરસ અસર ઉપજાવે એવું એમનું મનોહર ગ્રામવર્ણન છે. ઠેકઠેકાણે એમણે ગામડાનાં મનોહર દૃશ્યને ઘણી સચોટતાથી વર્ણવ્યાં છે. પણ એની જ સાથે અવારનવાર આગગાડી, એંજીન અને પાટા એટલી વખત આવે છે કે ગ્રામવર્ણન વાંચતાં મેળવેલી 'માધુરી' પેલા એન્જીનના ધુમાડામાં ચાલી જવાનો પણ ભય રહે. પ્રેમની લાગણીઓને વિના સંકોચે એમણે વહેવડાવી છે. પ્રેમનાં કાવ્યો વાંચતાં કોઇને પ્રેમ કરવાનું મન થાય ત્યારે જ પ્રણયકાવ્યોની સફળતા એ ધોરણ હજી ગૂજરાતે સ્વીકાર્યું નથી. છતાંયે આ કવિએ જે પ્રણયકાવ્યો આપ્યાં છે તે સાચાં પ્રણયકાવ્યો છે. પ્રેમની સૃષ્ટિમાં તે વાસ્તવિક છે. એ વર્ણનમાં નવીનતા છે. બેશક જે વસ્તુ જીવનમાં છે તે જ એમણે મૂકી છે. પણ કોઇએ હિંમત કરી નહોતી તે જ આ કવિએ હિંમતપૂર્વક સાફ દિલથી કહી છે. પણ વાસ્તવિકતામાં ભમનાર કવિ એટલું પણ જાણે છે કે—

અમરતા ક્ષણનું જ. સ્વરૂપ છે,
ક્ષણ અનંત થવા પરિપૂર્ણ છે. (અક્ષય)

અને, ચલિત જગત–આહી કોઈ ના નિત્ય રહેતું.
ધીરજ હૃદય! તારાં દર્દનેયે જવાનું.

વાચકની રુચિસુરુચિની તમા ન કરનાર કવિ એમ પણ લખી શકે.

તાતા ઇલેક્ટ્રિક વર્કર્સે સુપોષિતા
ઇંગ્લેંડ આયાત કરેલ પાટા
પર ધણેણી ધપનાર ગાડી,
ખેંચી રહી આ વપુને અગાડી. (ચિના)

અને એથીયે હિંમતથી વધતા 'શરતપૂર્ણિમા'ની નીચલી પંક્તિઓ જોઇએ,

પતિદીધ ચાંદી સમા
ભયંકર અસહ્ય રોગ પણ તે ધર્યા અંગમા.
* * *
જલે શરદ્ય દ્રહાંછન હમેશ ચાંદીરૂપે.

કવિઓને માટે આ જ વાસ્તવિકતા હોય તો તે વાસ્તવિકતા આટલેથી જ બસ! આ સંગ્રહને પણ આ કાવ્ય ચાંદીરૂપ જ છે. અનેક સુંદર મનોહર કાવ્યોમાં આવાં કાવ્યો અસર બગાડશે જ. પણ એ જ કવિ ગુજરાતને આપે છે એ અસંત સુંદર ગીત 'મેહુલાને'

ઝંખે છે ભેમ પાણી પાણી ઓ મેહુલા!
ઝંખે છે ભોમ પાણી પાણી
તુંને શું આજ આ અજાણી? ઓ મેહુલા!

એકમો ૭ કાવ્યોના સંગ્રહમાંથી 'શરતપૂર્ણિમા' જેવાં પાંચ ૭ ...ચિના મતભેદ પર છોડતાં બાકીના કાવ્યો કવિની પ્રતિભાને ...ર્ણું ઉતારે છે. વિશદતા છે, મનોહર વર્ણન છે, ચિંતન છે, પ્રણ-યનો ઊર્મિઆવેગ છે.

મ. લા. દે.

**બારીબહાર**

લેખક:–શ્રી. પ્રહ્લાદ પારેખ,

સોલ એજન્ટઃ આર આર શેઠની કંપની, મુંબઇ, મૂલ્ય : ૧–૪–૦.

શ્રી. પ્રહ્લાદ પારેખનાં સાઠ કાવ્યોનો આ પ્રથમ સંગ્રહ છે. શ્રી. ઉમાશંકર જોષીએ એનો વિસ્તૃત પ્રવેશક લખીને કાવ્યોનાં મુખ્ય લક્ષણોનો પરિચય કરાવ્યો છે. શ્રી. પ્રહ્લાદની કવિતાને તેઓ 'નીતર્યાં પાણી' કહે છે, કારણ કે નવા કવિમંડળે બલિદાન, શહાદત, શોષણ, વર્ગવિગ્રહ વગેરે વિશે કાવ્યો લખ્યાં તેવા વિષયોને શ્રી. પ્રહ્લાદ સ્પર્શ્યા નથી, તેમ જ નવા કવિતાના બહિરંગમાં જે પરિવર્તનો કર્યાં છે તેનું માહાત્મ્ય પણ આ સંગ્રહમાં બહુ નહિ દેખવા પામો. માથે ચડી વાગેલો એવો પૃથ્વી છંદ તે આમાં ક્વચિત્ ક્વચિત્ જ જોશો. સોનેટ લખવાનો અભખરો પણ અહીં નથી. પ્રવાહી પદ્યને બદલે શ્લોકબંધનો આગ્રહ વિશેષ દેખાય છે. નવીનતાને ખાતર જ લીધા હોય એવા જે હડફેટે ચડ્યા હોય તે વિષયને આમાં સ્થાન મળેલું લાગતું નથી. શબ્દપ્રયોગો અંગે પણ કવિએ આ દસકામાં નામચીન થઇ પડેલી એવી ભાંગતોડ કે ઠરડમરડ કરી નથી. પણ ભાવ અને રસની ગહનતા ઉપર જ તેમણે કાવ્યરસની જમાવટ કરી છે. શ્રી. પ્રહ્લાદે ભાવને ઘૂંટી ઘૂંટીને આપવાનો, સૌંદર્યદર્શનને સુરેખ શિલ્પ-મંડિત કરવાનો આગ્રહ રાખ્યો છે. પાણીદાર મોતી જેવાં ઊર્મિકાવ્યો, રસની ઘૂંટેલી કણિકાઓ જેવી શ્લોકપંક્તિઓ આ કવિમાંથી ઘણા સારા પ્રમાણમાં મળી રહેશે. વિષયની વિવિધતા માટે વલખાં મારવાને બદલે કવિએ માનવીના ચિરંતન મનોભાવોને આલેખવામાં જ આનંદ માન્યો છે. માનવહૃદયની ગૂઢ ઉત્સુકતા, તીવ્ર વેદના, નિસ્તલ નિરાશા અને અમોઘ મુદિતા કવિ સહેજમાં શબ્દસ્થ કરી શકે છે. શ્રી. પ્રહ્લાદ પારેખે માનવહૃદયને જ જાણે પોતાનો કાવ્યવિષય બનાવ્યો લાગે છે

'હમું', 'અવધૂત', 'સૂર્યોદય', 'વર્ષા', 'સિંધુને', 'જૂઈ' વગેરે કાવ્યો જોતાં શ્રી. પ્રહ્લાદની થોડા જ શબ્દોમાં હૃદયંગમ શબ્દચિત્રો આલેખવાની ખૂબી જણાઇ આવે છે. મનની મુંઝવણ, નિરાશાની પળો કે આનંદના વેગવિકાસને અનન્ય કલાથી વ્યક્ત કરે છે. હૃદયની નાજુક સુકુમાર ઊર્મિઓને શ્રી. પ્રહ્લાદે લેશ પણ ઊર્મિલ બન્યા સિવાય અપૂર્વ માધુર્યથી અહીં સંગ્રહાયેલાં કાવ્યોમાં વહાવો છે. 'દાન' 'મુક્ત નિર્ઝર,' 'છેલ્લી પૂજા' એ કાવ્યો કવિવર રવીન્દ્રનાથનાં બંગાળી કાવ્યો પરથી શ્રી પ્રહ્લાદે ગુજરાતીમાં ઉતાર્યાં છે. પણ માત્ર અનુવાદ ન કરતા કવિનો નિગૂઢ કાવ્યાનુભવ શ્રી પ્રહ્લાદ ઝીલી શક્યા છે તેથી તે કાવ્યો સ્વતંત્ર સર્જન જેવાં બન્યાં છે.

શ્રી. પ્રહ્લાદ પોતાનાં ગીતોને સારી રીતે ગાઈ શકે છે. તેથી તેમનાં ગીતો સુગેય અને સ્વરરચનાની દૃષ્ટિએ શુદ્ધ એવાં હોઇ આ સંગ્રહનું તે વિશિષ્ટ આકર્ષણ છે. 'માનવકંઠ'. 'તારો ઇતબાર', 'અવધૂતનું ગાન', 'મારા રે હૈયાને', 'આજ', 'અંધ', 'એકલું', 'આવશે' વગેરે સુંદર ભાવવાહી ગીતો છે. તેમાં માનવહૃદયના મુલાયમ ભાવોને કવિએ મનોહર વાણીમાં વ્યક્ત કર્યા છે. સાદી પણ સચોટ શબ્દપસંદગી, પરિચિત ઢાળોની પ્રવાહિતા, ભાવોની સ્વાભાવિકતા, સચ્ચાઈ અને સમજણ ઇત્યાદિના સમિશ્રણથી એ ગીતોમાં એવું સુંદર રસાયન બન્યું છે કે એ ગીતો પ્રથમ પરિચયે જ ચિત્તને વશ કરી લે છે.

આવા અનેકવિધ ગુણોથી સમૃદ્ધ એવા આ કાવ્યસંગ્રહને આવકારતાં આનંદ થાય છે.

નાથાલાલ દવે






પ્રકાશક-મુદ્રક: પારેખ શાંતિલાલ છોટાલાલ    શ્રી સરસ્વતી છાપખાનું    હાણાપીઠ – ભાવનગર




જાન્યુઆરી-ફેબ્રુઆરી : સંયુક્ત અંક

વર્ષ ૧ : અંક ૬-૭

## ગૂંથણી



**તંત્રીઓ : ઇન્દુલાલ ગાંધી** (સમરસેટસ્ટ્રીટ, કેમ્પ, કરાંચી). **મગનલાલ લાલભાઈ દેસાઈ** (નિરંજન નિવાસ, માલવિયારોડ, વિલેપાર્લે). **રતુભાઈ દેસાઈ** (ગુરુનિવાસ, નહેરુરોડ, વિલેપાર્લે). વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયો દોઢ. પરદેશમાં ચાર શિલિંગ. છૂટક નકલ આના ત્રણ. ગ્રાહકોનાં લવાજમ, બદલાનાં પત્રો, અવલોકનનાં પુસ્તકો, લખાણો તેમ જ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું—**રતુભાઈ દેસાઈ, 'કવિતા' કાર્યાલય, ગુરુનિવાસ, વિલેપાર્લે.**

વાર્ષિક લવાજમ
રૂપિયો દોઢ
દેશમાં

# ક * વિ * તા

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

: તંત્રીઓ :
ઇન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

વર્ષ ૧ : અંક ૬-૭ તા. ૧ ફેબ્રુઆરી ૧૯૪૨ સળંગ અંક ૬-૭

## સ્મૃતિ એ પળ એકની

'ચાહું છું હું તને,' એવું વદી, ત્યાં વદને સખી !
હેમ ને કંકુની છાયા આભથી ઊતરી પડી.
શિરે વ્યોમ હતું સ્વચ્છ સામે સાગર મત્ત ને
પશ્ચિમે રંગબેરંગી સંધિકા ચિત્ર દોરતી.

ક્યહીં કો પંખીએ ગાતું ગાન કો મૃદુ, મંજુલ,
આજુબાજુ કશે ક્યાંયે થાતો ના પદનો રવ.
એવાં એ આભ ને સંધ્યા, પંખી ને સાગરે મળી
તારી સાથે, રચ્યું કેવું હતું લાવણ્યવર્તુલ !
હું યે એ વર્તુલેબદ્ધ ભૂલી ભાન નિહાળતો,
તને, સાગર, સંધ્યાને, ગાનના રવ માણતો.

ઓચિંતાં મૃદુ કંઠે ત્યાં જાણે મત્ત કોકિલા
ટહૂકે, અંતરે એવું ટહૂકી "ચાહું સર્વદા."
ત્યાં તો સાગર, સંધ્યા, એ ગાન, લાવણ્યવર્તુલ
ભૂલી જોતો તને માત્ર, ઓ મારા અદકા ફૂલ !
વ્યોમની સ્વચ્છતા ભાલે, સંધ્યાના રંગ ગાલમાં
હૈયું સાગર શું મત્ત, નયનો તૃપ્તિથી ભર્યાં,
જોયાં, ને ગાન પંખીનું તારી એ સ્વરમાધુરી
વહી એમાં ન જાણું ક્યાં સંતાઈને શમી ગયું.
જાણ્યું મેં વ્યોમને વીંટી-લેતું સૌંદર્યવર્તુલ
સંકોચાઈ મુખે તારે સ્થિર એ પળમાં થયું.
આજે આ આટલાં વર્ષો પ્રેમમુગ્ધ ગયાં છતાં
અનેરું સુખ આપે છે સ્મૃતિ એ પળ એકની.

ગુલાબદાસ બ્રોકર

## છેલ રે હો છેલ !

પ્યારા છેલ રે હો છેલ !
વ્હાલા ગેલ રે હો ગેલ !
કાગજની કિસ્તીના માંડયા શા ખેલ.

રે હો છેલ !
ભીની રે રેતીના બાંધ્યા શા રે આ તે મ્હેલ ?
માટીનાં માન્યાં રે સાચાં મોર ને આ ઢેલ ?
છેલા, ખેલ શા આ ખેલ ?

વીણી વીણી છીપલાં તે ખોબલે સંચેલ
ઘેલા, અંતરે રાખેલ;

ખેલની ખુમારીમાં તું આવડો ભૂલેલ,
છેલા, આવડો ભૂલેલ ?

તેં રે આ-શું જોયાં વીરા મુવાંને જીવેલ,
ઘેલા, મુવાંને જીવેલ ?

શું રે તે ગણ્યાં છે બધાં ઝિન્દાંને મુવેલ,
વીરા, ઝિન્દાંને મુવેલ ?

આવી રે કિતાબ ઊંધી ક્યાં રે તું ભણેલ,
છેલા, ક્યાં રે તું ભણેલ ?

શું વા તું ભણેલી બધી કિતાબો ભૂલેલ,
ઘેલા, કિતાબો ભૂલેલ ?

'હું તો આ કિતાબી બડો જોઉં તારા ખેલ,
ઝાઝા જોઉં તારા ખેલ,

મસ્ત તું તો, તારી મોઘી અંતરની રેલઃ
વ્હાલા, અંતરની રેલ !

છો ને હું ઊભેલ !
છેલા ! તું તો તારે રેલ ?

તારું જગ સાચું, મારું ખોટું છે ખચેલ !
સાચે ખોટું છું ખચેલ.

સુંદરજી ગો. બેટાઈ

## મૃત પવન

: માલિની :

૧

મૃત પવન પડે છે સેંકડો ક્રાન્તિ સામે,
ક્ષણ પણ નવ જીવે નિત્યનાં નૂતનત્વો;
પ્રગતિ ચરણ રોપે તે પહેલાં વિરામે,
નવ સુખ ખરું માણે ચેતનાહીન સત્વો !

૨

નવ કિસલય નાચે, પાંગરે તેમ રાચે,
સ્મિત કુસુમ સજે યા પાંદડાંને પટોરે;
જતી બની તરુડાળો સેંકડો દીપમાળો
સમય નહીં દીઠો તે-ના દીઠો, ના દીઠો રે !

૩

શું ય કહું નિરખીને સ્નેહની બાગબાની ?
સળગી જિગર જાતું સૃષ્ટિના જોઈ ઢંગ;
હદ વળી ગઈ આજે મારી લાચારતાની,
હર તરફથી થાતો નિત્ય ઉત્સાહભંગ.

૪

દિલ ધડકતું મારું દોડયું જેના ભણી આ
દસ કદમ ખસીને છે ઊભાં દૂર તેઓ;
મળી નહિ બદલામાં લાગણી, લાગણીના,
ખપી ક્યમ જ શકે તો આશરો શૂન્ય જેવો ?

૫

દિન પર દિન વીતે એકની એક રીતે;
થતી ખતમ અનિદ્રા યામિની તે ન આવી
જતું બળી ઉર આહે, ખાક થૈ શોકદાહે,
જીવનની મિજબાની જિંદગીને બનાવી.

૬

વગર ખપની વાતો સાંભળી મેં ઘણાની
નવ અધિગત મારી જાણવા કો ચહાતું :
રહી પડી અણપીધી પ્યાલીઓ પ્રેરણાની,
ઉર મહીં ન સમાતું ગીતમાં તે ગવાતું !

પતીલ

## રાત્રિનું નૃત્ય

ઘટ્ક ઘટ્ક. આજ પીવાય એટલું
તેજનેજલ આંખડી તું જ પી લેઃ
ત્યાં ઓષ્ટનો સ્પર્શ થશે શી રીતે
કે અંતરે એ દુનિયા ઉતારું ?

ઝમી રહ્યું અમૃત આંખની કને
ને વ્યોમમાં વાદળનાં મસોતાંઃ
ધોવાઈને ખોળ બન્યાં સુંવાળી
વાયુ બન્યો'તો અહીં રૂ બિચારો.

શનિતણું નૃત્ય નિહાળી રંગીલું
સપ્તર્ષિઓ ત્યાં જ સમાધિ લીધી
કુરંગ મારી હરણાનું ટોળું
નાસી ગયું ચૂકવી તીર વ્યાધનું !

વિતાનનો આ વચગાળ તેં તો
કરી દીધો પૂનમ, પ્રાણવંતો.

ઈન્દુલાલ ગાંધી

## મેનકાને

: શિખરિણી :

જરા તીણી ચીસે પવનજલવૃક્ષોની વચમાં
કરી દીધી કેટી ક્ષણિક રવની, ના વધુ ટકીઃ
ન જોયું માતાએ, નયનદ્વય મોં ઢાંકી કરથી
પડી'તી હૈયાનું રૂદન કરવા શાંત બલથી.
તણાયું લૈ નાનું શિશુ શરીર પત્રોનું ઝુમખું
સદા નાચી રહેતું વહન પણ ગંભીર પગલે
રહ્યું ચાલી–
જસોદા જાણે કે નીસરી હરિને લેઈ વ્રજથી,
કહ્યું'તું કૈં ઈન્દ્રે કરી ગઈ કંઈ એથી અદકું,
તપસ્યા લૂંટીને અરપ્યું ઋષિને ચિત્ત નબળું;
ગુલાબી આંખોની ઉતરી ઉરમાં કાજળ બની
અને હૈયું આવ્યું નયન મહીં–
'તને સોંપેલી તેં જલહૃદય ચાંપી મર સુતા,
તને યે હૈયેથી વિખૂટી કરશે આજ વસુધા.'
પ્રકૃતિ વસમું બોલી રડતાં.

પ્રતિમા વ્યાસ

## વસંતમાં

વસંતવનની મંજરી જ્યારે ખીલતી
સરખે સરખી સાથ રમંતી રાસજો
કોયલના ટહુકારે ડીલ સંકોરતી
ત્યારે મૂને આવી પૂછે ખાસ જોઃ
"વસંતવયના દિવસો તારા સાંભરે ?"

આંબલિયાને આલીંગેલી વેલડી
સ્મિતશાં ફોરી રહેલી નિર્મળ ફૂલ જો
વેરાતા વાયુના વેણુ વીણી વીણી
કહે મનેઃ "આ વસંતવાસ અમૂલ જો;
"વસંત વયના દિવસો તારા સાંભરે ?"

વાતાવરણે ચમક અનેરી નિર્ઝરે
તનમનમાં ઉભરાતો ચેતનભાવ જો;
જળસ્થળમાં સોહાતી રસસંજીવની;
અણુ અણુ પૂછેઃ "તુંમાં કેમ અભાવ જો ?
"વસંત વયના દિવસો તારા સાંભરે ?"

સરોદ

## છીપનૌકા

: મંદાક્રાંતા :

મૂકી કોણે કિરણકલગી વૃક્ષની છેક ટોચે ?
નીતારીને સકલ રસસૌંદર્યને વ્યોમમાંથીઃ
ઢાંકી ગાઢા તિમિરગઢને જ્યોતિ પાનેતરેથી
મૂકી કોણે ગગનસરમાં છીપનૌકા ઉમંગી ?

સંધ્યાની જ્યાં તરલ ક્ષણ અંધારના શૂન્યભારે
નાહી'તી ત્યાં શશિમુખી ચઢી આભની મધ્યડાળે.
અંધારાના સૂદુ ઉઝરડે પૂર્ણિમાને પડેલા
જખ્મો ધોવા જગતપદમાં પાદરી પાણગંગા.

છાયા આવી ફરી તિમિરની, તેજના માર્ગ વચ્ચે
એની કાળી લકીરથકી તો પૂર્ણિમા શોભી ઊઠીઃ
તારા કેરી લઈ ઉપરણી ચંદ્રી સૌભાગ્યભીની
સૃષ્ટિ પાસે જઈ ઊભી રહી પૂછવા વાત છાની.
સૃષ્ટિ ચાલી ચપલપગલાં પાડતી ચાંદનીમાં
ચક્ષુ ચૂમે પીયૂષસ્રવતાં લોચનો પૂર્ણિમાના.

લાલશંકર ભટ્ટ

## તમારા વિના

: પૃથ્વી :

અને સ્વપ્ન હોય તો? શી વિધ સત્ય આ સંભવે
પળેપળ પડીખડી, અસહ બોજ માથે ધરી,
અજાણ પથમાં સદા ભટકવું તમારાં વિના!
જતાં જ ક્યમ રે, રહ્યાં? પરમ મુગ્ધ ભાવે હજુ
તમે નયન તેજ ને વિશદ જ્યોત કૌમાર્યની,
ધીમે ટમટમંત આ જીવનદીપમાં પૂરવા-
-અઘોર તમચૂડમાં શખ સમાન નિઃશબ્દ આ
ભીંસાઈ મમ આસપાસ પથરાયલી સૃષ્ટિમાં
પ્રકાશ ધરવા-પ્રફુલ્લ પમરાવવા પ્રાણ એ,
કરેકર મિલાવીને મમ ગૃહે પધાર્યાં અને?
અને તિમિર ઘોર કાં? સ્મરણ માત્રમાં કાં તમે?
સ્મરી ફરી ફરી સ્મરી ફક્ત ઝૂરવાનું ક્યમે?
સુહાગી સ્મિતની છટા, નયનતેજ યે ભવ્ય ક્યાં?
કહાં સુખસમુદ્ર શો પ્રણય આપનો ને કહાં
સનાતન વિયોગજન્ય ઉરદાહનું દુઃખ આ?
હશે સ્વપન માત્ર એ? શી વિધ સત્ય આ સંભવે
કિલોલ કરતો રસાર્દ્ર મમ બાગ દાવાનળે
વિનષ્ટ પળમાં બની; અહહ-ભસ્મ આંહીં તહીં
ઉડી પથ અદીઠમાં, નયનને રુંધે ઝાપટે!
ન જાણું પથ કેટલો? મજલ ખેડી વા કેટલી?
ન જાણું કદિ પ્હોંચશું પથની પાર વા ડૂકશું?
ન જાણું વ્રણ રૂઝશે અગર પીડશે એ વધુ?
ન જાણું-પણ જાણું હું મજલ ખેડવાની હજુ!
અને વિજન વાટ, ખેપ અતિ દીર્ઘ તો શીદ હું
રડી વિફળ, આપનાં દરસ કાજ ઝૂરી મરું?
શું કામ નયનો થકી વહવી કાવ્યકારુણ્યનું,
ધરાતલ અદીઠની સુભગ રંગરેખાતણી
અરે, મધુરતા અકલ્પ્ય વણસાડવી, વહાવતાં
સહસ્રશત ધારથી હૃદયઘાવને આંસુમાં?
તમે શિવસ્વરૂપિણી સરિત શાં તરુઓ, તટ,
અનેક ધનધાન્યનાં જળવિહીન ક્ષેત્રો, ધરા
સુપુષ્ટ કરતાં વહી; અધવચે જ મૃત્યુ તણાં
અખૂટ રણમાં ભળ્યાં : વિમલ સેર છેલ્લી ય તે
રસાર્દ્ર કરવા ધરી જીવન તપ્તને, તો પછી
ન મંગલ લહું કશે? જ્યહીં સમર્પણ સ્વત્વનું
તમે પ્રિયતમે! ત્યહીં; ચિરવિયોગ કેરી વ્યથા
શું કામ સહવી પડે સ્વપનમાં ય મારે હવે? *

પ્રેમશંકર.હ. ભટ્ટ

* ટૂંક સમયમા બહાર પડનાર લેખકના કાવ્યસંગ્રહમાંથી.

## સંસાર : સરિતા ને સાગરનો

: મંદાક્રાન્તા :

"તીખા તાપે તપી બળીઝળી હા રિસાઈ છુપાઈ!
સૂકાયેલી અહહ! કુમળી શું વિલાઈ વહી ગૈ!"
એવાં એવાં વિરહવચને વ્યાધિથી આ સુકાતો
નિત્યે સિંધુ સદયહૃદયે વ્હાલીને વાંછતો'તો.
ગર્જી, ત્રાડી, ઘૂઘવી, હસતાં વિનવી ને પૂકારી
દર્શાવી કૈં પ્રણયભરતી, તોય એ વ્હાલી નાવી.
ઊંચે ઊંચે વલખી તલસી ઊર્મિઓને ઉછાળી
કૈં કૈં યોજ્યું, અમૃતઝરણી એ અરે! તોય નાવી
અંતે એનાં પીયરભવને મોકલ્યાં મેઘઆણાં
ભંડારો કૈં ભુવનભરના, ઈંદ્રના ચાપરંગી
મોંઘામૂલાં વિજળીવસનો, તારલા રત્નહારો
ગર્જી ગર્જી પ્રયણવચનો ચાટુ-શબ્દો કહાવ્યા.
વ્હાલો ઘેલો વિરહવિધુરો વારિધિ વ્હાલ સાથે
ફૂણું ફૂણું કરગરી ઘણું, દાખવા પ્રેમબાથે
બોલાવે છે અતિવિકળ થૈ દીનતાથી દુઃખાતો,
રાતે, દીએ, સમય-કસમે ભેટવા આવી જાતો.
જાણી, માણી, વિરહ-મમતા-પ્રેમ-સન્માન તેથી
ચાલી વ્હાલી સરિત સુભગા સુંદરી શી સુહાતી.
હર્ષે ત્યારે પીયરઘરથી ઓઘ લેઈ સુધાના
વેગે ચાલી ધસતી હસતી, કોડ આલિંગવાના.
આજે એના ઉરમહીં નહીં ક્યાંય આનંદ માય
ઊંચા ઊંચા પુલિન જબરા યે તૂટું તૂટું થાય!
ત્યાં તો આડો વજ્રહૃદયી પૂલ કો ક્રૂર સૂતો
રોકી રાખી સબલ ધસતી સિંધુની પ્રેયસીને
ન્હાડી એનાં પથરહૃદયે ના દયા મ્હેર નાવી
રૂંધી એણે અદય બની હા, એ અભિસારિકાને.
ત્રાડી ત્રાડી પ્રખર, પળમાં ચંદ્રિકા રૌદ્રરૂપે
'ઊખેડીને ફગવી દઉં કાં જા ખસી,' એમ ગર્જે;
કોટી કોટી કર ઉછળિયા મસ્ત મોજાંતણા ત્યાં
ઊઠી ઊઠી ભમરઘુમરો ઘોર કો શોર જામ્યા
કંપી કાંઈ કંઈ સદય થૈ છેવટે માર્ગ દીધો
આભારે ત્યાં ઊછળી પૂલને ફીણ પુષ્પે વધાવ્યો
દોડી, છોડી સકલ મરજાદા બની પ્રેમઘેલી
અંતે એના જલધિપિયુને જૈ મળી એ તપેલી.
ઊર્મિછોળો, હૃદયભરના ભાવ સૌ યે સમાતાં
એના અંકે દૃઢ મિલનમાં, ઐક્યમાં લીન થાતાં.

વ્યાસ પ્રભુદાસ કાલિદાસ

## આ ભવે*

હશો જનક શું ? પ્રશાંત પ્રતિમા હશો ? હા, હૃદે
હશે અમિત રેલતા વિમળ સ્રોત સૌજન્યના ?
સુદક્ષ, અતિ ભવ્ય, આર્દ્ર નયને હશે નમ્રતા ?
પ્રફુલ્લ, પ્રતિભા, પ્રભા, નિપુણતા અને પ્રજ્ઞતા
નિરંતર હશે હૃદે ? સરલ રંક એ આત્મમાં
અનન્ય, અપ્રતિમ વા નવ હશે કશું સર્વથા ?
ન હો પદ વિશિષ્ટ કે પરમ શ્રેષ્ઠ વ્યક્તિત્ત્વ ના !
હશે નવ કશું ય કિન્તુ તમ ભાવ વાત્સલ્યનાં
અજસ્ર ઝરણાં વહે હૃદય આજ મારે પિતા !
ધર્યાં જીવનક્ષેત્રમાં બહુલ બીજ સંસ્કારનાં,
તમે જ શુચિતા, ક્ષમાશ, દૃઢતા ભરી દેહમાં
સદર્થ પથ પ્રેરતા સ્મરણ ભવ્ય આપી રહ્યા;

અકલ્પિત રહો ભરી સ્મરણ ભવ્યતા અંતરે !
હવે સ્વરૂપચિત્રણો વિફલ કલ્પનાનાં સજી
કલંકિત કરીશ ના વિરલ ધન્યતા આત્મની;
વિલુપ્ત બનજો હવે ચકિત ચક્ષુની વંચના !
અને સ્વજન ક્ષુબ્ધ સૌ પરિચયે; અદીઠાં રમે
સદૈવ સ્મરણે; રહો અલભ દર્શનો દેહનાં !
રહીશ હૃદયે સ્મરી પુનિત, ધન્ય એ નામને,
અકલ્પિત રહો, અદીઠ વિચરો હવે આ ભવે.

નિરાશય પાન્થ

* અપ્રગટ કાવ્યસંગ્રહ 'પાથેય'માંથી.

## માછણને

: પૃથ્વી :

ડરે મનુજ વ્યાઘ્રથી, વળી વિલોકી ભૂજંગને,
બને છ ભયગ્રસ્ત એ નિરખી મત્સ્યગંધા ! તને;
ડરે કયમ તું થી, કહે ? જીવનઘાત તું ના કરે
જ્યમે ઉરગ વાઘની : અજબ ફોરમે મ્હેંકતું
વપુ તવ સુદૂરથી, પરિમલે ન છૂપી શકે
ઝરે સતત મીનની સકલ તુજ અંગાંગથી !
ફૂટે ત્વરિત નાસિકાપટ, રૂમાલ નાકે દીએ
મનુષ્ય જવ ભાળતો તુજશી મૂર્તિ સૌંદર્યની !

હશે અવર કૈં પ્રયોજન ? તને મનુબાળ કાં
સલામ દૂરથી ભરે ? નિગૂઢ શી ઘૃણા ધારતો ?
કદાચ તુજ ભીમશી અસીમ શક્તિથી એ ધ્રૂજે,
કદાચ જીભ તુજ જે લવ ન થાકતી બોલવે
જગજ્જન બધાંયને ઝટ "સરસ્વતીસ્નાન"માં *
ઝબોળી દઈ સ્હેજમાં તું પરચો કરાવે ખરે !

હશે ધીવર કો' તણું હૃદય લૂટયું લાવણ્યથી :
નથી તું કંઈ રાક્ષસી; મનુજહાર્દ પાષાણ કાં ?
સમાજરૂઢી સામણે, ભગિની ! બંડ ઉઠાવ તું !

જેહાંગીર દેસાઈ

* સરસ્વતીસ્નાન=ગાલિપ્રદાન

## અણસારે

જતો હું કામે ને અધવચ દીઠી મેં પ્રિયતમા,
ઊભાં બંને રસ્તે, સનમુખ થયાં આભ વસુધાઃ
સર્યાં પાસે પાસે, નિકટતમ આવી અટકતાં,
મળ્યાં નેત્રે નેત્રો, ફક્ત અણસારે હસી રહ્યાં.

મોહિનીચંદ્ર

## કરી કમાણી ધૂળમાં મળી ગઈ*

હું પૃથ્વીરાજ ચહુઆણ બની પ્રતાપી
સૌંદર્યથી નીતરતી મુજ નાયિકાને
ખંભે ઉઠાવું વટથી, "ડર ના પ્રિયે"–કહે
ભાડે મળેલ મૂછ ત્યાં નીકળી પડી ગૈ
કરી કમાણી ધૂળમાં મળી ગઈ !

હસિત બુચ

*વડોદરામાં શ્રી. સુન્દરમ્‌ના પ્રમુખસ્થાને યોજાયેલા મુશાયરા પ્રસંગે રચાએલ.

કાવ્યસંગ્રહમા તો એમના એ જ નાના પુસ્તકો છે. પહેલુ–"મ્હારી સુખ્યારી પળો" નામે ઈ સ ૧૯૧૦મા પ્રગટ થયુ છે, એમા ચોવીસ કાવ્યો જૂદા જૂદા વિષયો પર સમાવેલાં છે આ નાનકડા પુસ્તક માટે "બે બોલ સ્વર્ગવાસી હાજી મહમદ અલારખિયા શિવજીએ લખ્યા છે એમા હાજી મહમદે એમના છંદ માટે બહુ તારીફના શબ્દો લખ્યા છે–"આ . વાચતા જાણે કોઈ અંગ્રેજી ભાષાના કવિના કાવ્યો વાચતા હોઇએ એવો ભાસ થાય છે આગળ વધી કહુ તો "બ્લેન્ક વર્સીઝ" વાચતા, એઘડી ભૂલી જવાય છે કે અંગ્રેજી વાચીએ છીએ કે ગુજરાતી ! "બ્લેન્ક વર્સીઝ"વાળા કાવ્યોની ખરી ખૂબી બેતના રાહના ઢાળ સાથે વાચતા વિશેષ જણાય છે એટલે કે પ્રાસ વિનાનીનો ભેદ મનમાથી નીકળી જાય છે, વળી કવિતા વજનમા પણ કયાએ ખટકતી નથી પણ સાફ સરળ પોતાનુ કામ કરતી વહેતી જણાય છે" હાજી મહમદનો આ મત ઘણો સાચો છે

નાજુકનો બીજો કાવ્યસંગ્રહ "નાજુક સરોદ' નામે છે તે ગયે જ સાલ (ઈ સ ૧૯૪૦)મા પ્રગટ થયો હતો એ બન્ને સંગ્રહોના કાવ્યો તેમજ ભાષા અને છંદ પરના કાબુ તપાસતા જુવાનીમા મહાલતા અને અનુભવી ઘરડા મનુષ્યનો તફાવત સ્પષ્ટ તરી આવે છે

કવિ કે લેખકની ખરી પીછાન તેની છંદરચના અથવા તેની શૈલી અથવા તેના શબ્દો પરના કાબૂથી થતી નથી કવિતામા જે વિચારો દર્શાવ્યા હોય, જે રીતે કવિએ પોતાનુ હૃદય કાવ્યમા ખાલી કર્યું હોય તે પરથી આપણે તેને ઓળખી શકીએ છીએ એ રીતે નાજુક ખરે જ એક નાજુક અને પ્રેમથી ભરપૂર વ્યક્તિ લેખે આપણી નજરે પડે છે

"માહરી સુખ્યારી પળો'ના આરંભમા જ નાજુક જ ના પીગીટના શબ્દો ટાંકે છે એ શબ્દોમા જ નાજુકની શૈલીની સાફ સમજણ પડી જાય છે

'નહિ જોઇએ મને બુરખાદાર વિચાર,  
જે ઢાંકે છે પોતાનો ઝલતો દિદાર,  
ભારી ભારી શબ્દોની વણત અંદર,  
બનાવે છ પોતાની જ જેઓ કબર,  
દટાએ છે જ્યા તેઓ એવા ગુપત,  
કે સમજને પેસવાનો નથી ત્યા વગ"

આ લીટીઓ ઘણા આધુનિક સાક્ષરોને ખૂચશે પણ એમા સત્ય સમાયેલુ છે. અગર કવિ પોતાના ભાવોને અટપટા કે અઘરા શબ્દોમા વણી લે તો વાચનારને જે ખરો આનંદ મળવો જોઈએ તે મળી શકતો નથી જે ભાવ ખરેખર હૃદયસ્પર્શી હોય તો તે જેટલા સ્પષ્ટ શબ્દોમા અને સરળતાથી પ્રગટ થાય તેટલુ સારુ. એક જ ઉદાહરણ લઈએ ભગવદ્‌ગીતા એમા ઉચ્ચ કોટિની કવિતા છે તે કોઈ ના પાડશે નહિ પરતુ એની ભાષા અને શૈલી કેવી સરળ છે જેમ ભાવ હૃદયના ઉંડાણમાથી નીકળે તેમ ભાષા સહેલી થવી જોઇએ એ જ ખરા કવિની કસોટી છે અને એવી જ કવિતા માનવને સાચો આનંદ આપે જે વાચકો આજે અટપટી શૈલીથી ટેવાઈ ગયા હોય તેમને તો આ પ્રકારની કવિતા લૂખી જરૂર જ લાગશે મસાલેદાર અને તમતમની વાનગીઓ ખાધા પછી સાદા દાળભાત ન જ ભાવે, પરતુ દાળભાત જે શરીરને પુષ્ટિ આપે છે તેટલી પુષ્ટિ મસાલેદાર ભોજનમા તો નથી જ.

ઇશ્વિરની શક્તિ કવિને દરેક સ્થાને દેખાય છે

"નદીની કોસોની લંબાઈ માહે  
લંબાઈ તેના વિચારની કેવી દેખાય ?  
સિંહની જોરે મદ મુગાનમા જો તેવુ બલ,  
સાપ ગુચ્છડામા જો તેના ભરમના વલ,  
જો વાઘને ગુસ્સે તે સાહેબનો ક્રોધ,  
ગાય ચેહેરામા તેની તુ માયાને શોધ.  
ગરુડ પાખે તેની તુ તેજી નિહાન  
ગોકલગાયમા જો તેની ધીરજની ચાલ,  
ને મોરમા તુ જો તેના મનની મરોડ,  
ને કાગડામા જો તેની સાદાઈ કઠોર  
હાથીમા જો તેના હાથની મોટાઈ,  
ને કીડીમા જો તેની બારીક બીનાઈ

* * *

વરસાદમા વરસતી જો તેની મેહેર.  
ખેતરોમા જો તેની લીલાલેહેર,  
તડકામા જો નેકીનો તેની ઉજાસ  
રાતમા તેની કાળજી ને ચોકી તપાસ

* * *

અને તેની સહુથી તે આલા પેદાશ,  
માનસમા જો કોતરેલો તેનો આકાર"

આ પછી માનવને સર્વથી ઉત્તમ બક્ષીસ જ તેણે આપી તેનું વર્ણન નાજુક કરે છે

મન જેને બળે તે બીજી પેદાશ  
પર શાહી ભોગવે છે, ને કરે છે રાજ  
મન જેને બળે, તે અનેક હુનર.  
નેવ ધારી સુધારી આગળ ધરે છ.  
મન જેને બળે તે નીચેની જગ.  
ને ઉપરની જગ સાથે સબધ કરે છ.

* * *

મન જેને બળે તે સારા ને જોઈ  
નરસાની રાહથી તે પાછો ફરે છે.  
મન જેને બળે તે ખુદના જુદા  
ને પીછાની પકડે છે મુક્તિની રાહ

આ લીટીઓમા નાજુકના ફારસી લઢણ પેદ રચાયલા છંદનો સારો ખ્યાલ મળે છે એમા ઘણેક સ્થાને પ્રાસ સંપૂર્ણ નથી અને માત્ર સ્વર–પ્રાસ (Consonance) ઉપર જ અવલંબે છે. કેટલીક વાર એક લીટીને અંતે એક શબ્દ આવે ને તેનો "પ્રત્યય" બીજી લીટીના આરંભમા મૂકાયલો દેખાય છે એ પ્રકારની લીટીઓ

ઘણાક આજના લેખકોને ખૂંચે, છતાં યે એટલું તો કબૂલ કરવું જ પડશે કે કાવ્યની સરળતામાં જરાયે અટકાવ પડતો નથી. તેમજ વિચારનો રાહ પણ સરળ વહ્યો જાય છે. અને એમાં વિચારનું "ઘનત્વ" કોઇપણ પ્રકારે ઓછું તો નથી જ.

કવિને ઉદ્યોગી જીવન પસંદ છે. પોતાનો ધંધો "કવર"નો એટલો મનમાં નકામા વિચારો જેમ ગમે તેમ આવવા દેવા એમને પસંદ નથી:

"એ નવરા વિચારોને રોકેલ ભલા,
કસોટી પર તેઓને કસેલ ભલા.
કરું નવરી પલનો શું બેહેતરે ઉપયોગ.
કે આપું કવિતાની દેવીને ભોગ."

એ નિશ્ચય કરી કવિ બહાર નીકળે છે ને રસ્તામાં એક આનંદી ધોબી ધોબણનું જોડું સામે મળે છે. ધોબણ આખા દિવસની મજૂરીથી થાકેલી છતાંય ખુશાલ

"મેહેનતની તારીફમાં ગીતડાં મધુર
ગાતી રસ્તા પરથી થાએ છે પસાર"

એમને જોઇ નાજુકનું હૈયું ઉછળે છે:

"ઓ સંતોષી સુખ્યાં ને મેહેનતુ જીવો!
અદેખાઈ તમની હું કાં નહીં કરું?
ને ઉદ્યોગી તમારાં જીવતરને જોઈ,
કાં નહી મારી હાલત પર લજવાઇ મરું?

* * *

ઓ મેહેનતુ જીવડાઓ! પાણી ને તાપમાં
સખત મેહેનત વડે તનને કસી
બાહુ બળથી મેલવેલો સાદો ખોરાક
ખાતાં હશો, ત્યારે કેવાં મગન
થઇ હૈયાં તમ હરખાતાં હસતાં હશે?"

"મારી સુખ્યારી પળો"માં નાજુક ફરવા નીકળે છે ને જ્યાં જાય ત્યાંનું વર્ણન કરે છે. ને ત્યાં જે જોયું તે પરથી કાંઇક પાઠ શીખી આવે છે. બધાં વર્ણનો હૈદરાબાદનાં છે અને જેઓએ આ સ્થાનો જોયાં હોય તેમને આ વાંચતાં બેવડો આનંદ મળે છે. શહેરની ગંદી હવા અને ગંધાતા રસ્તા ને ઘરને છોડી એ આપણને એકાંત સ્થાને લઇ જાય છે જ્યાં:-

આવે છ કેવી હવે નિર્મળ હવા!
લખ્ખો દર્દની એક જ જે અકસીર દવા!
નથી ત્યાં કોઈ "ડોક્ટર" યા "સરજન"નું નામ
આડાંઅવલાં પાટીઆંનો ઠાલો દમામ.
"મીકસચર" ને "પેસ્ટ" અને "પ્લાસ્ટર" ને "પીલ્સ"
"એગ્યુ" ને "ફીવર" ને "કૉલીક" ને "ચીલ્સ"
એ ચીજોનો ખ્યાલ બી ત્યાં પડતો નથી.
શું એમનો ખોદા છે ને અમનો નથી?

* * * *

લાવ્યે છ આપણુ પોતે જ દર્દો ને એમ,
ઝેર ખાઇને જીવવા ચાહું જીવીશ હું કેમ?"

સઘળી નિર્દોષ વસ્તુઓ નાજુકને આકર્ષે છે. અને બાળક તો એને અત્યંત પ્રિય છે:

"હા! બચ્ચાંના હસવાથી બીજું શું સુખ?
બચ્ચાનાં રડવાથી બીજું શું દુઃખ?
બચ્ચાંથી કીમતી શું બીજું રતન?
બચ્ચાંની સામે શું વીસાદ છે ધન?
બચ્ચાંની માંગણી ને બચ્ચાંના વાહાલ-
થી મોટો શું રબ પાસે કરું સવાલ?
પુછાય "કેટલાં છૈયાંનો પાલક તું છે?"
**ને નહીં-"કેટલા રૂપીઆનો માલક તું છે?"**
હા! બાલકનાં સુખના એક મીઠા મલકાટ-
પર સાતસો કરું એની પૃથ્વી નીસાર!"

એના "નાજુક સરોદમાં" પણ બાલક માટે ફરી એક વાર થોડીક સુંદર લીટીઓ જડે છે:

"તે બચ્ચાં ઉછેરવાની મીઠી જંજાલ
જે થનાર છે, માનતો, મુજ જઇફીની ચાલ,
હસવું જેમનું સ્વર્ગી એક સ્વપ્ના સમાન,
શ્રી કૃષ્ણની વાંસળીનું આપતું જે ભાન."

જ્યાં કોઈ મનુષ્ય કોઈ પણ પ્રકારે પૂજા કરે તે સ્થાન પવિત્ર છે. "હુસેન સાગર"ના તળાવની બીજી બાજુએ "મે સમ્મા" દેવીનું એક નાનું મંદિર છે ત્યાં:

"ચોગમ તેનાં મંદિરની ફુલો ને પાન
નારીએલ ને કુંકું ને સીંદુર હલદ
મુકેલાં છે; જ્યારે તેણીના માન—
માં બલે છે કોડિયાંમાં ઘીના ચેરાગ.
ને તેનો પુજારી સુંદર અવાજ—
માં તેણીની સ્તુતિ કંઇ કરી રહ્યો છ
ને બજાવતાં તેની કોઈ બંદગીનો ભાગ
ગોલ તેની આસપાસ તે ફરી રહ્યો છ
તે ફરી રહ્યો છ; પણ તે મોહરાં આ એમન-
ને યાદ મારા યઝદાંની આપી રહ્યો છ
હોય તેની બંદગીનો કાંઈ બી ભરમ,
પણ એટલું દીસે છે મુજને તો સાફ
કે પેલી દેવીની માફક તે તે
રહ્યો છે કરી તે જ ઇશ્વિરની યાદ!
જેમ પૃથ્વીના ગોલાના નકશા ઉપર
દક્ષિણના ધ્રુવમાંથી છુટી રેખાંશ
વેગલી વેગલી એકેકની કરી સફર,
ઉત્તર ધ્રુવમાં મલે છે સઘલી આખર
તેમ એક છે સઉ ધરમની પહેલ અને અંત
ને હજારો ધરમની હજારો રાહ
જુદી જુદી ફાટે છે, પણ અંતે તમામ

મલે છે સાથે જઈ એક જ જગા,
જ્યાં પઝદાંનું માંડયું છે તખત ખુલંદ!

"મ્હારી સુખ્યારી પલો" નું સર્વથી સુંદર કાવ્ય '૧૨મું છે. તેમાંની થોડીક લીટીઓ ઉતારી લેવા લાયક છે. એક મોટું વડનું ઝાડ સડકની બાજુમાં હતું :

"ને પાસે જ એક ફકીરનો તકયો જોઈ,
ને બેઠેલો ફકીર ત્યાં માંડીને તપ,
સમજ્યો ખોદાનો એશારો કોઈ
જરૂર માહરા હૈડામાં થવાનો ઝપ,
પણ પડયો નહીં થાક તે ત્યાં માહરે નજર!
પુરાની એક મસજીદ ત્યાં પાસે હતી
"ખુદા! ખુદા!" કરી ત્યાં માર્યા પોકાર;
દરેક બુમ પાછી માહરા કાનમાં જતી
ગંજાવર પડઘાનો લઇને આકાર,
પણ પડયો નહીં પાક તે ત્યાં માહરે નજર!

* * *

એમ જતો હું જ્યાર, પડયું નાહનુ એક બાળ,
રસ્તા પર રમતું ત્યાં મારે નજર;
ઘોડો ધસી આવતો'તો છુટી વીફાળ,
હતું બાળ તેના પગોમાં દબવા ઉપર—
કે ઉચકી તરત તેને લીધુ મે હાથ
ને હસ્યું તે જોઈ માહરાં મુખની ઉપર!
હું બેહદ ખુશ થયો તે જોતાંની સાથ,
થઈ તુર્ત માહરાં દિલમાં કંઈ આલા અસર
લાગ્યું પાક તે પડ્યો ત્યાં માહરે નજર!
હા! મેં કીધો ત્યારે દીલમાં વિચાર
કે નેક ફર્જ ગમે તેટલી નાહની બી હોય,
તે બજાવ્યા પછી જે ખુશી કરાર
મળે છે, હોય છે ખાલેકની ખુશી તેમાં ય!
નાજુક! નેકીમાં જ પડે છ તે પાક ત્યાં નજર!"

"નાજુક સરોદ"માં આગળ કહ્યું તેમ વૃદ્ધાવસ્થાનો પૂર્ણ અનુભવ અને સાથે પ્રેમાળ જિંદગીની શાંતિ બધેબધ નજરે પડે છે. જીવનના અનુભવથી કવિ એક માત્ર પાઠ શીખ્યા છે, તે એ કે ઈશ્વિર દયામય પ્રભુ હોય ત્યાં ભયને અવકાશ નથી. માત્ર સર્વત્ર શાંતિ જ દેખાય છે. આ પુસ્તકમાં છ વિભાગો છે જેનાં નામો અર્થસૂચક છે—નમન, મન્ન, ચમન, કથન, જશન અને ગમન. નમનમાં ઘણી સુંદર પ્રાર્થનાઓ છે. મનુષ્યનાં જીવનની રોજની પ્રાર્થના એમના શબ્દોમાં બહુ સુંદર આપી છે :

"નમક રોટી દે, જેમ તેં દીધી
સમસ્ત દાદલે, જેમ તેં દીધી;
દયાના સાપથી હોય આપ તું,
અવર કોણ છે? એક બાપ તું!"

પ્રભુને શરણ જવામાં જીવનનો સર્વોત્તમ વિજય છે. મનુષ્ય પરમેશ્વરને શરણ થવા શીખે એ જ પ્રાર્થના અનુભવ શીખાડે છે. નાજુકની પ્રાર્થનાઓમાં સર્વથી સુંદર આ ભાવ દર્શાવે છે :

"રાખ મુજને, અર્જ મારી, તુંજ જનાબે પાકમાં,
તારી ઇચ્છિાને શરણ, તારાં હુકમની ધાકમાં.
છું અધુરો હું ઘડો, છળકાઇ જાતો પળપળે
રાખ મુજને ઓ ખુદા! તારા ચરણની ખાકમાં.
ખેતી મારી દે ખુદા તું, નેકી અન્નોથી ભરી,
છું ગરીબ, નિપજે રખે, કંટક આ મારા પાકમાં.
ભેદ સમજું તે હવાનો, દુર મને એવો સચેત,
જે હવા ઉપર નીચે, રમતી રહે છે નાકમાં
જન્મ શું છે, શું મરણ છે, તેના ભેદો ખોલ તું,
એ ખુલાસો જાણવા, છું રાત દહાડો તાકમાં.
આવ્યો ઘોર વનની મહીં; નાજુકને લે તું સાચવી
રહું સદા તુજ હાકમાં, ને રહે તુ મારી હાકમાં!"

નાજુકને હવે ઉર્દૂ કાવ્ય રચવાનો પણ શોખ લાગ્યો છે. થોડીક સમય થયો એમના અનેક ઉર્દૂ કાવ્યો વાંચવાનાં મળે છે. એ કાવ્યોમાં સુરી પથની ઝાંખી થાય છે. એક સ્થાને એમણે લખ્યું છે :

"લબે નાજુકસે સમજો મત કે ખતરે મય કે ગીરતે હએ'
દિલકા ખૂન પીતે હએ, જીગર મે નીચ કરતેં હએં."

પ્રભુના પ્યારમાં ભક્ત થઈને કવિ ગાય છે ત્યારે બંગાળના વૈષ્ણવ કવિઓની તથા દયારામની મસ્તીનાં સ્મરણો તાજાં થાય છે.

"દિવાનો છું પ્રભુ! તારા પ્યારમાં
હું મસ્ત થઈને નાચું, તું હસ્તો રખે!
આ ટોંચ પરથી કહું છું, તે ગારમાં
મને છોડી બ્હીવો, તું ખસ્તો રખે!

* * *

કુટીલ છું કુકર્મી, તે જાણે છે તું.
મને ત્યાં કસોટીથી કસ્તો રખે!
કરું છું અગાઉથી હું ચોરી કબુલ;
ઓલી જોતો મારો ત્યાં બસ્તો રખે!
ક્રિડા તારી સાથે મેં કીધી ઘણીક
મારા ખંડનો રોકતો તું રસ્તો રખે!
ઘણાંક કરશે નાજુકની ફરિયાદ ત્યાં
તે બક્ષી છે મારી! તુ ફસ્તો રખે!"

કવિને ઇશ્વિર પર અડગ વિશ્વાસ છે જે ગમે તેવી આફતમાંથી તેજ બચાવી લેશે. એક ઠેકાણે વિપત્તિને ઉદ્દેશીને કહે છે :

"તું ભાંજતી જ મળે, તે બનાવ તો જાય,
તું હણતી જ મને, તે કરે બચાવ
યાદ રાખ! કે મારો તે મોટો ખોદાય,
રદ કરવા સામર્થવાન છે તારો દાવ!
આવવું તારું એક રીતે ઠીક ગણું
કે પૂજાય. છે વિપત્તિમાં વધુ ખોદાય!

# કાવ્યમધુ

રામપ્રસાદ પ્રે. બક્ષી

દીવાળીના અંકો એટલે લેખોનાં વન; કવિતાનાં પણ, ઘણે ભાગે વન. બેચાર પૃષ્ઠના કાવ્યમધુમાં આ કાવ્યોની–પ્રત્યેકની–મધુ-પ્રસાદી પીરસવી અને તેમ છે. સમય ઘણો મળ્યો, પણ સ્થળ થોડું છે તેથી વ્યક્તિગત કાવ્યમાંથી મધુસંદોહ કરવાને બદલે આ દીપોત્સવી અંકોમાંથી કાવ્યમધુ–એટલે ખાસ સારાં કાવ્યો–ચૂંટીશું.

"દલદાર" એ દીવાળીના અંકનું સ્તુતિવચન ગણાય છે એ કારણે, કે પછી તારતમ્યથી પસંદ–નાપસંદ કરવાના સમય કે સામર્થ્યને અભાવે, કેટલાક અંકોમાં કાવ્યસંખ્યા ગુણને ભોગે અતિ વિપુલ બની ગઈ છે. "સંદેશ"માં ૪૮ અને "ગુજરાતી"માં ૪૦ પદ્યકૃતિઓ છે. સંખ્યાને ભોગે ગુણવિશિષ્ટ કાવ્યો જ પસંદ કરવાની વિવેકબુદ્ધિમાં "આહુતિ" અને "પ્રજાબંધુ" પ્રથમ સ્થાને આવે છે. "વેણી"માં સંખ્યા મર્યાદા સાથે એવો ગુણોત્કર્ષ નથી સાધી શકાયો; અને મુકાબલે–ગુણદૃષ્ટિએ 'હિન્દુસ્તાન-પ્રજામિત્ર' સારી કાવ્ય સામગ્રી પીરસે છે. અને "જયભારત"ના ૪ કાવ્યોમાંથી ૩ સારાં છે. "રવિવાર"માં માત્ર ૩ કાવ્યોએ તેમાં મુખ્ય સ્થાને મૂકેલ "દીપક" કરતાં–ખરાં કાવ્યતત્ત્વ અને કાવ્યકૌશલમાં બાજીનાં બે ચડિયાતાં છે. "મોજમજાહ"માં બે ત્રણ કાવ્યો આવી ગયાં છે, તેમાં પુરોહિતનું "ઉપેક્ષા" તરી આવે છે.

"સંદેશ"માંથી આઠ જ કાવ્યોનો ઉલ્લેખ કરીને સંતોષ માનવો પડે છે. પ્રથમપદે વિરાજતું કવિશ્રી નાનાલાલનું 'અલોપ થયો' એ કાવ્ય જગત્ યાત્રિકની–પ્રારબ્ધના પ્રવાસીની–યાત્રા ચિત્રાવલિ એમની સિદ્ધ શૈલીમાં રજૂ કરે છે. એમની અન્ય અપ-દ્યાગદ્ય કૃતિઓથી પણ વધારે અપદ્યકાવ્યરચના ધ્યાન ખેંચે છે.

શ્રી. મનસુખલાલ ઝવેરીની બે પાદપૂર્તિઓ–"કરી કમાણી ધૂળમાં મળી ગઈ" અને "સાથીઆ શા (શાથી આશા) પૂરાય" એ એમાં બીજી વિશેષ ચતુરાઈ ભરેલી છે:—

"ત્રૈલોક્યે આજ કૂડા રુધિર નિગળતા **સાથીઆ શા પૂરાય?**"

* * *

"ત્યાં દૈવી શાન્તિ, વિશ્વપ્રણય વિમળની **શાથી આશા પૂરાય!**"

શ્રી. કેશવ હ. શેઠે 'સંગ્રહસ્થાન' કાવ્યમાં, સંગ્રહસ્થાનનાં પ્રાણિયો તથા પિંજરે પૂરાયેલી મેનાની સ્થિતિતુલના કરીને સાર ખેંચ્યો છે કે "સૃષ્ટિના સંગ્રહસ્થાને સૌને પ્રિય સ્વતંત્રતા", શ્રી. ઇન્દુલાલ ગાંધીના 'ફૂંકી દે જે મને' એ કાવ્યમાંની શાન્તિની ખાતર આત્મસમર્પણની ભાવના આજના વિશ્વસંગ્રામે ઉપ-જાવેલી હોય તો એ ઉન્નત મન્ત્રસાધના સમયયોગે વિશેષ ઉન્નત બને છે. "બે ધારવાળા" કાવ્યમાં રતુભાઈ દેસાઈ કહે છે કે ધાર કઢાવવાની જરૂર જડવ્યો કરતાં આપણાં બુઠ્ઠાં બનેલાં જીવનતત્ત્વોને વિશેષ છે. 'અનામી'નું 'તને હૃદય શું કહું' કાવ્ય હૃદયને ક્ષણિક, કુટિલ, કંટકમય જીવન "વિછાંડવાનો" બોધ આપે છે. અને અમૃતલાલ છ. પારેખ પૃથ્વી છંદની ૧૧૬ પંક્તિમાં સંદેશના વાંચકોને "સંદેશ" આપે છે તે વાંચવા જેવો છે.

"વેણી"માં–સૌ. હસુમતી દેસાઈ, મધુકર રાંદેરિયા, કાન્તિ સંઘવી અને વ્રજલાલ પારેખ એ ચાર જણાંએ એક જ પાદને આધારે પાદપૂર્તિઓ કરી છે તે અને બાલમુકુન્દ દવે, અમૃત જ્ઞાની અને 'સગીર' એમની ગઝલો છે; મોહિનીચંદ્રનું 'આણું' પૂર્વાર્ધ બાદ કરતાં વિસ્તાર ઘટવા સાથે ગુણમાં સુધરે તેમ છે. "સુખદુઃખના પર્વ" (શાંતિલાલ બી. શાહ), "સ્વજનોને" (રાજેન્દ્ર શાહ), આશાજનક છે; "વેઠી'તી વેદના" (સ્વપ્નસ્થ) અને "વાદળી" (ધનશંકર ત્રિપાઠી) એ કાવ્યોને "અનૂર્મિગીતો" કહેવાની ઇચ્છા થાય છે, શ્રી. ચતુરભાઈ શંકરભાઈ પટેલની "કરી કમાણી ધૂળમાં મળી ગઇ" એ પાદપૂર્તિમાં "અશ્રુધારા"માં, શાંતિલાલ ફૂલચંદ શાહે ઉત્સવ પ્રસંગે અન્યનાં દુઃખોનું કરેલું સ્મરણ, "સંદેશ"માં શ્રી. મનસુખલાલે આપેલી એવી જ પાદપૂર્તિ જેટલી કુશલતા નથી જણાતી. મૂળજીભાઇ પી. શાહનું "કવિ ખબરદારને" એ અર્ઘ્ય કાવ્યમાં–અર્ઘ્યની યોગ્યતા છે પણ વિચાર વ્યવસ્થા અને શબ્દસમૂહોનું અર્થ સમર્પણ વિશદ નથી. વેણીભાઈ પુરોહિતનું 'સુજનવા'એ સુખેય મુલાયમ કાવ્ય સરલવાણી અને મૃદુભાવથી હૃદયંગમ બને છે. શ્રી. ખબરદારના "નવા વર્ષની સવારે" એ કાવ્યમાં એક સ્થળે 'જીવન જંગ' છે તે રણજીત છંદની પસંદગીનું (અન્યથા અપ્રાપ્ય) સમર્થન કરે છે. પ્રભુની આંખરૂપ સૂર્યનાં કિરણો ઝીલીને જગતરૂપ કમળ ઉઘડવું એ કલ્પનાચિત્ર પુરાણારૂપકને નવીન ભવ્યતા અર્પે છે.

રતુભાઈ દેસાઇના 'નિર્વેદ' કાવ્યમાં જે નિર્વેદ છે તે શાન્ત-રસનો સ્થાયિભાવ બને તે પ્રકારનો છે છતાં બનતો નથી. અર્થાત દર્દનો અભાવ અને વેદનાશૂન્યતા એવું એ નિર્વેદનું

---

તું આવ, તેના નામનું હું મંતર ભણુ,
રમો જેનો ને હોય, તો તેને કોણુ ખાય?
કષ્ટો વન કૃષો કંઈ મળતાં નથી
તું પાડ મને, વધુ હું ઊંચો થઈશ!
કદમ કદમ નામ તેનું જય તો નક્કી,
નાજુક તેની દરબારમાં હસ્તો જઈશ."

મારા અંગત અનુભવમાં નાજુકને મેં સદા ચહેરા પર સ્મિત સાથે જ જોયા છે. કદિ પણ એમને અસ્વસ્થ યા ગમગીન જોયા નથી, અને હું જાણું છું જે એમણે સંસારનાં અનેક કષ્ટો સામી છાતીએ ઝીલ્યાં છે. ઇશ્વિરની દયા પરનો એમનો અડગ વિશ્વાસ એમને છેવટ સુધી હસતા જ રાખે એ અંતિમ પ્રાર્થના.



સ્વરૂપ છે; અને—

"હા! ઓગળ્યુ છે સૌ ગમીના જામમા
વિસગયુ છે સૌ ખુદાના નામમા"

એવુ એ નર્વેદનુ કારણ છે, પણ શાન્તરસ ઇષ્ટ નથી, એ નિર્વેદ દૂર કરવાની ઇચ્છા છે. કવિ યાચે છે કે–દિલે અગાર ઠડા પડયા છે તેને ફુકીને–

"તેની મીઠી આચે હ્રદયને બાળજે."

સ્નેહરશ્મિનુ "પાનખર" કાવ્ય કોમળ, લલિત અને સુદર છે—વાણીમા તેમજ વસ્તુમા વેલી પરતાય છે–"હુ પ્રાણદા ધરતીને ભૂલી", "ઉડતા કો વાયરે મનડા હર્યા", "ઉડતાની પ્રીત હશે ઉડતી સદાયની" આ પસ્તાતી સતી બનેલી વેલીને કવિ બોધ આપે છે કે પ્રીતની રીત એવી જ છે, સૂકાવુ પડે—પણ એ સૂકાવુ પાનખરનુ નથી—"એ તો વસન્ત કેરા પ્હેલા હુતાશ" છે. કાવ્યની અન્યોક્તિ સ્પષ્ટ છે "પાનખર" એ નામ કાવ્યતાત્પર્યને બધબેસતુ નથી.

**આહુતિમાં** પહેલા મૂકેલા કાવ્યો ગુણમા પણ પહેલા છે શ્રી મનસુખલાલ ઝવેરીનુ કાવ્ય 'તારો ક્રમ'—વિશ્વયજ્ઞની ભડભડતી જ્વાલામા સર્વસ્વની આહુતિ આપવાની તૈયારી, અને એ ભોગે વિશ્વનો ક્રમ ચાલુ રહેવા દેવાની ઇચ્છા દર્શાવતુ આ શિષ્ટ છતા વિશદ શૈલીનુ અણીશુદ્ધ કાવ્ય લાક્ષણિક સમષ્ટિમા વ્યક્તિનુ સમર્પણ કરવાની ઝવેરીની મનોવૃત્તિ પ્રકટ કરે છે. સ્થળવ્યય ભલે થાય—નમનો આપવો પડશે —

"મારૂ બધુ પ્રિય છે મને
પણ તાહરો ક્રમ વિશ્વનો હોજો મને પ્રિયતર, અને
એ કાજ આહુતિ મેધ્ય મારી હોય તો તુ સ્વીકારજે,
આપુ ન હુ હોંશેથી, ને તુજ માર્ગમા વિઘ્નો રચુ,
તો તો તોડી ફોડી ઉખેડી મુજને દૂર દૂરે ફેંકજે,
પણ તાહરો ક્રમ નિત્ય નિશ્ચલ નાથ મારો! રાખજે."

શ્રી. ઇન્દુલાલ ગાધીના 'દગભૂલવણી' કાવ્યમા વેરાગી કવિની હ્રદયવિજેની પ્રેયસીને લગ્નબધનથી બાધવાની વૃત્તિ, પ્રેયસીની એ વિષયમા અનિચ્છા, કવિનો રોષ વગેરે ઘટના પ્રિય પ્રિયા વચ્ચેની હોવાનો આભાસ ઉત્પન્ન થઇને છેલ્લી બે પંક્તિમા વક્તવ્યનો રહસ્યસ્ફોટ ચમત્કારિક રીતે થાય છે:—

"રહ્યો ના વેરાગી, રમણી ન્ત સ્વામી ય ન થયો
કવિતા, હુ તારી દગભુલવણીમા પડી ગયો."

શ્રી. કરસનદાસ માણેકના 'ઉચિત ન હતુ આવુ'—કાવ્યમા સ્નેહ સ્વીકારવો ન્હોતો તો જીગર વીંધવુ ન્હોતુ એ ભાવનિરૂપણમા Elizabethan flavour છે, પણ આ ફરિયાદ પ્રભુ પરત્વે હોય એવી વ્યજના શક્ય હોઇને અર્થનુ ઊડાણ છે તે પૂર્વનુ–ભારતભૂમિનુ–જ છે. શ્રી. પ્રેમશકર ભટ્ટ "તારા પગલા"માં સ્પષ્ટ વાચ્યાર્થમાજ પ્રભુના વિશ્વવ્યાપિત્વનુ–વિશ્વાન્તર્ગતત્વનુ–સ્તોત્ર ગાયુ છે.

શ્રી. કોલકનુ 'અમારો પથ' પણ પ્રભુ–અભિમુખી વૃત્તિ, જીવનસિંધુ વટાવીને દૂર કિનારે પ્હોચવાનો નિશ્ચય દર્શાવે છે. પ્રથમ કડીમા 'લગર', 'બદર' અને 'અદર' એ પ્રાસ મારા કાનને શાથી રૂચતા નથી તે તો મારા કાને જ સમજવુ રહ્યુ.

શ્રી મોહિનીચદ્રનુ "જીવન એજ મગલ" કાવ્ય (વિસ્તાર સયમને કારણે?) બીજા દીપોત્સવી અકોમાં આવેલાં એમનાં જ કાવ્યો કરતા ઘણુ સારૂ છે, સુશ્લિષ્ટ અને ઊર્મિ સકુલતા વિનાનુ છે.

શ્રી, રતુભાઈ દેસાઈએ "ચણોઠીને" સંબોધીને કાવ્ય રચ્યુ છે. તેમા ન્હાના શા વિષયને આધારે સારૂ કાવ્ય રચવાની ચતુરાઇ છે અને સરળ વિષયને અનુરૂપ સરળ ભાષાશૈલી છે.

"બેન ગઈ" એ કાવ્યમા શ્રી પ્રબોધ બેન સાથેની રમતમાથી એકદમ જીવનના ગંભીર કરુણ પ્રસગમા સરળતાથી સરકી જાય છે અને ગભીર પ્રસગને સયમ વડે–શબ્દોની કરકસર વડે–વધારે ગભીર બનાવે છે–'બેન બારણે ચાલી ગઈ, જીવનના ઝાલકણા દામા અતર મારુ ઝાલી ગઈ."

શ્રી પ્રતાપ વ્યાસનુ "મને સ્વપ્નો વ્હાલા" કાવ્યમાં વક્તવ્ય સારૂ છે પણ વક્તવ્યની અપેક્ષાએ શબ્દ વિસ્તાર વધુ પડતો જણાયો 'તાજમહાલ' કાવ્યમા શ્રી દેવજી રા. મોઢાએ શાહજહાને પત્નીપ્રેમના મૂર્તરૂપ તરીકે એ સ્મારક રચ્યુ તે ઘટનાનો એક પૂર્વગામી પ્રસગ કલ્પીને મુમતાઝની ઉદારતા ગાઈ છે–જો કે નારીઉરનુ ઔદાર્ય અને પતિનુ પત્નીભક્ત ઉર એ બેમા કોને વખાણવુ એ પ્રશ્ન ઊઠયો છે ખરો

નાથાલાલ દવેનુ 'સમર્પણ' કાવ્ય, જગલને ખૂણે ઊગેલા નાના કુસુમની જગઉપકારક બનીને જીવન સાર્થક કરવાની તમન્ના અન્યોક્તિ કાવ્યની ઢબે રજૂ કરે છે. સુરેશ ગાધીના 'દીવો' એ ભજનનો ઢાળ, અને એકદર એની ભાષા પણ, ભજનને અનુરૂપ છે 'દીવો ચેતાવી લે' એ વાક્યનો લય (ᵒr Rhythm) બગાળી જેવો લાગે છે તે બરાબર છે?

અશોક હર્ષનુ "દાહડીને" કાવ્યમા જેવી મર્દાનગી છે તેવી જ પદની ગતિ છે મૃત્યુને પણ પડકારતા આ કાવ્યમા વીરત્વભર્યો જે જીવનોલ્લાસ છે તે આપણા તરુણોમા હોય તો? વાનગી ચાખીએ —

એમ ને હુ એમ કો મહાન યત્નમા મચી
જૂઝતો રહી સદા
તુ માનજે તને નિશક છેતરીશ દાહડી!
અને દશે દિશા તદા
નિનાદશે સુવર્ણભેર 'આફરીન આફરીન.'

જયાનન્દ દવેના 'અનાવૃષ્ટિ' કાવ્યમા પ્રાચીન એક પ્રસગનુ રેખાશુદ્ધ, ભાવસમૃદ્ધ આલેખન છે તે વાચતાં કાન્તશૈલિનુ સ્મરણ થાય છે.

**"મોજમજાહ"**ના જૂજ કાવ્યોમાથી વેણીભાઈ પુરોહિતનુ "ઉપેક્ષા" તરી આવે છે. **"જયભારતમાં"**માં 'તપસી' કાવ્ય (શ્રી. કેશવ હ. શેઠ), શૃગારના ઉદ્દીપનોનો આભાસ ઉપજાવતા પુષ્પદ્રવ્યો વડે સહિયારુ તપ તપવાને તપસીને નિમન્ત્રણ આપે છે, "દીપાવલી" (પુરુષોત્તમ સુરૈયા) 'મુડીમાનસી' અને ગરીબની હૈયાઝાળનો દીવાળીએ ખાસ પરખાતો વિરોધ આલેખે છે, "મોહુ-

રતમ" કાવ્ય (શ્રી. ધીરજલાલ પરીખ) રત્નને શોધવાના મન્થનને અંતે એ મન્થનની મનોદશાની જ રત્ન તરીકે પ્રાપ્તિ દર્શાવે છે. **"રવિવાર"**માં આ લેખના પ્રારંભમાં નોંધેલ "દીપક" ઉપરાંત ત્રણ કાવ્યો છે; "સુજને મારું મૌન મુબારક"–જેમાં મૂળજીભાઈ પી. શાહે "નહિ કહુ" કહીને ઘણું–અને ઘણા જોમથી–કહી નાખ્યું છે; પરાક્રમી સત્ત્વ ગુલામી નભાવી લે એ પ્રત્યે આશ્ચર્ય દર્શાવતું "સરકસના સિંહને" (રજનીકાન્ત ભટ્ટ); અને 'પરતેજે જીવનારાં' અને ચન્દ્રપ્રતિ અન્યોક્તિ (અદ્રિય).

**હિન્દુસ્તાન–પ્રજામિત્ર**માં શ્રી. હરિલાલ ભટ્ટનું "તન્ત્રીની કાતર" તંત્રીની કાતરથી બચી ગયું તે ખુશીની વાત છે. "આગેધપો"માં શકુન્ત રાવળ ઉચ્ચાર શુદ્ધિને ચગદીને આગળ ધપ્યા છે. 'અને નવ પૂછો' (ભારદ્વાજ) સુંદર મુક્તક છે. "ઇન્સાનની મહેનત" (સ્વપ્નસ્થ) જીવનના ટકાવનિભાવ માટેની મનુષ્યની જહેમતનો સબળ, સમભાવયુક્ત ચિતાર આપે છે. રમણલાલ સોનીનું, પ્રભુને પ્રણમવા જેટલું બળ રહે અને અન્યની સેવા ન કરવી પડે એવી માગણી કરતું કાવ્ય "પરંતુ માગું બસ આજ સાંઇ" એમના આ અંકમાં છપાયેલા બીજા 'અર્જુન–સુભદ્રા' કાવ્યથી વિશદતર છે; 'અર્જુન–સુભદ્રા'માં ભાષા અને અર્થ બંને લથડિયાં ખાય છે.

શ્રી. કેશવ હ. શેટે "એનાં આંસુડે હૈયા વરાળ ઉની" કાવ્યમાં જનતા મોજ માણે અને શ્રમજીવી છૂટાઈ મરે એ હતભાગિની દશાથી ઉપજેલાં આંસુઓને લોકગીતના ઢાળમાં ઢાળ્યાં છે હરિશ્ચન્દ્ર ભટ્ટના 'ઇન્દિરે' કાવ્યમાં માગેલો મોહપાશ મનુજને પ્રેમમાં બાંધનારો પ્રેમપાશ–સમજાય છે પણ આશાવજ્જ સમજાતું નથી. મનસુખલાલ ઝવેરીએ "સ્વપ્નમાં સ્વપ્ન" કાવ્યમાં દંભમય, નિસ્તલ કાલિમા સમા, સત્ય કરતાં સ્વપ્ન પ્રત્યે પક્ષપાત દર્શાવતાં કહ્યું છેઃ-

"રે! મુગ્ધતા દૃષ્ટિતણી,વિદારતાં વિદાર્યું તેં કાવ્ય સમસ્ત મારું",

* * *

"ને એમ તો જીવન યે ન સ્વપ્ન શું?"
"તો સ્વપ્નમાં સ્વપ્ન વિલોકું હું ભલે."

શ્રી, ઝવેરીનાં કાવ્યોની ચિન્તનમયતા લાક્ષણિક છે.

"ભૂંગળાં વાગે" કાવ્યમાં ધૈર્યચન્દ્ર ર. બુદ્ધે દીવાળીના દિવસોમાં પણ મજૂરોને તો ભૂંગળાં સાંભળીને કામ પર જવાનું હોય છે એમ કહી ને મજૂરોને–અનેક અન્ય કવિઓની માફક દીવાળીને દિવસે-યાદ કર્યા છે.

વેણીભાઈ પુરોહિતનું "આજે હું ચીંથરું છો!" એ કાવ્ય ધનિકોના આભૂષણો કરતાં ગરીબની ઠંડી નિવારતા ચીંથરાની ઉપયોગિતા વધારે છે એવું સચોટ રીતે જણાવે છે. છેલ્લી કડીમાં અલ્પ પણ અમૂલ્ય સેવાની ભાવના સુંદર રીતે ધ્યાન ખેંચે એવી રીતે વ્યક્ત થઈ છેઃ

"મોંઘેરી સિદ્ધિ કાજે મુજ જીવતરની ઝંખના આટલી કે,-
નાના કો રંકગેહે લઘુક સગડીમાં કાકડી થૈ જળું હું!"

'**પ્રજાબંધુ** એ નવ કાવ્યો આપ્યાં છે તે બધાં સારાં છે. "નિરાશાને" કાવ્યમાં (રણછોડલાલ બી. વાયડા) પૃથ્વી છંદ એકંદર સફળ છે પણ "અપ્રાપ્ત દુઃખકલ્પના" જેવું અતિક્રમણ ખૂંચે છે. "ક્રન્દન"માં (મીતુ બરજોરજી દેસાઈ) લોકનિંદાની પરવા વગર નિજાનંદે-કાવ્યાનંદે રમણ કરવાનો અડગ નિશ્ચય જાહેર કરવામાં આવ્યો છેઃ પણ એ બધાનો 'નાયક' કોણ છે એ છેલ્લી કડીમાં જણાવતાં ગંભીરતાથી હાસ્યપાત્રતામાં–અચાનક લપસી પડાય છે– "ગધેડો બિચારો સજળ નયને આમ વદતો." "મનુજ ઘેલછા" (હરિલાલ પંડયા) વિષયમાં ઉન્નત છતાં ભાષામાં સર્વથા શુદ્ધ રહી શક્યું નથી એટલું આ કવિને કહેવું પડે છે કારણ કે એમનામાં એ સામર્થ્ય છે. જેઠાલાલ ત્રિવેદીનું "તેં છેતર્યો મુજને" એ વિનોદપ્રદ કથાકાવ્ય છે. ગોપાલકૃષ્ણ અ. મહેતાનું "પ્રકૃતિબાળા" કાવ્ય કુશળ વિષમવ્યવસ્થાથી અને આલંકારિક શૈલીથી સુંદર બન્યું છે. સંસ્કૃત કવિઓની કલ્પનારીતિને અનુસરતા આ કાવ્યમાં ઉચ્ચારનો વ્યતિક્રમ કેમ ચલાવી લેવાય? છેલ્લી કડીનું રમતિયાળપણું કાવ્યને ભાવમાર્દવ અર્પે છેઃ

"સુસેજ જલની મહીં કમલિની સમીપે સરી
ધીમી ટપલી મારીને હસતી એ કહે ટોળમાં
'સખી! નયન ખોલ, જો! પતિ ઊભા અહીં તાહરા!'"

અનિકેતના "એક જાનવરનું મુડદું જોતાં" એ સૂગ ચડે એવા શીર્ષકવાળા સુંદર કાવ્યમાંથી વાનગી જ લઈશું:—

"અહા, સુખદ શી ઘડી પ્રિય! તને અમોલી મળી;
અને સરળ મૃત્યુને ય પળ શી મહા સાંપડી.
નહીં વસન બન્ધનો જતન કાજ રે દેહના
અને ખડકલો નહિ ઉપર ગાદલાં ગોદડાં—
તણો; નવ કશાય વંધ્ય ઉપચાર વૈદ્યો તણા
અને વિવશતા ન આપ્તજન કેરી શંકાસ્પદા!"

નંદલાલ જોષીનું "હસું" કાવ્ય એ આફત, ઝંઝાવાત અને અકસ્માતથી પણ હારવાની ના કહે છે. રડવાની ના કહે છે;—

"રડું જોઈ ભાવી સમય વિણ ભૂક્કો થઈ જતું?

* *

ધસો ઝંઝાવાતો થકવી જય લેવા ન મથશો;
હસું, આવ્યું ટાણું, હસી હસી મરી, હાર જ ન દઉં"

કુદરતમાં થતા અને વિરાટ બનતા વંટોળિયાની માફક–

"ધીમે રચી જતા નિસાસ મુજમાં બધા કાળ શા
અને હૃદયમાં વિરાટ બનતા જ વંટોળિયા"

વિષે રચેલા "વંટોળિયા" કાવ્યમાં સુબંધુએ પૃથ્વી છંદ હાથ-કર્યો છે પણ ખાસ અર્થોપકારક નહિ એવા શબ્દો (બધા, મહા, જ) નભાવ્યો છે. નરહરિપ્રસાદ મા. રાવળ પોતાના કાવ્યને "સ્વપ્નોનો દેશ"

[ અનુસંધાન પાનું ૧૧૦

# "પ્રતીક્ષા"

## નવા કાવ્યસંગ્રહની સમીક્ષા

**कोलक**

છેલ્લાં ચાર પાંચ વર્ષથી શ્રી રમણિક અરાલવાલાનાં કાવ્યો આપણાં સામયિકોમાં દેખાં દેતાં હતાં. એ સૌ કાવ્યોનો સંગ્રહ શ્રી અરાલવાલા આજે 'પ્રતીક્ષા' ગ્રંથમાં રજૂ કરે છે. સંગ્રહનો પ્રવેશક આપણા પ્રતિભાશાળી કવિશ્રી ઉમાશંકર જોષીએ લખ્યો છે. સાચો સોની જ સાચું સોનું પારખી શકે. શ્રી ઉમાશંકરે શ્રી. અરાલવાલાનો જે પરિચય આપ્યો છે તે પરિચય જ સ્વય કાવ્ય છે. આજે અરાલવાલા મિલ છોડીને હાઇસ્કૂલમાં ભણાવા જાય છે. સાથે સાથે પોતાનો કાવ્યસંગ્રહ ગૂજરાત સમક્ષ મૂકે છે.

'પ્રતીક્ષા'નો પ્રવેશક લખતાં શ્રી ઉમાશંકરે જે મત (એકંદરે શ્રી અરાલવાલાની કાવ્યકૃતિઓની છાપ એ પડે છે કે કર્તા ઉચ્ચાર-માધુર્ય અને વિષયનિરૂપણમાં ગંભીરતાના પક્ષપાતી છે. એમનામાં શૈલીની પ્રૌઢિ છે.) આપે છે એ સાથે અમો સમત છીએ. કવિનો આ પ્રથમ સંગ્રહ છે. આ સગ્રહને એમણે જે આપ્યું છે તે પ્રશંસનીય છે.

આખા સંગ્રહમાં આપણી આંખ આગળ જે વસ્તુઓ તરી આવે છે તે એમનુ શબ્દમાધુર્ય, રંગદર્શન, લાગણી, અને વાત્સલ્ય. શબ્દમાધુર્ય કેટલેક ઠેકાણે બનાવટી મધ જેવુ પણ બન્યું છે. પણ જ્યાં જ્યાં માધુર્ય એની મેળે આવ્યું છે તે પંક્તિઓ કર્તાની શક્તિની પ્રતીતિ કરાવે છે. રગદર્શનમાં પણ કવિએ કેટલીક પક્તિઓમાં મનોરમ કલ્પનાઓ ઉતારી છે. પણ કાવ્યમાં એમની લાગણીઓનુ બળ ઘણે ભાગે વિશેષ રહેવાને કારણે એમનું રંગદર્શન કાવ્યનો પ્રધાન સૂર રહેતુ નથી અને તે જ શિષ્ટ કવિને માટે વાજબી છે. લાગણી અને વાત્સલ્ય અહીં જુદાં એટલા માટે જ મૂક્યાં છે કે કવિએ કેટલાંક કૌટુમ્બિક કાવ્યોમાં ખરેખર અન્તરસ્પર્શી વક્તવ્ય કર્યું છે જ્યારે બીજાં કેટલાંક કાવ્યોમા પ્રયત્ન કરવા છતાં–લાગણી હોવા છતાં એમાં વક્તવ્ય કરી શક્યા નથી. 'ભાઈ! તને આપું શું ભેટ?' કાવ્યમાં ઘણી સરસ રીતે ભાવદર્શન કરાવ્યું છે પણ એની જ સાથે જે જીવનમાં કાવ્ય જીવી રહ્યા છે, જે વિષય એમનો નિત્યનો છે ત્યાં 'અંધાર પછેડો' 'કોદર' 'માલિક પ્રતિ મજૂર' જેવા કાવ્યોમાં એ લાગણીને કોઈ પણ અંશે ઉતારી શક્યા નથી. જ્યારે 'શ્રમજીવીનું સવાર'માં કવિ સફળ થાય છે. એમાં મુખ્ય કારણ એ પણ મેળે છે કે જ્યાં કવિએ અનુકરણના આછા ઝાંખા પટ છોડ્યા છે ત્યાં એમને સિદ્ધિ સહેજે વરી છે.

આખા સંગ્રહમાં કવિનો વતન પ્રત્યેનો પ્રેમ અને કુટુંબપ્રેમ વધારે ભાત પાડે છે. 'વાત્રક'નું ગીત એક મનોરમ ગીત છે.

"તારાં જુલાય કેમ પાણી હો વાતરક, તારાં જુલાય કેમ પાણી?
કાયાની ક્યારી સીંચાણી હો વાતરક, કાયાની ક્યારી સીંચાણી;
શૈશવનાં સ્મરણોની વાણી હો વાતરક, શૈશવનાં સ્મરણોની વાણી,
બોલે છે આજ તારાં પાણી હો વાતરક, બોલે છે આજ તારાં પાણી.

'વાત્રક' પ્રતિ કવિ કેટલા સ્નેહથી ખેંચાયા છે? એનાં પાણી બોલે છે તે પણ કવિ સમજી શકે છે. પણ એનાથી યે કવિ તૃપ્ત થતા નથી અને કાળની ફાળને વીસરી જવા કવિ કહે છે.

"ગાજે અભગ તારું ગાણું હો વાતરક, એવું તે ગાજે ગાણું."

અને તે ગાણુ તે કેવું?

કાળની ફાળો ન જાણું હો વાતરક, શમણાંમાં જુગજુગ માણું.

એમના વતનપ્રેમમાંથી જે કાવ્યો આપણને મળ્યાં છે એમાં 'વતનનો તલસાટ' શ્રેષ્ઠ છે. એ કાવ્યમા કવિહૃદયનો તલસાટ છે. જનની અને જન્મભૂમિ એ બેમાં કવિ જનની વિનાની જન્મભૂમિ જોઇને કહે છે:

"વ્હાલી તો યે જનનીરહિતા જન્મભૂમિ ન તોયે,
જીવું ઝંખી જનનીરહિતા જન્મભૂમિ વિદેશે."

એ જન્મભૂમિનુ જે વર્ણન કવિએ કાવ્યની શરૂઆતમાં આપ્યુ છે તે અતિ મનોહર છે. પણ કવિના એ વતનના નાદમાં જે વિષાદ છે તે એમણે ઉપર જણાવેલી પક્તિઓમાં વ્યક્ત કર્યો છે.

વતન પ્રેમનાં કાવ્યો પછી કવિ કૌટુમ્બિક સ્નેહનાં કાવ્યો આપે છે. એમાં યે 'ભાઈ' તને આપુ શું ભેટ?' એક સર્વાંગ સુદર ગીત છે. બહેન ભાઇને ભેટ આપવા તૈયાર થાય છે. પણ એમનાં માબાપ તો–

"છોડી અનાથ આજ આપણને ઊપડ્યાં
માતાજી દેવોને દેશ,
ભાઈ! તને આપું શું ભેટ?

બહેન ભાઇને માટે કેવી સરસ ભેટ શોધી કાઢે છે?"

સરખી સાહેલી મારી સારી, બજે તારા
દીવાની થઇને દિવેટ;
ભાઈ! તને આપું એ ભેટ?

દીવાની દિવેટ થઇને રહે એવી ભેટ બહેન પસંદ કરે છે. 'દિવેટ' અને 'ભેટ'નો પ્રાસ અને 'દિવેટ'નો આ પક્તિમાંનો સંપૂર્ણ રહસ્ય અર્થ છેલ્લી પક્તિઓને ગીતનુ શિખર બનાવે છે.

'તાપણું'માં કવિનો વિષાદ સફળતાથી ઉતર્યો છે. કુતવિલ-

બિતમાં કવિએ પોતાના અન્તરને ખરેખર ઘણી જ સરસ રીતે વલોવ્યું છે. કુદરતી વાચાએ જે શબ્દ સ્વરૂપ આપ્યું છે તે બીજાપુરના ઘુમ્મટની જેમ કોઈપણ માતાવિહીનના હ્રદયમાં પડઘો પાડશે જ.

"સકલ સૃષ્ટિ સ્મશાન સમી છતાં
નહિ ઝમે કદી અશ્રુનું બુંદ બા!
જીવન રાગ વિરાગનું તાપણું
કરી તપાડીશ, તાપીશ હું ય બા!
અનુજને ઊડતાં કરી ઊડવા."

અને એ જ માતૃવિયોગનો વિષાદ કવિ પાછો 'સ્મૃતિરક્ષા'માં આપે છેઃ–

પરંતુ નહિ આવશે યુગ સમાન આયુષ્યની
ધગંત રણ ભોમમાં શીતલ માતની છાંયડી."

'સ્વપ્નખંડેર' પણ કરુણમધુર શોકપ્રશસ્તિ કાવ્ય છે. શબ્દ માધુર્ય અને અર્થ અને એ ઉભયમાં વિષાદનો રંગ એ કાવ્યના અંતભાગને સંધ્યાકાશ સમું કરે છે!

"વ્હાલાં વસ્યાં રે મારાં વેગળાં મેલી માયાના મ્હેલ,
આ રે કાયા કેરે કોડિયે હજી છલકાતાં તેલ;
શાંતિ વિના રે મારે સહુ સૂનું.
દવમાં બળે રે દિલનો ડુંગરો, શીળી એકે ન ટૂંક,
આવો ને કાળના વાયરા! માગું એકાદી ફૂંક;
શાંતિ વિના રે મારે સહુ સૂનું!"

આટલી કર્ણમધુર વિષાદઘેરી પંક્તિઓ હોવા છતાં એમાં એકતા નથી જળવાઈ. પ્રથમ કડીમાં કવિ 'કાયા'ને કોડિયું બનાવે છે અને તરત બીજી કડીમાં દિલનો ડુંગર બનાવે છે. દિલ કાયામાં રહે છે. ડુંગરો શું કોડિયામાં રહે છે? જો આ પંક્તિઓમાં એકતા જળવાઈ હોત તો કદાચ આજ પંક્તિઓ જે અસર ઉપજાવે છે એનાથી વધારે સારી અસર ઉપજાવી શકી હોત!

'પૂનમની રાતે'માં કાન્તનું અનુકરણ જેવું લાગે છતાંયે તેમ નથી. કાન્તનાં અંજનીમાં લખાયેલાં ગીતો વાંચ્યા પછી જે ધ્વનિ કવિના કાનમાં રમે છે તે જ ધ્વનિનાં આ આંદોલન સ્વતંત્ર વસ્તુ અને સ્વતંત્ર સ્વરૂપે પંક્તિઓમાં પણ ઊતરે છે.

"આજ બધું ભૂલી ભમનારા!
અંતરના આથમતા તારા!
ક્યાં મારગ તારા ને મારા
પૂનમની રાતે?

આટલો સરલ પ્રાસ હોવા છતાં એ જ કાવ્યની પંક્તિઓમાં પ્રાસ રહ્યા જ નથી. 'અંજની'માં જો પ્રાસ હોય તો જ 'અંજની'! 'સરવે', 'પરવે' અને 'ડાંગરને', એમાં 'ડાંગરને' નો પ્રાસ એની સાથેના શબ્દો સાથે કેવી રીતે મળે? ઉપરાંત એ જ કાવ્યમાં 'અણુતી', 'રણુતી'નો પ્રાસ છે, એ 'રણુતી' એટલે તો 'રણકતી'જ ને?

'આંખને ઉપાલંભ'માં ઉમાશંકરની જેમ ત્રણ ચાર છંદની ભેળભેળ છે. એ ભેળભેળ અશાસ્ત્રીય છે. ઉપજાતિની પંક્તિમાં જે લય રહે અને એને ગાતાં જે સમય લેવાય–તેવો જ લય અને તેટલો જ વખત કોઈ પણ સંજોગોમાં 'શાલિની'ની પંક્તિ ગાવામાં નહીં જ રહે! દરેક છંદનો સમય–અને લય એ બંનેનાં ધોરણ નિયમિત છે. એ ભેળ–છંદની વિશેષ વાત બીજી વખતે. પણ કાવ્યમાં તો એ છંદ સફળ થયો નથી જ.

'દર્શન'માં કવિ શરૂઆતમાં જ કહે છેઃ-

"આવી હતી તું મુજ પાસ, અરે ન માનું,
આવા અઘોર તિમિરે કયહીં એમ ભાનુ?
તારું કયહીં ફરકતું ય અહીં લગાર?
ભીંતે ય જ્યાં લટકતી નથી, એક નાર!

'ખારવો' ઝિંદાદિલીનું અતિ સુન્દર કાવ્ય છે. સંપૂર્ણ સોનેટ નહીં એવાં આ કવિના ચૌદ લીટીનાં કાવ્યોમાં એક ગુણ ઘણો જ સરસ છે. કેટલીક વાર સંપૂર્ણ સોનેટો પણ આપણને મળે પણ એનાં અષ્ટક અને ષટ્કના ભાગ અને પલટો આપણને ન મળે તે અરાલવાલાનાં આ કાવ્યોમાં મળે છે.

દરિયાના 'વિચિ–વમળ–ઝંઝાનિલડરે' ખારવો પોતાની તરણી મધ્યમાં નથી લઈ જતો. કેટલાક સાહસિક તો સમુદ્ર મધ્યે નૌકાઓ લઈ જાય છે. કેટલાક સમુદ્રમાં ઊતરીને મોતીઓ લાવે છે. એ મોતીઓ જોઈ જોઈને હસે છે. કિનારાની પાસે જ તરણી તરાવનાર છીપલાં જ વીણી શકે છે એ જોઇને પેલા મોતી લાવનાર હસે છે. ખારવો થઈને એ કેમ સહન કરે? હિંમતથી પોતાની તરણી મધ્યમાં લઈ જાય છે.

"જવું મારે શું એ શરમભર નેત્રે નીરખતાં
હજી કાંઠે કાંઠે? નહિ જ, નહિ રે પ્રાણ પરવા!
મળો મોતી વા ના, વિજયસ્મિતની એ નવ તમા;
હવે તો હંકારું અતલ જલ ઝંકાર સૂણવા.

'બેકારો' અને 'નિર્દેશ'માં કવિના પ્રગતિવાદી વિચારો છે. પણ કોણ જાણે કેમ પણ એની અસર થતી નથી? ખંડ શિખરિણીમાં અખંડિત જુસ્સો ઉતારવાથી જ આ દશા થઈ હોય તો યે નવાઈ નહીં!

કવિએ એમના સંગ્રહમાં કેટલાંક રેખાચિત્રો પણ સરસ રીતે સરકાવી દીધાં. એમાં યે 'પસવો પાનવાળો'નું રેખાચિત્ર તાદૃશ્ય છે. કવિ એમાં પોતાનું કશું જ કહેતા નથી. અને એ પાનવાળો કરે છે શું?

"એ તો છાપું ખરીદતો વ્હેલો રે પસવો પાનવાળો,
થાય નંબરિયું લાગતાં ઘેલો રે પસવો પાનવાળો.

* * *

"એ તો બાળોભોળો બ્રહ્મચારી રે પસવો પાનવાળો,
ઘણી ગોપીની બીચ ગિરધારી રે પસવો પાનવાળો;
*     *     *
એ તો છાપેલી સુંદરી ચૂમે રે પસવો પાનવાળો."

જેવું તદ્દન વાસ્તવિક વર્ણન કવિ સચોટ શબ્દોમાં કરી શકે છે.

'એક પરિણીતાના પ્રલાપ'માં કવિએ ઘણા જ થોડા પણ સુંદર શબ્દોથી ગુજરાતી સ્ત્રીની એક જીવનભરની દુઃખદ દશાને મૂકી છેઃ–

"બ્હેની, મને ફૂળની કબરમાં દાટી,
મારાં મોતીની થઈ ગઈ માટી,
સહિયર! શીદ છેડો મને?"

'ગુર્જર રમણી'માં પદલાલિત્ય છે અને ગુર્જર રમણીના જીવનનું નિત્ય દર્શન છે. પણ 'હરિ! આવો તો—' એમાં કવિ શરૂઆતમાં જ પ્રભુને કહે છેઃ–

"હરિ! આવો તો ભલે આવો,
એથી શો અદકો લ્હાવો?
પણ આવીને અડધે પગલે પ્રભુ! શીદને પાછળ જાઓ?"

પાઠકના 'સપ્પીને' કાવ્યનું અનુકરણ છે. પણ આ કવિમાં એક શક્તિ એવી છે કે એ અનુકરણ કરે છે પણ અનુકરણની સાથે જ પોતાની પ્રતિભાનું, વ્યક્તિત્વ એ અનુકરણમાં મૂકે છે. આ પંક્તિઓની સરસ અસર 'અડધે પગલે પ્રભુ! શીદને પાછા જાઓ?' વાંચીએ ત્યારે જ છે. એક કવિએ અમુક છંદમાં લખ્યું તેથી બીજાએ પણ ન લખવું એવું કંઈ જ નથી. ફેર એટલો છે કે જે કંઈ લખાય તેમાં તેની વિશિષ્ટતા જોઈએ. અરાલવાલા પાસે એ વિશિષ્ટતા છે. આગળ કહ્યું તેમ ભેળ-છંદમાં જ એમને નિષ્ફળતા મળી છે બાકી બીજાં બધા જ એનાં કાવ્યોમાં એમણે સફળતા મેળવી છે.

'છેલ્લા શ્વાસે'માં કવિ પ્રભુને પૂછે છેઃ–

"જગે ઉત્ક્રાંતિની જટિલ ઘટનાને નવ કળી
તને સર્જ્યો? વા તેં જગ સરજિયું?"

'કાંકરિયાની શરદપૂર્ણિમા'માં કવિએ મનોરમ ચિત્રદર્શન કર્યું છે. ઘણી સરસ ઉપમાઓ છે. અને ઉપમાઓની જ સાથે સ્વરાવલીનું શબ્દમાધુર્ય છે. શ્રી. ઉમાશંકર અરાલવાલાની 'ભવ્યતાભિમુખ'ની વૃત્તિનો નિર્દેશ કરે છે. આ કાવ્યમાં એ નિર્દેશ ઘણી સારી રીતે છે. 'ક્ષિતિજ ઝૂલભરી કામળી'નો નિર્દેશ શ્રી ઉમાશંકરે પ્રવેશકમાં જ કરાવ્યો છે. પણ કવિ જે મિલજીવન જીવી રહ્યા છે એના પરિપાક રીતે એ જીવન દર્શનમાંથી આપણને જે ખરેખરું કાવ્ય મળ્યું હોય તો તે આ જ કાવ્યમાં છેઃ–

"આખો દહાડો અવિરત શ્રમે યંત્રમાં આથડીને
સૂતેલી આ નગરી શિર પેં આશિષે ઊંચકેલા
આબાદીના અભય કરતી અંગુલીઓ શી ઊભી
સૌમ્ય જ્યોને સ્વરૂપ પલટી મીલની ચીમનીઓ."

'ગાયક'ને કાવ્યમાં કવિએ 'અંજની' લીધો છે. આખા કાવ્યમાં ગીત સમાપ્ત કરતી છેલ્લી કડી ખરેખર મનોહર છેઃ–

"ગાનારા! ગાઈ લે ગાણું,
સરકે છે જો સોનાટાણું;
આવેલો કિરણ બની નાનું
થૈને જા બાનુ!"

આખા સંગ્રહમાં વિશદતાનો ગુણ છે. શબ્દો પણ કર્ણપ્રિય વપરાયા છે. ત્રણ ચાર કાવ્યોમાં કવિએ મનોરમ ઉપમાઓથી રમ્યદર્શન કરાવ્યું છે. વતનપ્રેમનાં સાચી લાગણીનાં હૃદયસ્પર્શી કાવ્યો, માતૃવિયોગનાં કરુણઘેરાં કાવ્યો, કૌટુમ્બિક પ્રેમનાં રંગીલા કાવ્યો આ સંગ્રહમાં આગળ પડતાં છે. છંદો પર એમની હથોટી બેઠેલી છે. કેટલીક જગાએ આપમેળે અને કેટલીક જગાએ કળાથી પણ એમણે પદલાલિત્ય લાવવાની સાવચેતી રાખી છે.

અરાલવાલાની પ્રતિભા હજી યે આપણને અનેક સર્જનો આપશે એની અમને શંકા નથી. 'પ્રતીક્ષા'ને ગુજરાત જરૂર સત્કારશે જ એની પણ અમને ખાત્રી છે.

---

[ અનુસંધાન પાને ૧૦૭થી ]

કહે છે; પણ એ દેશ છે વાસ્તવિક—ડુંગર, વનરાઇ, કુંજો, પુષ્પો; ઓર-ઢેલ; એ બધું વાસ્તવિક છે. અને એ વન્યપ્રદેશની સરલતા તથા સાદાઇ કાવ્યમાં બરાબર ઊતર્યા છે. એવું વનભ્રમણ આજે આપણી અપૂર્ણ કામનાનો–સ્વપ્નનો–વિષય બન્યુ છે એ અર્થમા આ પ્રદેશને "સ્વપ્નોનો દેશ" કહ્યો છે; વાંચીને જ બેસી રહેવાય નહીં, વનપર્યટને જવા પ્રેરે, અને તેમ નહીં તો છેવટ 'રાસેરસ' ઉપજાવે એવું આ ગીત છે.

**ગુજરાતી**ના દીવાળી અંકમાં ૪૦ પદ્યો છે, તેમાંથી પ્રાસંગિક રચનાઓને બેધડક બાદ કરતાં બાકી રહેલાં કાવ્યોમાંથી નીચે જણાવેલાં કાવ્યો સારાં છેઃ સંસ્કૃત વૃત્તમાં ભાષાશુદ્ધિ જાળવતુ "આવ્યાં તમે" (સુરેશ હ. જોષી); નર્મ-પર્યવસાયી "લુહાર" (દેવકૃષ્ણ પી. જોશી); લક્ષ્યવેધી કટાક્ષ કરતું "શહેરનો નિશાળિયો" (રજનીકાન્ત ભટ્ટ); ધનિકોના ઉત્સવના પાયામાં રહેલ નિર્ધનોના કષ્ટ કથતું "આવી દીવાળી" (જયન્ત પંડ્યા); અને સિદ્ધહસ્ત કવિશ્રીથી પણ જેના પ્રથમચરણમાં જૂનો ઢાળ પકડાયો નથી એવું "આવો નવરાજન અમ આંગણે રે" (ખબરદાર). નીચેનાં કાવ્યો બીજી પંક્તિમાં મૂકવાં પડે છેઃ ચિંતનમિશ્ર વર્ણનવાળાં બે કાવ્યો —"ચોપાટી" (વસન્તાત્મજ) અને "હે નર્મદે" (મનુ દવે); આર્તપ્રપત્તિમય "ત્હારી પિછાન" (હરિલાલ પંડ્યા); અને "હૃષીકેશને" (મધુકર રાંદેરિયા). આ ઉપરાંત–શશિન ઓઝાનું વિડમ્બન ભર્યું પ્રતિકાવ્ય "પ્રોફેસર તો તેને કહીએ" એ અ-પ્રોફેસરોને ચોક્કસ ગમશે.

# સ્વ ર વે ણુ

## અમારી ગુજરાત

કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત ?
અમારી ગુજરાત હો જીવનની મહોલાત :
  કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત ?

  પગલે પગલે જ્યાં મોતી વેરાયાં,
સ્નેહે ઘૂમે માતજાયાં સજાત :
  કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત ?

  નવખંડ ગાજે ચેતન અવાજે,
લહાવો લેવો એ તો આજે ઉદાત્ત :
  કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત ?

  આત્માને ભોગે જોગ જમાવશું,
માને મંદિર અમ પ્રાણની બિછાત!
  કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત ?

  જઈશું જગતને ચારે ખૂણાએ;
ગુજરાત અમારી, ગુજરાતી અમ જાતઃ
  કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત ?

  તપ શું એ તાપે, જપ શું એ જાપેઃ
એ અમ 'અહંબ્રહ્મ' ગુજરાત માત :
  કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત ?

  દુનિયા ડોલાવશું, સાગર શોષાવશું :
મોંઘા અમ પ્રાણની એ મોંઘી મિરાત :
  કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત ?

✿

અરદેશર ફરામજી ખબરદાર

## સ્વ રાં ક ન

જાતીઃ ષાડવ સંપૂર્ણ [ દુર્ગાશંકર ત્રિવેદી ]

રાગ ખમાજ તાલ દાદરા માત્રા ૬

આરોહમાં રિષભ વર્જ્ય છે. અવરોહ સંપૂર્ણ છે.
બન્ને નિષાદ લેવાય છે. આરોહમાં શુદ્ધ, અવરોહમાં કોમલ.

### સ્થાયી

| × | | | ० | | | × | | | ० | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | મ | ગ | મ |
| | | | | | | | | | કો | — | ણ |
| ક | હે | શે | — | ન | — | થી | — | — | આ | — | અ |
| પ | ધ | ની | સાં | ની | ધ | પ | | ધપ | મ | ગ | મ |
| મા | — | રી | — | | ગુજ | રા | — | — | — | ત | અ |
| ગ | — | સા | — | | ગમ | પ | — | — | — | — | પ |
| મા | — | રી | — | | ગુજ | રા | — | ત | એ | — | જી |
| ની | — | ની | — | | સાંસાં | ધ | સા | ની | ધ | પ | પ |
| વ | ન | ની | — | | મહો | લા | — | ત | કો | — | ણ |
| ગ | મ | પ | ધ | | ગમ | ગ | — | ગ | મ | ગ | મ |
| ક | હે | શે | — | ન | — | થી | — | — | આ | — | અ |
| પ | ધ | ની | સાં | | નીધ | પ | ધ | પ | મ | ગ | મ |
| મા | — | રી | — | | ગુજ | રા | — | — | — | — | ત |
| ગ | — | સા | — | | ગમ | પ | — | — | — | — | પ |

### અંતરા

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | ગ | લે | — | | પગ | લે | — | — | જ્યાં | — | — |
| ગ | મ | ધ | — | | ધની | સાં | — | ની | સાં | — | — |
| મો | — | તી | — | વે | — | રા | — | — | યાં | — | — |
| ની | — | ની | — | | સાંરેં | નીસાં | | — | ની | ધ | — |
| સ્ને | — | હે | — | ઘૂ | — | મે | — | — | મા | — | ત |
| સાં | — | રેં | — | | ગંમં | ગં | — | રેં | સાં | ની | સાં |
| જા | — | યા | — | સ | — | જા | — | ત | કો | — | ણ |
| ધ | સાં | ની | ધ | | ગમ | ગ | — | ગ | મ | ગ | મ |
| ક | હે | શે | — | ન | — | થી | — | — | આ | — | અ |
| પ | ધ | ની | સાં | ની | ધ | પ | ધ | પ | મ | ગ | મ |
| મા | — | રી | — | | ગુજ | રા | — | — | — | — | ત |
| ગ | — | સા | — | | ગમ | પ | — | — | — | — | પ |

# પ્ર તિ બિં બ

—●—

## માં દ ગી ને

સખિ ! કોક દિવસ તો જાઓ,
સખિ ! એક દિવસ તો જાઓ,
હમેશા આ એક જ સ્થળનો કટાળો ના આવ્યો ?

સખિ ! મે ન્હોતા બોલાવ્યા,
સખિ ! આપ જ મેળે આવ્યા
ઠીક આવ્યા તો, વણમુદતનો પટ્ટો કયાથી લાવ્યા ?

સખિ ! દુર્જનની આ રીતિ,
સખિ ! પરજનની આ પ્રીતિ
કહેવા બેસુ ? તમ પગરણથી શરીર પર શી વીતી ?

સખિ ! પહેલાની શી કાયા ?
સખિ ! મદઝરતા ગજરાયા,
હવે નથી આ હાડમાળખે જીવવાની જરી માયા

સખિ ! ઈન્જેક્શનથી જાઓ,
સખિ ! કોઈ રીતે પણ જાઓ,
શરમહીન તે મારે પોતે કહેવા વારો આવ્યો !

સખિ ! કારકુનના ખીસાની,
નથી વાતો તમથી છાની,
એકાકી જનને કઈ નારી છે દવા લેરી પાવાની ?

સખિ ! આ પળથી દૂર થાઓ,
સખિ ! મન ફાવે ત્યા જાઓ,
મહેર કરીને હો પણ મિષે સ્મૃતિશેષ થઈ જાઓ !

સખિ ! દુ ખનો આરો લાવો,
સખિ ! વિયોગવારો લાવો,
નહીં તો કટાળી હુ નિશ્ચય બની જવાનો બાવો ! *

ઉશનસ્

○

* શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક કૃત શેષના કાવ્યો' પુસ્તકમાના પૃષ્ઠ ૩૪ પરના 'સખિને' કાવ્યનુ પ્રતિબિંબ

તરીકે સભાના યોજકોની તેમણે શરૂ કરેલી મશ્કરી, કાવ્યો વાંચવા આવનાર નવા કવિઓની ઠેકડી, અને પ્રશ્નપરંપરા રજૂ કરી નવા વક્તાઓને સભાક્ષોભમાં નાંખી મઝવી મારવાનું અણછાજતું વર્તન સૌ કોઇને ખૂબ સાલતુ હતું. 'ફૂલછાબ'માં એ વિષે જે આછો ઇશારો થયો છે તેમાં અમે અમારો નમ્ર સૂર પૂરાવીએ છીએ.

સભાના યોજકો કિશોરો હોય કે બિનઅનુભવી હોય તો તેમને સંભાળી લેવામાં પ્રમુખની મોટાઈ હતી. તેને બદલે તેમને જાહેરમાં મશ્કરીના પાત્ર બનાવી નિરુત્સાહિત કરવાની નીતિ સર્વથા શ્રી ચંદ્રવદનને અણછાજતી અને શોભાહીન હતી.

**'કવિતા' યોજનાના કદરદાનો**

'કવિતા' યોજના ધીમી પણ ચોકસ પ્રગતિ કરી રહી છે. તેના પુરાવા રૂપે આ વખતે વાર્ષિક રૂપિયા બાર આપી સભ્ય થયેલ કદરદાનોનાં નામો નીચે આપીએ છીએ:—

૧ ડૉ. એરચ જહાંગીર તારાપોરવાળા, ૨૪, કોનાટ રોડ, પુના.
૨ શ્રીમતી શાંતાબેન નાગરજી દેસાઈ, અઠવા લાઈન્સ, સુરત.
૩ શ્રી નરેન્દ્ર અધ્વર્યુ, માટુંગા.
૪ શ્રી ધનસુખલાલ રાંદેરિયા, કોટ, મુંબઈ.
૫ શ્રી અરવિંદ નર્મદાશંકર વકીલ, ચર્ચગેટ, મુંબઈ.
૬ શ્રી વિક્રમલાલ મરચન્ટ, ગોકળીબાઈ હાઈસ્કૂલ, વિલેપાર્લે.
૭ શ્રી જયંત દેસાઈ, રણજિત ફિલ્મ કંપની, મુંબઈ.

સૌ સભ્યોને 'ઇન્દુ અને રજની'ની એક એક નકલ ભેટ લેખે ગઈ છે. જેમને હજી ન મળી હોય તેમણે લખવું. વળી આ મહિને 'કવિતા' યોજનાના સભ્યોને શ્રી કોલકનું પ્રકાશન 'સ્વાતિ'ની એક એક નકલ પણ મોકલવામાં આવી છે. આમ છ માસની મુદતમાં અમે અમારા સભ્યોને બે પ્રકાશનોની ભેટ આપવા સમર્થ શક્યા છીએ જે બદલ સભ્યો જ ધન્યવાદને પાત્ર છે.

**કવિ પ્રદીપને અભિનંદન**

અમારા મિત્ર અને વ્યસનવ્યવસાય બંધુ કવિ પ્રદીપ ઉર્ફે રામચંદ્ર દ્વિવેદીને તેમના લગ્નના મંગલ પ્રસંગે અમે અભિનંદન અર્પીએ છીએ અને એમને તેમજ તેમની સહધર્મચારિણીનુ ભાગ્યશાળી પદ પ્રાપ્ત કરનાર કુ. ભદ્રા ભટ્ટને અતિ સરળ, સુખી અને દીર્ઘ લગ્નજીવન વાંછીએ છીએ.



કવિ પ્રદીપ પોતાનાં કાવ્યો ગાવાની વિશિષ્ટ શક્તિથી અને પોતાનાં કવિત્વથી સિનેમાસૃષ્ટિ જેટલા જ સાહિત્યસૃષ્ટિમાં ખૂબ જાણીતા થયા છે. તેમનું લગ્નજીવન હવે પછી તેમને વધુ ને વધુ પ્રણય, માંગલ્ય અને દાંપત્યનાં રસકાવ્યો લખવા પ્રેરે અને સમર્થ બનાવો એવી ઇચ્છા પ્રદર્શિત કરી વિરમીએ છીએ.

**ઢીલ બદલ**

વાચકો જોતા હશે કે 'કવિતા'નો આ સંયુક્ત અંક નીકળે છે. તેટલું જ નહીં બલકે એ મોડો પ્રસિદ્ધ થાય છે.

આજ સુધી 'કવિતા' ભાવનગર છપાતું હતુ. રજિસ્ટર નંબરને અભાવે અમને પુષ્કળ જ ટપાલ ખર્ચ આવતુ હોઈ અંતે અમે મુદ્રણ સ્થળ બદલ્યુ છે. અને હવેથી 'કવિતા' સૂરતથી છપાઈ સૂરતથી જ રવાના થશે. કચેરી તો વિલેપાર્લે જ રહેશે.

સ્થળફેરની વ્યવસ્થાને કારણે જ અંકોનું પ્રકાશન મોડુ થયું છે જે બદલ રસિક વાચકો દરગુજર કરે.

**લેખકો પ્રત્યે**

'કવિતા' માટે કેટલાક જણ પોતાની કવિતાઓ કે લેખો મોકલી, આપે છે અને તેની પ્રસિદ્ધિની રાહ જુએ છે.

બધી જ કવિતાઓ છાપવા યોગ્ય હોતી નથી. ઘણી છંદ વગેરેની અશુદ્ધિથી ભરપૂર હોય છે. કેટલીકમાં ભાષાના દોષો બારોબાર હોય છે. ને બીજી કેટલીકમાં વસ્તુ, વિચાર કે વક્તવ્ય હોતું નથી. તેવુ જ લેખનુ.

આ સંજોગોમાં અમે એક નિયમ કર્યો છે ને યથાશક્તિ તેને અનુસરતા રહ્યા છીએ. તે એ કે દરેકે દરેક લેખક અને કવિઓને તેમના પત્રના, લેખના કે કાવ્યના ઉત્તરો આપવા. જ્યાં માર્ગસૂચન કે અલ્પ અશુદ્ધિનિવારણ સૂચવવા જેવુ લાગે ત્યાં અમે વિસ્તાર અને ગેરસમજનો ભય ઊભો કરી તથા અપ્રિયતા વહોરવાને જોખમે પણ તે તે લેખક કવિને ધીરજપૂર્વક સવિસ્તર લખીએ છીએ.

આશા છે આ દિશામાં 'કવિતા'ના તંત્રી ખાતાનો પ્રયાસ લેખકો અને ઊગતા કવિતા લેખકોને સંતોષકારક નીવડશે.

એ સહુને એક જ વિનંતિ કરવાની કે તમે જવાબની કે સ્વીકારપત્રની સલાહ સૂચનાની અપેક્ષા રાખતા હો તો તેટલા પૂરતી ટપાલની ટિકિટો બીડો અને માંડમાંડ ચાલતાં 'કવિતા'ને નાહક ટપાલખર્ચના બોજામાંથી બચાવી લો.

વળી જેઓ વિનામૂલ્યે કે લખાણના બદલામાં અંકો મફત મેળવવાની અપેક્ષા વ્યક્ત કરે છે તેમને વિનતી કે તમે કવિતા રસિક 'કવિતા'ના ગ્રાહક ન થાઓ તો કોણ થશે?

માટે વિનામૂલ્યની માસિક પત્રિકા મેળવવાની વૃત્તિ ત્યજી રૂ. ૧–૮–૦ ખર્ચી ગ્રાહક બની જાઓ અને 'કવિતા'ને પગભર કરવામાં મદદ કરો.

**મુંબઈનું ગઝલ મંડળ**

તા. ૧ લી જાનેવારી ૧૯૪૨ ને દિને મુંબઈમાં શ્રી શયદાના પ્રમુખપદે ગઝલ લેખકોનું એક ગઝલ મંડળ સ્થપાયું છે, એના મંત્રીઓ છે શ્રી કૃષ્ણ માતરી અને શ્રી નંદલાલ શાહ. એના સભ્યોમાં મુંબઈના જાણીતા મુસ્લીમ બિરાદરો છે.

ગઝલ લેખન અને વાચનની પ્રવૃત્તિને વેગ આપવા નીકળેલ આ મંડળને અમે આવકારીએ છીએ અને વિનતી કરીએ છીએ કે આપણે ત્યાં ગઝલ–રચના અને પ્રકાર વિષે–ઘણી ગેરસમજ છે, તે અજ્ઞાનને દૂર કરવા શુદ્ધ ગઝલ સાહિત્યના નમૂના આપી તેની રચના, માપ વગેરેના વિવેચન સહિત પુસ્તિકા બહાર પાડો તો મોટી સેવા કરી લેખાશે.



સલામતીનો ધ્રુવતારક
ઇન્ડીઅન ગ્લોબની
વહાણના પહાણના
વીમાની પૉલીસીઓ
વહાણના વણઝારની
સલામતીનો ધ્રુવતારક છે
વિશેષ વિગત માટે લખો
ધી ઇન્ડીઅન ગ્લોબ
ઇન્શ્યુરન્સ કું.લી.
૩૧૫/૩૨૧, હૉર્નબી રોડ, કોટ, મુંબઇ
શાખાઓ-કરાંચી વેરાવળ પોરબંદર



ાર્ચ ૧૯૪૨ — વર્ષ ૧ : અંક ૮

ગૂંથણી

○



○ ○ ○

તંત્રીઓ : ઇન્દુલાલ ગાંધી ( સમરસેટસ્ટ્રીટ, કેમ્પ. કરાંચી ). મગનલાલ લાલભાઈ દેસાઈ (.નિરંજન નિવાસ, માલવિયારોડ, વિલેપાર્લે ). રતુભાઈ દેસાઈ ( ગુરુનિવાસ, નહેરુરોડ, વિલેપાર્લે ). વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયો દોઢ. પરદેશમાં ચાર શિલિંગ. છૂટક નકલ આના ત્રણ. ગ્રાહકોનાં લવાજમ, બદલાનાં પત્રો, અવલોકનનાં પુસ્તકો, લખાણો તેમ જ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું–રતુભાઈ દેસાઈ, 'કવિતા' કાર્યાલય, ગુરુનિવાસ, વિલેપાર્લે.

# अस्मदीयम्

## શ્રી ચાપશીભાઈનો વનપ્રવેશ

કલકત્તાથી પ્રસિદ્ધ થતા નવચેતન માસિકના તંત્રી અને ગુજરાતી પ્રસિદ્ધ સાહિત્યસેવી પત્રકાર શ્રી ચાપશી ઉદ્દેશી આવતા એપ્રિલમા એમના આયુષ્યના પચાસ વર્ષ પૂરા કરી એકાવનમા વર્ષમા પ્રવેશ કરે છે

શ્રી ચાપશીભાઈના વનપ્રવેશ ટાણે અમે એમને અમારા હાર્દિક અભિનંદન આપીએ છીએ અને એમને દીર્ઘ આરોગ્યમય જીવન ઇચ્છીએ છીએ

શ્રી ચાપશીભાઈનો જેમને જેમને અંગત પરિચય છે તે સૌ કોઈ એમને મસ્કાર સૌજન્ય અને નિખાલસતાની મૂર્તિમંત પ્રતિમા જેવા જાણે છે જ પણ એમનો પ્રત્યક્ષ અંગત પરિચય ન ધરાવનાર એક મોટો વાચક વર્ગ છે જ જે એમનું નવચેતન વર્ષોથી રસભેર વાંચે છે અને તેમાંથી જ્ઞાન અને આનંદ પ્રાપ્ત કરે છે ઉપરાંત આજ વર્ષોની તેમની પત્રકાર તરીકેની રંગભૂમિના ઉદ્ધાર અર્થના પ્રયત્ન કરનાર તરીકેની તેમજ લેખક તરીકેની કારકિર્દીથી સારું ગુજરાત તેમને ઓળખે છે જ સ્વ હાજીમહમદ અને શ્રીમમીસદીનો વારસો એમણે સાચવી રાખ્યો છે અને સમય અને દેશકાળને વફાદાર રહીને એ જ અમર ચીલે ચાલવાનો એમણે સતત પ્રયાસ કર્યો છે પોતાની વ્યક્તિગત અને કૌટુંબિક આશા આકાંક્ષાઓ પર પૂળો મૂકીને તેમણે વર્ષોથી ગુજરાતથી દૂર દૂર રહી કલકત્તાની એક કોટડીમા આસનસ્થ બની રીતસરની સાહિત્યની ફકીરી જ સ્વીકારી છે એ ફકીરીની અમીરીમા એમને અનેક વિટંબણાઓ અને મુશ્કેલીઓ સામી મળી છે પણ એ બધાને અમીરી લહાવ સમજી એમણે હસતે મુખડે સ્વીકાર્યાં છે તેથી ગુજરાતી જનતાની ફરજ છે કે આવા સાહિત્યકાર સેવકની સાચી કદર તેમના વનપ્રવેશ ટાણે કરે

થોડા વખત પર જ સૂરત કોલેજના વિદ્યાર્થીઓએ એકત્ર થઈને ઇતર સાહિત્યસેવીઓની સહાયથી માનસીના લાભાર્થે રંગપ્રયોગ કરી માનસીને ઋણમુક્ત કર્યું શ્રી ચાપશીભાઈનું 'નવચેતન પણ કરજમાં જ ચાલે છે શ્રી ચાપશીભાઈના કામની કદરમા આપણે ભલે સભાઓ ભરીએ તેમની સ્તુતિ કરીએ ઠરાવો કરીએ પણ નવચેતન'ને આ ટાણે ઋણમુક્ત કરી ભવિષ્યના લડાઇના સંજોગો લક્ષમા લઈ આર્થિક ચિંતાઓ માટે ચિંતામુક્ત કરીએ એ ખરેખર ઇચ્છનાજોગ છે

વળી, બંગાળ અને મહારાષ્ટ્રના અદ્યતન સામયિકોના વાચકવર્ગની સંખ્યાની તુલનામા ગુજરાતી સામયિકોની વાચકસંખ્યા ઘણી જ પરિમિત હોય છે એટલે 'નવચેતન પ્રેમી દરેક જણ વધુ ગ્રાહક મેળવી આપીને પણ 'નવચેતન ને સારી સહાય કરી

**જે વ્યક્તિઓ, સંસ્થાઓ અને અન્ય વ્યાપારી પેઢીઓને 'કવિતા' આજ સુધી જઈ રહ્યુ છે અને જેમણે તેમનુ વાર્ષિક લવાજમ હજી સુધી મોકલી આપ્યુ નથી તેમને ખબર કરવાની કે સૌને આવતો અંક વી. પી.થી મોકલવામા આવશે. વી. પી.ની કડાકૂટ અને ખર્ચમાંથી અમને બચાવવા તથા જાતે બચવા સૌ કોઈ આગામી અંક પહેલા પોતાનુ લવાજમ મોકલી આપે એમ ઇચ્છીએ છીએ.**

અમને આશા છે ગુણગ્રાહી ગુજરાતના ગુજરાતીઓ અમારી સૂચનાને વધાવી લેશે

## ગુજરાતનું સ્વ હરગોવિંદદાસ કાંટાવાળા પારિતોષિક

સ્વ કાંટાવાળાના વારસા તરફથી ગુજરાતી સાહિત્યના ઉત્તમ ગ્રંથને દર વર્ષે (રૂ ૫૦૦)નું પારિતોષિક આપવાની યોજના થઈ હતી તદનુસાર ૧૯૩૨નું પારિતોષિક શ્રી રમણલાલ દેસાઈને મળ્યુ હતુ અને ૧૯૩૩નું પારિતોષિક ગુજરાતના સુપ્રસિદ્ધ કવિશ્રી અરદેશર ખબરદારને દર્શનિકા માટે આપવાનો નિર્ણય થયેલો પરંતુ કેટલાક કારણોસર આજસુધી એ પારિતોષિકની રકમ અડચણ નડી તે હેઠ થોડા દિવસો અગાઉ કવિશ્રી ખબરદાર એ રકમ મેળવવા ભાગ્યશાળી થયા છે ગુજરાતના આ પારિતોષિક આપનાર તથા પારિતોષિક મેળવનાર બંને વ્યક્તિઓને અમે અભિનંદન આપીએ છીએ

સ્વ કાંટાવાળાના કુટુંબીજનો તરફથી ગુ વ સોસાયટીને હમણા જ રૂા ૩૦૦૦ની રકમ ટ્રસ્ટ તરીકે સુપરત કરવામા આવી છે તેના વ્યાજમાંથી ગુજરાતી સાહિત્યમા ઉત્તમ ઠરતા ગ્રંથ માટે તેના લખનારને દર ત્રણ વર્ષે એક પારિતોષિક (આશરે રૂા ૨૭૫) આપવાની યોજના થઈ છે આ યોજનાનું અનુકરણ કરી બીજા સાહિત્યરસિક ધનિકો પણ ગુજરાતના સાહિત્યકારોની યોગ્ય કદર કરતા રહે એવી અમે આશા રાખીએ

## ભાઈબંધ 'યુવક' વિષે

ફેબ્રુઆરી માસથી યુવકનું તંત્રીમંડળ અને સંચાલન બદલાયું છે શ્રી પુરાણી બંધુઓ, બાપાલાલભાઈ વૈદ્ય નાનુભાઈ મણિભાઈ પટેલ વગેરે મળી કુલ અગિયાર જણના મંડળે એનો વહીવટ સંભાળી લીધો છે

એની શરૂઆતથી જ 'યુવક ધીમી પણ ચોક્કસ પ્રગતિ કરી રહ્યુ છે આ નવો ફેરફાર એને માટે ખૂબ જ લાભદાયી અને ઉન્નતિ પ્રેરક થઈ પડશે એવું અમારુ અનુમાન છે કારણ કે એના સંપાદન અને સંચાલન મંડળમાંના અનુભવી વાણિજ્યવાળા અને દીર્ઘદૃષ્ટિવાળા છતા સેવા અને આદર્શના રંગે રંગાયેલ ભાઈઓ બેઠા છે નવા સંચાલન નીચે યુવકની પ્રગતિ થાઓ એ જ ઇચ્છા

## ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા

મુંબઈ યુનિવર્સિટી તરફથી દર વર્ષે આપવામા આવતી ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળા આ વર્ષે મુંબઈ સરકારના નિવૃત્ત ભાષાંતરકાર શ્રી ન્હા એ સંજાણાને આપવામા આવી હતી તાજેતરમા જ શ્રી સંજાણાએ મુંબઈ યુનિવર્સિટીના મકાનમા એ પાંચ વ્યાખ્યાનો આપ્યા હતા એ પાંચે વ્યાખ્યાનના વિષયો આ પ્રમાણે હતા (૧) ગુજરાતી સાહિત્યની પાર્શ્વભૂમિ (૨) કવિ નર્મદ

(સાધણ માટે જુઓ મુખપૃષ્ઠ ત્રીજું)

વાર્ષિક લવાજમ
રૂપિયો દોઢ
દેશમાં

# ક * વિ * તા

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

: તંત્રીઓ :
ઇન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

માર્ચ ૧૯૪૨ વર્ષ : ૧ : અંક ૮

## જય હો ! સમાજવાદી !

નવયુગનાં અજવાળાં આવ્યાં વાયાં નવલાં વ્હાણાં,
રંક દલિતને અંતર જાગ્યાં નવજીવનનાં ગાણાં:
માનવતા પાંગરતી કીધી વિકસાવી જગલીલા,
માનવતાની મોટપ આપી પાડ્યા નવલા ચીલા.
આવી આજે જગ આખાદી,
જય હો! વીરા સમાજવાદી!

પથ્થરના દેવોને ફેંકી પૂજ્યા માનવદેવો!
એક ધરીએ ધનિકે દલિતે સુખદુઃખ લ્હાવો લેવો!
દેખી ઊંચા મહેલમિનારા જન રીબાયાં જાગે,
એક પિતાનાં બાળક સઘળાં સરખાં સુખદુઃખ માગે:
જગની લીધી તેં જ લવાદી,
જય હો! વીરા સમાજવાદી!

ટાઢ તાપમાં દેહ નિચોવી કીધી દૂબળી કાયા,
ધનિકભવનના છપ્પર ઉપર પથરાઈ ઘન છાયા;
યુગયુગથી જેણે જગમાંહે માનવતા રીબાવી
તે ધનગંગા છોડી નંગા દેશદલિતને આવી
છોડી ઉત્તુંગ શિખરગાદી
જય હો! વીરા સમાજવાદી!

ઘરના નળિયાં જેટલા જ્યારે મહેલના ટૂકડા થાશે,
ટૂકડે ટૂકડે રંકદલિતનાં સરખાં ઘર બંધાશે.
ઊંચા મહેલમિનારા જ્યારે પડશે રંકપુકારે,
ખંડેરે પાડીશું પગલાં ગૌરવથી,. તે વારે
જોશું એક અમર .આઝાદી!
જય હો! વીરા સમાજવાદી!

રાય રંકના એક નગરમાં કોણ મોટું ને નાનું?
સૌને કાજે દૂર દિગંતે મૃત્યુતણું છે થાણું.
એક બિન્દુથી વિકસી જ્યારે વિકાસ વર્તુલ કરશે,
ત્યારે દુનિયા એક રૂપાળી જનમ નવોત્તમ ધરશે.
થાશે સૂર ત્યહીં સંવાદી!
જય હો! વીરા સમાજવાદી!

समाजवादी

## ત્યારે—

ત્યારે હતું જીવન જીવવા સમું :
જ્યારે હતા ડંખ ન સંસ્કૃતિના
હતી ન વા સ્વાર્થભરી કદેષણા,
સ્વચ્છંદ જ્યારે સહુ સૃષ્ટિ રાચતી
અને ન કો'ને અવરોધ કોઇનો.
નો'તાં થયાં જાગ્રત માનવી ઉરે
ઈર્ષા–અસૂયા પ્રતિ કોઈ કોઈને,
ને માનદંડો ય વિકાસ માપવા
હતા ન છો શૈશવ સંસ્કૃતિ તણું,
રે, સાનુકંપા–સમભાવ તો હતાં.
ને જિંદગી યે નહિ ગૂંગળાયલી
વર્ચસ્વથી એક પરે જ અન્યના.

## આજે—

આજે નથી જીવન જીવવા સમું :
આજે સમુદ્ધાર તણા પ્રઘોષના
દંભે તૂટી માનવની સગાઈ સૌ
ને જાડ્ય જે જીવનમાં થયું જમા
તે જીરવી સંસ્કૃતિ જીવતી રહી.
નિષ્પ્રાણ ને નિષ્પ્રભ માનવી કરી
દુર્દાન્ત આ શોષક સંસ્કૃતિ રહી;
હા, માનવી ! સંસ્કૃતિ, હા ! કુયોગ હા !

## કાલે—

કાલે થશે જીવન જીવવા સમું ?
સત્ત્વે સુપોષ્યાં બલ સુપ્ત જે રહ્યાં,
કો પુણ્યસ્પર્શે ઝબકી શું જાગશે ?
ઉત્કર્ષવંતાં બનશે શનૈઃ શનૈઃ
વા શું વસુધા ય વસૂકતી જશે ?

અશોક હર્ષ

## ટ્રોટસ્કી

મહાન સમણાં હતાં વિરલ ક્રાન્તિનાં અન્તરે–
દિગંત ગજવી રહ્યો, જીવનમાં વણ્યાં ખંતથી.
ગુલામ નિજ દેશનાં દરદ, દુઃખ ને યાતના
તને નિજ પીડા સમાં અતિવ કારમાં ભાસતાં
સ્વીકારી જગમાં ઘૂમ્યો સહુ સમાનતા વાદનેઃ
વિરલ એકતા સૂત્રને, મજુરના જીવનનાદને.
તને નવ ડસી કદી ધનિકની મહા લાલચો
મદાન્ધ અધિકારીઓ નવ શક્યા મુંઝાવી તને.
પ્રચંડ ભૈરવ જપે અઘવિનાશી સાચો બન્યો
મહાજન તું વિશ્વનો.

અને મહદ્ સિદ્ધિ એ જીરવતું મહા રાષ્ટ્ર ના;
ફસ્યું સુખની લાલચે ક્ષણિક સ્વાર્થની જાળમાં–
ન ત્યાં વિસરી તું શક્યો–જગતમાં નવા જ્યોતિનો
પ્રકાશ પથરાવવા અરપિયો શુચિ કોલ તે.

અનેક સહી વેદના પરમ સત્ય સારુ સદા;
મહા જિજિવિષા છતાં વિરલ ચિંતનાત્મા ઊભો.
નહીં કદી ડગ્યો જ તું અજબ સિદ્ધિનો, ઘેલડો.
અને ભવિષ ભાખતાં નવ કહી જૂઠી વાણુ તેંઃ

જગે ત્યહીં જળી રહ્યો અનલ યુદ્ધનો કારમો
ગ્રસી જન સમસ્તને, નવ શમાવતું કોઈ, તે
ખરું મહદ ચિંતને વિરલતત્ત્વ લાધ્યું તને
ફગાવી દીધી જંજિરો–સહુ સમાનવાદે ચડી.
અને ગજબ શક્તિથી, અતુલ બુદ્ધિ સંચારથી
જીવ્યો જગ જીવાડવા જીવનની ઘડી આખરી.

લડયો તુમુલ યુદ્ધ તું જગ વિષે રહી એકલો,
ન થાક તુજને ચઢયો જગત આખું વેરી છતાં.
ખૂટી ધીરજ સ્પર્ધીની–છળનું યુદ્ધ ત્યાં આદર્યું,
(સમાપ્ત તુજ ભવ્યતા થઈ જશે કંઈ માનીને)
ચલાવી છૂપી બંદૂકો ધમણ બંધ તારું કર્યું !

પરન્તુ ભૂલતાં બધાં–ધમણ તારું નવ સ્થૂલ એ
હશે–જગત જીવતું–નવ કદી થશે બંધ એ.
રહી અમર ક્રાંતિ ને અમર તું જ ટ્રોટસ્કી રહે. !

'લ'

# અશ્વની ઋચા

અરણ્યનો આદિ નિવાસી ઉગ્ર
સંક્રામતો સંસ્કૃતિના યુગો કૈં
હું આજ છું સંશયગ્રસ્ત વ્યગ્ર.
ત્યારે હતો ઉન્નતથાળ ઘૂમતો,
સુપુચ્છ મારું પવને ઉછાળતો,
ખુરાથકી સંક્રમતો ધરિત્રી
હેષાથકી વા તરુકંપ પ્રેરતો,
અરણ્યની કોક અપૂર્વ શ્રીશો
હું માતરિશ્વા-ઉરનો હતો નશો.
ધીમાન ત્યાં માનવ ને મળ્યા હું.
સોપાનપે આદિમ સંસ્કૃતિના.
મેં એહના દુર્બળ પાયમાં ત્યાં
સવેગ પૂર્યો પવમાન થૈને,
એણે થઈ પાયતણા પ્રણેતા
સંસ્થાપી મારી ગતિમાં સુલક્ષ્યતા.
એ માનવી-જીવન ધારણમાં
અમોઘ કો શસ્ત્ર બની રહ્યો હું
એ સંસ્કૃતિ સંવહને કર્યાં મેં
ઉચ્ચોચ્ચ ને હીનથી હીન કર્મ.
મેં યજ્ઞમાં મૂર્છિત મંત્રથી થઈ
અંગાંગનાં છેદન ત્યાં થવા દીધાં;
મેં લક્ષ્યના સાધક સ્વાર કેરી
અધીર ડંખો પચવ્યા અડીના,
કે વાહને વાહક થૈ અનેકના
આંખે પગે મેં સહી ડાબડા લીધા.
સંકીર્ણ આ જીવનના વને હું
વસ્યો તબેલે વળી રાજમંદિરે,
દારિદ્ર્યમાં દીન મુખે ડુલ્યો હું
ઉન્મત્ત હું પુષ્ટિભર્યો ખીલ્યો વા.
ત્યાં માનવી સંસ્કૃતિની સરિત્ ને
મારા થયા પંથ વિભિન્ન એકદા,
ને માનવી-એડી તળેથી છૂટી
હું મુક્ત પાછો બનિયો ફરીથી.
હવે રહ્યો હવ્ય ન વા હું વાહન,
ન દૃષ્ટિનું વા ગતિ કેરું સાધન,
એ કાર્ય મારું જડ યંત્ર સાધતાં,
મારાં હવે મૂલ્ય અમૂલ્ય વાધતાં.
મારી ગતિ એ જ બની રહી હવે
આરાધ્ય આ માનવજાત કેરી.
હવે નહિ દુર્ભર બખ્તરો ઝીલી
શત્રુતણાં આંગણ આંબવાનાં,
હવે નહિ પુણ્ય કરે હણાઈ
સ્વર્ગાભિમોખ્યે નૃપને લઈ જવા.
મારે હવે એક રહ્યું જ કાર્ય:
સુજાતિમાં ઉત્તમ જન્મ લેઈ,
સુપુષ્ટિવંતાં ગ્રહી ભોજ્ય અન્ન,
અંગાંગમાં સ્ફૂર્તિ અખૂટ સીંચી,
પીઠે ધરી સેવક એક સ્વાર,
છૂટી લગામે થઈ મુક્ત પ્રાણ
સ્પર્ધા મહીં થૈ શર શા ધસ્યે જવું,
મારા બીજા બાંધવ અશ્વ સંગે
વેગે મહા અગ્રિમ સ્થાન સાધવું.
હેતુ બધા કૈં ઉપયોગિતાના
પરા કરી ને નિરપેક્ષતાનો
પ્રતીક શો થૈ ગતિ આદરી રહું
આનંદલક્ષ્યાર્થ જ પ્રેક્ષકોના
હા, ધન્ય આ શું મુજ જન્મ હાવાં !
નિર્વાણ હું કોટિક નેત્રનો બનું,
મારી ગતિ સંગ અનેક લોકનાં
હૈયાતણા સ્પન્દનને ધપાવતો
ધપી રહું, ભાગ્ય અનેક કેરાં
જયાજયે હું રચું ને, વિનાશું હું.
ઉચ્ચોચ્ચ હું હર્ષ પ્રકર્ષ ભૂ પરે,
પ્રહર્ષને અર્થ પ્રહર્ષ-સાધના-
કલાતણી એક અનન્ય રાધના
બની રહું ભૂમિપટે પ્રચંડ હું !
ન જાણું શું સત્યઅસત્ય આમાં,
હુ આજ, રે સંશયગ્રસ્ત વ્યગ્ર !
પ્રાર્થું તને સર્જક હે સમસ્તના !
અનંત મારા ભવચક્રકેરા
ફેરાતણો અંત હું પામું, પામું ના,
હું કિન્તુ હા, આટલું ઈચ્છું કે આ
સ્પર્ધા વિષે માનવતા મચેલી
જ્યારે કદી અંત થવાની હોય
તે પૂર્વ મારો કરજે તું અંત.
મેં સાથ દીધો બહુ જીવવામાં,
ન સાથ એનો ચહું મૃત્યુમાં હું.

સુન્દરમ્

## ત્યારે—

ત્યારે હતું જીવન જીવવા સમું :
જ્યારે હતા ડંખ ન સંસ્કૃતિના
હતી ન વા સ્વાર્થભરી કદેષણા,
સ્વચ્છંદ જ્યારે સહુ સૃષ્ટિ રાચતી
અને ન કો'ને અવરોધ કોઇનો.
નો'તાં થયાં જાગ્રત માનવી ઉરે
ઈર્ષા–અસૂયા પ્રતિ કોઈ કોઈને,
ને માનદંડો ય વિકાસ માપવા
હતા ન છો શૈશવ સંસ્કૃતિ તણું,
રે, સાનુકંપા–સમભાવ તો હતાં.
ને જિંદગી યે નહિ ગૂંગળાયલી
વર્ચસ્વથી એક પરે જ અન્યના.

## આજે—

આજે નથી જીવન જીવવા સમું :
આજે સમુદ્ધાર તણા અઘોષના
દંભે તૂટી માનવની સગાઈ સૌ
ને જાડ્ય જે જીવનમાં થયું જમા
તે જીરવી સંસ્કૃતિ જીવતી રહી.
નિષ્પ્રાણ ને નિષ્પ્રભ માનવી કરી
દુર્દાન્ત આ શોષક સંસ્કૃતિ રહી;
હા, માનવી ! સંસ્કૃતિ, હા ! કુયોગ હા !

## કાલે—

કાલે થશે જીવન જીવવા સમું ?
સત્ત્વે સુપોષ્યાં બલ સુપ્ત જે રહ્યાં,
કો પુણ્યસ્પર્શે ઝબકી શું જાગશે ?
ઉત્કર્ષવંતાં બનશે શનૈ: શનૈ:
વા શું વસુધા ય વસૂકતી જશે ?

અશોક હર્ષ

## ટ્રોટસ્કી

મહાન સમણાં હતાં વિરલ ક્રાન્તિનાં અન્તરે–
દિગંત ગજવી રહ્યો, જીવનમાં વણ્યાં ખંતથી.
ગુલામ નિજ દેશનાં દરદ, દુ:ખ ને યાતના
તને નિજ પીડા સમાં અતિવ કારમા ભાસતાં
સ્વીકારી જગમાં ઘૂમ્યો સહુ સમાનતા વાદને:
વિરલ એકતા સૂત્રને, મજુરના જીવનનાદને.
તને નવ ડરી કદી ધનિકની મહા લાલચો
મદાન્ધ અધિકારીઓ નવ શકયા મુંજાવી તને.
પ્રચંડ ભૈરવ જપે અઘવિનાશી સાથે બન્યો
મહાજન તું વિશ્વનો.

અને મહદ્ સિદ્ધિ એ જીરવતું મહા રાષ્ટ્ર ના;
ફસ્યું સુખની લાલચે ક્ષણિક સ્વાર્થની જાળમાં–
ન ત્યાં વિસરી તું શકયો–જગતમાં નવા જ્યોતિનો
પ્રકાશ પથરાવવા અરપિયો શુચિ કોલ તે.

અનેક સહી વેદના પરમ સત્ય સારુ સદા;
મહા જિજિવિષા છતાં વિરલ ચિંતનાત્મા ઊભો.
નહીં કદી ડગ્યો જ તું અજબ સિદ્ધિનો, ઘેલડો.
અને ભવિષ ભાખતાં નવ કહી જૂઠી વાણુ તેં:

જગે ત્યહીં જળી રહ્યો અનલ યુદ્ધનો કારમો
ગ્રસી જન સમસ્તને, નવ શમાવતું કોઈ, તે
ખરું મહદ ચિંતને વિરલતત્ત્વ લાધ્યું તને
ફગાવી દીધી જંજિરો–સહુ સમાનવાદે ચડી.
અને ગજબ શક્તિથી, અતુલ બુદ્ધિ સંચારથી
જીવ્યો જગ જીવાડવા જીવનની ઘડી આખરી.

લડયો તુમુલ યુદ્ધ તું જગ વિષે રહી એકલો,
ન થાક તુજને ચઢયો જગત આખું વેરી છતાં.
ખૂટી ધીરજ સ્પર્ધીની–છળનું યુદ્ધ ત્યાં આદર્યું,
(સમાપ્ત તુજ ભવ્યતા થઈ જશે કંઈ માનીને)
ચલાવી છૂપી બંદૂકો ધમણ બંધ તારું કર્યું !

પરન્તુ ભૂલતાં બધાં–ધમણ તારું નવ સ્થૂલ એ
હશે–જગત જીવતું–નવ કદી થશે બંધ એ.
રહી અમર ક્રાંતિ ને અમર તું જ ટ્રોટસ્કી રહે. !

'ધ'

# ઓવાળનાં લાકડાં

મુજ અંગપે પુલફળાદિક શોભતાં'તાં,
ને પાન્થના શિરપરે શિત છાંય દેતો;
હું વાહિની પૂરથી થૈ નિજ સ્થાન ભ્રષ્ટ,
તેના તરંગ પર મુક્ત વહી રહ્યો'તો.
ને આપ હો અવર તીર થકી સરીને,
આવ્યા ભવાબ્ધિ મહીં આપણુ બે મળ્યા ને;
સાથે હીંચ્યા જલધિતુંગતરંગમાલે
જુદા પડ્યા ભવજલે ક્ષણુ મૈત્રી બાંધી.

આપના આવવા પ્હેલા એકાકી લાગતું હતું;
આપની આ વિદા બાદ એકાન્ત વધુ સાલતું.
કિન્તુ હે મુક્તવિહારી ! પર તત્રે વહી જવું
સર્જ્યું : તો પંથ હો બંધુ ! સુખદા આપનો સદા !

રસનિધિ

## જયા

જયા ! વિજયસુંદરી ! જીવન સ્વપ્નની મંજરી
જયા ! પ્રણુયવારુણી ! લલિતમોહના ખંજરી,
જયા ! મૃદુલ મધુરી સહૃદય સ્નેહસૂત્રે ગૂંથી
જયા મનુજ કન્યકા ? નહિ ધનુષ્યકેરી જયા !

વિજય

## ભલે

શિખરિણી

ભલે ચીરાતું આ, હૃદય કુમળું પુષ્પ સરખું,
ભલે તું છૂંદી દે, ચરણુકમળે ક્રૂર થઇને,
ચિરાતા છૂંદાતા, પરિમલ દ્વિગુણી પમરશે.
તહારા અંગાંગે, અણુ અણુ મહીં તે પ્રસરશે.

એમ. વી. મરચન્ટ

# વીંટાતી શરદે

: અંજની :

કૌતુકભર કુદરતનાં લોચન,
ચંદ્રીનું ઊઘડતું યૌવનઃ
તેજે ઢાંક્યું ધરતીનું તન
છંટાતી શરદે.

તરતી વાદળીઓનાં ખેલન,
વનરાજીનાં મધુરાં ડોલનઃ
વધાતું એકલવાયું મન
વીંટાતી શરદે.

તરલા ત્રિવેદી

# પ્રેમાનંદ અને આખ્યાનકાવ્યોની તખ્તાલાયકી

ઇન્દુલાલ ગાંધી

## (૧)

અઢારમી સદીના ગુજરાતના સંસ્કારજીવનનો અધિષ્ઠાતા મહાકવિ પ્રેમાનંદ હતો. એના સમકાલીન કવિ તરીકે સામળ ભટ્ટને ગણી શકાય પણ એના પ્રત્યે પ્રતિસ્પર્ધીભાવે પ્રેમાનંદે બહુ ઓછું જોયું હતુ. એના સ્વતંત્ર વિચારના પુત્ર વલ્લભે ઘણી વખત સામળ ઉપર ઉઘાડી ચર્ચાનાં અનાવશ્યક આક્રમણો કર્યાં હતાં. તેમાં પણ પ્રેમાનંદની સહાનુભૂતિ નહોતી, સામળ કાલ્પનિક-કથાઓ દ્વારા લોકહૃદય સુધી પહોંચ્યો હતો, અને એની કથાઓનું ક્ષેત્ર સંકુચિત હતું. પ્રેમાનંદે ભાગવતના કથાપ્રસંગોની ભવ્યતાને ગુજરાતી ભૂમિ ઉપર ઉતારી છે. સીધી સાદી ગુજરાતી વાણીમાં એણે કરેલું પાત્રાલેખન અત્યારે પણ એટલું જ સજીવ અને ભવ્ય લાગે છે. એણે સંસ્કૃત અભ્યાસ પુરતું રાખ્યું હતું: પંડિતાઈના પ્રદર્શન માટે સંસ્કૃતની છાયા સ્વીકારી હોય એવું ક્યાંય દેખાતું નથી.

આખ્યાનોની સર્વરસચતુર કથાશૈલી દ્વારા એણે પુરાણ પ્રસંગોને લોકોના હૃદયમાં રમતા કરી દીધા હતા. કથાપ્રવાહને રોકી રાખે એવા વચ્ચે વચ્ચે વધુ વર્ણનો આવ્યા કરે છે છતાં સાહિત્યની દૃષ્ટિએ પણ એ આખ્યાનો એટલાં જ મૂલ્યવાન ગણાય છે. સમાજના દરેક વર્ગની વચ્ચે બેસીને આવાં આખ્યાનો દ્વારા બોધ આપવાની પ્રથા અત્યારે પણ અસ્વીકાર્ય નથી લાગતી. શ્રોતાઓનાં ચિત્ત એકસરખી રીતે ખેંચી રાખે એવો ગંભીર વાણીપ્રવાહ પ્રેમાનંદમાં હતો એમ કહેવાય છે. ત્યારે પણ કથાકાર કથાકારની વચ્ચે અણબનાવ, અસંતોષ, દ્વેષ વગેરે હતાં. ત્યારે પણ આપણું સંસ્કારજીવન બિચારું અને અપરાક્રમી જ હતું. છતાં સ્થિરબુદ્ધિ પ્રેમાનંદના કવિજીવનને એની વિરોધી અસર કદિ પહોંચી નહોતી: કારણ કે કવિતા પ્રદેશનાં એના ચિત્તપરિભ્રમણો ઉચ્ચગામી હતાં. કથાનાં ચિત્રોની પરિપૂર્ણતા બતાવવા માટે એણે કરેલાં લાંબાંલચ વર્ણનો જરાક થકવી દે એવાં તો છે, નારીશરીરની સૌંદર્યચર્ચા પણ અત્યુક્તિવાળી લાગે છે છતાં એનાં રૂચિતંત્રમાં અવિવેક નહિ જેવો જ દેખાય છે. શૃંગારિક વિષયોમાં પણ એની શૈલી સમતોલન જાળવી શકે છે. સ્ત્રીપુરુષોનો જબ્બર શ્રોતાસમૂહ પ્રેમાનંદની વાણી ઉપર મુગ્ધ હતો તેનું મને તો આ જ કારણ લાગે છે. આકર્ષણનો મુખ્ય આધાર વસ્તુની રમણીયતા અને રસની જમાવટ ઉપર હોય છે. અમુક પ્રકારના વાણીકૌશલમાં અને ચોટવાળી શબ્દમુદ્રામાં માનવમનને વશ કરવાની અસાધારણ શક્તિ રહેલી છે. પ્રસંગે પ્રસંગે સાંભળનારને પ્રસન્નચિત્ત અથવા શાંતકરુણ કરી દે છે ને ઉચ્ચ ચિંતનરસમાં ડુબાડી દઇ શકે છે. આમાં નબળા મનની જૂઠી શબ્દતરંગાવલિને ક્યાંય અવકાશ હોતો નથી. વિશુદ્ધિની જાગૃતિ એ કોઇ પણ કલાકારનો બહુ મોટો ગુણ ગણાય છે. પ્રેમાનંદની કવિતામાંથી પણ એ જ મુદ્દો જડી આવે છે.

ગુજરાતી ભાષાને સર્વોચ્ચપદ અપાવવાની એની લગની અપ્રતિમ હતી. ભાષાને સુમધુર કરવા માટે સંસ્કૃત શબ્દોના ઘણા ગુજરાતી અપભ્રંશોને એણે ચલણી બનાવી દીધા છે. માનવસ્વભાવ જેવી જ કવિતાની વાણી ગંભીર, કોમલ અને પરિવર્તનશીલ હોવી જોઇએ એમ માનીને એનો પ્રત્યેક પંક્તિમાં એણે ઉપયોગ કર્યો છે ને જૂની કવિતાની પ્રતિભા જાળવી છે. અર્વાચીન ઘણા કવિઓએ કવિતાના આ આત્મીય કાર્યકારણની ખેવના કરી જ નથી એટલે કવિતા વધુ લોકભોગ્ય થતી નથી. પ્રેમાનંદની રીતે જ કવિ–કવિતાની સમસ્યાનો ઉકેલ આમ વિચારી શકાય. જેમજેમ કવિઓ સામાન્ય લોકસમુદાયમાં વધુ ભળે તેમ તેમ તેમની કવિતા સમાજની નાડ અને લાગણી વધુ સારી રીતે પારખે ને ઝીલે. વળી તેઓ નિત્યવ્યવહારની અને ઘરગથુ ભાષામાં લખે અને અતિ સંસ્કૃતમય વાણીનો મોહ ઓછો રાખે તો જ ભાષાશૈલી નક્કર અને સુવાચ્ય બને અને લોકહૃદયનો સંપર્ક પામે. એ સાદાઇમાં પણ કલ્પના–અલંકારો વગેરે ન ભૂલે અને વિશ્વબંધુત્વની ભાવનાને જગાડવાનો આદર્શ તો ચપલદક્ષી છે: પ્રેમાનંદે વર્ણવેલા નળરાજાના હંસ સરખું–એને સંભાળનાર, સાચવનાર જ એનો લાભ મેળવી શકે, બીજા નહિ.

ઘણા અદ્યતન કવિઓએ પ્રેમાનંદને પૂરેપૂરો નહિ વાંચ્યો હોય. ઉપેક્ષા કરી શકે એમ કહેવાનો આશય નથી પણ એ અતિ જૂનાં છોડિયામાંથી અમૃત નહિ નીચોવી શકાય એવી અશ્રદ્ધા તો જરુર સેવી હશે. પ્રેમાનંદમાં રાજારાણીનાં વર્ણનો, વૈભવની પ્રશંસા કે ધનપતિઓની ચરણચંપી જ છે એવું શા માટે માનવું જોઈએ ? દ્રૌપદીના માનભંગમાં ને સુદામાના દારિદ્રયમાં નારીસન્માન અને સામ્યવાદનું અચ્છું નિરૂપણ છે. અજાચકવ્રતધારી સુદામો બાલસખા કૃષ્ણને રાજ્યદ્વારે હાથ લંબાવવા જાય એ એને રૂચતું નથી. 'એ થઈ બેઠો લક્ષ્મીપતિ, મારે તૂંબડી ને લાકડી'માં કોઈ ડંખીલી સ્પર્ધા નથી. મિત્રપ્રેમભરી સંસ્મૃતિ જ છે. માત્ર, પ્રેમાનંદે એ આખા ચિત્રને એટલી સ્વભાવિકતાથી ઉતાર્યું છે કે એની સહનશીલતાભરી દરિદ્રતાની ઈર્ષ્યા કરવાનું આપણને પણ મન થાય. સામી બાજુએ એની શ્રદ્ધાલુબ્ધ ઋષિપત્નીનું રેખાચિત્ર પણ એટલું જ સાહજિક છે. અજાચક પતિ પ્રત્યેના એના હળવા ઠપકામાં મુલાયમ સ્ત્રી હૃદયની સાત્વિકતા જ દૃષ્ટિગોચર થાય છે. એ ઋષિને જાચકવૃતિ સ્વીકારવાનું સમજાવે છે એમાં એનો સાચો આધાર કૃષ્ણથી પણ વિશ્વવ્યાપક પરમાત્મ સત્તા છે. એને એમાં અપાર શ્રદ્ધા છે, એ સુદામાના વણિક વાસનામય જીવનની માત્ર સહકારી નથી. એને તો ધન કરતાં પણ સ્વામી કૃષ્ણકૃપાનો અધિકાર મેળવે એવી ઊંડી મંગલ અંતરેચ્છા છે. આવી તિતિક્ષાવૃત્તિ અને સ્થિતપ્રજ્ઞતા કુશળતાપૂર્વક પ્રેમાનંદે એ આખા પાત્રમાં ઉતાર્યાં છે. એમાં એને શબ્દોને ક્યાંય સંસ્કૃત અવંતસો નથી પહેરાવવાં પડયાં, શૈલીને અગેય રૂપવાળી અગુજરાતી નથી કરવી પડી. તમામ આખ્યાનો સરળ લોકશૈલીમાં, માણભટ્ટની છટાથી અને સ્વભાવો પ્રેમની ખુમારીથી ગુજરાત આગળ ગાયાં છે.

( ૨ )

'મામેરું' તખ્તા ઉપર મૂકાયા પછી, એ જ જાતનાં પ્રેમાનંદનાં બીજાં હાસ્યકરુણમિશ્રિત આખ્યાનો પણ સુંદર રીતે તખ્તા ઉપર મૂકી શકાય એવી શ્રદ્ધા અનેકના મનમાં જન્મી હશે. સુદામાચરિત્ર, નળાખ્યાન અને ઓખાહરણની રચનામાં નાટ્યતત્ત્વ વધુ પ્રમાણમાં દેખાય છે. અને એ નાટ્યાભાસ શ્રાવ્ય કરતાં દશ્ય વધુ છે એટલે તો એનાં આખ્યાનોને 'નાદસૌન્દર્યાભાસી' કહેવામાં આવે છે. એ વાંચ્યા કરતાં સાંભળવામાં વધુ તલ્લીન થઇ જવાય છે. વૃત્તવૈવિધ્ય કે દેશી ઢાળોની મનોગમ્ય ગૂંથણી નાદ દ્વારા જે વાતાવરણ સર્જે છે તે ચિત્તવાચનથી કોઈ રીતે માણી શકાય જ નહિ. આ સ્થૂલ રસાનંદ જ આખ્યાનોનું સાચું સ્વરૂપ છે. નાટક રચનામાં પણ આજ તત્વની પકડ અને સંભાળ રાખવી પડે છે.

વળી આખ્યાનોને તો ગીતનાટકો તરીકે જ રજુ કરી શકાય એટલે એનું શબ્દદર્શન પણ સંગીતથી ઢંકાયા વિનાનું, સ્પષ્ટ અને કર્ણમધુર હોવું જોઈએ. આ પ્રમાણે ખૂબ ચીવટથી અને શ્રમથી તૈયાર કરેલી ગતિભરી વસ્તુગુંફનવાળી નાટ્યકૃતિઓ, આખ્યાનોથી અનેકગણુ મહત્વ ધરાવશે એમાં શંકા નથી. નળાખ્યાનમાં હંસને પકડવા ઇચ્છતી દયમંતીનું તલસ્પર્શી વર્તન જુઓ, નાટકનું પહેલું ચિત્ર અહીંથી શરૂ થાય તો પણ આગલી કન્યાના ધ્વનિને દશ્યમાન થતાં વાર ન લાગે. દયમતી મનમાં વિચારે છે :

પખી ધીરે કમળને કાજે, હાથ આપ્યા મને મહારાજે
જોગવાઈ જગદીશે મેલી, મારી કમળજેવી હથેલી.

શરીર સઘળું કહાં એ સંતાડું,
પાણ-પંકજ એહેને દેખાડું

અને પછી—

મસ્તક મૂક્યું પલાસનું પાન,
વિકાસી હથેલી કમળસમાન.
મધ્ય મૂક્યું જાંબુનું ફળ
જાણે ભ્રમર લે છે પીમળ.
પોતે નાસિકાએ ગણગણતી,
ભામા ભમરાની પેરે ભમતી
હંસે હરિવદની જાણી,
ન હોયે પંકજ પ્રમદાનો પાણિ.

અને હંસ પકડાયા પછીની દમયંતીની સ્થિતિ—

બેઉ કર જોડીને નમયંતી,
હંસ પ્રત્યે કહે દમયંતી.

હું પૂછું છૌં બીહીતી બીહીતી,
નળની કથા કહો અથઇતિ.
છે બાળક, વૃદ્ધ, જોબનધામ
શે અર્થે નળ ધરાવ્યું નામ?

પ્રત્યેક ચિત્ર આવું જ કુમાશવંતુ ને રસિકરણ બની શકે એટલી વસ્તુની પ્રતિભા પ્રેમાનંદે વેરી દીધી છે. અને એટલે જ આખ્યાનો નાટ્યસાહિત્યની વધુમાં વધુ નિકટ બેસી શકે તો સારૂં એમ થયા કરે છે. આજનાં ટૂંકાં નાટકો 'અમને ભજવો, અમને ભજવો' એવી કાકલુદી ચોમેરથી કર્યા કરે છે, પણ વસ્તુના એકધારી ને વૈવિધ્યવાળી ગતિ વિનાનાં એ નાટકો પણ સારો આદર પામી શકવાનાં નથી, કારણ કે એનાં ટૂંકાં દશ્યોમાં મુખ્ય પાત્રોનું ભાવનિરૂપણ આછું અને ઓછું ખીલી શકે છે. તેમાંય શબ્દ યોજના રંગદર્શી ન હોય તો તો નાટકનું આવી જ બન્યું સમજો.

આખ્યાનોને સળંગ ગીતનાટકોમાં પરિવર્તિત કરી શકીએ તો ગુજરાતી સંગીતને અને અભિનયને પણ સારો લાભ થવા સંભવ છે. હાથપગના ખોટાં ચાળાં ચટકાં હવે વિદાયમાન થાય તો સારું એમ લાગ્યા કરે છે. શબ્દોના ભાવપૂર્વક ઉચ્ચાર, કંઠનું માધુર્ય અને મોંની રેખાઓ, આંખોની કવિતા વગેરે સૂક્ષ્મ અને સ્થિર છે. એનું વ્યાપક પ્રાગટ્ય હાથપગનાં નિક્ષેપ દર્શાવી શકે છે અને મૂક માનસિક ચિંતનને ક્રિયાવાન બનાવે છે. વાદ્ય અને સંગીતના સુમેળવાળી વ્રજવાસીઓની રાસલીલાઓ મેં જોઈ છે. એમાં આવા હાથપગના નિક્ષેપ, પેલી ક્રિયાને વધુ ગતિવાળી અને ચોટવાળી બનાવતા હતા. ભાવાનુકૂળ આછું નૃત્ય, ઝાંઝરીનો તાલ ઠેકો અને હાથની પ્રમાણસર મુદ્રાઓ અપૂર્વ ભાવપ્રદીપ્ત કરતાં હતાં. અલબત્ત, કૃષ્ણ કે રાધા ગાતાં અટકીને ભાવાવેશના મૌનમાં પડતાં ત્યારે આ બધા મૂકઅભિનયોની અસર ચોગણી વધતી અને એકતાનપણું જમાવતી. ઉદ્દેશ કે પ્રમાણ વગરનાં માત્ર નખરાં ખરેખર હવે તો નથી જ ગમતાં.

નાટકનું ક્ષેત્ર એ વસ્તુતઃ એક સંપૂર્ણ સંસાર છે. એટલે નાટ્યકાર પણ સર્વાંગ સંપૂર્ણ સૂક્ષ્મ સૃષ્ટિનો સંચારી ને સંસારનિષ્ણાત હોવો જોઇએ. પ્રેમાનંદનાં આખ્યાનો માટે પણ એમજ કહી શકાય. પોતાનાં આખ્યાનોને એણે સંસારાનુભવોથી વેગળાં રાખ્યાં નથી. ભાવગતનાં દૃષ્ટાંતોમાંથી એકાદ ધ્વનિ ઊંચકીને એણે હરેક કથાને સાદ્યન્ત ગુજરાતી વેશ પહેરાવ્યો છે. તાંદુલ આપવા માટે આનાકાની કરતો સુદામો કે ચિત્રલેખાને છાનીમાની સ્વપ્ન-કથા કહેતી ઓખામાં ગુજરાતીતા જ ભરી છે. પ્રેમાનંદનાં સર્જનોની આ જ વિશિષ્ટતા છે. હું ફરી એક વાર નાટ્યકલારસિક ગુજરાતી નરનારને વિનવું છું કે પ્રેમાનંદનાં આખ્યાનો શ્રાવ્ય અને દશ્ય બંને સ્વરૂપે જીવે એવું આપણે સૌ સાથે મળીને કરીએ.

# સ્વરધેનુ

## મેધા

પાયલ વાગે, જાગે જાગે રેવા જલધવલાઃ

ગતિચંચલ ગીત ગાતાં ઝરણાં,
નર્તન નિત્ય કરે તરુ-તરણાં;

પૂજન કરતાં પાન ખેરવી વૃક્ષો વન નવલાં
પાયલ વાગે, જાગે જાગે રેવા જલધવલા.

તું વાયુદોરી સાગરની,
તું વીણા શારદના કરની;

સ્વરગતિ, ચિતરતિ જયવંતી નિત્ય નવીન કલાઃ
પાયલ વાગે, જાગે જાગે રેવા જલધવલા.

તું ગરબે રમતી કુલનારી,
ઉદ્યમઘેલી વ્રતકઠિયારી;

તારી આંગળીઓને ઝાલી હું માંડું પગલાં
પાયલ વાગે, જાગે જાગે રેવા જલધવલાઃ
અનમંદિરની તું મેધા ને શ્રી, શોભા, સરલા.

(મળેલું)

# સ્વરાંકન

જાતી ઓડવ

[દુર્ગાશંકર ત્રિવેદી]

રાગ માલકોસ ત્રિતાલ માત્રા ૧૬

ઋષભ પંચમવર્જ્ય

ગ ધ ની કોમલ

ના તીં તીં ના ધા ધીં ધીં ના ધા ધીં ધીં ના ધા ધીં ધીં ના

### સ્થાયી

| ૦ | ૩ | + | ૨ |
|---|---|---|---|
| પાં – ય લ | વા – ગે – | જા – ગે – | જા – ગે – |
| સાં – સાં સાં | ની – ધ મ | ગ મ ગ મ | ગ – સા – |
| રે – વા – | જ લ ધ વ | લા – – – | – – – – |
| સા મ ગ સા | ની સા ધ ની | સામ – – | ગ મ ધ ની |

### અંતરો

| | | | |
|---|---|---|---|
| ગ તિ ચં – | ચ લ ગી ત | ગા – તાં – | ઝ ર ણાં – |
| ગ ગ ગ – | મ મ ધ ની | સાં – સાં – | સાંગ સાંની સાં |
| ન – ર્ત ન | નિ – ત્યક | રે – તરુ | ત ર ણા – |
| ની – ની ની | સાં – ની ધ | મ ધ ની સાં | ધ ની ધ મ |
| પૂ – જ ન | ક ર તાં – | પા – નખે | – રવી – |
| સાં – ગં ગં | મં મં મં – | ગં – મં ગં | – સાં સાં – |
| વૃ – ક્ષો – | વ ન ન વ | લાં – – – | – – – – |
| ની – સાં – | ની સાં ધ ની | સાં – – – | નીસાં નીધનીધ મ |

# પ્રતિબિંબ

## પ્રભુનાં પગલાં

જાડી જાડી ભલે જેલની ભીતું, તેથી જાડું મારું ઉરઃ
તેજથી પાતળી કાય પ્રીતમની કેમ તે રે'શે દૂરઃ
રંગેરંગ વેણું વાગે,
રૂંવેરૂંવે આરતી જાગે!

બારણે બન્દૂકધારીની ચોકી ને અન્તરે મલમેલાણુઃ
પવન બિચારો ન પેસી શકે, પણ પ્રીતમના પગરાણુ
કોઈથી ના વરતાયે,
ઊંચાનીચા છો ને થાયે!

બારણે ગાજે આલબેલુંના ઘડી ઘડી ઘોર અવાજ;
ભીતરમાં ભણકાર પિયુના: સામૈયાના સાજઃ
વાજીન્તર ગેબના ગાજે,
સાહ્યબો આવશે આજે!

જાડી ભીંતુ, તમે જાગતી રે'જો, જાગજે, જાડાં ઉર!
જાડી જંજાળું, જાગજોઃ દેજો આલબેલુંના સૂરઃ
પ્રભુના પગલાં થાશેઃ
જાડપું આપણી જાશે!

કરસનદાસ માણેક

## પ્રભુતામાં પગલાં

જાડી જાડી દેહની ભીંતુ, તેથી જાડી મારી બીકઃ
તેજથી પાતળી કાય પ્રીતમની કેમ તે થાશે ઠીક
જીભેજીભ ટોણું મારેઃ
"હરણને હાથણી ધારે."

મારે મોઢે ગલગોટાની ચોકી ને શરીર ચરબી-ખાણુ
પવન બિચારો ફૂંકે તહીં તો ફૂજે પ્રીતમના પ્રાણ,
દમિયલ એ વરતાયે
ઊંચાનીચા છો ને થાયે!

માંડવે ગાજે શરણાયું, ને ઘડી ઘડી દંદુભિનાદ
ભીતર માંહી ચિંત પિયુનીઃ સૌ મૈયાના સાદઃ
"જુઓ, જુઓ," વ્યંગમાં ગાજે,
"અનુપમ જોડકું રાજે!"

જાડી જીભું, તમે જાગતી રે'જો જાગજે જાડાં ઉર
જાડાં આશ્વાસન, જાગતું રે'જેઃ આલબેલુંના સૂર
પ્રભુતામાં પગલાં થાશે
વંશવેલો સરખો થાશે!
ટળી આમ જાડપું જાશે.

'મંગલસૂત'

# શ્રી હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ

(મસ્તફકીર)

શ્રી મસ્તફકીરનું નામ ગુજરાતભરમાં જાણીતું છે. સમાજનો દરેક વર્ગ એમને ઓળખે છે. એમનુ મૂળ નામ હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ છે. એમનો જન્મ સને ૧૮૯૭માં રાજકોટમાં થયો હતો. એમના પિતા ગૌરીશંકર રતનજી ભટ્ટ એ સ્વ. કવિ 'કાન્ત'ના મોટા ભાઇ થાય. એમની માતાનું નામ શોભાબહેન છે. એમનું લગ્ન સન ૧૯૧૨માં ચૂડા ગામે અ. સૌ. મંગળાગૌરીબહેન સાથે થયેલુ.

બાળપણમાં તેમણે મુંબઈ અને ભાવનગર તેમજ મુંબઇની જુદી જુદી શાળાઓમાં અભ્યાસ કરેલો. એમણે એ રીતે મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યો. શાળાજીવનમાં શાળાનાં પાઠ્યપુસ્તકો ઉપરાંત ડીકન્સ,મૅરી કૉરેલી, હેગાર્ડ વગેરેનાં પુસ્તકો એમણે વાંચેલાં. ૧૯૧૪માં શેઠ રણછોડદાસ લોટવાળાની માલિકીના 'અખબારે સોદાગર' પત્રના તંત્રી વિભાગમાં નજીવા પગારે તેઓ જોડાયા. ૧૯૧૭માં એઓએ એક શ્રીમંતના સાથી તરીકે ત્રણેક વર્ષ ગાળ્યાં. એ સમય દરમ્યાન એમણે અભ્યાસ ખૂબ વધાર્યો. ગુજરાતી, બંગાળી, ઉરદૂ, હિંદી અને અંગ્રેજી એ તમામ ભાષા સાહિત્યનો પરિચય એમણે કેળવવા માંડયો.

સને ૧૯૨૧ની શરૂઆતમાં પુનઃ તેઓ પત્રકારિત્વના ક્ષેત્રમાં ઝળકયા. શ્રીમંત સાથી સાથેનાં ત્રણ વર્ષો દરમ્યાન 'વીસમી સદી' માસિકના તંત્રી સ્વ. હાજી મહમ્મદ અલારખિયાએ શ્રી 'મસ્તફકીર'ની શક્તિનો સદુપયોગ કરી ગુજરાતને ચરણે રજુ કરી હતી. ૧૯૨૧માં 'પ્રજામિત્ર-પારસી' દૈનિકના ઉપ-તંત્રી થયા. ત્યાર પછી ૧૯૨૭માં એ પત્રની માલિકી બદલાતાં 'હિંદુસ્તાન લીમીટેડ'નાં વર્તમાનપત્રો સાથે એમણે સંબંધ બાંધ્યો. અને હાલ 'હિંદુસ્તાન પ્રજામિત્ર' બંધ પડતાં 'મુંબઈ સમાચાર'માં જોડાયેલા છે.



શ્રી હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ
(મસ્તફકીર)

'મસ્તફકીર'ના સંખ્યાબંધ લેખોમાં 'બોડકું માથું' અને 'વેદીઆ ઢોર'ની ફિલ્મ મુંબાઈની કૃષ્ણ ફિલ્મ કંપનીએ સને ૧૯૨૯માં ઉતારી હતી. સુરતની સાહિત્યસભાએ અને સુરત વસંતોત્સવ સમાજે સને ૧૯૨૭માં 'મસ્તફકીર'ના હાસ્યરસને ઝીલવાનો પ્રસંગ યોજ્યો. એ પ્રસંગથી એઓ અદ્ભુત અને પ્રતિભાશાળી વક્તા તરીકે મશહૂર બન્યા. ત્યાર પછી દિવસે દિવસે એમની કીર્તિ ગુજરાતમાં ચોમેર ફેલાવા માંડી. ગુજરાત અને બૃહદ ગુજરાતનાં અનેક માસિકો અને અઠવાડિકોમાં એમણે લેખો લખવા માંડ્યા. સને ૧૯૨૯માં એમણે 'ઉલ્લાસ' નામનું રમૂજી અઠવાડિક પ્રકટ કરવા માંડયું પરંતુ મૂડીની મુઝવણે એ અઠવાડિક પાછળથી બંધ કરવું પડ્યું. એમનો વાંચવાનો શોખ એમના જીવનની એક વિશિષ્ટતા છે. ડીકન્સ, માર્કટવેન, મેક્સીમ ગૉર્કી, થોમસ હાર્ડી, બર્ટ્રાંડ રસેલ અને મોલિયરનાં સાહિત્ય સર્જનના આજે પણ તેઓ ઉપાસક છે. સાહિત્ય, માનસશાસ્ત્ર અને તત્વજ્ઞાન એ એમના પ્રિય વિષયો છે.

એમણે અત્યાર સુધીમા ગુજરાતને હાસ્યરસનાં દસ પુસ્તકો આપ્યાં છે. એમનાં પુસ્તકો ગુજરાતભરમાં લોકપ્રિય છે. સને ૧૯૨૩માં 'મસ્તફકીરની મસ્તી' નામનુ એમનુ પ્રથમ પુસ્તક બહાર પડ્યું. એ પછી બીજે જ વર્ષે એમણે 'મસ્તફકીરનો હાસ્યભંડાર' આપ્યો. ૧૯૩૨માં એમણે પાંચ પુસ્તકો આપ્યાં. 'મસ્તફકીરનું મુક્ત હાસ્ય', 'મસ્તફકીરનો હાસ્યવિલાસ, 'મણિયો', 'પતંગિયું' અને 'હાસ્યમોતી'. એમાંનાં 'મણિયો' અને 'પતંગિયું' બાળકો માટે લખાયેલાં, ૧૯૩૮માં એમણે 'કેળાંવાળી અને બીજી વાતો' આપ્યું અને છેલ્લું છેલ્લુ ૧૯૩૯માં 'હાસ્ય છાંટણાં' આપ્યું. આ પુસ્તકો આપણને એમની જ્વલંત કારકિર્દીનો ખ્યાલ આપે છે.

ગુજરાતનાં અનેક શહેરોમાં એમણે ભાષણો આપેલાં છે. માત્ર હિંદુ વાચક વર્ગ જ 'મસ્તફકીર' પર રીઝ્યા છે એટલુ જ નહિ પણ મુસલમાન વાચનાર વર્ગ પણ એટલો જ રીઝ્યા છે. એક સભા એવી ગોઠવાઈ હતી કે તેમાં મુસલમાન બહેનો જ આવી શકે. જેમાં પ્રમુખ પણ મુસલમાન બેન અને વક્તા તે 'મસ્તફકીર'. આ ભાષણ દરમ્યાન કોઇએ બુરખો રાખેલ નહિ. આ જ બતાવે છે કે 'મસ્તફકીર' તમામ વર્ગોમાં લોકપ્રિય છે. 'મસ્તફકીર'ની કદર ૧૯૩૪માં ગુજરાતે કરી. એ જ વર્ષમાં ૫૦૦ રૂપિયાનું ગલિયારા પારિતોષિક એમને તથા શ્રી જ્યોતીન્દ્ર દવે બંનેને મળ્યું.

ગુજરાતી સાહિત્યમાં આજે અનેક સુપ્રસિદ્ધ સાહિત્યકારો એમના અંગત મિત્રો થઇ પડ્યા છે. એક જાણવાની વાત (ખાનગી) કે 'નવચેતન' માસિકના સુપ્રસિદ્ધ તંત્રી શ્રી. ચાંપશી ઉદ્દેશી 'મસ્તફકીર'ને કાગળમાં કે વાતમાં 'દીકરી ફકીર' કહીને સંબોધે છે.

મસ્તફકીરે પોતાના અમૂલ્ય ગ્રંથોથી જીવનમાં અનેક મૂંઝવણો વેઠી વેઠીને સાહિત્યની સેવા કરી છે. એમની સેવાઓ કદીયે ભૂલાય એવી નથી. આજે મસ્તફકીર નવા નવા ગ્રંથો આપવાનો ઉલ્સાસ રાખે છે. મુંબઈથી રોજ રાતની છેલ્લી ગાડીમાં વિલેપારલે આવનાર 'મસ્તફકીર' ગુજરાતી સાહિત્યના ખરેખરા અમીર છે. ઘણું જીવો 'મસ્તફકીર!'

# સમાલોચના

## તેજછાયા

**કર્તા —જયમનગૌરી પાઠકજી; કીમત સવા રૂપિયો**
**પ્રકાશક —યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત.**

થોડા જ સમય ઉપર આ કૉલમમા બહેન પુષ્પા વકીલના 'ત્રિવેણી' સગ્રહની સમીક્ષા કરતા બહેન જયમનગૌરી પાઠકજીનો ઉલ્લેખ થયો હતો વિશદતાની વિશિષ્ટતાવાળો આ સગ્રહ **'તેજછાયા'** બહેન જયમનગૌરી પાઠકજીના ૬૩ કાવ્યો આપે છે કાવ્યોના એમણે બે ભાગો પાડ્યા છે એક છદકાવ્યો અને બીજો ભાગ ગીતકાવ્યોનો બન્ને વિભાગોમા એમની કલમને જશ મળ્યો છે

આ સગ્રહમા કરુણા એટલી બધી ઉતરેલી છે કે કવિતા અને કરુણાનો સમન્વય એક મનોરમ સગમ રચે છે લગભગ બધા જ કાવ્યોમા કવયિત્રીના જીવનની કરુણા સ્પષ્ટ વ્યક્ત થતી છે અને એની અસર વાચક પર ઘણી જ પ્રબલ થાય છે એ જ આ સગ્રહની પદ્યભાષાની શક્તિ બતાવે છે એમનો વિષાદ એટલો ગાઢો છે કે 'પખીને પણ કવયિત્રી કહે છે

> થતા છૂટા હાવા કદિય મનમા સ્વપ્ન ધડ મા
> તપેલી રેતીને સરવર લહી ચચુ ભર મા
> હવે છોડી દે તુ નિજ સ્વજનના ધ્યાન ધરવા
> હવે છોડી દે તુ ગત સુખ સ્મરી અશ્રુ ભરવા

ઉપાલભમા યશોધરા બુદ્ધને ઉર્શીને કહે છે? ભાવો યશોધરાને સોપ્યા છે પણ એ જ શબ્દોમા કવયિત્રીની ભાવના સુદર ઉત્પ્રેક્ષાથી વ્યક્ત થાય છે

> વસતુ સદા વારિ વિષે પદ્મ જરા જળ ના અડે
> ત્યમ સ્નેહમા તુ સદા વસે પણ સ્નેહ તુજને ના અડે'

એક વખતનુ સુખમય સજીવન છાયાથી છવાય છે એ છાયામા હૃદય વિષાદ અનુભવે છે અને એ વિષાદ સાથે જ જીવનમા તત્વદર્શન કરે છે

> રહ્યા જીવન જીવવા, જીરવવા વિષો કારમા

આ સગ્રહમા એક નહિ પણ અનેક પક્તિઓ એવી છે કે જે એક વખત વાચતા જ આપણી જાણમા કે અજાણમા એ પક્તિઓ આપણા હોઠ પર રમતી રહે એ પક્તિઓમા પ્રાસાદિકતા છે, વેદના છે અને માનવજીવનનુ દર્શન છે અને એથી જ એ પક્તિઓ લોકપ્રિય થવાને સર્જાયેલી છે કેટલીક પક્તિઓ આપણે અહીં જ જોઈશુ

> પ્રભુએ પ્રાણને પૂરી નેહ ને નેન જો કીધા
> પીડાતા પ્રેમી હૈયાને મૌન કેમ પછી દીધા? (કટાક્ષ)

* * *

> વહ્યા વર્ષો ઘણા તોયે સ્મરણો ના નથી વહ્યા
> કાળના ઉદધિમા એ પાછા આજે તરી રહ્યા (સ્મરણબોધ)

* * *

> આશાઓ ઉરભરી આવ્યે, બાલ્યમા જ શમી ગઈ,
> ભાવિ ક્યા? ભૂત ક્યા? ભાગુ વ્યર્થ આ જિંદગી મહીં (હતુ)

ટૂકમા આ કાવ્યસગ્રહ ગુજરાતના કાવ્યસાહિત્યમા જરૂર સારો ઉમેરો કરે છે એમણે ધોધમાર લખ્યુ નથી પણ જે કંઈ લખ્યુ છે તે ખરેખર સુન્દર કાવ્ય થયુ છે એમના બધા જ છદકાવ્યોમા ગીતોમા અને રાસોમા એક સરખી પ્રાસાદિક પદ્યભાષા છે અને એ સૌમા જીવનની વેદનાનો આત્મા છે અને સર્જન કે જેનો આત્મા વેદના છે તે હમેશા સફળ સર્જન છે ગુજરાતીમા શુ કે જગતની કોઈ પણ ભાષામા શુ? બહેન જયમનગૌરી પાઠકજીને એમના આ સગ્રહને માટે અમે હાર્દિક અભિનદનો આપીએ છીએ અને સાથે સાથે એટલી પણ વિનતિ કરીએ કે એમના જ પિતાશ્રીનુ જે કાવ્યધન હજી ઘરમા રહ્યુ છે તે એઓ હવે જાહેરમા મૂકે

कौलक

## રસધારા

**કર્તા જેહાગીર દેસાઈ' કીમત એક રૂપિયો**
**પ્રકાશક—કર્તા પોતે, દેસાઈવાડ, નવસારી.**

ગુજરાતી સાહિત્યમા પારસીઓએ આજ સુધી સારો ફાળો આપ્યો છે એમા શ્રી જેહાગીર દેસાઈનો ફાળો સારી રીતે મળ્યો છે શુદ્ધ ગુજરાતી ભાષા લખનારા પારસી લેખકોમાના શ્રી જેહાગીર દેસાઈ એક છે એમણે કવિ તરીકે પોતાનુ સ્થાન ગુજરાતના નવીન કવિઓમા ચોક્કસ મેળવ્યુ જ છે એમના નવા નવા છદપ્રયોગો અને વિષયની વિશિષ્ટતા આપણુ ધ્યાન ખેચે છે

રસધારા એમનો એક ત્રીજો સગ્રહ છે એમા ખાસ ધ્યાન ખેચે એવા એમના લાબા કથાકાવ્યો છે કવિને પોતાને સગીતનો પણ સારો અભ્યાસ હોવાથી એમણે અનેક રાગોમા જુદા જુદા ગીતો પણ આપ્યા છે એમના પર કવિ ખબરદારની સ્પષ્ટ અસર છે છતા યે નવીન કવિતાના લક્ષણોથી એઓ મુક્ત નથી આ ગ્રથમા કસ્તુરીમૃગ, સમુદ્રમથન, 'ગુજરાતણ, 'સોરઠની યશગાથા અને પાપ જેવા કાવ્યો મનોરમ છે

આ સગ્રહમા વધારે વિશિષ્ટતા છે એમના કટાક્ષકાવ્યો અને પ્રતિકાવ્યોની એમનામા હાસ્યરસની શક્તિ છે અને તે શક્તિ એમના આ કાવ્યોમા પ્રતિબિમ્બિત થયેલી છે બેશક આ સગ્રહમા આપણને કલ્પનાની ઉડ્ડયન જોવાનુ જ મળશે નહિ કેટલાક ભજનોમા એકના એક જ ભાવ ઘૂટાતા દેખાશે પણ છતા યે એમની સરળ પદ્યભાષા આપણને એ ગીતો વાચતા કટાળો નથી જ ઉપજાવતી કવિના આ સગ્રહને માટે એમને હાર્દિક અભિનદનો આપીએ છીએ સાથે સાથે એટલુ પણ સૂચન કરીએ કે હજી યે આપણા સાહિત્યમા કાવ્યસાહિત્યના અણખેડ પ્રદેશો પડ્યા છે આપણા શક્તિશાળી કવિઓએ એ ખેડવાની જરૂર છે શ્રી જેહાગીર દેસાઈ એમા ય અખતરો કરશે જ એવી આશા છે

कौलक

# ત્રિ વે ણી

(આ શીર્ષક નીચે દર મહિને જૂનીનવી ગુજરાતી કવિતાસમૃદ્ધિમાંથી અમારી દષ્ટિએ (અમારી દૃષ્ટિ એટલા માટે કે આખરે કોઈપણ પસંદગીમાં કે વીણામણમાં વ્યક્તિની રુચિઅરુચિ અને સ્વભાવતંત્ર જ કામ કરી જાય છે.) લોકપ્રિય થવા સર્જાયલી કે લોકપ્રિય થઈ ચૂકેલી ગુજરાતી કવિતાઓ પરપ્રાંતીય વાચકો માટે પલટાવી તે તે ભાષામાં પરિચય કરવા અર્થે રજૂ કરવાનો અમારો ઈરાદો છે.

હિંદી-હિંદુસ્તાની આજે હિંદુસ્તાનમાં સૌથી વધુ બોલાતી, લખાતી અને આસાનીથી સમજાતી ભાષા છે. વળી એ આપણી રાષ્ટ્રભાષા પણ છે. તેથી સામાન્યતઃ સારી ગુજરાતી કવિતાઓ ભાવનાનુવાદો મોટે ભાગે હિંદીમાં જ મૂકશું.

"દેવીનું ખપ્પર"ની નીચેની કવિતાનો કવિશ્રી ખબરદારે પોતે જ હિંદીમાં અનુવાદ કર્યો છે, જે છાપતાં અમને આનંદ થાય છે.)

## દેવીનું ખપ્પર

: લાવણી :

ભર ભર મારું ખપ્પર, ભૈયા! હો ભારતના વાસી!
ઘરઘર ભીખું હરનિશ ફરતી, હું જુગજુગની પ્યાસી :
ખપ્પર ભરો ભરો હો !–
ક્ષણ ક્ષણ ગણતાં મન શોષાયું, શોષાયું તન ત્રાસી;
બાર બાર સૈકાથી ભટકું અરે અરે ઉપવાસી :
ખપ્પર ભરો ભરો હો ! ૧
અંજલિ નાખે, ખોબો નાખે, નાખે કો ભર પ્યાલી :
જુગસૂકું તળિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલી
ખપ્પર ભરો ભરો હો ! ૨
હો ભૈયા ! જુગના જુગ વીત્યા, હવે એ નહીં એ ચાલે :
નદ ઉલટાવો, સિંધુ ભરાવો —છલછલ ભરો ઉછાળે
ખપ્પર ભરો ભરો હો ! ૩
ગાજવીજ ને મૂશળધારે રેલ રેલ જગ છાતી :
એક ઝાપટે નવ ચોમાસું : વીર તૃષા ન છીપાતી,
ખપ્પર ભરો ભરો હો ! ૪
જ્યોતિ જ્યોતિ ઘર ઘર જો સળગ્યો, રોતી રોતી શું માગું ?
શિર કાપી ખપ્પરમાં નાખો, કરો કાળજું આઘું !
ખપ્પર ભરો ભરો હો ! ૫
એક કેસરીની ત્રાડે તો ભરી દીસે વનવસ્તી;
એક વીરરસની મસ્તીમાં કરુણતણી ક્યાં હસ્તી ?
ખપ્પર ભરો ભરો હો ! ૬
અધઊઘડ્યાં છે દ્વાર પ્રભાનાં : હો ભૈયા ! ઝટ આવો !
ખપ્પર મારું ભરો વીરત્વે ! પૂર્ણ પ્રભા રેલાવો !
ખપ્પર ભરો ભરો હો ! ૭

અરદેશર ફરામજી ખબરદાર

## देवी का खप्पर

भर, भर मेरा खप्पर, भैया ! भारत-भूमि-निवासी !
घर घर भीखूं अरहर भटकत, मैं युग युग की प्यासी !
खप्पर भरो भरो हो !
क्षण क्षण गिनते मन सोखत है, तन सोखत दुखत्रासी ;
बारह सदियों से भटकत हूँ, अरे अरे उपवासी !
खप्पर भरो भरो हो !
अंजलि डाले, करपुट डाले, डाले कोई प्याली ;
जुगसूखा पेंदा सोखत ले, खप्पर दीसत खाली !
खप्पर भरो भरो हो !
हे भैया ! युग के युग वीते, अभी न चाले ऐसा ;
नद उमडाओ, सिन्धु भराओ, छल छल छलके वैसा !
खप्पर भरो भरो हो !
गर्जन बिजली मुसलधार से जल जल विपुल बहाये ;
एक वृष्टि से नहीं चौमासा, वीर ! न तृषा बुझाये !
खप्पर भरो भरो हो !
ज्योति ज्योति घर घर सुलगी है, क्या रोती मैं मांगूं ?
शीश काट खप्पर में डालो, रखो कलेजा आगूं !
खप्पर भरो भरो हो !
एक केसरी के गर्जन से सब ही वन भर जाते,
एक वीररस की मस्ती में कहाँ करुण की बातें ?
खप्पर भरो भरो हो !
अर्ध खुला है द्वार प्रभा का, हे भैया ! झट आओ !
खप्पर मेरा भरो शौर्य से, पूर्ण प्रभा झलकाओ !
खप्पर भरो भरो हो !

अरदेशर फरामजी खबरदार

# ત્રિવેણી

(આ શીર્ષક નીચે દર મહિને જૂનીનવી ગુજરાતી કવિતાસંમૃદ્ધિમાંથી અમારી દૃષ્ટિએ ( અમારી દૃષ્ટિ એટલા માટે કે આખરે કોઈપણ પસંદગીમાં કે વીણામણમાં વ્યક્તિની રુચિઅરુચિ અને સ્વભાવતંત્ર જ કામ કરી જાય છે.) લોકપ્રિય થવા સર્જાયલી કે લોકપ્રિય થઈ ચૂકેલી ગુજરાતી કવિતાઓ પરપ્રાંતીય વાચકો માટે પલટાવી તે તે ભાષામાં પરિચય કરવા અર્થે રજૂ કરવાનો અમારો ઇરાદો છે.

હિંદી-હિંદુસ્તાની આજે હિંદુસ્તાનમાં સૌથી વધુ બોલાતી, લખાતી અને આસાનીથી સમજાતી ભાષા છે. વળી એ આપણી રાષ્ટ્રભાષા પણ છે. તેથી સામાન્યતઃ સારી ગુજરાતી કવિતાઓ ભાવનાનુવાદો મોટે ભાગે હિંદીમાં જ મૂકશું.

'દેવીનું ખપ્પર'ની નીચેની કવિતાનો કવિશ્રી ખબરદારે પોતે જ હિંદીમાં અનુવાદ કર્યો છે, જે છાપતાં અમને આનંદ થાય છે.)

## દેવીનું ખપ્પર

: લાવણી :

ભર ભર મારું ખપ્પર, ભૈયા! હો ભારતના વાસી !
ઘરઘર ભીખું હરનિશ ફરતી, હું જુગજુગની પ્યાસી :
ખપ્પર ભરો ભરો હો !–

ક્ષણ ક્ષણ ગણતાં મન શોષાયું, શોષાયું તન ત્રાસી;
બાર બાર સૈકાથી ભટકું અરે અરે ઉપવાસી :
ખપ્પર ભરો ભરો હો ! ૧

અંજલિ નાખે, ખોબો નાખે, નાખે કો ભર પ્યાલી :
જુગસૂકું તળિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલી
ખપ્પર ભરો ભરો હો ! ૨

હો ભૈયા ! જુગના જુગ વીત્યા, હવે એ નહીં એ ચાલે :
નદ ઉલટાવો, સિંધુ ભરાવો —છલછલ ભરો ઉછાળે
ખપ્પર ભરો ભરો હો ! ૩

ગાજવીજ ને મૂશળધારે રેલ રેલ જગ છાતી :
એક ઝાપટે નવ ચોમાસું : વીર તૃષા ન છીપાતી,
ખપ્પર ભરો ભરો હો ! ૪

જ્યોતિ જ્યોતિ ઘર ઘર જો સળગ્યો, રોતી રોતી શું માગું ?
શિર કાપી ખપ્પરમાં નાખો, કરો કાળજું આઘું !
ખપ્પર ભરો ભરો હો ! ૫

એક કેસરીની ત્રાડે તો ભરી દીસે વનવસ્તી;
એક વીરરસની મસ્તીમાં કરુણતાણી ક્યાં હસ્તી ?
ખપ્પર ભરો ભરો હો ! ૬

અધઊઘડ્યાં છે દ્વાર પ્રભાનાં : હો ભૈયા ! ઝટ આવો !
ખપ્પર મારું ભરો વીરત્વે ! પૂર્ણ પ્રભા રેલાવો !
ખપ્પર ભરો ભરો હો ! ૭

અરદેશર ફરામજી ખબરદાર,

## देवी का खप्पर

भर, भर मेरा खप्पर, भैया ! भारत-भूमि-निवासी !
घर घर भीखुं अरहर भटकत, मैं युग युग की प्यासी !
खप्पर भरो भरो हो !

क्षण क्षण गिनते मन सोखत है, तन सोखत दुखत्रासी ;
बारह सदियों से भटकत हूँ, अरे अरे उपवासी !
खप्पर भरो भरो हो !

अंजलि डाले, करपुट डाले, डाले कोई प्याली ;
जुगसूखा पेंदा सोखत ले, खप्पर दीसत खाली !
खप्पर भरो भरो हो !

हे भैया ! युग के युग बीते, अभी न चाले ऐसा ;
नद उमड़ाओ, सिन्धु भराओ, छल छल छलके वैसा !
खप्पर भरो भरो हो !

गर्जन बिजली मुसलधार से जल जल विपुल बहाये ;
एक वृष्टि से नहीं चौमासा, वीर ! न तृषा बुझाये !
खप्पर भरो भरो हो !

ज्योति ज्योति घर घर सुलगी है, क्या रोती मैं माँगूँ ?
शीश काट खप्पर में डालो, रखो कलेजा आगूँ !
खप्पर भरो भरो हो !

एक केसरी के गर्जन से सब ही वन भर जाते ,
एक वीररस की मस्ती में कहाँ करुण की बातें ?
खप्पर भरो भरो हो !

अर्ध खुला है द्वार [illegible] ा ! झट आओ !
खप्पर मेरा भरो [illegible] प्रभा झलकाओ !
[illegible]र भरो भरो हो !

**ચાંદાને**

પ્રકૃતિદર્શનથી કવિહ્રદયમાં કાવ્યભાવના પ્રગટે એ સાવ સ્વાભાવિક છે. પરંતુ આ પ્રકૃતિદર્શનને કાવ્યમા વણી લેવાના વિધવિધ કીમિયાઓ છે. પ્રકૃતિનું કેવળ સરળ કથનાત્મક વર્ણન; રમણીય પ્રકૃતિ દ્રષ્ય નિહાળી હર્ષોન્મત્ત બની એ મુગ્ધતાનો પ્રકૃતિ દ્રષ્યને સંબોધીને પ્રાસાદિકપણે કાવ્યમાં થતો ઉદ્રેક; કાવ્યમાં આવતા ભાવોને અનુકૂળ પ્રકૃતિ દ્રષ્યનો પશ્ચાદભૂમિકા તરીકે ઉપયોગ અને, પ્રકૃતિના કોઈ દ્રષ્યને નિમિત્ત રાખી, એમાં માનવભાવ આરોપી એ દ્રષ્યના ને એની પારના નિગૂઢ તત્ત્વોનુ ચિંતન કરવુ તે. આમાં જેવી જેની હથરોટી અને પ્રકૃતિના સૌન્દર્યોને નિહાળવાની રસદષ્ટિ એવી અને એટલી એના પ્રકૃતિકાવ્યની કાવ્ય લેખે ઉચ્ચતા.

'ચાંદાને' કાવ્યમાં કવિ ચંદ્રદર્શનથી મુગ્ધ બની, એને સીધું સંબોધન કરી જરા થોભવાનું આમંત્રણ આપે છે. ક્ષણિક સૌન્દર્યનો બને તેટલો વધુ ઉપભોગ કરવાની માનવસહજ વૃત્તિથી. કાવ્યનો વિષય ખરેખર કાવ્યમય હોવા છતાં, પ્રથમ તો 'ચાંદાને' એ શીર્ષક જ જરાય કાવ્યમય નથી લાગતું. બીજુ આ પ્રકારના રાસમાં–સાચું પૂછાવો તો હરકોઈ ગેયઅગેય કાવ્યમાં શબ્દ માધુર્ય અને અર્થમાધુર્ય બન્નેનો સુભગ સમન્વય સાધવો જોઈએ. ગેયકાવ્યો અને રાસમાં આ જરૂરિયાત બેવડાય છે. પ્રાસ રચનાની જાળવણી એ રાસ અને ગેય કાવ્યોની જવાબદારી છે. રાસનો ઉપાડ નાટ્યાત્મક હોય : ચિત્રાત્મક હોય તો વધુ સારું. એનું ધ્રુવપદ શુદ્ધ કાવ્ય પંક્તિ તરીકે ને એમાં વ્યક્ત કરેલા ભાવ, કથન કે લાગણીની ચોટને લીધે અનુપમ જોઈએ. શબ્દોના પ્રલંબ સુરીલા સંગીતમય રણકાર સાથે કાવ્યનો ભાવ ઘૂંટાતો જતો હોય : કાવ્યમાં દોરવા ધારેલા ચિત્રની રેખાઓ ઉપસતી હોય: Sound અને Sense એક તાંતણે ગૂંથાતા હોય તો આજે લખતાં ગેયકાવ્યો, અને રાસો વગેરે આંખે દેખવાની વસ્તુ ન રહે; જનગણના કંઠ કલેજાં પર જ આધિપત્ય જમાવે !

આ કાવ્યની નીચેની પંક્તિઓ.

અનંતતાને આરેથી, ડુંગરની ધારેથી, અલ્યા ચાંદલિયા !
રેખા ધીરી ધીરી તાણ !

કવિમાં રહેલી સૌન્દર્યદષ્ટિ અને કથનમાં ઝમક આણવાની કુશળતા દાખવે છે: અને આમ જ, આવડે એવી ઉપાસના–અખંડ ઉપાસના–કર્યે જ કાવ્યકળાનો સાચો ચીલો આપોઆપ જડી જાય છે.

जनक

---

(મુખપૃષ્ઠ બીજાથી ચાલુ)

(૩) કવિ દલપતરામ (૪) આધુનિક કવિતા અને (૫) આધુનિક ગદ્ય.

પાંચે વ્યાખ્યાનોનો સાર દૈનિકપત્રોમાં છપાયો છે. વ્યાખ્યાનો છપાતાં આપણને એમનો મત, એમની ચોક્કસ માન્યતાઓ અને ચોક્કસ પુરાવાઓ સાથે જાણવાનો મળશે.

પહેલા વ્યાખ્યાનમાં એમણે સંસ્કૃતિનો પાયો માંસ મદિરા પર જ મૂક્યો ! માંસ મદિરામાં જ સંસ્કૃતિની સાત્વિકતા ! અને તે યે બબ્બે કલાક સુધી એ માંસ મદિરાની જ વાત !

એઓએ જણાવ્યું તેમ એમણે એમનુ પોતાનું કશું જ કહ્યું નથી. પણ જે મળ્યું તે જ જણાવ્યું છે.

'નર્મદ' પરનું ભાષણ તો શ્રી. સંજાણાની પરાકાષ્ઠા હતી. એમની વિદ્વતા અને શક્તિનું–એમની નીડરતા અને વિશાળ ભાવનાનું એ ભાષણમાં માપ હતું ! 'નર્મદ' ખરેખર આવો હતો એ તો ગુજરાત જાણતું જ નહોતું ! પોતાનું હોય તેને કોણ જાણે ? શ્રી સંજાણાએ નર્મદની જે વિગતો રજુ કરી તે તો જગજાહેર હતી. નર્મદના સંજોગો–નર્મદનો જમાનો–એ જોવાની શ્રી સંજાણાએ પરવા કરી નથી.

'અર્વાચીન ગુજરાતી ગદ્ય' એટલે મુનશી ! એ જ એમનો મત હતો કે શુ ? મુનશીની ભૂલો વગર એમના મહામૂલા વ્યાખ્યાનમાં બીજું હતું શુ ? મુનશીની એક લીટીમાં ત્રણ શબ્દોમાં ત્રણ ભૂલો ! ડૉ. તારાપોરવાળા 'Gujarat & its literatureમાં લખે છે કે મુન્શી તો સર્વશ્રેષ્ઠ ગદ્યકાર છે.' આ વિધાન તદ્દન ખોટું છે ?

શ્રી સંજાણાએ ગદ્યની કસોટી માટે શા નિયમો રાખ્યા છે તે જાણ્યા સિવાય આપણે આ વિષે કશી ટીકા કરી શકીએ નહિ. શ્રી મુનશીએ ગુજરાતી સાહિત્યમા પાંચ પંદર જ લીટીઓ લખી છે એમ તો શ્રી સંજાણા નહિ જ માનતા હોય. મુનશીએ તો ગુજરાતી ગદ્યને સમૃદ્ધ કર્યું છે. મુનશીએ હજારો પાનાંઓ લખ્યાં છે તેમાં આ એક જ લીટીમાંની ત્રણ ભુલો કે ત્રીસ લીટીઓમાંની ૩૦૦ ભૂલો શું સમર્થ ગદ્યસ્વામી ન કહેવડાવી શકે ? મુનશીના ગદ્યમાં તેજ છે–આર્થર ક્વીલર કુચ જેવા સમર્થ વિવેચકની ગદ્યની વ્યાખ્યાના ધોરણે પણ મુનશી ધુરંધર ગદ્યલેખક છે. શ્રી સંજાણાએ જણાવ્યુ કે શ્રીમતી લીલાવતી મુનશી શ્રી કનૈયાલાલ મુનશી કરતાં સારું ગદ્ય લખે છે. પણ ગદ્ય પર બોલતાં ગાંધીજી, ધૂમકેતુ, અને કાકાસાહેબને કેમ ભૂલ્યા ? શું એમના ગદ્યમાં કશું જ નહોતું ?

શ્રી સંજાણાની વિદ્વત્તા માટે અમને માન છે. એઓ એક પારસી હોવા છતાં જે વિદ્વત્તા જાળવી રહ્યા છે તે બદ્દલ અમારાં હાર્દિક અભિનંદનો ! પણ આવા વિચિત્ર મતોથી માત્ર ન્યૂનતા દર્શક વિવેચન નહિ સાહિત્યનો ઉદ્ધાર કરી શકશે કે નહિ શ્રી સંજાણાનો ઉદ્ધાર કરી શકશે ! યુનિવર્સિટીના એક પ્રતિનિધિ તરીકે બોલતાં શ્રી ઝવેરીએ શ્રી. સંજાણાને વ્યાખ્યાનમાળા આપવામાં ગૌરવ માન્યું હતું. અલબત્ત, ગૌરવ લેવા જેવું જ છે–ગુજરાત ગૌરક્ષક છે માટે ગૌહત્યા કરનારાઓ શોધવાનું કામ યુનિવર્સિટીએ ગૌરવપૂર્વક કર્યું છે ને !

# છીપ અને મોતી

## ઉપાલંભ

મને વિજનનો પ્રિયે તરવરાટ હૈયે વસ્યો,
જનોદધિ તને વળી હરહમેશ આકર્ષતો,
મને નવ ગમે જરી લપનપાટ એ રોજનો,
પરંતુ તુજને સદા અકથ મોહ એથી થતો

પ્રિયે ડળીમળી સદા સ્વજન સાથ રે'વા કહે,
નિગૂઢ તરુછાય પાસ મન મારું જાવા ચહે,
કમાન બહુ ખેંચતા શિથિલ થાય જેવી રીતે
થયો મન વિષે હુયે શિથિલ એમ ખેંચાણથી

કર્યો સગ સાથ રોજ મળતો જતો નાસી તે
ફળી યતનફાનશી તુજ પ્રિયે મનોકામના
પરંતુ તુજથીય શું નહિ કરી શકાયું, પ્રિયે
ન'તું સ્મિત વિલોલ ત્યાં, રુદન કારમું ત્યાં હતું ?

થએલ પ્રિય વ્યર્થ ત્યાં સકલ માહરા સર્જનું
અબોલ અવિરામ એ રુદન સાંભળ્યું તે નહિ ?

'વડવાનલ'

✿

## "ચાંદાને"

[ રાસ ]

ઊંચા ઊંચા કૈં આભલા ને ઊંચા ગગનના ઘાટ, અલા ચાંદલિયા !
કઈ ઊંડા તેમાં ત્હારા વાસ
જાતા જાતા ઘડીક થોભતા જા !

ઝળકતી પાંપણો ને ચળકતી પાંખડી, અલા ચાંદલિયા !
ફૂલ ફૂલડે ઉડે છે તુજ બાણ
જાતા જાતા ઘડીક થોભતો જા !

વાજે છે દિવ્યતાની વાંસળી, અલા ચાંદલિયા !
કઈ જામે છે રસિયાના રાસ
જાતા જાતા ઘડીક થોભતો જા !

અનંતતાને આરેથી, હુંગની ધારેથી, અલા ચાંદલિયા !
રેખા ધરી ધીંગી તાણ !
જાતા જાતા ઘડીક થોભતો જા !

રૂપાળા રસાળા, આત્મા ડોલનારા, અલા ચાંદલિયા !
ઝરણે ઝરણે પ્રગટે છે પ્રાણ
જાતા જાતા ઘડીક થોભતો જા !

મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

ઉપાલંભ પ્રણયકાવ્યોએ ગુજરાતી કાવ્યસાહિત્યમાં અધઝાઝેરું સ્થાન રોકી લીધું છે એ સારું થાય છે કે ખોટું એ વસ્તુસ્થિતિ તો આપોઆપ જ સમજાય તેવી છે

'ઉપાલંભ' કાવ્યનો વિષય પણ આ પ્રકારનો છે કવિ સાચી રીતે કહીએ તો નાયક એકલસંગ સ્વભાવનો છે એને વિજનતા ગમે છે એની પ્રિયાને જનોદધિ આકર્ષે છે કુટુંબ મિત્રો સ્વજનો એમાં એ બધાંઇ રહેવા માગે છે તે નાયકને પણ એ જ માર્ગે દોરે છે નાયક બિચારો પોતાની મરજી વિરુદ્ધ ભાવના વિરુદ્ધ પ્રિયાની ઇચ્છાને અનુસરે છે ને પરિણામે પ્રિયા હર્ષ પામે છે પરંતુ આથી નાયકનું હૃદય સદાય ચણચણે છે નાયિકા નાયકનો વિષાદ કળી શકતી નથી અને એને સાચો હર્ષભાવ ગણે છે એ બન્નેનું ખરેખર કારુણ્ય છે ને આખા પદ્યખંડમાં ખરેખર કવિતા આ ભાવમાં જ છે

કાવ્યમાં પ્રાસાદિકતા છે પણ કથનની ચમક નથી વધુમાં વિષય ચવાયેલો હોઈ કાવ્ય ફીકું લાગે છે ત્રીજી પંક્તિમાં આવતો 'લપનપાટ' શબ્દ છંદોરચનાએ યોગ્ય રીતે ગોઠવાય છે એટલી ઉપયોગિતા સાધે છે એ સિવાય કાવ્યના ગંભીર ભાવને હળવો પટ આપી દે છે જે બરાબર નથી ચૌદ લીટીના કાવ્યમાં પાંચ વાર પ્રિયા શબ્દનું પુનરુચ્ચારણ થાય છે એ કાંઈ નાયકની પ્રિયા પ્રત્યેની આસક્તિ નથી દાખવતું કવિના ભાષાનજીવનની ને છંદોરચનાના ભાવ વ્યક્ત કરવાના વાહન તરીકે યોગ્ય રીતે વાપરવાની બિનઆવડત છતી કરે છે સ્વપ્ન પત્ની જેવા તત્સમ્ શબ્દો ખાસ વિશિષ્ટતા બતાવ્યા વિના નિરર્થક ભરચકાઇને વિરૂપ થયા છે 'એ' 'ય' 'યે' જેવા અર્થદૃષ્ટિએ નકામા એવા પુષ્ટપૂરક શબ્દો પણ ઠીક રાખ્યામાં છે

પૃથ્વી છંદ ક્લિષ્ટતા ને દુર્બોધિતાના પર્યાય શબ્દ લેખે લગભગ રૂઢ થઈ ગયેલ છે–થતો જાય છે આ કવિ એમાંથી ઉગરી જાય છે એ એમની ફત્તેહ છે આખા કાવ્યમાં એક જ ભાવ સાદી સીધી ને સરળ રીતે વહ્યો જાય છે

એમ પ્રશ્ન થાય છે જનોદધિને મળવામાં કવિના સર્વ સ્વપ્નો નષ્ટ થતાં હોય તો એમાં ગૌરવ કરવા જેવું શું છે ? એમાં નથી કવિનું કે નથી કવિતાનું કલ્યાણ સાચું સાહિત્ય તો જીવનનું જનતાના મનોભાવનું પ્રતિબિંબ અને પ્રેરક બળ બન્ને બની રહે જીવનને સાહિત્ય ઘડે ને સાહિત્યને જીવન ઘડે જેમ જીવનની ને જનતાની ઉપાસના ઊંડી અને ઉદાત્ત એમ કવિતા અને કવિનો સાહિત્યકારનો વિકાસ પણ ઉન્નત એના જ જેવું ક્યાં સુધી સાહિત્ય કે કવિતાનો ઉપયોગ Escape from life માટે કર્યે કેમ ચાલે ? હું કવિને આ દૃષ્ટિબિંદુની વિચારણા, ને બને તો આરાધના કરવા આગ્રહ કરું છું

**ચાંદાને**

પ્રકૃતિદર્શનથી કવિહૃદયમાં કાવ્યભાવના પ્રગટે એ સાવ સ્વાભાવિક છે. પરંતુ આ પ્રકૃતિદર્શનને કાવ્યમાં વણી લેવાના વિધવિધ કીમિયાઓ છે. પ્રકૃતિનું કેવળ સરળ કથનાત્મક વર્ણન: રમણીય પ્રકૃતિ દ્રશ્ય નિહાળી હર્ષોન્મત્ત બની એ મુગ્ધતાનો પ્રકૃતિ દ્રશ્યને સંબોધીને પ્રાસાદિકપણે કાવ્યમાં થતો ઉદ્રેક; કાવ્યમાં આવતા ભાવોને અનુકૂળ પ્રકૃતિ દ્રશ્યનો પશ્ચાદભૂમિકા તરીકે ઉપયોગ અને, પ્રકૃતિના કોઈ દ્રશ્યને નિમિત્ત રાખી, એમાં માનવભાવ આરોપી એ દ્રશ્યના ને એની પારના નિગૂઢ તત્ત્વોનું ચિંતન કરવુ તે. આમાં જેવી જેની હથરોટી અને પ્રકૃતિના સૌન્દર્યોને નિહાળવાની રસદૃષ્ટિ એવી અને એટલી એના પ્રકૃતિકાવ્યની કાવ્ય લેખે ઉચ્ચના.

'ચાંદાને' કાવ્યમાં કવિ ચંદ્રદર્શનથી મુગ્ધ બની, એને સીધું સંબોધન કરી જરા થોભવાનું આમંત્રણ આપે છે. ક્ષણિક સૌન્દર્યનો બને તેટલો વધુ ઉપભોગ કરવાની માનવસહજ વૃત્તિથી. કાવ્યનો વિષય ખરેખર કાવ્યમય હોવા છતાં, પ્રથમ તો 'ચાંદાને' એ શીર્ષક જ જરાય કાવ્યમય નથી લાગતું. બીજુ આ પ્રકારના રાસમાં–સાચું પૂછાવો તો હરકોઈ ગેયઅગેય કાવ્યમાં શબ્દ માધુર્ય અને અર્થમાધુર્ય બન્નેનો સુભગ સમન્વય સાધવો જોઈએ. ગેયકાવ્યો અને રાસમાં આ જરૂરિયાત બેવડાય છે. પ્રાસ રચનાની જાળવણી એ રાસ અને ગેય કાવ્યોની કસોટી છે. રાસનો ઉપાડ નાટ્યાત્મક હોય : ચિત્રાત્મક હોય તો વધુ સારું. એનું ધ્રુવપદ શુદ્ધ કાવ્ય પંક્તિ તરીકે ને એમાં વ્યક્ત કરેલા ભાવ, કથન કે લાગણીની ચોટને લીધે અનુપમ જોઈએ. શબ્દોના પ્રલંબ સુરીલા સંગીતમય રણકાર સાથે કાવ્યનો ભાવ ઘૂંટાતો જતો હોય : કાવ્યમાં દોરવા ધારેલા ચિત્રની રેખાઓ ઉપસતી હોય: Sound અને Sense એક તાંતણે ગૂંથાતા હોય તો આનંદ લખતાં. ગેયકાવ્યો, અને રાસો વગેરે આંખે દેખવાની વસ્તુ ન રહે; જનગણના કંઠ કલેવર પર જ આધિપત્ય જમાવે !

આ કાવ્યની નીચેની પંક્તિઓ.

અનંતતાને આરેથી, ડુંગરની ધારેથી, અલ્યા ચાંદલિયા !
રેખા ધીરી ધીરી તાણ !

કવિમાં રહેલી સૌન્દર્યદૃષ્ટિ અને કથનમાં ઝમક આણવાની કુશળતા દાખવે છે: અને આમ જ, આવડે એવી ઉપાસના–અખંડ ઉપાસના–કર્યે જ કાવ્યકળાનો સાચો ચીલો આપોઆપ જડી જાય છે.

જનક

---

(મુખપૃષ્ઠ બીજાથી ચાલુ)

(૩) કવિ દલપતરામ (૪) આધુનિક કવિતા અને (૫) આધુનિક ગદ્ય.

પાંચે વ્યાખ્યાનોનો સાર દૈનિકપત્રોમાં છપાયો છે. વ્યાખ્યાનો છપાતાં આપણને એમનો મત, એમની ચોક્કસ માન્યતાઓ અને ચોક્કસ પુરાવાઓ સાથે જાણવાનો મળશે.

પહેલા વ્યાખ્યાનમાં એમણે સંસ્કૃતિનો પાયો માંસ મદિરા પર જ મૂક્યો ! માંસ મદિરામાં જ સંસ્કૃતિની સાત્વિકતા ! અને તે યે બબ્બે કલાક સુધી એ માંસ મદિરાની જ વાત !

એઓએ જણાવ્યું તેમ એમણે એમનું પોતાનું કશું જ કહ્યું નથી. પણ જે મળ્યું તે જ જણાવ્યું છે.

'નર્મદ' પરનું ભાષણ તો શ્રી. સંજાણાની પરાકાષ્ઠા હતી. એમની વિદ્વતા અને શક્તિનું–એમની નીડરતા અને વિશાળ ભાવનાનું એ ભાષણમાં માપ હતુ ! 'નર્મદ' ખરેખર આવો હતો એ તો ગુજરાત જાણતું જ નહોતું ! પોતાનું હોય તેને કોણ જાણે ? શ્રી સંજાણાએ નર્મદની જે વિગતો રજુ કરી તે તો જગજાહેર હતી. નર્મદના સંજોગો–નર્મદનો જમાનો–એ જોવાની શ્રી સંજાણાએ પરવા કરી નથી.

'અર્વાચીન ગુજરાતી ગદ્ય' એટલે મુનશી ! એ જ એમનો મત હતો કે શું ? મુનશીની ભૂલો વગર એમના મહામૂલા વ્યાખ્યાનમાં બીજું હતુ શુ ? મુનશીની એક લીટીમાં ત્રણ શબ્દોમાં ત્રણ ભૂલો ! ડૉ. તારાપોરવાળા 'Gujarat & its literatureમાં લખે છે કે મુન્શી તો સર્વશ્રેષ્ઠ ગદ્યકાર છે. આ વિધાન તદન ખોટું છે ?

શ્રી સંજાણાએ ગદ્યની કસોટી માટે શા નિયમો રાખ્યા છે તે જાણ્યા સિવાય આપણે આ વિષે કશી ટીકા કરી શકીએ નહિ. શ્રી મુનશીએ ગુજરાતી સાહિત્યમા પાંચ પંદર જ લીટીઓ લખી છે એમ તો શ્રી સંજાણા નહિ જ માનતા હોય. મુનશીએ તો ગુજરાતી ગદ્યને સમૃદ્ધ કર્યું છે. મુનશીએ હજારો પાનાંઓ લખ્યાં છે તેમાં આ એક જ લીટીમાંની ત્રણ ભુલો કે ત્રીસ લીટીઓમાંની ૩૦૦ ભૂલો શું સમર્થ ગદ્યસ્વામી ન કહેવડાવી શકે ? મુનશીના ગદ્યમાં તેજ છે–આર્થર ક્વીલર કચ જેવા સમર્થ વિવેચકની ગદ્યની વ્યાખ્યાના ધોરણે પણ મુનશી ધુરંધર ગદ્યલેખક છે. શ્રી સંજાણાએ જણાવ્યું કે શ્રીમતી લીલાવતી મુનશી શ્રી કનૈયાલાલ મુનશી કરતાં સારું ગદ્ય લખે છે. પણ ગદ્ય પર બોલતાં ગાંધીજી, ધુમકેતુ, અને કાકાસાહેબને કેમ ભૂલ્યા ? શું એમના ગદ્યમાં કશું જ નહોતું ?

શ્રી સંજાણાની વિદ્વત્તા માટે અમને માન છે. એઓ એક પારસી હોવા છતાં જે વિદ્વત્તા જાળવી રહ્યા છે તે બદલ અમારાં હાર્દિક અભિનંદનો ! પણ આવા વિચિત્ર મતોથી માત્ર ન્યૂનના દર્શક વિવેચન નહિ સાહિત્યનો ઉદ્ધાર કરી શકશે કે નહિ શ્રી સંજાણાનો ઉદ્ધાર કરી શકશે ! યુનિવર્સિટીના એક પ્રતિનિધિ તરીકે બોલતાં શ્રી ઝવેરીએ શ્રી. સંજાણાને વ્યાખ્યાનમાળા આપવામાં ગૌરવ માન્યું હતું. અલબત્ત, ગૌરવ લેવા જેવું જ છે–ગુજરાત ગૌરક્ષક છે માટે ગૌહત્યા કરનારાઓ શોધવાનું કામ યુનિવર્સિટીએ ગૌરવપૂર્વક કર્યું છે ને !



ઇન્સ્યુરન્સ કું. લી.
૩૧૫/૩૨૧, હૉર્નબી રોડ, કોટ, મુંબઈ
શાખાઓ કરાચી, વેરાવળ પોરબંદર

# अस्मदीयम्

## સ્વ. શ્રી અંબાલાલ જાની

જૂના સાક્ષરયુગના અને વિદ્યાવ્યાસંગના પ્રતિનિધિરૂપ શ્રી અંબાલાલ બુલાખીરામ જાની તા ૨૮મી માર્ચે અવસાન પામ્યા છે તેમના જવાથી ફાર્બસ ગુજરાતી સાહિત્યસભાએ પોતાનો ઉત્સાહી અને પીઢ મંત્રી ગુમાવ્યો છે ગુજરાતે એક વિદ્વાન અભ્યાસી ખોયો છે તેમના સ્નેહી અને મિત્રોએ સરલ, માયાળુ અને નિરભિમાન પ્રકૃતિનો સાથી ગુમાવ્યો છે

શ્રી અંબાલાલ જાની નડિયાદની ચાલી આવેલી વિદ્વત્પરંપરાના પ્રતિનિધિ જેવા હતા તેમ છતા બહુ ગવાયેલી કહેવાતી નડિયાદી ત્રુટિઓનો તેમનામા અભાવ હતો તેથી જ તેઓ અભ્યાસી વર્ગમા તેમજ આસપાસના પરિચિત લોકસમૂહમા પ્રિય થઈ પડયા હતા

સાહિત્ય પરિષદ સાથેનો તેમનો સબંધ જાણીતો છે એ સંસ્થાની પ્રવૃત્તિઓની અભિવૃદ્ધિમા તેમણે નિષ્ઠા અને શ્રમપૂર્વક ફાળો નોધાવ્યો છે સાહિત્ય પરિષદની ફરજ છે કે તે સ્વ જાનીના અવસાનની માત્ર નોધ લઈ શ્રદ્ધાજલિ અર્પી અટકી ન રહે પરતુ તેમની કશીક કાયમી સ્મૃતિ કરે કે જેને પરિણામે તેમણે ચલાવેલ પ્રાચીન કાવ્યસાહિત્યના અભ્યાસ અને સશોધનની પરંપરા કાયમ રહે

સ્વર્ગસ્થના જીવન અને ચરિત્ર સબધમા ગુજરાત મહાગુજરાતના સામયિકો પત્રો સસ્થાઓ અને વ્યક્તિઓએ તેમને યોગ્ય અજલિ અર્પી છે અમે પણ આ નોધ દ્વારા એ માન અને આદરભરી અજલિમા અમારો કણ નાખીએ છીએ

## જ્યોતિર્ધર શ્રી આનદશંકરભાઈ

શ્રી જાનીના અવસાન બાદ તુરત કેવળ ગુજરાતી સાહિત્યને જ ભારે ખોટમા મૂકી દે તેવુ નહીં પરતુ સમસ્ત ગુજરાતના સસ્કારજીવનમા વર્ષો સુધી ખોટ સાલે એવુ શ્રી આનદશંકરભાઈના અવસાનની બનતા પામ્યુ છે

તેઓ ખૂબ પરિપક્વ અવસ્થાએ મરણશરણ થયા છે એટલે તેમના મૃત્યુનો શોક કરવાનો હોય નહીં તેમનો અથાગ વિદ્યાવ્યાસગ તેમની સુભગ સમન્વયશક્તિ તેમની મૂગી માધુર્યભરપૂર તેજસ્વિતા તેમની પ્રાચીન અને અર્વાચીનના પૂલ જેવી બનવાની અપૂર્વ આવડત શિક્ષણ સાહિત્ય, વિવેચન અને તત્વજ્ઞાનાદિના ક્ષેત્રમા કેવળ ગુજરાતમા જ નહીં પણ ગુજરાત બહાર પણ પોતાની કાયમી સેવા અને વારસો મૂકી જવાની સિદ્ધિ—એ બધુ આપણે ફરી ફરી સ્મરવુ રહ્યુ છે અને તેમાથી આપણુને અનુરૂપ મારવવુ રહ્યુ છે[1]

આચાર્ય, ગહન વિદ્વાન અને તત્ત્વજ્ઞ, અનેક ભાષા અને સાહિત્યના જ્ઞાતા અને રસિક મર્મવિદ, સમર્થ શૈલીકાર નમૂનેદાર ગભીર ગૌરવશીલ ગદ્યના સ્વામી અને વિવેકશીલ વિવેચક, સામાજિક અને રાજકીય બાબતોમા હરેક જૂના અને નવાના પૂલ જેવા શ્રી આનદશંકરભાઈ ગુજરાત અને હિંદને માથેથી અસ્ત પામ્યા છે

એમનુ જીવવુ ધન્ય છે કારણ કે એમણે શાત સ્મિત ભરી મુદ્રાએ જ મૃત્યુને આવકાર્યું છે એમની વિદાયથી રડતા અસ્પૃષ્ટ એવા અનેકની આખોમા વિયોગ અને વેદનાની ઝલક દેખાઈ છે કબીરે કહ્યુ છે કે

જબ તુમ આયે જગતમે, લોક હસે તુમ રોય
ઐસી કરની કર ચલો તુમ હસે જગ રોય

મહાન કબીરની આ ઉક્તિને શ્રી આનદશંકરભાઈએ પોતાને વિશે સર્વથા સત્ય પાડી બતાવી છે

## 'નવચેતન'નો વનપ્રવેશ અક

ગયા અકની અસ્મદીયમની કટારોમા અમે શ્રી ચાપશી ઉદ્દેશીને તેમની એકાવનમી વર્ષગાઠ પ્રસગે અભિનદનો આપી ચૂક્યા છીએ આ પ્રસગને અનુરૂપ બની રહે અને ગુજરાતી વૃત્તપત્રકારિત્વના ક્ષેત્રમા નવન ભાત પાડે એવો એપ્રિલ માસનો 'નવચેતન'નો આખો અક તેમણે તેમની કલમથી જ આલેખી પ્રસિદ્ધ કર્યો છે આ અકમા તેમણે કવિતા નાટક, વાર્તા હાસ્ય વગેરે બધા લલિત સાહિત્યના પ્રકારો પર હાથ અજમાવવા કોશિશ કરી છે અને ફળરૂપે જૂદા જૂદા વિષયો પર લખાણો થયા છે અલબત્ત આનો અર્થ એ નથી કે આ બધા લખાણો અનતિમ છે પરતુ આ પ્રકારનો નવીન ભાત પાડતો પ્રયત્ન અમારી જાણ મુજબ આપણે ત્યા અવશ્ય પ્રથમ છે તેમ તેઓ બધા રસોમા વૃમી શકે છે એ પણ નિર્વિવાદ છે

લડાઈ અગે કપરી મોઘવારી છતા અનેક મુશ્કેલીઓનો સામનો કરી સફાઈદાર મુદ્રણ અને ચિત્રયુક્ત 'વનપ્રવેશાક' આપવા બદલ અમે શ્રી ચાપશીભાઈને ફરીવાર અભિનદન અર્પીએ છીએ

## એની એ વાત

લડાઈના કપરા સજોગોમા કાગળની અને બીજી મોઘવારી કોઈપણ પત્રને થથરાવી મૂકે એવી છે તો પછી કેવળ કવિતાના વિષયના આવા એકાગી માસિક પત્રને તો મુશ્કેલીના ભાગ જ છે

કાગળની મોઘવારીને કારણે કવિતા કઠિન પરિસ્થિતિમાથી પસાર થઈ રહ્યુ છે આ પરિસ્થિતિમા અમે અમારા શુભેચ્છકો અને ગ્રાહકોના સહાય અને સહકાર માગીએ માગીએ છીએ

પરિસ્થિતિને પહોચી વળવા આવતા ઓગસ્ટથી એટલે કે બીજા વર્ષના પ્રારભથી અમે લવાજમના દર વધારવા ઇચ્છીએ છીએ તેમજ જરૂર લાગ્યે માસિકના કદ અને આકારમા પણ

(સાંધણ માટે જુઓ પાનુ ૧૩૮)

[1] આનદશંકરભાઈને ગાધીજી અને માલવીયાજીથી
ની મોટી શક્તિ વ્યક્તિ અને વિભૂતિઓએ યોગ્ય
જગતના લખનખતા જ્યોતિર્ધરસમા
સી જનની ભવ્ય છતા અને સૌમ્ય
અને અનુકરણ અર્થે પ્રેરણા
અને બીજા જા સફળ શિક્ષણશાસ્ત્રી ઉત્તમ

*—પ્રકાશક નગરલાલ મૂળચંદ

વાર્ષિક લવાજમ
રૂપિયા દોઢ
દેશમાં

# કુ * વિ * તા

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

: તંત્રીઓ :
ઈન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

એપ્રિલ-મે ૧૯૪૨ જોડિયો અંક વર્ષ : ૧ : અંક ૯-૧૦

## સખિને

(અનુષ્ટુપ-શાલિની)

આવે તો આવજે મારે આંગણે સખિ ! આજ તું;
વર્ષે તો વરસી જાજે, થઈને પારિજાત તું.
જોઉં ખીલ્યાં પુષ્પ ગુલાબકેરાં
ડાળે ડાળે માત્ર બેચાર ક્યાંઈ,
ભાળું બીજાં ફૂલ હું મોગરાનાં
ઝૂલી રે'તાં પાંચ પચ્ચીસ આહીં—
છાતીપૂરે વીણવાં માહરે તે.

ને હું બીજાં માલતી જૂઈ કેરાં
પેખું પુષ્પો ડોલતે ડોલરોને;
લેવા જાઉં ખોબલે, કેટલાં રે !
નીચાં નામી વીણવાં માહરે તે ?

તેથી તુંને વીનવું છું સખિ! હું :
આવે જો તું માહરે આંગણે તો—
ના, તું વ્હાલી ! આવજે મોગરો કે
થૈને ચંપો, જૂઈ કે માલતી કૈં
વા થૈ ગુચ્છો ફૂલ ગુલાબકેરો.

*

હું તો નિત્યે પ્રાતરે જોઉં પેલું,
ઊંડું ધારી મૌન પ્રેમાભિજાત્ય
વર્ષાવંતું લક્ષ કૈં ફૂલરાશિ—
છાનાં છાનાં ગુંજનો મંદ્ર ગાઈ
પ્રેમોર્મિએ પૃથ્વીપ્રત્યંગ છાઈ
ઊભું વ્હાલી ! વૃક્ષ આ પારિજાત.

તેથી તુંને વીનવું આજ વ્હાલી !
આવજે આવજે મારે જીવને સખિ ! આજ તું;
જજે વર્ષી, જજે ફોરી, થઈને પારિજાત તું !

રતુભાઈ દેસાઈ

# આવ, અંધારી રાત!

અંધારી રાત! ઓ રે! અંધારી રાત!
શ્યામા! તું આવ, કહું હૈયાની વાત.

સૂરજના તેજપુંજ
રઢિયાળાં વૃક્ષકુંજ
સાગરહિલ્લોળગાન
પ્રેમલ ગીતોનાં પાન
કવિગણુની ગાયેલી
સુખીજનની માણેલી, મધુચદાનાં મારે શાં છે કામ?

આવ! અંધારી રાત!
દિવસે નવ જંપ હાય! કામો ઢગબંધ,
દેવાંશી શેઠ કહે: "રાખો ખૂબ ખંત
નહિ તો તમ સેવાનો સમજોને અંત."
અંગો થડકંત હાય! કાયા કંપંત!

મિસ્કીનની હમદર્દ ઓ, અંધારી રાત,
જઈ કોને બોલું હું? દિલ કયારે ખોલું હું?
ખોલું તો જોઉં હું દીઠું તૂટેલું
ભીંસે ભીડેલું, જનહૈયું કચરેલું;
માનવનાં રક્ત, આંસુ શેણે હું તોલું?

અંતરનાં ગૂઢ દ્વાર આજે તું ખોલ,
મૂગી મધરાત! તુજ વાચા તું બોલ.
જુગજુગના સંભળાવ અનુભવના બોલ
ધરતીની દર્દઘેરી ગાથા કંઈ ખોલ.

મિસ્કીનનાં આંસુ ને મુફલિસનાં દર્દની,
પરકારણ રોજ મોત ભેટંતા મર્દની,
ઊંડેરા ઘાવોની, સૈકાની 'આહો'ની
સાક્ષી તું માનવના રૂંધેલા રાહોની.

કોણે નિજ હાડપુંજ હિમાળા પથ્થરોની
પગથી પર ગાળ્યા ગોદે તારી પોઢી?
વસ્ત્રો વિણુ કંપતાં
ઘડી યે ના જંપતાં
ભૂખ્યાં જન પેટમાંહી ગોઠણિયા ગોઠવી
જઠરાગ્નિ જ્વાળ ઠારવામાં 'આં ઓગળી!

કોણે છોડયા છે પ્રાણ કૂવે તળાવે?
પોઢયા છે કોણ કો સમદરની પાળે?
શેકાયા કોણ રોજ હૈયાવરાળે?
ધનિકોને કાજ હાડ ગાળે ઓગાળે—
એવા છે કોણ કહે, અંધારી રાત!

હૈયાના બોલ એક બોલ ઓ, સુજાત!
માલીકના દ્રવ્યયંત્ર કાજે ઓ! રાત!
ધરતીપે શોણિત શેં વહેતું પુરપાટ?
આકાશી મોતના શેં ઘેરા ઘુઘવાટ?
ને ક્રોડો કપાય, ચૂરેચૂરા કૈં થાય છે.
ભીંસાતા, રોળાતા, નીચે ચગદાય છે.
અંધારી રાત! કહે આ શો ઉત્પાત?

આવ અહીં આવ જરી મૂગી મધરાત!
ઘેરી ઘનઘોર બની કાલાન્તિક રાત!
આવ સાથે લાવ, ઝંઝાવાતો, પ્રપાત,
ઘેરાં ગર્જન અને ભીષણ ઘુઘવાટ.
ને અંધારી રાત! કહી જાજે આ વાત
થાશે શતરંગી ત્યારે સોનલપરભાત!

ચંદ્રવદન શુકલ

## કસબી

મંદિરિયામાં નથી રે મારાથી રે'વાતું.
પરની પછેડીની સોડ ગમે શાને ?
શાને ગમે પરનું ભાતું ?
ચરણામૃત ગણી આંસુ પીતાં સૌએ
પાપને માને પનોતું.
મંદિરિયામાં નથી રે મારાથી રે'વાતું   ૧
વીંઝણાના વાયુ મને વિષડંખ દેતા
ભડકા જેવી સોનાભીંતું;
હૈયું બળે ત્યારે લાવે નાવણકુંડી
જમડાની જાણે જમાતું.
મંદિરિયામાં નથી રે મારાથી રે'વાતું   ૨
ગીત ગળામાંથી ખૂટ્યાં ગોવિંદનાં
તૂટી તબૂરાની તાંત્યું;
તાર અખંડિત રે'શે ભગત એનો
કસબી બનીને જેણે કાંત્યું.   ૩
મંદિરિયામાં નથી રે મારાથી રે'વાતું.

મંગળપ્રસાદ જોષી

## ઘુઘવાટ

અરે, જે આંખોમાં પુલકિત કલા મેં મયૂરની
નિહાળી, ને એની અલકલટની પિચ્છકલગી
સમારી, કો ઊંડા હૃદય ધબકારે સ્વપનના:
કશે ભૂલાયે એ જીવન નિમિષો ચેતનભરી ?
વહે છે જેના એ સ્મરણપર આયુષ્યસરિતા
વટાવી સૌ છો એ નિજ જલધિહૈયે વિરમતી.

અહીં ખીલે ફૂલો સુમધુર સુવાસે છલકતાં,
ભલે ચૂંટાયે વા ક્ષુભિત કરમાઈ ખરી પડે;
પરંતુ આ વેલી નિયત ગતિચક્રે ધૃતિમના
હસે છે જો કેવી નિજ પ્રતિવસંતે કુસુમિતા !

પહોંચે કાંઠે કે અધવચ તુફાને ગરી પડે
હજારો નૌકા, એ મન ન ધરતો સિન્ધુ ઘુઘવે.
તુફાનો થાતાં છો જીવન બહિરંગે; પણ મને
અલિપ્તાત્માને તો તવ સ્મરણનાં

મોહન સૂચક

## એ મૃત્યુ પામ્યો !

એ મૃત્યુ પામ્યો !
પચ્ચીશીના ઉંબરમાં પ્રવેશતાં,
આ જીંદગીપિંજરને વિછોડી;
ઉડી ગયું પ્રાણનું પંખી એનું
ક્યાં કોણ જાણે; સહુ જાણતાં એ
અહ, મૃત્યુ પામ્યો !   ૬

આ ઘા સહી વૃદ્ધ પિતા ઢળી પડે,
છાતી ફૂટી રાંકડી માત તો રડે !
ને પારકે ઘેર પળેલ બ્હેની
સ્મરી સ્મરી કૈં હીબકાં ભરી રહે !
ને પારકી કો ગભરુ શી કન્યા
—એનો ગ્રહી હસ્ત ઉભી ભરોસે—
રે, એની તો જીંદગી ઝેર કીધી !   ૧૩

ના, ગોઠિયો, બંધુ; ન ઓળખીતો
મારો હતો કે અવસાન એનું
સ્મરી; વહાવી ઉરધાર નેનથી,
હું થાઉં દુઃખી....   ૧૭

ન કેમ દુઃખી હું ? અરે રડો નહીં !
એ હીબકાં આ શ્રવણે પડો નહીં !
રે ! નેન ભીનાં નજરે તરો નહીં !
આ અંતરે વ્યર્થ વ્યથા ભરો નહીં !   ૨૧

છતાંય નિત્યે ખટકે ઉંડે મને
મર્માંતરે પ્રશ્નકણી અદીઠી :

માબાપ ને બ્હેન રડી રડીને
અખંડ હૈયે સ્મૃતિને ટકાવશે;
વ્યથા પરંતુ ક્યમ એ શમાવશે
—એ કંકણો નંદવવાની સાથે—
જેણે દીધું નંદવી હૈયું એનું ?   ૨૮

વ્યથા શમો વા પ્રજળો અખંડ;
સ્મૃતિ રહો વા ન રહો: ગયો એ !
શેં શોચી એ દુઃખી થવું જ મારે?
—ને ભાવ એ આ ઉરને વિદારે !   ૩૨

પ્રેમશંકર હ. ભટ્ટ

* 'ધરિત્રી' નામના ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર કાવ્યસંગ્રહમાંથી.

# ક્ષણભર હસી છે વિરમવાં!

: શિખરિણી :

હઠો આકાંક્ષાઓ! ખિનસબળ શાને ઉર દહો!
વૃથા માયાજાળાં જીવનપથ ગૂંથી ન છળશો;
નથી સાફલ્યેપ્સા; પ્રવર પદનાં વ્યર્થ વલખાં—
કદી મારું એવો અલસ સમજો શું સહુ મને?
મળ્યું છે હૂંફાળું ગૃહ, શયન સાદું, જલઘડો
અને થોડાં થોથાં; મુજ ગરીબની એ જ પ્રભુતા!
નથી મારે વિશ્વે અચલ યશના દુર્ગ ચણવા,
અરે, પીવાં છે ના વિભવવિખ એ સ્વાસ્થ્ય હણતાં;
ભર્યા ભંડારોમાં અખિલ જગના નિત્ય વિચરૂં,
અડે દ્રવ્યો જેની ચરણરજમાં તે પદ રમું;
જહીં આનુકૂલ્યે, સભર વિધિતંત્રે જ ભળવું,
સ્પૃહાઓ શાની ત્યાં! કશીય નવ મારે ઉણપ છે;
હિલોળે વારિ આ વિપુલ સરનાં, નિર્ઝર વહે;
લતા વૃક્ષો ઘાટાં, વિહગકૂજનો, રમ્ય કુસુમો;
બહેકાવે હૈયાં, અનિલલહરી મંજુલ સરે;
ભરે રંગો આછા રવિકિરણ પુષ્પે અવનવાં,
અનેરી વ્યાપે છે સુરભિરજ પ્રત્યેક પ્રસૂને;
ભરીને સાળુમાં વિમલ કુસુમો તારકતણાં
નિશારાણી વેરે ગગનપથ; શાં નૃત્ય નવલાં
કરે ચન્દ્રી ઘેલી! અમીરસ કટોરી કર ગ્રહી,
નવાંકુરે છાંટે અવનિતટ શી રૌપ્ય રજ એ!
બધું મારે માટે, સકલ જગનાં સાધનતણો
બન્યો હું તો સ્વામી! અટલ હકમાં એ રત રહું,
હવે જો જો કે'તા મનુજ જગનો રાંક મુજને!
હઠો આકાંક્ષાઓ! પ્રિયવિરહના દિન વસમા
ગયા છે; આજે તો પ્રતિ નયનમાં પ્રીતમ લહ્યા,
રહ્યાં વ્યાપી એનાં પરમ પ્રભુતા શુભ્ર શુચિતા
નિહાળું પ્રસ્પંદે શ્રમિત ચખમાં આર્ત જનનાં;
મળી સામગ્રી હા, અભિનવ! શમી અંતરવ્યથા,
ઝરણો સૂકાયા ને, કવન નવલાં આજ સ્ફુરશે;
ભલે આછા તોયે: વિરહવસમા આ જીવનમાં
મળ્યા જો આશ્વાસો! ક્ષણભર હસી છે વિરમવાં.

નિરાશય પાન્થ

# ખાકનો નિશ્ચય

[ ઝૂલણા ]

વાયુદાદાની અંગુલિએ વળગીને
હું ઘૂમું સર્વદા સૃષ્ટિ સારી,
કાનને, ગુલશને, ગિરિવરોના તને,
ખેલનો, ક્રીડનો કાં ગમે ના મને?
ને સરિતા, સરોવર, મહાસાગરે,
ઝરણ-જળઘોડલે મુજ સવારી.

ઊડું હું આભમાં, દિગદિગંતે ભમું
ને ગિરિગહ્‌વરોમાં વિરામું,
સૂર્ય ને ચંદ્રનાં રશ્મિઓ ચૂમતી,
ચૂમવા તારલા વ્યોમમાં ઘૂમતી,
માત કુદરતતણા સુખદ અંકે સદા
સ્નેહથી સભર સત્કાર પામું.

આગ્રહો અનિલદાદાતણા પ્રેરતા
ઊડવા માનવી-સદનદ્વારે,
ખેલનો આદરું? રે, હજી ના ઠરું,
માનવી ઉરતણી અનુભૂતિ ત્યાં કરુ,
વાળી ઝૂડી મને દૂર હડસેલવા
શીઘ્ર એ કોશિશો હાથ ધારે.

માનવી છો ભલે મલિનતાના ભયે
સદનથી વદનથી દૂર રાખે.
અનિલદાદા તણી અંગુલિ અમર હો,
સૃષ્ટિમાં ક્રમણ મારાં સદા અફર હો,
'ખાક થાશે અલ્યા,' યાદ એ આપવા
ઘૂમતી હું ચઢી પવનપાંખે

ઝીલું જનપગલીઓ નિત્ય હૈયા વિષે
ખાક હું, પાક ચૈતન્યજ્યોતિ
આજ અનુદાર જે કિન્તુ આખર મને
આવી મળનારને શીત આલિંગને
પ્રેરું કર્તવ્ય-રત નિત્ય બની રાચવા,
માણવા જિંદગીમુક્તમોતી.



'કિસ્મત'

# કવિ અને કવિતા

## દયાશંકર ભ. કવિ

જીવન કવિતા છે, શાશ્વત સંગીત છે. માનવહૃદય એ કવિતાનું–એ શાશ્વત સંગીતનું ઉદ્‌ભવસ્થાન છે. હૃદય–સિતારના તાર ઝણઝણી ઊઠે છે ત્યારે જ પથ્થરને પીગળાવે એવા સૂર અને આલાપ એમાંથી ઊઠે છે. માનવહૃદય એક Sensitive instrument છે. દુનિયાના નાના મોટા પ્રત્યેક આઘાત, આનંદ અને આફતની પ્રત્યેક ઊર્મિ એની સપાટીને સ્પર્શે છે, અને એ સ્પર્શમાંથી સૂર ઊઠે છે. એ સૂરને શબ્દ સાંપડે છે અને કવિતાનો જન્મ થાય છે; એ સૂરને ગતિ અને ધાર સાંપડે છે અને સંગીતનું સર્જન થાય છે.

જેમ માનવહૃદયની Sensitiveness વધારે તેમ એમાંથી જન્મતાં કવિતા અને સંગીતનું પ્રમાણ વધારે; અને તે પણ અતીવ સુંદર.

કદાચ એટલા જ ખાતર જગતના મહાન કવિઓ અને સંગીતકારો સહૃદય માનવીઓ હતા અને હોય છે. કદાચ એટલા જ માટે સૌથી પહેલાં કવિતાયુગ જન્મ્યો હશે.

આજે તો કવિઓ અને સંગીતકારોની સહૃદયતાને ઘેલછા અને દિલની દુર્બળતા તરીકે વગોવવામાં આવે છે; એમની મસ્તી–ખુમારીને ધૂતકારવામાં આવે છે; અને એમના હૃદયમંથનને મગજની અસ્થિરતા તરીકે દાખવવામાં આવે છે.

માનવજગત હજી ઉછરતું હતું, બાલ્યકાળની નિર્દોષતામાં મહાલતું હતું, અને કુદરતની ગોદમાં ખેલતું હતું; ત્યારે માનવ હૃદય પણ વિશુદ્ધ પ્રફુલ્લ હતું, અને એ સિતારીમાંથી કવિતાના સૂર સહેજે નીકળતા હતા.

પરંતુ જેમ જેમ માનવજગતની બાલ્યાવસ્થા પૂરી થતી ગઈ, અને કુમારાવસ્થા વટાવીને એ આગળ વધતું ગયું; તેમ તેમ આ પૃથ્વી પર કવિતા અને સંગીતનો ફાલ ઓછો થતો ગયો, અને હવે તો છડેચોક પૂછાય છે કે: "કવિ કેમ પાકતા નથી ?"

કવિ કાલિદાસ પછી આર્યાવર્ત્તે એવો કવિકુલતારક હજી કેમ ટપકયો નથી ? વાલ્મિકી અને તુળસીદાસની ગિરા, કેશવદાસ અને બિહારીની બાની આજના કોઈ કવિના મુખેથી કેમ ઝરતી નથી ? હોમર અને વર્જિલની પુનરાવૃત્તિ કેમ પાકતી નથી ? મિલ્ટન અને કીટસ, બાયરન અને શેલી, ટેનીસન અને વર્ડઝવર્થ આજે કેમ સંભળાતા નથી ?

કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું "અનંતગાન" કયાંથી ઉદ્‌ભવ્યું ? એમનામાં હૃદયની સુકુમારતા હતી તો જ કુમાશભરી વાણી એમાંથી ટપકી પડી;–એમની હૃદયની સિતારી સતેજ રહી ત્યારે જ એમાંથી મધુર આલાપ ઊઠયો.

કવિવર ટાગોર આજના યુગમાં જન્મવા છતાં પ્રાચીનતામાં જ જીવ્યા એટલા એ મહાન કવિ બન્યા; એટલે જ આધુનિક આર્યાવર્ત્તના એ ઋષિવર કહેવાયા. મનને બદલે હૃદયને; બુદ્ધિને બદલે ઊર્મિને એમણે પોષ્યાં; એટલે જ એમના અંતરમાંથી મહા ગાનનાં ઝરણાં ઝર્યાં.

આજનું જગત હૃદયને, નહિ કે મનને; ઊર્મિને, નહિ કે બુદ્ધિને પ્રાધાન્ય આપે છે; એટલે અંશે દુનિયા સંગીતવિહોણી –કવિતાશૂન્ય બનતી જાય છે.

આ પ્રગતિ છે કે પીછેહઠ; વિકાસ છે કે વિનાશ; એ કંઈ મહત્વનો મુદ્દો નથી; પરંતુ માનવજીવનમાંથી અને સંસારમાંથી સુંદરતા અને સરસતાનો લોપ થઈ રહ્યો છે એમ સહેજે કહી શકાય છે.

એક મહા વિદ્વાને એક સ્થળે કહ્યું છે કે: "કવિ એટલે મનનો સ્વામી."

આ એક અર્ધસત્ય છે. સાચો કવિ તો મન અને હૃદય બન્નેનો સ્વામી છે.

કવિ અને સંગીતકારને જગત આખું સન્માનની નજરે નિહાળે છે. તેનું કારણ પણ એમની બૌદ્ધિક નહિ પણ આત્મિક મહત્તા છે.

"જ્ઞાન, વ્યવહાર અને અંતરની લાગણીમાંથી જેમ દરેક કલાનો જન્મ છે, તે જ સત્યે કવિતાનો જન્મ છે. જગતની ઊંચામાં ઊંચી ફિલસૂફી અંતે તો કાવ્યદેહે જ આવિર્ભાવ પામી છે. કાવ્ય એ તો જીવનમાંથી માનવજાતિએ શોધેલું રસાયણ છે. જીવનમાં જે સારુંનરસું અનુભવાય તે બધી વસ્તુઓનું પૃથક્કરણ કવિતા કરે છે, અને એ વિશુદ્ધ જીવનતત્વના પારાયણ રૂપે કલા-વ્યાપારથી કવિતા જન્મે છે, અને જીવે છે. આત્માના ભવિષ્ય દર્શનો જે ભાવનાદેહે અંતરમાં રહે છે તે કવિતાદ્વારા કલાદેહે શબ્દબ્રહ્મમાં વિચરે છે. આથી જ ભવભૂતિની આર્ષદૃષ્ટિએ કવિતા 'આત્માની અમર કલા' છે." *

ગાંધીવાદી વિચારક શ્રી. વિનોબા ભાવે પણ એક સ્થળે લખે છે કે "કવિએ આખી સૃષ્ટિને આત્મિક પ્રેમથી આવરી લેવી જોઈએ. તેમજ આખી સૃષ્ટિને વૈભવથી પોતાના આત્માને સજાવતાં તેને આવડવું જોઈએ. '**વૃક્ષ, વલ્લી, વનચરે**'માં તેને આત્મદર્શન થવું જોઈએ...પૂર્ણિમાના ચંદ્રમાના દર્શનથી તેના હૃદયસમુદ્રને ભરતી આવવી જ જોઈએ. પણ પૂર્ણિમા ન હોય ત્યારે તેના હૃદયને ઓટ ન લાગવી જોઈએ.

અમાસના ગાઢ અંધકારમાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હોય ત્યારે પણ ચંદ્રદર્શનનો આનંદ તેને થવો જોઈએ. જેનો આનંદ બહા-

*શ્રી. કાંતિલાલ ત્રિભુવનદાસ ભટ્ટનો 'આપણું કાવ્યઘડતર' નામક લેખ.

રની દુનિયા સાથે સંકળાયેલો છે, તે કવિ નથી કવિ આત્મનિષ્ઠ હોય, કવિ સ્વયંભૂ હોય પામર દુનિયા વિષયસુખમા રાચે છે, કવિ આત્માનંદમા ડોલે છે લોકોને ભોજનનો આનંદ, કવિને આનંદનુ ભોજન કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે ટેનિસનને વહેતા ઝરણામા આત્માનુ અમરત્વ જોયુ કારણ અમરત્વનુ ઝરણુ તેને પોતાના આત્મામા દેખાતું હતુ

કવિ વિશ્વસમ્રાટ હોય છે કારણ કે હૃદયસમ્રાટ હોય છે કવિને જાગતા પણ મહાવિષ્ણુની યોગનિદ્રામાના સ્વપ્ના દેખાય છે, અને સ્વપ્નામા જાગતા નારાયણની જગતરચના જોવા મળે છે કવિના હૃદયમા સૃષ્ટિનો બધો વૈભવ ભરેલો હોય છે આપણા હૃદયમા ભૂખનુ ભાન ભરેલુ છે અને મોઢામા ભીખની ભાષા"

માટે જ કહેવાયુ છે કે જ્યા ન પહોચે રવિ ત્યા પહોચે કવિ એમા કવિના વખાણ નથી પણ કવિની આત્મિક અને માનસિક શક્તિઓનો સ્વીકાર છે

એટલે જ "કવિની દૃષ્ટિ શાશ્વતકાળ ઉપર હોવી જોઇએ અનંતકાળ તરફ નજર હોવા વિના ભાવિનો ઉકેલ થઈ શકતો નથી પ્રત્યક્ષથી આંધળી બનેલી બુદ્ધિને સનાતન સત્યો ગોચર થતાં નથી સોક્રેટીસને ઝેરનો પ્યાલો પાનાર તર્ક સોક્રેટીસને મર્ત્ય જોયો 'માણસો મર્ત્ય હોય છે અને સોક્રેટીસ માણસ છે તેથી સોક્રેટીસ મર્ત્ય છે'–એથી આગળની કલ્પના તે વેતિયા તર્કને સૂઝી નહિ પણ વિષપ્રાશનને દિવસે આત્માની સત્તા વિષે પ્રવચન કરનારા સોક્રેટીસને પેલી પારનુ ભવિષ્ય સ્પષ્ટ દેખાતુ હતુ ભવિતવ્યતાના ઉદરમા સંતાયેલો સત્યનો જય તેને દેખાતો હતો, તેથી વર્તમાન યુગ વિષે તે બેફિકર રહ્યો આવી ઉદાસીનવૃત્તિ હાડમા ઉતર્યા વિના કવિ હૃદય નિર્માણ થઈ શકતુ નથી સંસારના બધા રસો કરુણ રસની ગુલામીમા જકડાયેલા છે એ વાત સમાજના ચિત્તમા ઠસાવવાનો ભવભૂતિએ અનેક રીતે પ્રયત્ન કર્યો પણ તે કાળના વિષયલોલુપ ઉન્મત્ત સમાજને એનુ કહેવુ ગળે ઊતર્યું નહિ તેણે તો ભવભૂતિને ફગાવી જ દીધો પણ કવિએ પોતાના બોલ ખેચ્યા નહિ કારણ શાશ્વતકાળ ઉપર તેને વિશ્વાસ હતો'*

આમ હૃદય અને મનના સુંદર સુમેળ વિના, કલ્પના અને આત્મબળના સુરેખ સંમિશ્રણ વિના સાચો કવિ નિપજતો નથી

સાચો કવિ માત્ર શબ્દોનો સ્વામી નથી શબ્દોની રસહીન આકર્ષક રચના કેવળ વાણીનો આડંબર ખડો કરે છે માનવ વસવાટ વગરની આલીશાન ઇમારત જેવી એની ગતિ થાય છે આડંબરી અક્ષરરચના એમા સરસતાને બદલે જડતા, નિર્મળતાને બદલે કલુષિતતા પ્રવેશ પામે છે

એટલે સાચો કવિ તો શબ્દોની સુકુમારતા સાથે રસનિષ્પત્તિનો પણ સદાય ખ્યાલ રાખે છે, અને હૃદયની કુમાશ વિના આત્માના સ્પન્દન વિના રસનિષ્પત્તિ અસંભવિત છે

ખરો કવિ તો તે જ છે જેનો આત્મા અરીસા જેવો છે, જે પ્રત્યેક પ્રસંગના પ્રતિબિંબ ઝીલી નથી શકતો તે ખરો કવિ થઈ જ શકતો નથી કવિનુ હૃદય તો સંસારના સુખદુઃખ સાથે ખીલતુ-કરમાતુ હોય છે સંસાર સાગર હેલે ચઢે છે, ત્યારે કવિ હૃદય આનંદની ભરતી અનુભવે છે સંસાર સંતાપથી સળગે છે, ત્યારે જે હૃદય તરફડાટ અનુભવે છે, તે જ સાચો કવિ છે એટલે દરેક દેશોમા, પ્રત્યેક રાષ્ટ્રના ઇતિહાસમા નજર નાખતા જણાય છે કે ગુલામીના બંધનો સૌથી વિશેષ કવિ હૃદયને જ સાલ્યા કરે છે કવિઓના વિપ્લવગાને જ ક્રાંતિની જ્વાળાઓ સળગાવી છે કવિ હૃદયના તનસાટે જ માનવીની મહાશક્તિના વિરાટ ઘોષ વહેતા મૂક્યા છે લાલ રૂસના રંગતરંગી વિપ્લવ પાછળ 'ઇન્ટરનેશનલ'ના મહાગાનની જ એક વિજય ગાથા છે ફ્રેંચ ક્રાંતિના ઐતિહાસિક પૃષ્ઠ પાછળ પણ 'લા માર્શેલ્સ'ના જ અમર બોલ ગુંજે છે

એના રચયિતાઓએ કેવી શાશ્વત વાણી ઉચ્ચારી છે તેનો ખ્યાલ આજે પણ આપણને સહેજે આવી શકે છે

એમના ક્ષણભંગુર દેહ તો વિલુપ્ત થયા છે, પરંતુ એમની અમરવાણી તો અનંતકાળ સુધી રહેવાને સર્જાઈ છે

એનુ કારણ ?

એ અમર ગીતોના ગાનારા જડ જગતમા જીવતા છતા આત્માના અનુરાગી હતા એમના અમર ગીતોમા માત્ર શબ્દોનો સંભાર નથી ભરાયો, પરંતુ આત્માનુ ગુંજન સંભળાયુ છે

એટલે જ કહેવાયુ છે કે કવિ દ્રષ્ટા છે જે કવિ વર્તમાનના જ રંગ ઝીલીને માત્ર પાછા ફેંકે છે, તે તો માત્ર છબીકાર-ચિત્રકાર જ છે કવિ એથી કંઈક વિશેષ છે "વાસ્તવિક કલ્પના એ કવિતાને ઊભી રહેવાની નક્કર ભૂમિ છે જેમ મનમા ભાવના રાખ્યાથી માણસ અવ્યવહારુ કે ગાંડો ન ગણાય, તેમ જ કવિતામા વાસ્તવિક કલ્પનાના વિહારોને લઇ કવિ સંસારિક દૃષ્ટિએ ઘેલછા ભર્યો કે તરંગી ન ગણવો જોઇએ પણ કવિને વિષે એક સત્ય કહેવુ જોઇએ કે છેવટે કવિએ જીવનના ગર્ભનો ભેદ શોધી કાઢવાનો છે તેથી તેણે પોતાની કલ્પનાને સાચા જીવન જેટલી જ વિશુદ્ધ અને વિશાળ બનાવવી જોઈએ કાવ્ય એ જીવન આદર્શની છાયા પ્રકટાવવા માટે નથી તેમ છાયાનુ અનુકરણ કરવા માટે પણ નથી

જીવનસરિતામાથી પ્રવાહ રૂપે વહેલી કાવ્યગંગોત્રી સંસારની-વ્યવહારની ખારી ભૂમિ ઉપર થઈ વહી રહે છે અને તે ભૂમિની ખારાશને પરબારી પોતાના દેહમા ન સમાવતા કોઈ અગમ્ય કિનારા તરફ ફેંકી દે છે, અને માનવજીવનને સ્વચ્છ કરે છે

ભાવના એ આત્માની વિશુદ્ધિ માટે જરૂરની ક્રિયા છે, તો કલ્પના પણ છે કારણ ભાવના એ કલ્પનાનો એક પ્રકાર છે સર્વોચ્ચ કલ્પના એનુ નામ જ ભાવના"*

* શ્રી વિનોબાભાવેનો "હાલ કવિ કેમ નથી પાકતો ?

* શ્રી કાંતિલાલ ત્રિભુવનદાસ ભટ્ટનો 'આપણું કાવ્યઘડતર' નામક લેખ

ઇંગ્લાંડનો મહાકવિ વર્ડઝવર્થ એક સ્થળે કહે છે કે Poetry is the breath and finer spirit of all knowledge, it is the first and last of all knowledge, it is as immortal as the heart of man."

બ્રિટનનો એક બીજો કવિ રૂપર્ટ બ્રૂક કહે છે કે "There are three things in the world, one is to read poetry, another is to write poetry, and the best of all is to live poetry."

પરંતુ કવિતા જીવ્યા વિના સાચા કવિ નથી થઈ શકાતું એ અનેક મતો કવિઓના જીવન પરથી ફલિત થાય છે. એને માટે એક વિદ્વાને કહ્યું છે તેમ ભાવના જોઇએ. એ ભાવના મનમાંથી, બુદ્ધિમાંથી નથી ઉદ્‌ભવતી પણ આત્મામાંથી-હૃદયમાંથી એનો જન્મ થાય છે.

એટલે જ શિકાર શોખીન સ્વર્ગસ્થ રાજવી-કવિ કલાપીનું હૃદય પંખી ઉપર પથરો ફેંકીને પોકારી ઊઠ્યું:-

"તે પંખીની ઉપર પથરો ફેંકતા ફેંકી દીધો !"

એ વખતે જો હૃદય ઉપર બુદ્ધિ સ્વાર થઈ હોત તો આવો હૃદય હચમચાવતો કરુણ વિલાપ ગુજરાતને સાંભળવાને ક્યાંથી મળત?

"વ્હાલી બાબાં ! સહન કરવું એ ય છે એક લ્હાણું !" માં સ્વર્ગસ્થ કલાપીએ પોતાના જમાનાનું સંસાર-ચિત્ર આલેખવાનો પ્રયાસ નથી કર્યો, પરંતુ એ જમાનાની પરિસ્થિતિ જોઈને સળગી ઊઠેલા આત્માએ એમાં સંસારને ચોક્કસ વર્ગનો આર્ત્તનાદ સંભળાવ્યો છે.

જગતનો સામાન્ય માનવી ગુલાબનાં પુષ્પને ચૂંટીને એનો ઉપભોગ કરવામાં આનંદ લૂંટે છે, જ્યારે કવિનો આત્મા એને ખીલતું જોઇને પ્રફુલ્લે છે; એને કરમાતું જોઈને કરમાય છે; અને એનો આત્મા લલકારે છે, ત્યારે કવિતાનું સર્જન થાય છે. એનો એ સર્જન પાછળ જો કોઈ ઉદ્દેશ હોય તો તે એ છે કે સામા માણસમાં એ સંવેદન ઝંખે છે.

કોઇ પણ કલાકારની એ એષણા હોય છે કે કોઈ એને સમજે.

"પોતાના મનની વાત એ સંક્રાન્ત કરવા પ્રવૃત્ત થાય છે તે એ આશયથી કે પોતાને બીજાઓ સમજવા પ્રયત્ન કરે અને આ માત્ર અંગત આશય નથી. કલાકારને-કવિને કલ્પનાબળે જીવનના અનુભવો સહજમાં થયા છે અને એની પાછળનું સત્ય એને સહજમાં પ્રતીત થાય છે. જીવનની આ સમજણ જેવી પોતાને છે તેવી બીજાઓ પણ સમજે એવી એની હૃદયની વાંછના હોય છે. ખરું કહીએ તો, માત્ર કલાકારોને જ શા સારૂ?-માણસ માત્રને આ જાતની-પોતાને કોઈ સમજે એવી એષણા હોય છે. પણ પોતાને જે સત્ય સૂઝે છે તેને સૌન્દર્ય મંડિત કરી અન્ય માણસમાં પહોંચાડવાની કવિ પાસે વિશિષ્ટ રીત છે અને કવિ જે સક્રાન્ત કરે છે, તે સામાન્ય માણસની માફક પોતાની અંગત વસ્તુઓ નહિ પણ જીવનનો સર્વગ્રાહી અનુભવ સાર હોય છે, એ પણ કવિની બાબતમાં બીજી વિશેષતા છે. ભાવક કવિનું કાવ્ય ગ્રહણ કરી સમસંવેદન પામી શકે ત્યારે એના આત્માની સંતૃપ્તિ પણ કવિના જેવી જ હોય છે...સર્જકને ભાવકોના અસ્તિત્વનું ભાન અત્યંત આવશ્યક છે, પણ ભાવકોની સંખ્યાંથી એને નિસ્બત નથી."*

કારણ કે કવિને સ્થળ કે સમયનાં બંધન નડતાં નથી, એને યુગોના બંધન જકડતાં નથી. વર્તમાનમાં એને સમસવેદક નહિ સાંપડે તો એની શ્રદ્ધા ખૂટી જતી નથી. એની આત્મવૃત્તિ એટલી નિશ્ચલ હોય છે, એનો વિશ્વાસ એટલો અખૂટ હોય છે કે ભવિષ્યના કોઈ હીરાપારખુની આશામાં એ જીવી શકે છે.

છતાં "પોતાના સર્જનમાં સમકાલીનો પાસેથી એ ઘણું સ્વીકારે છે. અતીતના વારસાનો પણ એ ઉપયોગ કરે છે...

સમકાલીનો પોતાને કલાકારના ઋણી ગણવા ન પ્રેરાય તો ભલે. કલાકાર તો પોતાને સમકાલીનોનો ઋણી ગણે જ અને તેમની પાસેથી મળતાં બિંદુએ બિંદુનો કંજુસની પેઠે સંચય કરતો કરતો બ્રાઉનીંગના શબ્દોમાં કહે છે:-

> O human faces, hath it spilt, my cup ?
> What did you give me that I have not saved ?

અલબત્ત પ્રાણનો પ્યાલો એ રીતે ભરી લીધા પછી એમાંના પદાર્થને પોતાની પ્રતિભાને બળે અમૃત સ્વરૂપ આપી પાછો જગતને ચરણે ધરે ત્યારે જ કવિ-ધર્મ પૂર્ણપણે બજાવ્યો ગણાય.*

આ ધર્મપાલન ગમે તે રીતે કરવામાં આવતું હોય, છતાં ય એના મૂળમાં તો આત્માનું મંથન હોવું જ જોઈએ. એટલે કવિતાની કસોટી છંદ-પિંગળની દૃષ્ટિએ કરવાને બદલે શબ્દોના ગર્ભમાં છુપાયેલા Spirit ની દૃષ્ટિએ કરવી જોઈએ.

કવિ શ્રી દલપતરામ આ સંબંધી એક સ્થળે લખે છે કે :-

> "પવનની લહેરથી, પદ્મપત્ર જેમ લળે,
> હૈયું જનતણું તેમ કવિતા હિંચોળે છે;
> કહે દલપતરામ, સરસ કવિતા સુણી,
> શીશ નરનારીઓનું નાગ જેમ ડોલે છે."

કવિવર પાછા કહે છે કે :—

> "નહિ ડોલે જો નાગ તો, નહિ વંશીનો સાદ;
> જંગમ જન થિર થાય નહિ, સુણી કવિતાનો સ્વાદ;
> સુણી કવિતાનો સ્વાદ, મરદ માદા નહિ ડોલે;
> નહિ કવિતા તે હામ, બરાબર બકરો બોલે.
> કહે દ્વિજ દલપતરામ, નામ ધિક્ ખોટું બોલે,
> ધિક્ વંશી વાનાર, નાગ સુણી જો નહિ ડોલે."

એટલે કવિતાનું ઉદ્‌ભવસ્થાન જેમ હૃદય છે, તેમ એનું

(જુઓ પૃષ્ઠ-૧૩૮)

* શ્રી. ઉમાશંકર જોષીનો 'પ્રવચન' લેખ.

# છીપ અને મોતી

## પૂછું તને

કોયલનાં કામણને હૈડે હુલાવતી
  આંબાની મંજરીએ ઝૂલે કાં કાગડો ?
વાયુને ખોળલે રમતું તું ગીત ત્યાં
  ઓ રે ઉદાસી ! તું તાણે કાં રાગડો ?
  આંબાની મંજરીએ ઝૂલે કાં કાગડો ?

કાજગરી કાયાને કંટકમાં ફેંકતાં
  નાજુકડી આશાનો ભાંગ્યો કાં આગળો ?
હું યે અધૂકડી આવી કલ્લોલવા
  હીરકચા હૈયાને દીધો કાં દાખડો ?
  આંબાની મંજરીએ ઝૂલે કાં કાગડો ?

મારી મઢૂલીની મોંઘેરી ભોમમાં
  ફૂંફવતા ભોરીંગે બાંધ્યો કાં રાફડો ?
જીવનનાં દેવ કને ઝૂકતાં ઝૂકતાં—
  દીધેલાં વાયકનો તોડ્યો કાં તાગડો ?
  હૈયાના ચંદનમાં મૂક્યો કાં કાકડો ?

વેણીભાઈ જ. પુરોહિત

## તું જતાં

: પૃથ્વી :

તને સુપ્રિય આજ એ સ્થળ જ્યહીં રમ્યાં આપણે
અનેક દિન સાથમાં રમત ગીલ્લીદંડા તણી;
ઘટા ગંભીર ધારતો વડ ન્હણે ઉભો સાક્ષી શો
લૂટેલ ઘણી આમલીપીપળીની મજા જેહની !

તળાવ તટપે અહીં ઘણીક વેળ બેસી સંખે !
નિરીક્ષણ કરેલ મૌગ્ધ્યથી પ્રદોષનું આપણે.
સુરમ્ય શશી ન્હાળિયો ગગનગોખમાં રાજતો.
કદી સ્થિર, વા તળાવ જળમાંહીં હિલ્લોળતો.

ભયાનક સ્મશાન સ્હેજ દૂર ત્યાં જગાડે સ્મૃતિ.
શિશુસહજ બીકથી નીરખી સૌ ચિતાઓ તણી.
—હતે જીભ કદી ઉભેલ તટપ્રાન્તનાં વૃક્ષને
ભરેલ ઉરવાત છાની સહુ આપણી કેહવા !

થયું બધું સ્મશાનશું પ્રિય ! જતાં તું જ્યાં ભૂત એ
ઉંડે લગીર, વર્તમાન મુજ આત્મા ભીંસી લિયે !

જશભાઈ કા. પટેલ

## પૂછું તને

અંતરની અધૂકડી આશા ને સ્વપ્નાં, જીવનની વાસ્તવિક્તા પર પગ દેરવતાં જ ખંડિત થાય છે કે રોળાઈ જાય છે એ ભાવના વ્યક્ત કરતું આ સુંદર ગીત છે: ને ભાવ વ્યક્ત કરવા કવિએ જે ઢાળ પસંદ કર્યો છે તે પણ બરાબર ભાવાનુકૂળ છે. ગીતને અનુરૂપ ભાવની સરળતા ને અંત્યાનુપ્રાસ પણ આમાં છે.

આમ છતાં ગીત કાનને ખૂંચે છે, સ્હેજ કર્કશ લાગે છે. ભાષાનું માધુર્ય, પદલાલિત્ય —Softness એ આમાં નથી. બીજું ગીતની સઘનતા પણ બરાબર સચવાઈ નથી : કવિ જાણે ગીતના કથિતવ્ય કે ભાવને બદલે જૂદી જૂદી ઉપમાઓ કે રૂપકો એક દોરે પરોવી લે છે, ને પરિણામે ભાવનું જે સાતત્ય ગીતમાં ચોપાઈ જવું જોઈએ તે ઝાંખુ પડી જાય છે.

ગીતનો વિષય તો સરસ છે.

जनक

## તું જતાં

બાલ્યવસ્થાનાં સંસ્મરણો ને એ સંસ્મરણોના સહભાગી એવા મિત્રના વિયોગના દુઃખને કવિએ આ કાવ્યમાં ગાયું છે. છંદની સ્વચ્છતા, પ્રવાહિતા, ભાષાશુદ્ધિ ને સાદાઈ પ્રશંસા માંગી લે છે.

કાવ્યની છેલ્લી બે પંક્તિને વળાંક આપીને બાહ્ય કલેવરે કવિએ કાવ્યને 'સોનેટ' બનાવવા પ્રયત્ન કર્યો છે, પણ વિચારલક્ષણે તો એ ચૌદ પંક્તિનું કાવ્ય છે. બીજું, જે પ્રિયજન જતાં કવિને બધું સ્મશાન શું શૂન્ય લાગે છે એ પ્રિયજનના સંસ્મરણો પણ બહુ ઝાંખા, આછાંપાતળાં ને પ્રમાણમાં ઓછી મહત્તાવાળા લાગે છે. જે ભાવ કવિને વ્યક્ત કરવો છે ને જે એમણે છેલ્લી બે પંક્તિમાં વ્યક્ત કર્યો છે એની યોગ્ય પશ્ચાદ્‌ભૂમિકા તરીકે ઉપરની પંક્તિઓમાં નિરૂપિત થયેલાં સંસ્મરણો બરાબર નથી લાગતાં.

બાળકોની રમત, પ્રકૃતિ દ્રશ્ય ને સ્મશાન વગેરેનું વર્ણન, વર્ણનની દૃષ્ટિએ, તાદૃશ છે.

# સમાલોચના

## સંસૃતિ

લેખક : પારાશર્ય. પ્રકાશક : કર્તા પોતે

સોલ એજન્ટસઃઆર. આર. શેઠની કંપની. કિંમત બે રૂપિયા

શ્રી. પારાશર્ય ગુજરાતી સાહિત્યમાં 'અર્ચન' નામક ગ્રંથના જોડિયાકર્તા તરીકે જાણીતા થયેલા જ છે. 'સંસૃતિ'માં બધાં થઈને લગભગ બ્યાસી જેટલાં કાવ્યો મૂકાયેલાં છે. આખા સંગ્રહમાં એમની પદ્યભાષા પ્રશંસનીય છે. કાવ્યોમાં છંદકાવ્યો અને ગીતો તેમજ ઢાળોમાં પણ ઘણાં ગીતો એમણે ઉતારેલાં છે. એમને સંસ્કૃત મોહ અત્યંત હોઈને કાવ્યસંગ્રહની પદ્યભાષાને વધારે પડતી સંસ્કૃતમય બનાવી છે. એ કેટલીક જગાએ અસહ્ય દોષ છે અને કેટલેક ઠેકાણે શણગાર રૂપ પણ છે.

'એ દિન આવશે,' 'દેશગીત,' 'નાવિકનું ગીત,' 'વિષપાન,' 'કર્તવ્ય', 'વૈષ્ણવ ધૂન', 'ભવાઈ,' 'અનુભૂતિ,' 'આથમતો પૂર્ણચન્દ્ર,' 'નૃત્ય', 'રાજહંસનું અવસાન,' 'તારાને,' 'આંધળે બેરું', અને 'રાહ' કાવ્યો ઉલ્લેખનીય છે. આ સિવાયનાં બીજાં કાવ્યો ઉપર જણાવેલાં કાવ્યોથી ઊતરતી કોટિનાં જણાય. માત્ર વિચારને ગૂંગળાવી માર્યો હોય એવું પણ કેટલાંક કાવ્યોમાં લાગે તો શંકા નહિ.

'કર્તવ્ય' કાવ્યમાં જ કવિએ કહ્યું છે.

> હૈયું નિચોવી કવિતા કરી ઘણી
> સંતોષની તો ય ન સાંપડી કણી.

આમ અસંતોષના ભારોભાર શોકથી આ કાવ્યો પ્રગટ થયાં છે. પણ કવિએ એ અસંતોષ શાને માટે બતાવ્યો છે?

"એ દિન આવશે' કાવ્યમાં કવિ આશાવાદી બને છે. 'એ દિન' ઘણો નજીક છે, ઘણો ઉજ્જ્વલ છે. એ દિન તે કેવો?

> એ દિન આવશે રે શુભ સ્વાતંત્ર્ય કેરા ગાજશે મેઘમલ્લાર
> ટૌકશે ભારતપ્રાણમયૂર ને ગાજી રે'શે હિમમાળ
>
> \+ \+ \+
>
> એ દિન આવશે રે દિન આવશે રે ચિરઝંખિત પુણ્ય અચૂક,
> આજ રુંધાય છો અન્તર ગાણું માગી લેશે નભ સૂર.
> એ દિન આવશે, દિન આવશે.

આખું ગીત શ્રદ્ધાથી લખેલું છે. ભાષા પ્રાસાદિક છે, પ્રવાહિતા અને સંવાદિતા પણ સપ્રમાણ છે. પણ ગીતના આખરના ભાગમાં 'અચૂક' અને 'સૂર'નો પ્રાસ ન મેળવતાં એટલી ખામી રહેવા દીધી છે.

'દેશપ્રેમ'ની દાઝ એમનાં કાવ્યોમાં પ્રત્યક્ષ થાય છે. મેઘાણીના 'હજારો વર્ષની...'એ રાહમાં આ કવિનું 'દેશગીત' ઠીક આલેખાયું છે.

'નાવિકનું ગીત'માં જુસ્સો છે. ભાષાનું બળ અને છંદની લઢણ એને ઓર જુસ્સો આપે છે.

> ભલે સાગર વિશાળ,
> રૌદ્ર પવન-છોળ-ફાળ
> મેઘ તિમિર ખડકમાળ,
> સર્વ છો ને કરાલ રે કરાલ!

'વૈષ્ણવધૂન'માં ભૂતકાલના એ ધૂનમહિમા પર કવિએ ઘણી સરસ રીતે દૃષ્ટિપાત કર્યો છે. આજે એ મહિમા-શૂન્ય છે. જે દિવ્યતા ભૂતકાલના ભાણભટ્ટો અને કીર્તનકારો અનુભવતા હતા-આપતા હતા તે આજે નથી. મિશ્રોપજાતિ છંદમાં પ્રવાહિતા ઘણી જ સરસ છે, આજે જે શૂન્યતા છે તેને માટે કવિ ઘણી સરસ રીતે કાવ્યમય કરુણતા ઉપજાવીને કહે છેઃ—

> આનન્ત્યતા પ્રેરક આદિ તત્ત્વને
> સંશોધતી માનવ ભાવનાની
> અન્તસ્થ આ જીવન ભક્તિનો પટો
> થઈ ગયા લુપ્ત-સરી ગયા સ્વરો.
> રે ભકિતની આન્તર આર્દ્રતાનાં
> અચાનકે નીરવ મંજીરાં પડચાં!
> તંબૂર કે આ કરતાલ સાજને
> સ્પર્શે ન શાને કર આજ કોઈના?
> રે રાસલીલા!
> ગઈ રંગલીલા.

'ભવાઈ' એક આ સંગ્રહનું પ્રથમ પંક્તિનું કાવ્ય છે. ભવાઈ પાછળની ભાવના કવિ પિછાની શક્યા છે. પદલાલિત્ય આ કાવ્યમાં વધારે આકર્ષક બન્યું છે. 'ભવાઈ' નું એક જ ચિત્ર સચોટ શબ્દોમાં કવિ આલેખે છેઃ—

> મોરમુગટ ને હાથમાં બંસી એક પીતાંબર ધારી
> ગોપીના પ્રેમને યાચતો પાછળ પાછળ જાઉં ભિખારી.

એમનાં અનેક ભજનગીતોમાં કે ભાવગીતોમાં વધુ આકર્ષક થયું હોય તો તે 'આંધળે બેરું' છે. અને શૈલી વિષયને અનુરૂપ છે. લોકગીતની હરોળનું આ ગીત આ સંગ્રહનું એક અનોખું ગીત છે.

> આંધળે બેરું ફૂટાણું રે સાયબા!
> શ્રોતાધિકાર નહિ જાણ્યો કથા ભટે,
> ભેંસ કને ભાગવત જ વાંચ્યું, રે આંધળે બેરું.

પણ આથીયે આગળ જઈને એ આંધળે બેરું કેટલી હદ સુધી ફૂટાયું?

> હજીયે મેં આંધળે જાણ્યું ન આટલું
> આ તો બેરાના કાનમાં ગાયું, રે આંધળે—

આખા સંગ્રહમાં આવાં બીજાં ગીતો અને મનોરમ કાવ્યો અવશ્ય મળશે. કેટલાંક કાવ્યોમાં પદ્યભાષા સરસ છે. માત્રામેળમાં ઘણી જગાએ કવિની કચાશ જોવામાં આવી છે. 'પંચાત', 'નહિ ગાઉં'-જેવાં તદ્દન નિર્બળ કાવ્યો પણ આ સંગ્રહમાં મળે છે. છતાંયે કવિની પ્રતિભા આખા સંગ્રહની સમગ્ર અસરમાં દેદીપ્ય થઈને ઝળકે છે. એક સાચા કવિ પાસે જે ગુણો હોઈ શકે તે ગુણસંપન્ન કવિ પારાશર્ય છે. ગુજરાતના નવીન કવિઓના ફાલમાં આ સંગ્રહનું સ્થાન અવશ્ય રહેશે.

મ. લા. દે.

## મેઘધનુષ

લેખક : રા. વિનોદરાય હરજીવન ભટ્ટ : પ્રકાશક : રા. કનૈયાલાલ શં. હાથી. રિલાયન્સ સ્ટોર્સ, કરાંચી : કિંમત બાર આના : પાનાં ૧૪૪.

સાત ટૂંકી વાર્તાઓનો ગુચ્છ તે આ મેઘધનુષ.

ટૂંકી વાર્તાના લેખક તરીકે આ ગુચ્છના કર્તાએ આ પહેલાં પણ ફાળો આપ્યો છે અને એથી તેઓ ઠીક ઠીક જાણીતા છે.

મેઘધનુષની સાત વાર્તાઓમાંથી સીંદરીનો વળ, દીકરીની જનેતા, માનવતાને પંથે અને સિંધુ વાર્તાઓ આકર્ષક છે.

'સીંદરીના વળ'માં રૂઢિગત વિચારો અને પિતૃસ્નેહની અથડામણ જોવામાં આવે છે. આ અથડામણમાં આખરે રૂઢિગત વિચારો જ વિજય મેળવે છે. રાવસાહેબ કુંદનલાલનું દ્વિવિધ માનસ ઘણે અંશે સુરેખ દોરાયું છે.

'દીકરીની જનેતા'માં જૂના જમાનાની આછી ફોરમ પાથરવામાં આવી છે. ઉપરાછાપરી પુત્રીઓનો જન્મ આપનાર માતા કુટુંબમાં કેવી રીતે વગોવાય છે અને આખરે તેનું પરિણામ કેવું કરુણાકર આવે છે, એ અત્રે સરસ રીતે આલેખે છે.

'માનવતાને પંથે', આ વાર્તા આ સાત વાર્તાઓમાં ઉત્તમ કહી શકાય તેવી છે. એક જુવાનની વેદના તેના પિતાને કેવી રીતે સ્પર્શી જાય છે, તેની રસિક વિગત અત્રે વર્ણવેલી છે. 'સિન્ધુ'માં માતૃસ્નેહની ભવ્ય ગાથા વર્ણવવાનો પ્રયાસ દેખાય છે, કિંતુ એમ કરતાં માતા પોતે વિપદમાં આવી પડે છે અને આખરે એ એનો માર્ગ સ્વીકારે છે કે, જે વાચકોના વિચાર તંત્રને હચમચાવી મૂકે છે.

બાકીની ત્રણ વાર્તાઓમાં એકધારો પ્રવાહ ઓછો દેખાય છે અથવા કેટલીક વાર એકસામટા અનેક બનાવોનું દર્શન કરવા જતાં વાર્તાનો પ્રવાહ આમતેમ ગોથાં મારતો લાગે છે.

બે પાંચ વાક્યોમાં વાતાવરણને તાદૃશ્ય કરવાની લેખકની શક્તિ અનોખી છે અને તેથી ઘણી જગ્યાએ વાર્તાનો ઉઠાવ જોરદાર બન્યો છે. વળી ઘણેક સ્થળે નવીન ઉપમાઓનો ઉપયોગ સચોટ બન્યો છે. આના ઘણાક નમૂના આ કૃતિમાં ઠેરઠેર જોવા મળે છે. પરંતુ કેટલીક વાર આવી ઉપમાઓ ઉપરાછાપરી આવતાં મૂળ વિષય સુરેખ બનવાને બદલે વાચકનું ચિત્ર ઉપમામાં જ અટવાવા લાગે છે. આ વસ્તુ તરફ લેખકે લક્ષ આપવું જરૂરી લાગે છે.

વળી લેખક જણાવે છે કે, વાર્તાનાં પાત્રો તેમની આસપાસ સર્જાયાં છે. પાત્રોને જીવતાં જાગતાં બનાવવા માટે તેનો તલસ્પર્શી પરિચય આવશ્યક છે. કિંતુ પ્રસંગ ને પાત્રને વાર્તાના રૂપમાં ઉતારવા માટે કલાભર્યા દૃષ્ટિબિંદુથી આવશ્યકતા છે.

આ કળા સિદ્ધ થતાં આમાંની કેટલીક વાર્તા કેવળ પ્રસંગ જેવી જ લાગે છે તે સાચી વાર્તાના રૂપમાં પલટાતાં વાર નહિ લાગે.

આ લેખકની કૃતિઓ ઉત્તરોત્તર કલાત્મક બનતી જશે એવી અમને આશા છે અને તે સાથે અમે ઇચ્છીએ છીએ કે વાર્તારસિક વર્ગમાં આ વાર્તાગુચ્છ આદર પામે.

મૂ.

## અપ્સરા અને બીજાં નાટકો

લેખક : શ્રી. ઇન્દુલાલ ગાંધી, કરાચી. કિ. રૂપિયો એક

શ્રી. ઇન્દુલાલ ગાંધી કવિ ઉપરાંત સજીવ નાટકોના સર્જક લેખે પણ આપણી વચ્ચે સારી રીતે જાણીતા છે. 'અપ્સરા અને બીજાં નાટકો'માં પ્રકટ થયેલ પાંચ નાટકો-અપ્સરા, મોતી વિનાની છીપ, પતનના પડોશીઓ, અજાણી મોહકતા અને અને અનામિકામાં શૈલી, વસ્તુ અને કલ્પના સાથે વાસ્તવિક સત્યોનો સુમેળ સ્પષ્ટ જોઇ શકાય છે.

એક આદર્શવાદી અને કલ્પનામાંજ ઘૂમતો પુરુષ, જે પ્રત્યેક સુન્દર સ્ત્રીનાં સૌન્દર્યમાં મસ્ત થઇ પ્રેમ-ઘેલો બની જતો, તેની સાબૂત ઠેકડી 'અપ્સરા'માં કરી છે. એમાં હાસ્ય છે પણ સચોટ કટાક્ષ સાથે જીવનભર યાદ રહી જાય એવું તાદૃશ દૃષ્ટાંત છે.

'મોતી વિનાની છીપ'માં ભિન્ન ભિન્ન માનસ અને હૃદય ધરાવતી બે સ્ત્રીઓનાં ચિત્રો છે. પ્રેમની ચિનગારીમાંથી ઉદ્‌ભવતો ભડકો અને ફરી તેનું શમી જવું-એ બતાવવામાં લેખકની સાચી કલાનાં દર્શન થાય છે. વિષાદ અને કારુણ્યના પડદા પાછળ લપાયલી સાચા પ્રેમની ભાવનાનાં દર્શન થાય છે. પતનના પાડોશીઓમાં પ્રચારવેડા છે. શરાબ વિરુદ્ધ અભણ જનતાનું માનસ ઘડવા પૂરતી એ કૃતિ ઠીક છે. 'અજાણી મોહકતા'માં દેશી રાજાઓનાં હીન માનસનું દર્શન થાય છે. દેશી રાજાઓનાં ખાનગી જીવન અને કૌટુમ્બિક સંબંધોનું આમજનતાથી ખૂબ દૂર દૂર પડી રહેલું ચિત્ર લેખક આપણી સમક્ષ ખડું કરી દે છે. 'અનામિકા'માં દેશસેવા પાછળ વિરલ ફનાગીરી દાખવનાર એક કુટુમ્બની કુરબાનીની કથા છે. 'ગરીબને પણ સ્વમાન છે' એ ભાવનાને નાટક અંતે હૃદયમાં આછો ચમકાર કરાવી જાય છે.

દરેક નાટકમાં સુન્દર વિચારમૌક્તિકો વેરણછેરણ દશામાં માલૂમ પડે છે એમ નાટકોમાંથી પણ લેખક સ્પષ્ટ કરે છે. શ્રી. ઇન્દુલાલ ગાંધીનાં કાવ્યોમાં માલૂમ પડતી અવિશદતા નાટકોમાં બિલકુલ નથી એ ખાસ નોંધવાપાત્ર બીના લેખાવી જોઈએ, પણ એમની કવિતામાં માલૂમ પડતો શબ્દોનો ધનગનાટ અહીં પણ પોતાની હાજરીનાં દર્શન દે છે, જાણે એમ ન સિદ્ધ કરતાં હોય!— આ કૃતિ કવિ ઇન્દુલાલ ગાંધીની છે.

તખ્તાલાયકીનો હક્ક ધરાવતો આ નાટ્યસંગ્રહ આપણી સાહિત્યસભાઓ દ્વારા ભજવાય તો વધુ દીપી ઊઠે એમાં તો લેશ પણ શક નથી.

મીનુ દેસાઈ

# ચર્ચાપત્રો

**કવિતાના તંત્રીશ્રી,**

ગઈ તારીખ ૧ લી ફેબ્રુઆરીના 'કવિતા'ના અંકમાં શ્રી રામપ્રસાદ બક્ષીએ 'કાવ્યમધુ'વાળો લેખ લખ્યો છે. તેમાં ગઈ દીવાળીના 'ગુજરાતી'ના અંકમાં મારી એક કવિતા "આવો નવરાજન ! અમ આંગણે રે !" મથાળા હેઠળ છપાઈ હતી તે પર એમણે એવી ટીકા કીધી છે કે "સિદ્ધહસ્ત કવિશ્રીથી પણ એના પ્રથમ ચરણમાં જૂનો ઢાળ પકડાયો નથી." એ વાંચીને મને આશ્ચર્ય થયું કે લગભગ ત્રીસ વર્ષથી આ ઢાળનાં મેં અનેક કાવ્યો લખ્યાં છે તેમાં કોઈએ કેમ મારી આવી ગંભીર ક્ષતિ પકડી બતાવી નથી. એ ઢાળની રચના સમજવામાં મારી કાંઈ ભૂલ થતી હોય તો તે જાણવાને માટે હું આતુર છું. માટે આશા છે કે શ્રી રામપ્રસાદ બક્ષી એ ઢાળનું પિંગળ સ્પષ્ટ રીતે મને દર્શાવે અને તેમાં એ ઢાળની પ્રથમ પંક્તિના સંધિ પાડી તેમાં દર સંધિએ કેટલી માત્રા આવે છે તથા તાલ કયાં કયાં આવે છે તે જરા વિસ્તારથી અને સ્પષ્ટતાથી સમજાવશે તો મારા પર તેમજ ગૂજરાતના બીજા કવિતાલેખકો પર તેઓ આભાર કરશે.

જૂના ઢાળમાંથી એ પ્રથમ લીટીઓના ઉદાહરણો આપીને તેમજ એ ઢાળ કવિશ્રી નાનાલાલે પણ ઘણે ઠેકાણે વાપર્યો છે તેમાંથી પણ દૃષ્ટાંતો આપીને તેઓ સમજાવશે તો આભાર થશે.

દાદર　}　લિ. સેવક
તા. ૮-૩ ૧૯૪૨　}　**અરદેશર ફ. ખબરદાર**

**કવિતાના તંત્રીશ્રી,**

'આવો નવરાજન ! અમ આંગણે રે' એ કવિતા પરની મારી ટીકાને અંગે કવિશ્રી ખબરદારે કરેલી માંગણી સ્વીકારીને આ પત્ર લખું છું તેમાં કવિશ્રીને કે ગુજરાતના કવિને બોધ આપવાનો હેતુ નથી; પ્રસ્તુત પ્રાચીન ઢાળના વિશિષ્ટ ગેયસ્વરૂપને કાયમ રાખવા માટે માત્રાસંખ્યા ઉપરાંત જે તત્વ જાળવવું પડે છે તે જ દર્શાવવું છે.

કવિશ્રીની હંમેશની ચોકસાઇ મુજબ એમણે માત્રાસંખ્યા બરાબર જાળવી છે. આ ઢાળની પ્રથમ પંક્તિમાં છ છ માત્રાનો એક એવા પાંચ સંધિ છે, અને બીજીમાં એવા ચાર સંધિ છે; તે તો કવિશ્રી ખબરદારની આ કૃતિમાં બરાબર છે—એમની કૃતિમાં એ બાબતમાં ક્ષતિ હોય નહિ.

ત્યારે મૂળ ઢાળ કઇ બાબતમાં પકડાયો નથી એ બતાવવું રહે છે.

પ્રથમ પંક્તિમાં આ ઢાળનું મૂળ ગેયરૂપ છે તે કવિશ્રીની કૃતિમાં યથાવત જળવાયું નથી; બીજી પંક્તિમાં જળવાયું છે; જે તત્ત્વનો નિર્દેશ હું કરવા ઇચ્છું છું તે બીજી પંક્તિમાં વિદ્યમાન છે તેથી એ બીજી પંક્તિ પ્રથમ લઇશ.

કવિશ્રીની કૃતિની બીજી બીજી પંક્તિઓ તપાસીશું તો જણાશે કે એમાંના ચાર સંધિમાં છેલ્લા સંધિનું રૂપ એક જ નિશ્ચિત પ્રકારનું સર્વત્ર જળવાયું છેઃ પહેલા ત્રણ સંધિઓમાં લઘુગુરુની જેવી અનુકૂળ પડી તેવી વ્યવસ્થા કરી છે, પણ છેલ્લા સંધિનું સ્વરૂપ, પાંચ માત્રા સુધી લંબાવાતા એક ગુરુ અક્ષર અને એક લઘુ અક્ષર એવું સ્વરૂપ, અવિકૃત જાળવ્યું છે. અને છેલ્લા સંધિનું આ સ્વરૂપ મૂળ ઢાળના ખરા સ્વરૂપને જાળવી રાખે છે. આ છેલ્લા સંધિની છ માત્રા આ સ્વરૂપને તજીને બીજી કોઇ અક્ષરવ્યવસ્થાથી પૂરી કરી હોય તો મૂળ ઢાળ બગડી જાય. અર્થાત્ બીજી પંક્તિમાં છેલ્લો સંધિ અમુક જ સ્વરૂપનો હોવો જોઇએ એવી આ ઢાળની મક્કમ માગણીછે અને તે કવિશ્રીએ બરાબર પૂરી કરી છે.

પ્રથમ પંક્તિમાં બીજી પંક્તિ કરતાં એક સંધિ વધારે છે; બીજી પંક્તિમાં છે તેમ ચાર સંધિ ઉપરાંત પાંચમો એક વધારે. મૂળ ઢાળ પ્રમાણે પ્રથમ પંક્તિનો ચોથો સંધિ પણ બીજી પંક્તિના ચોથા સંધિ જેવો જ નિશ્ચિતરૂપનો હોવો જોઇએઃ પાંચ માત્રા સુધી વિલમ્બિત થતો એક ગુરુ અક્ષર; અને એક માત્રાનો લઘુ અક્ષર અને વધારાનો પાંચમો સંધિ છે તે ત્રણત્રણ માત્રા જેટલા લંબાતા બે ગુરુ અક્ષરોનો છે. આવું મૂળ ઢાળનું ખરૂં સ્વરૂપ છે. આમાં, કવિશ્રીની કૃતિમાં,પ્રપાંચમો થમ પંક્તિમસંધિ જોઈએ તેવો જ છે, પરંતુ ચોથો સંધિ કેટલીકડીઓમાં) ઉક્ત પ્રકારનો નથી. આથી જ મારે કહેવું પડ્યું હતું હતું કે આ કાવ્યમાં પ્રાચીન ઢાળ પકડાયો નથી.

આ જ ઢાળના અન્યકાવ્યમાં કવિશ્રીએ પ્રાચીન ઢાળ બરાબર જાળવ્યો છે તે તો રાસચંદ્રિકા જોનારને સ્પષ્ટ જણાશે.

૨૦-૪-૩૨ }　**રામપ્રસાદ પ્રે. બક્ષી**
**સાન્તાક્રુઝ** }

(મુખપૃષ્ઠ ૩થી ચાલુ)

ફેરફાર કરવા ઇરાદો રાખીએ છીએ. અલબત્ત, કદનો ફેરફાર મુદ્રણની સગવડ અને વધુમાં વધુ મૅટર આપવાની દૃષ્ટિએ જ હશે.

આ વાતની ગ્રાહકો નોંધ લઈ રાખે અને એના અમલની જાહેરાત કરીએ ત્યારે સહકાર આપે એવી વિનતિ કરીએ છીએ.

**સુરતની નર્મદ સાહિત્ય સભા**

સુરતની નર્મદ સાહિત્ય સભાએ સંવત ૧૯૯૬ની સાલથી ગુજરાતી સાહિત્યના અભ્યાસની બે પરીક્ષાઓ—ઉત્તમા અને મધ્યમા-લેવાની યોજના કરી છે. આપણે ત્યાં કેવળ સાક્ષરતા જ વધતી જતી નથી પરંતુ સાથે સાથે સાહિત્યવાચન પ્રત્યેની અભિરુચિ વૃદ્ધિંગત થતી જાય છે તેની પ્રતીતિ આ સભાના મંત્રી શ્રી ભાનુશંકર જોષીની સહીથી પ્રસિદ્ધ થયેલ પત્રિકા પરથી મળી રહે છે. કુલ બાર જેટલાં એનાં કેન્દ્રો છે અને તેટલા જ કેન્દ્ર સંચાલકો છે. ઠીક ઠીક વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓ એનો અભ્યાસક્રમ ઉપાડી લઈ, પરીક્ષાઓ આપી, સભાની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ એની પદવી અને પારિતોષિકથી વિભૂષિત થાય છે.

સભાની આ સફળ પ્રવૃત્તિને અમે ઉત્તરોત્તર યશ ઇચ્છીએ છીએ. સભા અને તેની સાહિત્યપરીક્ષા માટે વધુ માહિતી માટે મંત્રી, નર્મદ સાહિત્યસભા, હવાડિયા ચકલો, સુરત, એ શિરનામે પત્રવહેવાર કરવો.

(પૃષ્ઠ ૧૩૩થી ચાલુ)

લક્ષ્યસ્થાન પણ હૃદય છે ગદ્યમા માનવહૃદયને ડોલાવવાની એટલી તાકાત નથી, એટલે જ જે ગદ્ય માનવહૃદયને ડોલાવી શકે છે તેને પણ પદ્ય તરીકે ઓળખાવવામા આવે છે

મહાત્મા ગાંધીજીએ એકેય કાવ્ય લખ્યુ નથી, છતાય કેટલીક વાર એમની અભિવ્યક્તિનો પ્રવાહ એવો વહે છે કે એમા વાચક તણાઈ જાય છે એનુ કારણ એ છે કે મહાત્માજીનુ મન નહિ પણ હૃદય બોલે છે અને લખે છે

શબ્દો તો માત્ર પોશાક છે વસ્ત્રપરિધાનની કલામા એક વ્યક્તિ ગમે તેવી પાવરધી હોય છતાય જો એના દેહ-ચહેરાના દર્શન જ અકારા લાગતા હોય તો એના ગમે તેવા મહા મૂલ્યવાન પોશાકની કશી જ કીમત નથી, તેમ કવિની શબ્દસમૃદ્ધિ ગમે તેવી વિપુલ હોય તો પણ સાચા હૃદયમંથન વિનાની કવિતા વાચકોને-શ્રોતાઓને અપ્રિય લાગે છે

પરતુ કાકા કાલેલકર કહે છે તેમ દરેક પોતાના સસ્કાર અને પોતાની મનોરચના પ્રમાણે વિષય પરત્વે અમુક જ શૈલીમા બોલી શકે છે

એટલે જ શૈલીના ઘડતર પાછળ પણ લક્ષ અપાવુ જોઈએ કાર્લાઇલ કહે છે કે ભાષાશૈલી એ કઈ લેખકનો પોશાક નથી કે એ ગમે ત્યારે ઉતારી શકાય અને પહેરી શકાય શૈલી એ પોશાક નથી પણ જીવતી ચામડી છે

અલબત્ત, કાર્લાઇલનુ આ કથન લાગે છે એટલુ સાચુ નથી ભાષા અને શૈલી, અલબત્ત, અગત્યના છે, પરતુ કવિતાનુ સર્વસ્વ એ જ નથી ભાષા અને શૈલી વિનાનુ સર્જન કવિતા હોઈ શકે છે, જ્યારે ભાષા અને શૈલી માત્રથી કવિતાનુ સર્જન થતુ નથી

* કોઈકે કહ્યુ છે તેમ 'An ocean of thoughts in a drop of language is the real great poetry

પરતુ "આધુનિક યુગની કેવળ ઉપર ઉપરની અને વિચાર વગરની અશાંત અને અવ્યવસ્થિત જીવનક્રિયાને પરિણામે અતરાત્માના ઊંડાણમાથી ઊગતી કાવ્યપ્રેરણા અને ઉચ્ચ વિરાટ દર્શનશક્તિ અભડાય નહિ એ ખાસ ધ્યાનમા રાખવાનુ રહે છે. મેથ્યુ આર્નોલ્ડે કહ્યુ છે કે કવિતા એ તો જીવનનુ સમીકરણ છે એ સમીકરણ, લીનોતરીમાથી પસાર થતા પારદર્શક ઝરણાના જેવુ નિર્મળ ચારિત્ર્ય જ્યા સુધી જીવનમા છનોછળ ભરાઈ જઈ કલાદ્વારા સત્યરૂપે બહાર ન પડે, ત્યા સુધી ન જ થઈ શકે અતિ લાગણીને લઈ સર્જનમા ઘેલાપણુ ન પેસે એ પણ એટલુ જ જરૂરી છે અતિ વાસ્તવ દર્શન કલ્પકતાને કરુણ બનાવે છે, અને એવુ વાસ્તવ દર્શન ઘણી વાર ખોટા બનાવોની જડતા પણ લાવે છે. એક વખત પ્લેટોની કલ્પના કાવ્યો સામે એ ફરિયાદ હતી કે કલ્પનાકાવ્યો કવિની વૃત્તિના વેગને વધારે છે, અને બુદ્ધિના તેજને ઘટાડે છે આ આક્ષેપનો પરિહાર કરતા એરિસ્ટોટલ વૈદકશાસ્ત્રની એક ઉપમાનો પ્રયોગ કરે છે અને કહે છે કે "કાવ્યો ઉદ્દીપક નથી, પણ રેચક છે, અર્થાત્ વૃત્તિઓને ઉછાળના નથી પણ એને આત્મામાથી બહાર કાઢી નાખે છે અને એ રીતે આત્માને સ્વચ્છ કરે છે."

## 'એક્ટીંગના હુન્નરનુ વ્યવહારુ શિક્ષણ'

સમગ્ર ગુજરાતી સાહિત્યમા આ વિષયના પુસ્તકો કેટના? એમ મનમા પ્રશ્ન ઉદ્ભવે ત્યારે સૌ પહેલા તો આ જ પુસ્તકને ગણાવવુ પડશે ધધાદારી નટો પોતાને ગમે તેટલા કુશળ માનતા હોય પણ અભિનયના મતભેદો તો આવવાના જ શ્રી ફિરોજ શાહ મહેતાએ અભિનયની અનેક બાજુ આમા રજુ કરી છે આવા શાસ્ત્રીય વિષયને આમ સાદી અને સીધી રીતે રજુ કરવામા જે આવડત જોઈએ તે શ્રી મહેતા સારી રીતે બતાવી શક્યા છે આપણે ત્યા તો હજી નવી રગભૂમિ પણ ઊભી થઈ નથી જે કોઈ છૂટાછવાયા પ્રયોગો થયા છે-થાય છે તેની કચાશ અજાણી નથી ચાળાચસ્કાને બાદ કરીએ તો પણ થોડા ઘણા અભિનયની જરૂર દરેકને પડવાની જ છે એની ના પાડી શકાય તેમ નથી તેમ દસ્યો, પ્રકાશયોજના, સગીતયોજના તમામની જરૂર પણ પડવાની જ છે એની ના પાડી શકાય તેમ નથી આ પુસ્તકમા સૂક્ષ્મકલાદષ્ટિથી આ તમામ વિષયોને સારી રીતે ચર્ચ્યા છે એજ આ પુસ્તકની ઉપયોગિતા બનાવે છે આવુ પુસ્તક પ્રગટ કરવા બદલ શ્રી મહેતાને અભિનદન.

ઇન્દુલાલ ગાંધી

## ક્ષુલ્લક વસ્તુ ક્ષુલ્લક નથી—

"કવિતા"ના સપાદકશ્રી,

ન મળ્યાના બહાના હેઠળ એક મિત્રે કવિતાના પ્રથમ અકની માગણી કરી અને અને તે તેમને માટે ઘરેથી ઊચકી જતા તેમા છપાયલા શ્રી વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદીના "કાવ્યસ્પર્શ" પર નજર પડી આ પહેલાય આ લેખ વાચ્યો હતો, તે ફરીથી જોતા વિચારો આવ્યા ક્ષુલ્લક વિષયોને કવિતામા ઉતારવાના હમણા વધુ પડતા રિવાજનો તેઓ વિરોધ કરે છે અને તેનુ કારણ તેઓ બેચાર નબળી વસ્તુઓ ટાકી એમ કહે છે કે તે વસ્તુઓનો ગુન્હો ક્ષુલ્લક વિષયોની પસદગી હતો પણ ક્ષુલ્લક વિષય પર રચાયલી કૃતિઓ હૈયાને હચમચાવી શકે અને તેમા કાવ્યસ્પર્શ હોય છતાય તે કાવ્ય નથી? ક્ષુલ્લક વસ્તુઓના બનેલા ક્ષુલ્લક વિષય મેઘને બતાવી કવિ કાલિદાસે કાવ્ય લખ્યુ રામાયણ મહાભારતમા જે વસ્તુઓને ક્ષુલ્લક ગણી ફેકી દેવામા આવી છે અગર તો જેના પર થોડીક જ લીટીઓનો મારો ચલાવવામા આવ્યો તેવી ક્ષુલ્લક વસ્તુઓ ઉપર મહાન કાવ્યો અને મહાન નાટકોના સર્જનો મહાન સર્જકોએ કર્યા છે તે સર્વવિદિત છે ઘણી વખત તો ક્ષુલ્લક વસ્તુઓમા જ કાવ્યસ્પર્શ અનેરો મળી આવે છે. કેક કાપરા ક્ષુલ્લક વિષયો પર પોતાની સર્વ શક્તિ ખર્ચતા નથી? दैवायत्तं कुलेजन्म मदायत्तं तु पौरुषम् ॥ યાદ રહેવુ જોઈએ એટલે જ કહેવાનુ એટલુ છે કે ક્ષુલ્લક વિષયનુ ક્ષુલ્લક હોવાપણુ એ દોષ નથી. ક્ષુલ્લક વસ્તુ ક્ષુલ્લક નથી તો તે ક્ષુલ્લક રીતે લખાઈ નથી

તમારો,

ભગીરથ મહેતા

KAVITA Regd No B. 4652



## ગૂંથણી








**તંત્રીઓ : ઇન્દુલાલ ગાંધી** (સમરસેટસ્ટ્રીટ. કેમ્પ, કરાંચી). **મગનલાલ લાલભાઈ દેસાઈ** મુ. મોગરાઈ, પો. વાપી, વાયા દમણ. **રતુભાઈ દેસાઈ** 'કવિતા કાર્યાલય', શિશુ મંદિર, ૧૩, પાર્ક રોડ, વિલેપાર્લે (પૂર્વ). વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયો દોઢ. પરદેશમાં ચાર શિલિંગ. છૂટક નકલ આના ત્રણ. ગ્રાહકોનાં લવાજમ, બદલાનાં પત્રો, અવલોકનનાં પુસ્તકો, લખાણો તેમજ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું–**રતુભાઈ દેસાઈ, 'કવિતા' કાર્યાલય,** શિશુમંદિર, ૧૩ પાર્ક રોડ, **વિલેપાર્લે.**

વાર્ષિક લવાજમ
રૂપિયો દોઢ
દેશમાં

# ક * વિ * તા

: તંત્રીઓ :

ઈન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

વાર્ષિક લાવજમ
ચાર શિલિંગ
પરદેશમાં

જૂન ૧૯૪૨ વર્ષ : ૧ : અંક ૧૧

## પથ્થરની વેદના

(પ્રવાહી અનુષ્ટુપ)

ધરતીકંપ ને ગાંડાં મહાપૂર, દુકાળને
અગ્નિનાં તાંડવો જોતો બળતાં મ્હેલમાળને

ટાઢમાં ઠૂંઠિયું વાળી તાપમાં તપતો રહ્યો;
વર્ષામાં જળબંબોળે ભીંજતો ધ્રૂજતો વહ્યો.

ધરાએ દેહને ઢાળી વ્યોમને ભાળતો રહ્યો
ઊંચા આદર્શને હૈયે આંખોથી ચાળતો ગયો.

ફૂટતાં પાદપે સૂકા મ્હોર, કૂંપળ, પાંદડી
અને કૈં વિહગો જોઈ એમ હું શોચતો રહ્યો:

મને યે ફૂટશે પાંખો ફૂટડી આજકાલમાં
ઘેરાવો આભનો આખો ઘૂમી આવીશ ફાળમાં.

તારકકુંડનાં થોડાં બિંદુઓ લઈ પોંશમાં
તરસ્યા કંઠની મારી તૃષા ટાળીશ હોંસમાં.

તપેલી યુગથી આંખો અનંતે મીટ માંડતાં
ઠારીશ દૃષ્ટિને મીઠાં થંડાં દૃશ્ય નિહાળતાં

વ્યથાઓ યુગજૂની જે દેહને વળગેલ તે
ખંખેરી નાખવા હૈયે સ્વપ્નો ખૂબ રચેલ મેં.

સંગાથી સાથિયો મારા, પાડોશી કંઈ કાળના
આગન્તુકો વળી નાના આવેલા આજકાલના;

ચઢીને શિલ્પીને હાથે ટંકાઈ ટાંકણે બધા
ઉચ્ચ સ્થાને જઈ બેઠા પેઠા સ્વર્ગસુખે સદા.

ઊડીને કોક તો ઊંચે બેઠા તાજમિનારમાં
સુરીલાં સંગીતો સુણે જમુનાની સિતારનાં.

કુંજે કાશ્મીરની બીજા પડ્યા જેહ કતારમાં
પીએ તે રાંત ને દાડો સુધાપાન પ્રકારનાં.

ઝુલંતા કો ઝરૂખે ને ગવાક્ષે હેમહર્મ્યની
બેઠા કૈં વાતડી માંડી સંધ્યાશું ઉરમર્મની

આસન્ન મંદિરે બીજા થયા દેવ રૂપો ધરી
પામતા ભક્તિ ને પૂજા, અંજલિ પત્ર પુષ્પની.

અભાગી એકલો હું જ અરેરે, સરજાયલો
યુગોની કાળની ધારે ખૂબ ખૂબ ઘસાયલો.

પડ્યો આહીં થઈ ન્હાણો દુઃખ દર્દ બધાં સહું.
અરે, કોક અભાગીને કદિ હાથ જઈ ચઢું.

ફોડશે જોરથી માથું રાતું રક્ત વહાવશે
અભાગી ભાગ્યની દોરી તોડવા કૈંક ફાવશે.

મારે તો હાય, રે કિંતુ ભાગ્યને સોસવું રહ્યું
દેખતાં, દાઝતાં, રોતાં, આયખું માહરું વહ્યું!

રતુભાઈ દેસાઈ

*

## પથ્થરને આશ્વાસન

વિષાદ ધર ના વ્હાલા! આંસુ આણ મ નેનમાં,
શોભતું ના તુને બંધુ, ઢળવું અંતર્ઘેનમાં.

ટાઢમાં ધ્રૂજતાં, તાપે તપતાં, દેહ ગાળતાં,
વર્ષામાં જળબંબોળે ભીંજતાં; મેઘ ભાળતાં—

ફૂટશે ફૂટશે નક્કી પાંખો, નવલી લાગશે,
મૂર્તિઓ બોલશે મૂગી પથ્થરે પ્રાણ જાગશે.

ઊંડે પેટાળથી જ્યારે પ્રચંડ કંપ ઊઠશે
વહ્નિ લાવા ઊડી જ્યારે સહસ્રમુખ ફૂંકશે.

ઢળશે માળ ને મ્હેલો, મંદિરો વ્યોમ ચુંબતાં;
નીચે વસુંધરા ખોળે, પેલાં પોચટ દેવલાં—

તૂટી ફૂટી કણીઓશાં મિટ્ટીમાંહી મળી જશે,
ત્યારે તું શૈલશો બંધુ! હેમખેમ ઊભો હશે,

ધ્રુવ શો ધરતી અંકે વ્યોમતારક ભાળતો,
હૈયા કેરી અબોલે કૈં નાનાં જીવન બાળતો.

થાકેલા પાન્થને કાજે બેસણું ઘડીનું થતો
પરબકુંડી તું વા કૈં પંખીઓની થઈ જતો.

એમ ને એમ તું જાજે ઊંડે અનંતમાં સરી,
પૃથ્વીને પગથારેથી કેડીઓ નવલી કરી.

# શ્રીમતી બી. એ.

'દેખના શ્રીમતી બી. એ' ખરૂઆ એમ ઉચ્ચરી,
દાર્શનિક સમું સ્મિત ફેંકી આઘે ગયો સરી.

નિરૂપવાનું સુખનો મિજાજ
શું લેખિનીથી મુજ શકય આજ ?
તારું સુણી જીવનગીત મીઠું
રહે અપેક્ષા મુજ કાવ્યની શું ?
કારુણ્યને સાગર ક્ષુબ્ધ થાવું,
છતાંય મારે તુજ ગીત ગાવું !

વિશુદ્ધિ માપવા કાજે સળી કો હેમની પડે
અગ્નિશિખા મહીં–એવી શ્રીમતી નજરે ચડે !

પ્રવેશતાં શારદબાગ ચોકમાં
ઉમંગઘેલી પગલી પડી હશે;
ક્રમે ક્રમે જીવનવેલ મ્હોરતાં,
વિશાળ કો વૃક્ષ પરે ચડી હશે !

કિન્તુ ના,–ભાવિ ઈર્ષ્યાળુ બની ત્હારા સુભાગ્યનું,
શરાબી કંથ સંગાથે મૂકીને વ્યંગમાં હસ્યું !

ને તું તજીને ગૃહિણી તણાં તે
સમાજનાં પોકળ બંધનો ને
પળી પથે જીવનના અકેલી,
ઉરે શમાવી કટુ શબ્દ હેલી.
સંસારની કેદ સદા ઉદાસી
મીરાં સમી, શુષ્ક તનેય ભાસી
ને ભોમકા ઈષ્ટ વસાવવાને
બની રહી તું જગમાં પ્રવાસી !

હૈયાની વેદના તારી કોઈએ નવ પૂછતું,
આંસુઓ નેનનાં તારાં કોઈએ નવ લૂછતું.

લૂછે ન કોઈ, ઉલટું સમાજે,
ત્યકતા કહીને તુજ કીધ હાંસી;
જાણે તને સત્ય વિચાર કાજે
સજા તરીકે દઈ દીધ ફાંસી !
કૈં કોડ મોંઘા, કંઇ ઝંખનાઓ;
મનોરથો, મોહક ભાવનાઓ,
ફુટી જતાં બુદ્‌બુદ શાં નિહાળી
શકી નહીં તું તવ શેષ ખાળી !

મળી ગયો એક અજાણ સાથી,
એણે દીધું સાન્ત્વન સૌમ્યશબ્દે

પરંતુ એ યે ધગ્તી તણી શે
તોષી શકે અંતરની પિપાસા ?
પ્રચંડ તું પાવકજાળ, માનિની !
રહી દઝાડી લઘુકાય એની !
દેખીને છિદ્ર તારી એ ન્હાનેરી ભગ્ન નાવમાં,
નીર કારુણ્યકેરાં ત્યાં ધોધમાર ધગી રહ્યાં !

સીતા સમી ઓ ધરતી સુતા ! તેં
ચહી ફરી ગોદ સુશીતલા એ;
આલિંગને અંતરમાં સમાવી
એણે તને તાપ થકી બચાવી !
આવી ઊભી જીવનદ્વારસંધ્યા,
ન તોય પંથે તવ પાય થભ્યા !

'મેં કોન હું–કોન હું ઓ તુમ્હારી ?,'
જેને રહી'તી દિન રાત પૂછી,
આવી ઉભો તે તુજ આંખ સામે
ઊકેલવા પ્રશ્ન પરંપરાને;
ના ઝિંદગી આ બરબાદ જેની,
અખંડ જે જ્યોતિ સદા ઝગેલી
સમાજના સૂસવતા સપાટા
અનેક એને શ્રસવા ધસે છતાં !

ને સ્રીત્વ એનું નિજ માન મોંઘું
કૃતાર્થ, જ્યાં રાજકુમારીને એ
રહ્યો ઝુલાવી નિજ ભાવભીનું
જમાવતાં હાલરડું પુરૂષ !
પડી ગઇ મોહક ઘેનમાં ઓ !
જે ઘેન નાના જગની સીમાઓ
ઉચ્છેદતું દૂર–સુદૂર લાવે,
ને ભોમકા મંગલ કો બતાવે–
જ્યાં સ્રી તણી પીયૂષ–પ્રેરણાથી
રહે સદા માનવબાગ મ્હેકી.
વિરૂપતાનો નહિ વાસ; ને જ્યાં
સદા વસંતે વિલસે વનશ્રી !
'સો જા' ભલે સુંદર શ્રીમતી ! ઓ,
ને જ્યોત છો આખર એ બુઝાતી;
વિરાટ વિશ્વે, તુજ મન્ત્ર રૂપે
જીવી રહી: 'સ્રી નરના સમોવડી !'

હરિલાલ પંડયા

# સ હ સ્ર પુ ત્રા—ન ર્સ

ના મંડપે મંગળસૂત્ર પે'ર્યું,
સંસારમાં સપ્તપદે પ્રવિષ્ટા
ના, 'અષ્ટપુત્રા ભવ' શી શુભાશિષ
સુણી, ન સુણ્યા શુભ મંગલાષ્ટક
છતાં કહું તું છ સહસ્રપુત્રા—
કુંવારિકા તોય સહસ્રપુત્રા,
સહસ્રપુત્રા ! ન સહસ્ર માત્ર,
તું લક્ષ, લક્ષાધિકની સ્વધાત્રી
સમી. મળ્યું માનવગાત્ર નાનું,
તેમાં મળ્યું છે ઉર મુષ્ટિ જેવડું
તે પાત્રમાં સ્નેહસમુદ્ર માતા.
ને એ સમુદ્રે તુજ પુત્ર ના'તા.
સહસ્ર પુત્રો તુજ છે વિચિત્ર :
દરિદ્ર, શ્રીમંત, સુબુદ્ધિવંત,
નબુદ્ધિવંતા, શિશુવૃદ્ધ—એવા.
ના વર્ગ, ના વર્ણ, ન જાતિપાંતિ,
જેવા પ્રભેદો તુજ પ્રેમ માને.
આશ્ચર્ય ! કે પુત્ર અનેક તારા
કાયે વયે હોય વડીલ તેવા;
પરંતુ તેઓ ત્રણ માસના શિશુ
સમાન જ્યારે, તુજ પ્રેમ, મૈત્રી,
દયા, દુવાનાં, કરુણા, કૃપાનાં—
અમી સમાં ઔષધ તું પીવાડે
કે ચંદ્રનાં અંશુ સ્વરૂપ શીળાં
પંપાળતા સુંદર હાથ તારા.
તું સ્વચ્છ છે આરસપૂતળી સમી,
ને દૂધધોયાં સમ દેહ, વસ્ત્ર;
છતાં ઉપાડે મળમૂત્ર-ભાણ્ડ,
ચંદ્રા—કરે શોભત લાચ્છના સમાં.
તારા મુખે તો સ્મિતમૌક્તિકો ઢળે.
આ વિશ્વમાં એ સ્મિત તો જવલ્લે,
નિજ જન્મદાતા, નિજ દેહદાતા—
માતા મુખે હોય. ભલે વમે કે
દુર્ગંધવંતા અપશબ્દ ઓકે;
સંતાન તારાં પણ તું જમાડે
રાંધી સ્વસ્નેહાર્ક સમાન પથ્ય—
સ્વાદિષ્ટ, પૂરું પરિપક્વ, પથ્ય;
ત્યારે મને એક વિચાર આવે.
કે મા ધવાડે લઘુમુષ્ટિ જેવા
બે થાનનું અમૃત, તું સમસ્ત
કાયા અને જીવન કેરું સત્વ
ઘોળી જમાડે તુજ પુત્રમાત્રને.
"વિચિત્ર કે હોય વિચિત્રપૂતળી
કે હોય વક્રાંગ અઢાર અંગે,
હૈયાબળ્યો હોય વિમૂઢ, વિકૃત—
એવાં ન દેજો કૃરજંદ દેવ !
વંધ્યત્વ દેજો પણ એ ન દેજો"
લોકાલયે લૌકિક મા ઘણી કહે;
ના તું કહે. લૌકિક ના, અલૌકિક
તું; તું ઘડી અદ્ભુત મૃત્તિકા થકી—
શું ઇશુની સાત્વિક રક્ત—રાખથી !
અપંગની ઠેલણગાડલી તું,
તું લાકડી અંધતણી, સમગ્ર
સમુદ્રને પાન કરે અગત્સ્ય
કે ઝેર પી લે શિવ નીલકણ્ઠ—
તું તેમ પીતી દરિયા વ્યથાના
ને રોગનાં ઝેર મનુષ્યલોકનાં.
દુર્દાન્ત, દર્પી જનરક્ત-ચાટુ
છે મૃત્યુ એના મુખમાંથી ભક્ષ—
શિકાર જાણે વનરાજ—દાઢમાં
સ્વહસ્ત નાખી, બહુ તેં બચાવ્યા.
વળી વળાવ્યા પરલોક—પંથે,
વિરક્ત યોગી સમ નિર્વિકારી
રહી, ઘણા જીવ જ્વલંત દુઃખે.
જીવે સુખે ના પણ તે મરે સુખે—
તૃષાર્ત તોષે તુજ પ્રેમપાને,
ભૂખાર્ત હાશે, તુજ સ્નેહ ભોજને.
માતા, પ્રિયા સ્વસૃ, દુહિતૃ, મિત્ર
તું, એક નારી નહિ પંચનારીઃ
આયા, અહો ! તું ! જનની, કૃપાળી
તું, નિર્વિકારી ઉપસ્થાયિકા હે !
પ્રિયવંદા હે પરિચારિકા ! તું
જ્યારે કરે મિત્રસમાન ગોષ્ઠિ,
ભૂલે ધવાયા દરદી સ્વવેદના,
તું બે'ન જેવી પ્રિયભાષિણી હે !
સંભાળથી પાથરતી પથારી
ને સાચવીને દરદી સુવાડતી;
અને સ્વપુત્રી સમ સેવિકા તું
કો વૃદ્ધની મૂછ ધરી હસંતી.—
તું એક નારી નહિ, પંચનારી;
છે એક ગાત્રે ગુણરૂપ પંચ.
સદાવ્રતે અક્ષયપાત્ર તારું
હૈયું, સુધાપૂર્ણ સહસ્રપુત્રા !

પ્ર.

## નવા ઘડવૈયાઓ *

ઘડાયા ઘાટ અનેરા ભાઈ!
આકાશે અડતી, ફેલાતી,
પ્યાસી ધરતી માઈ,
હો કાળી, હો પીળી, રાતી:
અડતી અંતર માંહિ!—ઘડાયા.

ભલે પડી હો મૂગી આજે,
નિર્જીવ નીંદર માંહ્ય
ધખધખતા જે લાવા ભીતર
ભૂલી કેમ શકાય?—ઘડાયા.

ઊઠયા જો, તોતીંગ પર્વતો,
ભેદી ઘન વનરાઈ;
કરાલ ખડકો, સ્વચ્છ શિલાઓ
ચમકે તડકા માંહિ!—ઘડાયા.

એ આશા, એ બલ અમ હૈયે,
એજ અડગ અધીરાઈ
વાવાઝોડાં વમળ લિયે છો,
અણનમ માથું ભાઇ!—ઘડાયા.

અમે જ એક રૂપે રેતીકણ,
સપના જેવી કાય!
અમે થરકતી સજીવ માટી પણ
જગજીવન ફૂલદાઇ!—ઘડાયા.

આજ અમારી મધુરી આશા
પ્રેમલ સ્વર્ણ સગાઈ,
જીવનની સઘળી—હરિયાળી
હૈયામાં સંતાઇ!—ઘડાયા.

આજ અમે બસ કાળમીંઢ શા,
વજ્રલેપ કણુ ભાઈ,
ઝીકો ઝંઝા, ઝીંકો વીજળી
જુગ જુગ જખમો માંહિ!—ઘડાયા.

સ્વપ્નસ્થ

* તુરતમાં પ્રકટ થનાર ગીતસંચય "રાવણહથ્થો"માંથી

## શાંતિગીત કાં લવું?*

રાત્રી પ્રશાંત નભમાં યમગીત ગાય
ને વાયુયાન નવવહ્નિસ્ફુલિંગ ફેંકે,
મૂંઝે ધરા ત્વરિત ત્યાં અતિ કંપમાન
—સંહાર તાંડવ ધરાપટ કાજ કાંઈ—
શું શંભુએ તૃતીય લોચન છે ઉઘાડયું?
ને શાંત સાગર પ્રચંડ પ્રઘોષ પૂર્યો
હાલી રહે જલધિયાન નિશાન યુદ્ધે
જાણે કરાલ ચિરકાલ સુમેઘ ગૂંજે
શું મથનાંત વિષ વાસુકી નિર્ગલે છે!
ચારે દિશે સમરકુંડ મહાન પેટયા
હોમે મહીં સકલ રાષ્ટ્ર હવિ જનોનાં;
શૂરો ચહે પૃથિવીના પતિઓ થવાને
ને કૈં બીજા નિજ સ્વદેશ સ્વતંત્રતાને.
ધારીને હાથમાં માથાં, ચાલિયા વીર વિક્રમ;
અરે! હું એકલો ભીરુ, શાંતિગીત લવું ક્યમ?

વસંત અવસરે

શાંત शर्वरी नभांत मृत्युगीत घर्घरे
फेकिते विमान अग्निगोल हे स्रवे त्वरे
भस्म मात्र होतसे क्षणी सकंप कधरा
चंद्रमौलि ताण्डवी तृतीय नेत्र उघडि का?
हे क्षणांत गर्जतात शांत सागरावरी
अग्निधूम्र लोल घोर जलधियान संगरी
काल मेघ झुंजतात घोर काय सागरी
वीष ओकि वासुकी समुद्रमंथनी तरी
समरकुंड घोर आज पेटले चहूकडे
आहुति तयांत देत राष्ट्रसंघ हे घडे
शूरवीर पृथ्वि गोल झटिति घ्यावया करी
आणि वांच्छिती कुणी दुजे स्वतंत्रता खरी
शीर घेउनी करी रणार्थ वीर चालले
मीच भीरु शांतिगीत गात एकला खुळे

वसंत अवसरे

* શ્રી વસંત અવસરે જેઓ અવારનવાર મરાઠી કવિતાની રચના કરે છે તેમના એક પદ્યનો અનુવાદ. મૂળ મરાઠી કાવ્ય નીચે છે.

# પદ્યયુગ કે ગદ્યયુગ?

શોભાલાલ

આજના સાહિત્યક્ષેત્રે એક એવી સમસ્યા ઊભી થવા પામી છે કે જેને ભાગ્યે જ પ્રકાશમાં આણી ચર્ચા દ્વારા તેનો યોગ્ય, ઉકેલ કરવામાં આવ્યો છે. આ ઉકેલ કરવામાં મળતી નિષ્ફળતા, તેના ગર્ભમાં મુખ્ય એ ગૂંચવણો રહેલ છે, તેને આભારી છે. જેઓ પોતાના ભાવોને સાહિત્ય દ્વારા વ્યક્ત કરવા પ્રયત્ન કરે છે અને જેઓ આજે જે લખાઈ રહ્યું છે તેમાંથી વધારેમાં વધારે મેળવવાનો પ્રયત્ન કરી રહ્યા છે તેમના મનમાં ઉત્પન્ન થએલી આ ગૂંચવણો છે, એટલે કે સર્જક અને વાચક જે ગૂંચવણોમાં અટવાઇ પડયા છે તે આ ગૂંચવણો છે.

### ગદ્યના ટૂકડા જેવાં પદ્યો

આજના સર્જાતા સાહિત્યના સતત વાચન પછી એ લાગ્યા વિના રહેતું નથી કે, આજે સાહિત્યના પદ્ય અને ગદ્યનાં યોગ્ય આવગાં ક્ષેત્રો કયાં એ વિશેનો પ્રશ્ન વધારે ને વધારે જટિલ બની ચાલ્યો છે. આ પ્રશ્નના ઉકેલ કરવા વિશેની વિચારણાઓને અંતે બહાર તરી આવતાં સત્યો માંહેનું એક સૌથી વધારે વિચિત્ર અને નવાઇ પમાડતું સત્ય તો એ છે કે, જેઓ ગદ્યના વાહન દ્વારા આકાર લેવા મથતા પોતાના મનોભાવોને સહજ અને સરળ રીતે વ્યકત કરી શકે છે, પરંતુ તેજ ગદ્ય લખનાર જ્યારે પોતે માની લીધેલી, કવિતાવાહન દ્વારા કાવ્ય જોડવા પ્રયત્ન કરે છે ત્યારે તેઓ ક્ષુણ્ણ, નકલી અને વિચિત્ર કાવ્યરચનામાં સરી જતા દેખાય છે. પોતે માની લીધેલી કવિતાવાહન દ્વારા જોડાતી તેમની કવિતા એટલે ગદ્યની લીટીઓને મનસ્વીપણે કાપી, તાણી, તોડી છંદના ચોકઠામાં પરાણે બેસાડી દીધેલા શ્લોકોનાં ઝૂમખાં જ. તેઓની આ પ્રકારની કાવ્યરચનાની ક્ષુણ્ણતા, નકલિયાત અને વિચિત્રતા ઘણી વાર તેઓ જે જડસુ અને ઉદ્દંડ છંદરચનાને કામે લગાડે છે તેને આભારી હોય છે, તેમજ ઘણીવાર તેઓ પોતાનાં કાવ્યોની પંક્તિ કે શ્લોકને યમક, લય કે તાલરહિત રાખે છે તેને પણ તેટલી જ આભારી હોય છે. કવિતા લખતો એક બીજો વર્ગ વળી એવો છે કે જે આમ તો કાવ્યમાં નકલીપણાનો દોષ ન પેસી જાય તેનું ખૂબ ધ્યાન રાખે છે, પરંતુ તે આજની કવિતાને ફીસ્સી બનાવવાના ઉપર્યુક્ત પ્રયોગને એક પગલું આગળ ધપાવે છે. આજની કવિતાને નૂતન રૂપ આપવાના કહેવાતા પ્રયોગને આગળ ધપાવવામાં તેઓની પોતાની કવિતા, ગદ્યની લીટીઓના મનસ્વીપણે કાપેલા અને વિચિત્ર ગોઠવણી પામેલા કકડાઓના ઝૂમખાંરૂપ બની જાય છે તે તેઓ જોઇ શકતા નથી. વિચિત્ર આકાર પામેલી તેઓની કવિતામાં પછી આપણે ઊર્મિ, ભાવ, સંગીત કે અર્થની સુસંવાદિતા કે એકાગ્રતા શોધતાં કે કાવ્યનું સમગ્ર સુઘટિત સ્વરૂપ મેળવવા જતાં નિષ્ફળતા પામીએ તો તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું થોડું છે! જેઓ સીધું સાદું પદ્ય લખવા સિવાય અન્ય કંઇ લખતા હોવાનો ડોળ નથી કરતા હોતા તેઓની શબ્દચૂંટણીમાં અને તેના સંચાલનમાં જે કવિત્વભાવના જોવામાં આવે છે તેના સોમા ભાગની પણ ઉપર કહ્યા તેવા પદ્યલેખકોની શબ્દચૂંટણી અને સંચાલનમાં જોઈ શકાતી નથી. આમ હકીકત હોય તો પછી એ પદ્યલેખકો કવિ બનવાના પ્રયત્નો છોડી દઈ સીધું સાદું ગદ્ય લખવા શા માટે પ્રયત્ન નથી કરતા?

### પ્રતિભાસંપન્ન કવિઓને હાથે થતી ભાંગફોડ

એ તો દીવા જેવું સ્પષ્ટ છે કે આ બાબતમાં આજના કવિઓ પોતે જ ઘણા ભાગે દોષિત છે. કવિતાનાં સર્વમાન્ય થએલાં સ્વરૂપો અને સ્વીકૃત રીતિઓના ધોરણોને એક યા બીજી રીતે નવા મૂલ્યાંકનને નામે અવગણીને તેને તોડી ફોડી નાખવાનું નાશકારક વલણ એક પેઢીથી કે તેથી પણ વધારે કાળથી જોવામાં આવે છે. આવું કાર્ય જેટલું અલ્પશક્તિ વાળા જોડકણાં જોડનારને હાથે થાય છે તેનાથી કયાંય વધારે તો આવા ભાંગફોડીઆ વલણ ધરાવવામાં જહાલ ગણાતા પ્રતિભાસંપન્ન કવિઓને હાથે થાય છે. તેઓ પોતાના ભાંગફોડ કરવાના વલણ સાથોસાથ પોતાની પ્રતિભાશક્તિ ખર્ચી જે કાવ્યસર્જન કરે છે તેથી તો આજની કવિતાના દેખીતા નાશકારક તત્ત્વને તેઓ ખંડનાત્મક તત્ત્વનું રૂપ આપી એ તત્ત્વને સાચા રૂપે ન રહેવા દેતાં ધૂંધળું બનાવી રહ્યા છે. આથી તેઓ પોતાની કવિતાને જ નહિ પરંતુ આજની સમગ્ર કવિતાને યોગ્ય ન્યાય મળવાના કાર્યમાં અડચણ ઊભી કરી રહ્યા છે અને સાથોસાથ પોતાની સાચી પ્રતિભાને જે માવજત મળવી જોઇએ તે મળવાં દેતા નથી.

### ખંડનાત્મક વલણ

આજના કેટલાક પદ્યલેખકોની રચના—જેને જોડકણાં કહેવામાં કશો વાંધો નથી—જોતાં આપણે તેઓને આજની સાચી કવિતાના વિઘાતક જ કહેવા રહે છે, પરંતુ ભાંગફોડીઆ વલણધારી પ્રતિભાવાન કવિઓને તેઓની પ્રતિભાશક્તિને કારણે આપણે કવિતાના વિઘાતક તો હરગીઝ ન કહી શકીએ. કવિતાનાં સર્વમાન્ય સ્વરૂપો અને સ્વીકૃત રીતિઓનાં ધોરણો પરના આ પ્રતિભાવાન કવિઓના કુઠારાઘાતને આપણે તેઓનું કંઇક દેખાદેખીવાળું અંજનપ્રેર્યું ખંડનાત્મક વલણ કહીશું. આમ કહેવામાં એક કારણ એ પણ છે કે આ સર્ગશક્તિવાળા કવિઓ આજે જે કવિતાના વિચિત્ર પ્રયોગો કરી રહ્યા છે તે મૂકી દીધા પછી જો તેઓ લખવા બેસે તો તેઓની કલમ ખરી મોકળાશ અનુભવી સીધુંસાદું છતાં સુંદર રાગાત્મક ગદ્ય જ સરજે. આ બાબતની ખાત્રી કરવી જ હોય તો કોઇ પણ થોડી જ સર્ગશક્તિની પ્રભુદીધી બક્ષીસવાળા સર્જકનું તેણે વિચિત્ર કવિતાના પ્રયોગ કરવા છોડી દીધા પછીનું લખેલું ગદ્ય જોઈ લેવું. આ બાબતમાં આપણને તરત જ દેખાશે કે કહેવાતી કવિતાના સર્જનપ્રયોગનું લેખન પરત્વેનું તેનું પહેલું પગલું જેટલું વિચિત્ર બની રહે છે. તેથી ઊલટું જ એ પ્રકારનો સર્જનપ્રયોગ છોડીને ગદ્યસર્જનનું લેખનપરત્વેનું તેનું બીજું પગલું તેના સમસ્ત લેખનની મહાન સુધારણાનું પગલું બની ગયું છે.

### આજનો ગદ્યયુગ કે પદ્યયુગ?

અત્રે આ બાબતની લાંબી છણાવટ કરવી પ્રસ્તુત નથી તેમ

આ વિષય પણ ઘણો વિસ્તૃત છે પરતુ કહેવાનુ એટલુ જ છે કે આજે જેઓ લખી રહ્યા છે તેમાના ઘણાખરાઓએ આ સમસ્યા વિશે વિચાર જ કર્યો નથી આ બાબત અનેક પ્રશ્નો ગૂંચળા વળી પડ્યા છે તેમા સૌથી મહત્વનો એક પ્રશ્ન છે કે, આપણે જે યુગમા જીવી રહ્યા છીએ તે યુગ સહિત્યના કયા ભાગને વધારે આવકારે છે? ગદ્યને કે પદ્યને? એવા કેટલાક ઐતિહાસિક કાળો આવી ગયા જેમા જે અતિ ગૌરવનુ અને મહત્ત્વનુ હતું તેમજ જે સર્જનાત્મક આકારનુ હતુ તે બધુ કવિતા-પદ્યદ્વારા વ્યક્ત થઈ આકાર પામતુ, જો કે પ્રતિભાવાન લેખકો દ્વારા તે કાળમા સાથેસાથ ગદ્યમા પણ સર્જનો થતા એવા પણ કાળ આવી ગયા જેમા ઉપર કહ્યુ તેનાથી ઉલટુ જ બનતુ અલબત્ત, આ સત્યથી તે તે કાળના સર્જકો જ્ઞાત નથી હોતા એ પણ એક સત્ય હકીકત છે પરતુ થોડો સમય પસાર થયા પછી બીજી પેઢીએ લગભગ શોધી કાઢ્યુ કે ગદ્યના ભોગે અમુક કાળમા પદ્ય કેમ સર્વોપરિ સત્તા ભોગવતુ હતુ અને અમુક સમય માટે પદ્યના ભોગે ગદ્ય કેમ એક ચક્રે પોતાની આણ વર્તાવી રહ્યુ હતુ જો સાહિત્યપટે ભૂતકાળમા આવા કારણો શોધી કાઢી શકાયા તો એ શુ શક્ય નથી કે આપણે પણ આપણા આ યુગમા શુ બની ગયુ શુ બની રહ્યુ છે અને શુ બનશે એ શોધી કાઢી શકીએ? જો આ યુગ ગદ્યનો જ હોય તો આજની કવિતાને બંધનમાથી પોતે છોડાવી રહ્યા છે એમ માનનારા મુક્તછદોના અને અપદ્યાગદ્યના પ્રયોગ કરનારા લેખકોના એ પ્રયાસો ગદ્યના આરાને પખાળતા પ્રચડ અને ઘૂમરીઓ-જટિલતા પેદા કરતા સજોગોરૂપી સરોવરના હૈલે ચડેલા જલના મોજા જ છે, અને આથી જ આજે ગદ્યના પ્રયોગ કરનારા એ સાચા અર્થમા કવિ છે, જેને આપણે આપણા આજના યુગના સાચા સર્જકો કહેવા જોઇએ પરતુ આમ કહેવુ એ સપૂર્ણ સત્ય નથી એ આપણે જાણીએ છીએ એટલે જ આપણે આજે ઉચુ ગદ્ય લખતા લેખકોના ઉદાહરણ આપી તેઓને કવિ ગણાવીએ એ સાહિત્યન્યાયનુ નિર્ણયાત્મક સત્ય ન ગણાય આનુ સાચુ કારણ તો એ છે કે કદાચ ગદ્ય અને પદ્ય એમ બન્નેના એકજ યુગમા આપણે જીવી રહ્યા હોઇએ આવા ગદ્ય અને પદ્યના ઘેઘૂર ફાલના એકજ યુગમા સર્જન કરતો સર્જક જ્યારે પોતાના કાવ્યો છદમા લખે છે ત્યારે આકરામા આકરી છદરચનાને પસદ કરે છે, અને જ્યારે તે છદોબદ્ધ કવિતા લખવાનુ છોડી દઈ સીધા સાદા (undisguised) ગદ્યમા લખવા લાગે છે ત્યારે તેનુ સર્જેલુ ગદ્ય રાગાત્મક બનીને ગદ્યના બધા તત્ત્વો જાળવતુ પદ્યની પરમકોટિએ પહોચી જાય છે આવા સર્જકને પીછાનવા જતા પહેલા માત્ર નક્કી કરવાનુ એટલુ જ રહે છે કે આજની સર્જક પ્રતિભાને સહિત્યનુ કયુ વાહન અનુકૂળ છે? ગદ્ય કે પદ્ય? આ ગદ્યયુગ છે કે પદ્યયુગ?*

* તા ૧૦-૫-૪૨ના "પ્રજાબધુ માથી સાભાર ઉધ્ધૃત વિષય ઘણો અગત્યનો અને રસિક હોઇ ઇતર કવિ અને વિવેચક મિત્રો આ ચર્ચાને વિકસાવે અને આગળ વધારે તે માટે તેમને અમે જાહેર આમત્રણ આપીએ છીએ — તત્રી.

# ચર્ચાપત્ર

"કવિતા"ના તત્રીશ્રી,

"કવિતા ના એપ્રિલ-મે ૧૯૪૨ના અકમા ગઈ તા ૯મી માર્ચના મારા પત્રનો ઉત્તર શ્રી રામપ્રસાદ બક્ષીએ આપ્યો છે તે મે વાચ્યો છે હુ દિલગીર છુ કે શ્રી બક્ષીએ 'કે આભમા ઝીણી ઝબૂકે વીજળી રે એ જૂના ઢાળનુ પિંગળ મે વિનવ્યા પ્રમાણે સ્પષ્ટ રીતે આપ્યુ નથી અને ગુજરાતી પિંગળના માત્રા નિયમોની સાથે સગીતની માત્રાઓની ભેળભેળ ,કરી દીધી છે હુ ધારતો હતો તેમ જ એઓ એ ઢાળનુ ખરુ સ્વરૂપ જાણી શકયા નથી, અને માત્ર અધૂરા પરિચયથી ટીકા કરી બેઠા છે આપણા ગુજરાતમા આ તો બધુ ચાલતુ જ આવે છે

શ્રી બક્ષી કહે છે કે "આવો નવરાજન! અમ આગણે રે એ મથાળા હેઠળની મારી કવિતાની પ્રથમ પક્તિ "કે દિશદિશામા ઊડી રહી નવધજા રે મા સધિઓ ને માત્રાઓ તો બરાબર જળવાયા છે, છતા મૂળ ઢાળ પકડી શકાયો નથી અને "પ્રથમ પક્તિમા આ ઢાળનુ મૂળ ગેયરૂપ છે તે કવિશ્રીની કૃતિમા યથાવત જળવાયુ નથી એમણે આ ઢાળના પ્રત્યેક સધિની "૭ છ માત્રા' ગણાવી છે તે તો સગીતમા લબાવતા સ્વરો સાથેના સધિની હશે બાકી પદ્યરચનાના નિયમ પ્રમાણે આ ઢાળની છેલ્લી 'રે શ્રુતિ બાદ કરતા ત્રણે પક્તિઓમા ચાર ચાર ચાર સધિઓ પડે છે પહેલી અને ત્રીજી પક્તિઓમા પહેલો અને ચોથો સધિ પાચ પાચ માત્રાનો છે અને બધી ત્રણે પક્તિઓમા બીજો ને ત્રીજો સધિ ચાર ચાર માત્રાનો છે પ્રથમ સધિની પહેલી માત્રા 'કે લઘુ જ છે અને પદ્યનો તાન બીજી માત્રા પર આવે છે એટલે 'રે' શ્રુતિ છોડી દેતા બધી મળીને પ્રથમ અને ત્રીજી પક્તિમા અઢાર અઢાર માત્રા છે અને બીજીમા સોળ માત્રા છે તાન ૨, ૬, ૧૦, ૧૪ અને ૧૭મી માત્રા પર છે બીજી પક્તિનો ૪થો સધિ એક ગુરુ અને એક લઘુ એમ ત્રણ માત્રાનો જ છે જોઇએ

| | | | | |
|---|---|---|---|---|
| કેં ચોકમા | ચ દ ન | ચા દ નીં | રે લ તી | રે |
| ૧-૧-૧-૨ | ૨-૧-૧ | ૨-૧-૧ | ૨-૧-૨ | |

| | | | |
|---|---|---|---|
| કેં વ ર સે | અ મૃ ત | શુ શ ત | ધા ર |
| ૧-૧ ૧ ૨ | ૨-૧-૧ | ૨-૧-૧ | ૨-૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ર સી લા | એ અ વ | સ ર મા | આ વ જો | રે |
| ૧-૨—૨ | ૨-૧-૧ | ૧-૧-૨ | ૨-૧-૨ | |

આ પદ્યરચના અને તેના નિયમ પ્રમાણે આવતા તાનની વાત થઇ હવે આ ઢાળમા સગીતના નિયમ પ્રમાણે હીંચની તાલ કયા આવે છે તે 'ગુણસુદરીના રાસ" નામના

રાસસંગ્રહમાં તેના રાસનિપુણ શ્રી સંપાદકોએ સ્પષ્ટ રીતે સમજાવેલું છે. શ્રી બક્ષી કહે છે કે એ ઢાળના છેલ્લા સંધિમાંની પ્રથમ શ્રુતિ બેઉ પંક્તિઓમાં પ્લુત છે માટે તે શ્રુતિ બે લઘુથી નહીં પણ એક જ ગુરુ શ્રુતિથી પૂરવી જોઈએ. પણ એ એમની ગેરસમજ છે. ઉપલા પુસ્તકને ૪૪મે પાને આપેલો ઉદાહરણવાળો રાસ છપાયો છે તેમાં નીચે મુજબ સંગીતના મુખ્ય તાલ બતાવેલા છે :

કે ચોકમાં ચંદન ચાંદની રેલતી રે

કે વરસે અમૃત શું શત ધાર

રસીલા એ અવસરમાં આવજો રે.

શ્રી બક્ષી તેમજ વાચકો જોશે કે ત્રણે પંક્તિમાં મુખ્ય તાલ જુદા જુદા સંધિઓની પ્રથમ શ્રુતિ પર પડે છે. પ્રથમ પંક્તિમાં બે મુખ્ય તાલ પડે છે, તે પહેલા સંધિની બીજી માત્રા યા શ્રુતિ પર અને **ત્રીજા** સંધિની પ્રથમ શ્રુતિ પર છે, બીજી પંક્તિમાં પહેલા સંધિની બીજી માત્રા યા શ્રુતિ પર તથા **ચોથા** સંધિની પ્રથમ શ્રુતિ પર છે, અને ત્રીજી ધ્રુવપંક્તિમાં તો બીજા સંધિની પ્રથમ શ્રુતિ પર અને ચોથા સંધિની પ્રથમ શ્રુતિ પર તાલ છે. એટલે શ્રી બક્ષી સમજે છે તેમ બધી પંક્તિઓમાં એ તાલ તેમ ને તેમ જ નથી આવતો, પણ એ મુખ્ય તાલનાં સ્થાનો ત્રણે પંક્તિઓમાં જુદાં જુદાં છે.

ઉપલા જ પુસ્તકને ૨૦મે પાને 'ચાંદલો' નામે એજ ઢાળનો રાસ છે, તેની પ્રથમ પંક્તિ નીચે પ્રમાણે છે :

કે આભમાં અદ્ભુત દીવડો ઝગમગે રે

એમાં પણ છેલ્લા સંધિનો શબ્દ "ઝગમગે" મારી પંક્તિમાંના "નવધજા" શબ્દ જેવો જ ત્રણ લઘુ ને એક ગુરુ જેવો છે ! શ્રી બક્ષીને જોઈતી હશે તો આપણા તમામ કવિઓ—શ્રી નાનાલાલ સુદ્ધાંના રાસોમાંથી આવી અનેક પંક્તિઓ હું ટાંકી બતાવીશ. શ્રી બક્ષી એમ સમજતા લાગે છે કે આપણા સુગેય રાસના ઢાળોમાં જ્યાં સંગીતની પ્લુત શ્રુતિઓ હોય ત્યાં શુદ્ધ ગુરુ જ શ્રુતિઓ જોઈએ તો તે પણ એમનો ભ્રમ છે. આપણા કોઈપણ જૂના નવા કવિએ એમ ગણ્યું નથી. આ તો દૂધમાંથી પોરા કાઢવા જેવું છે.

ગુજરાતી પદ્યરચનાકળાની વિધિ શ્રી બક્ષી પૂરી સમજતા હોય તેમ લાગતું નથી. સંસ્કૃત રૂપમેળ છંદોમાં ગુરુ ત્યાં ગુરુ અને લઘુ ત્યાં લઘુ જ શ્રુતિઓ રાખવી પડે છે, પણ ગુજરાતી તત્સમ શબ્દોના શુદ્ધ તળ ગુજરાતી ઉચ્ચારો સંસ્કૃત ઉચ્ચારથી ભિન્ન થાય છે, એટલે આપણી સુગેય રચનાઓમાં તો ઘણી દ્રુત શ્રુતિઓ ગણત્રીમાં લેવાતી જ નથી. તેમજ તાલની માત્રા જાળવીને પછી આવતી ગુરુ શ્રુતિઓમાં પણ લઘુ લેખે લેવાય છે.

કે | વીજ શા | નેણલે | નાચે | નાથ

એમાં કાં તો 'વી'ને લઘુ કરો કે 'જ'ને દ્રુત ગણી તેનો તેનો લોપ કરો. વળી 'નેણલે'માં પણ એમ જ 'ણ'નો લોપ કરો યા 'લે'ને લઘુ ગણો.

એક બીજી વાત. તાલને ઠેકાણે આવતી શ્રુતિ ગુરુજ જોઈએ એવો આપણે ત્યાં નિયમ નથી. એ લઘુ હોય તો પણ તે ગુરુ લેખે જ ગણાય. મારી કવિતાની પ્રથમ પંક્તિમાં

કે | દિશદિશ | માં ઊ | ડી રહી | નવધજા | રે

એમાં 'દિશ' એ 'દિશ્' જેમ બોલાય છે, એટલે એ ગુરુ જ થઈ જાય છે, તેજ પ્રમાણે 'નવધજા'નો ઉચ્ચાર સંસ્કૃતમાં ભલે '**નવ**' એમ બન્ને શ્રુતિઓ સંપૂર્ણ બોલાય તેવો થાય, પણ ગુજરાતીમાં તો તે 'નવધજા' એટલે 'નૌધજા' જેવો જ બોલાય છે, ને તે ગુરુ જ થાય છે.

મુખ્ય તાલને ઠેકાણે 'ગુરુ' જ શ્રુતિ જોઈએ, એ પણ શ્રી બક્ષીનો ભ્રમ જ છે. ઉપર જણાવેલા 'ચાંદલા' રાસમાં નીચલી પંક્તિ છે તે જોઈએ:

કે | ચાંદલે | કુમકુમ | સજની | નીતરે | રે

એમાં મુખ્ય તાલ સંધિની પ્રથમ શ્રુતિ પર એટલે પ્રથમ માત્રા પર જ છે, એટલે 'સજની' શબ્દ વાપર્યાથી કોઈ ક્ષતિ થઈ નથી.

પણ શ્રી બક્ષીનો મૂળ વાંધો તો એમની આ ઢાળની તાલ રચનાની ગેરસમજ ને લીધે જ ઉપજેલો છે. પહેલી પંક્તિમાં તો મેં ઉપર પ્રમાણ આપીને બતાવ્યું છે તેમ પ્રથમ અને ત્રીજા સંધિની પ્રથમ શ્રુતિઓ પર તાલ આવે છે. માત્ર ધ્રુવની ત્રીજી પંક્તિમાં જ મુખ્ય તાલ પ્રથમ અને છેલ્લા સંધિની પ્રથમ શ્રુતિઓ પર છે. આશા છે કે આ ખુલાસો શ્રી બક્ષીને તેમ જ કાવ્યરચનાના શોખિન વાચકોને સંતોષ આપશે: ઢાળમાં માત્રા અને તાલ સચવાય પછી કોઈ પણ ક્ષતિ આવી શકે નહીં. બાકી ટીકા કરવા જ ટીકા કરવી હોય તેનો ઉપાય નથી. ગુજરાતી રચનામાં તો પ્લુત શ્રુતિ આગળ પણ બે લઘુ ઠામ ઠામ વપરાયેલા છે, કેમકે મેં ઉપર બતાવ્યું તેમ પદ્યરચના એ દૃષ્ટિનો નહીં પણ શ્રુતિનો વિષય છે, ઉચ્ચાર ઉપર જ આધાર રાખે છે.

ઠાદર, આપનો

તા. ૨૦-૫-૧૯૪૨ અરદેશર ફ. ખબરદાર

આ વિષય પણ ઘણો વિસ્તૃત છે. પરંતુ કહેવાનું એટલું જ છે કે આજે જેઓ લખી રહ્યા છે તેમાંના ઘણાખરાઓએ આ સમસ્યા વિશે વિચાર જ કર્યો નથી. આ બાબત અનેક પ્રશ્નો ગૂંછળા વળી પડયા છે. તેમાં સૌથી મહત્વનો એક પ્રશ્ન છે કે, આપણે જે યુગમાં જીવી રહ્યા છીએ તે યુગ સહિત્યના કયા ભાગને વધારે આવકારે છે? ગદ્યને કે પદ્યને? એવા કેટલાક ઐતિહાસિક કાળ આવી ગયા જેમાં જે અતિ ગૌરવનું અને મહત્ત્વનું હતું, તેમજ જે સર્જનાત્મક આકારનું હતું તે બધું કવિતા-પદ્યદ્વારા વ્યકત થઈ આકાર પામતું, જો કે પ્રતિભાવાન લેખકો દ્વારા તે કાળમાં સાથોસાથ ગદ્યમાં પણ સર્જનો થતાં; એવા પણ કાળ આવી ગયા જેમાં ઉપર કહ્યું તેનાથી ઉલટું જ બનતું. અલબત્ત, આ સત્યથી તે તે કાળના સર્જકો જ્ઞાત નથી હોતા એ પણ એક સત્ય હકીકત છે. પરંતુ થોડો સમય પસાર થયા પછી બીજી પેઢીએ લગભગ શોધી કાઢ્યું કે ગદ્યના ભોગે અમુક કાળમાં પદ્ય કેમ સર્વોપરિ સત્તા ભોગવતું હતું અને અમુક સમય માટે પદ્યના ભોગે ગદ્ય કેમ એક ચક્રે પોતાની આણ વર્તાવી રહ્યું હતું. જો સાહિત્યપટે ભૂતકાળમાં આવાં કારણો શોધી કાઢી શકાયાં તો એ શુ શકય નથી કે આપણે પણ આપણા આ યુગમાં શું બની ગયું, શું બની રહ્યું છે અને શું બનશે એ શોધી કાઢી શકીએ? જો આ યુગ ગદ્યનો જ હોય તો આજની કવિતાને બંધનમાંથી પોતે છોડાવી રહ્યા છે એમ માનનારા મુક્તછંદોના અને અપદ્યાગદ્યના પ્રયોગ કરનારા લેખકોના એ પ્રયાસો ગદ્યના આરાને પખાળતાં પ્રચંડ અને ઘૂમરીઓ-જટિલતા પેદા કરતાં સંજોગોરૂપી સરોવરનાં હેલે ચડેલાં જલનાં મોજાંજ છે; અને આથી જ આજે ગદ્યના પ્રયોગ કરનારા એ સાચા અર્થમાં કવિ છે, જેને આપણે આપણા આજના યુગના સાચા સર્જકો કહેવા જોઇએ; પરંતુ આમ કહેતું એ સંપૂર્ણ સત્ય નથી એ આપણે જાણીએ છીએ એટલે જ આપણે આજે ઉંચું ગદ્ય લખતા લેખકોનાં ઉદાહરણ આપી તેઓને કવિ ગણાવીએ એ સાહિત્યન્યાયનું નિર્ણયાત્મક સત્ય ન ગણાય. આનું સાચું કારણ તો એ છે કે કદાચ ગદ્ય અને પદ્ય એમ બન્નેના એકજ યુગમાં આપણે જીવી રહ્યા હોઇએ. આવા ગદ્ય અને પદ્યના ઘેઘૂર ફાલના એકજ યુગમા સર્જન કરતો સર્જક જ્યારે પોતાના કાવ્યો છંદમાં લખે છે ત્યારે આકરામાં આકરી છંદરચનાને પસંદ કરે છે; અને જ્યારે તે છંદોબદ્ધ કવિતા લખવાનું છોડી દઈ સીધા સાદા (undisguised) ગદ્યમાં લખવા લાગે છે ત્યારે તેનું સર્જેલું ગદ્ય રાગાત્મક બનીને ગદ્યનાં બધા તત્વો જાળવતુ પદ્યની પરમકોટિએ પહોંચી જાય છે. આવા સર્જકને પીછાનવા જતાં પહેલાં માત્ર નક્કી કરવાનું એટલું જ રહે છે કે આજની સર્જક પ્રતિભાને સાહિત્યનું કયું વાહન અનુકૂળ છે? ગદ્ય કે પદ્ય? આ ગદ્યયુગ છે કે પદ્યયુગ?*

* તા. ૧૦-૫-૪૨ના "પ્રજાબંધુ"માંથી સાભાર ઉધ્ધૃત. વિષય ઘણો અગત્યનો અને રસિક હોઇ ઇતર કવિ અને વિવેચક મિત્રો આ ચર્ચાને વિકસાવે અને આગળ વધારે તે માટે તેમને અમે જાહેર આમંત્રણ આપીએ છીએ. તંત્રી.

# ચર્ચાપત્ર

"કવિતા"ના તંત્રીશ્રી,

"કવિતા"ના એપ્રિલ-મે ૧૯૪૨ના અંકમાં ગઈ તા. ૮મી માર્ચના મારા પત્રનો ઉત્તર શ્રી રામપ્રસાદ બક્ષીએ આપ્યો છે તે મેં વાંચ્યો છે. હું દિલગીર છું કે શ્રી બક્ષીએ "કે આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે" એ જૂના ઢાળનું પિંગળ મેં વિનવ્યા પ્રમાણે સ્પષ્ટ રીતે આપ્યું નથી અને ગુજરાતી પિંગળના માત્રા નિયમોની સાથે સંગીતની માત્રાઓની ભેળભેળ કરી દીધી છે. હું ધારતો હતો તેમ જ એઓ એ ઢબનું ખરું સ્વરૂપ જાણી શકયા નથી, અને માત્ર અધૂરા પરિચયથી ટીકા કરી બેઠા છે. આપણા ગુજરાતમાં આ તો બધું ચાલતું જ આવે છે.

શ્રી બક્ષી કહે છે કે "આવો નવરાજન! અમ આંગણે રે" એ મથાળા હેઠળની મારી કવિતાની પ્રથમ પંક્તિ "કે દિશદિશામાં ઊડી રહી નવધ્વજા રે"માં સંધિઓ ને માત્રાઓ તો બરાબર જળવાયા છે, છતાં મૂળ ઢાળ પકડી શકાયો નથી અને "પ્રથમ પંક્તિમાં આ ઢાળનું મૂળ ગેયરૂપ છે તે કવિશ્રીની કૃતિમાં યથાવત જળવાયું નથી." એમણે આ ઢાળના પ્રત્યેક સંધિની "છ છ માત્રા" ગણાવી છે તે તો સંગીતમાં લંબાવતા સ્વરો સાથેના સંધિની હશે. બાકી પદ્યરચનાના નિયમ પ્રમાણે આ ઢાળની છેલ્લી 'રે' શ્રુતિ બાદ કરતાં ત્રણે પંક્તિઓમાં ચાર ચાર ચાર સંધિઓ પડે છે. પહેલી અને ત્રીજી પંક્તિઓમાં પહેલો અને ચોથો સંધિ પાંચ પાંચ માત્રાનો છે અને બધી ત્રણે પંક્તિઓમાં બીજો ને ત્રીજો સંધિ ચાર ચાર માત્રાનો છે. પ્રથમ સંધિની પહેલી માત્રા 'કે' લઘુ જ છે અને પદ્યનો તાલ બીજી માત્રા પર આવે છે. એટલે 'રે' શ્રુતિ છોડી દેતાં બધી મળીને પ્રથમ અને ત્રીજી પંક્તિમાં અઢાર અઢાર માત્રા છે અને બીજીમાં સોળ માત્રા છે. તાલ ૨, ૬, ૧૦, ૧૪ અને ૧૭મી માત્રા પર છે. બીજી પંક્તિનો ૪થો સંધિ એક ગુરુ અને એક લઘુ એમ ત્રણ માત્રાનો જ છે. જોઇએ :

| | | | | |
|---|---|---|---|---|
| કૅ ચૅાકમા | ચં દ ન | ચાં દ નૉ | રે લ તી | રે |
| ૧-૧-૧-૨ | ૨-૧-૧ | ૨-૧-૧ | ૨-૧-૨ | |

| | | | |
|---|---|---|---|
| કૅ વ ર સે | અ મૃ ત | શું શ ત | ધા ર |
| ૧-૧-૧-૨ | ૨-૧-૧ | ૨-૧-૧ | ૨-૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ર ઙ્ગી લા | એ અ વ | સ ર માં | આ વ જો | રે |
| ૧-૨-૨ | ૨-૧-૧ | ૧-૧-૨ | ૨-૧-૨ | |

આ પદ્યરચના અને તેના નિયમ પ્રમાણે આવતા તાલની વાત થઇ. હવે આ ઢાળમાં સંગીતના નિયમ પ્રમાણે દીર્ઘની તાલ કયાં આવે છે તે "ગુણસુંદરીના રાસ" નામના

રાસસંગ્રહમાં તેના રાસનિપુણ શ્રી સંપાદકોએ સ્પષ્ટ રીતે સમજાવેલું છે. શ્રી બક્ષી કહે છે કે એ ઢાળના છેલ્લા સંધિમાંની પ્રથમ શ્રુતિ બેઉ પંક્તિઓમાં પ્લુત છે માટે ને શ્રુતિ બે લઘુથી નહીં પણ એક જ ગુરુ શ્રુતિથી પૂરવી જોઈએ. પણ એ એમની ગેરસમજ છે. ઉપલા પુસ્તકને ૪૪મે પાને આપેલો ઉદાહરણવાળો રાસ છપાયો છે તેમાં નીચે મુજબ સંગીતના મુખ્ય તાલ બતાવેલા છે:

કે ચોકમાં ચંદન ચાંદની રેલતી રે
કે વરસે અમૃત શું શત ધાર
રસીલા એ અવસરમાં આવજો રે.

શ્રી બક્ષી તેમજ વાચકો જોશે કે ત્રણે પંક્તિમાં મુખ્ય તાલ જુદા જુદા સંધિઓની પ્રથમ શ્રુતિ પર પડે છે. પ્રથમ પંક્તિમાં બે મુખ્ય તાલ પડે છે, ને પહેલા સંધિની બીજી માત્રા યા શ્રુતિ પર અને ત્રીજા સંધિની પ્રથમ શ્રુતિ પર છે, બીજી પંક્તિમાં પહેલા સંધિની બીજી માત્રા યા શ્રુતિ પર તથા ચોથા સંધિની પ્રથમ શ્રુતિ પર છે, અને ત્રીજી ધ્રુવપંક્તિમાં તો બીજા સંધિની પ્રથમ શ્રુતિ પર અને ચોથા સંધિની પ્રથમ શ્રુતિ પર તાલ છે. એટલે શ્રી બક્ષી સમજે છે તેમ બધી પંક્તિઓમાં એ તાલ તેમ ને તેમ જ નથી આવતો, પણ એ મુખ્ય તાલનાં સ્થાનો ત્રણે પંક્તિઓમાં જુદાં જુદાં છે.

ઉપલા જ પુસ્તકને ૨૦મે પાને 'ચાંદલો' નામે એજ ઢાળનો રાસ છે, તેની પ્રથમ પંક્તિ નીચે પ્રમાણે છે:

કે આભમાં અદ્ભુત દીવડો ઝગમગે રે

એમાં પણ છેલ્લા સંધિનો શબ્દ "ઝગમગે" મારી પંક્તિમાંના "નવધજા" શબ્દ જેવો જ ત્રણ લઘુ ને એક ગુરુ જેવો છે! શ્રી બક્ષીને જોઈતી હશે તો આપણા તમામ કવિઓ—શ્રી નાનાલાલ સુદ્ધાંના રાસોમાંથી આવી અનેક પંક્તિઓ હું ટાંકી બતાવીશ. શ્રી બક્ષી એમ સમજતા લાગે છે કે આપણા સુગેય રાસના ઢાળોમાં જ્યાં સંગીતની પ્લુત શ્રુતિઓ હોય ત્યાં શુદ્ધ ગુરુ જ શ્રુતિઓ જોઈએ તો તે પણ એમનો ભ્રમ છે. આપણા કોઈપણ જૂના નવા કવિએ એમ ગણ્યું નથી. આ તો દૂધમાંથી પોરા કાઢવા જેવું છે.

ગુજરાતી પદ્યરચનાકળાની વિધિ શ્રી બક્ષી પૂરી સમજતા હોય તેમ લાગતું નથી. સંસ્કૃત રૂપમેળ છંદોમાં ગુરુ ત્યાં ગુરુ અને લઘુ ત્યાં લઘુ જ શ્રુતિઓ રાખવી પડે છે, પણ ગુજરાતી તત્સમ શબ્દોના શુદ્ધ તળ ગુજરાતી ઉચ્ચારો સંસ્કૃત ઉચ્ચારથી ભિન્ન થાય છે, એટલે આપણી સુગેય રચનાઓમાં તો ઘણી દ્રુત શ્રુતિઓ ગણત્રીમાં લેવાતી જ નથી. તેમજ તાલની માત્રા જાળવીને પછી આવતી ગુરુ શ્રુતિઓમાં પણ લઘુ લેખે લેવાય છે.

કે | વીજ શા | નેણલે | નાચે | નાથ

એમાં કાં તો 'વી'ને લઘુ કરો કે 'જ'ને દ્રુત ગણી તેનો તેનો લોપ કરો. વળી 'નેણલે'માં પણ એમ જ, 'ણ'નો લોપ કરો યા 'લે'ને લઘુ ગણો.

એક બીજી વાત. તાલને ઠેકાણે આવતી શ્રુતિ ગુરુજ જોઈએ એવો આપણે ત્યાં નિયમ નથી. બે લઘુ હોય તો પણ તે ગુરુ લેખે જ ગણાય. મારી કવિતાની પ્રથમ પંક્તિમાં

કે | દિશદિશ | માં ઊ | ડી રહી | નવધજા | રે

એમાં 'દિશ' એ 'દિશ્' જેમ બોલાય છે, એટલે એ ગુરુ જ થઈ જાય છે, તેજ પ્રમાણે 'નવધજા'નો ઉચ્ચાર સંસ્કૃતમાં લેલે '**નવ**' એમ બંને શ્રુતિઓ સંપૂર્ણ બોલાય તેવો થાય, પણ ગુજરાતીમાં તો તે 'નવ્ધજા' એટલે 'નૌધજા' જેવો જ બોલાય છે, ને તે ગુરુ જ થાય છે.

મુખ્ય તાલને ઠેકાણે 'ગુરુ' જ શ્રુતિ જોઈએ, એ પણ શ્રી બક્ષીનો ભ્રમ જ છે. ઉપર જણાવેલા 'ચાંદલા' રાસમાં નીચલી પંક્તિ છે તે જોઈએ:

કે | ચાંદલે | કુમકુમ | સજની | નીતરે | રે

એમાં મુખ્ય તાલ સંધિની પ્રથમ શ્રુતિ પર એટલે પ્રથમ માત્રા પર જ છે, એટલે 'સજની' શબ્દ વાપર્યાથી કોઈ ક્ષતિ થઈ નથી.

પણ શ્રી બક્ષીનો મૂળ વાંધો તો એમની આ ઢાળના તાલ રચનાની ગેરસમજ ને લીધે જ ઊપજેલો છે. પહેલી પંક્તિમાં તો મેં ઉપર પ્રમાણે આપીને બતાવ્યું છે તેમ પ્રથમ અને ત્રીજા સંધિની પ્રથમ શ્રુતિઓ પર તાલ આવે છે. માત્ર ધ્રુવની ત્રીજી પંક્તિમાં જ મુખ્ય તાલ પ્રથમ અને છેલ્લા સંધિની પ્રથમ શ્રુતિઓ પર છે. આશા છે કે આ ખુલાસો શ્રી બક્ષીને તેમ જ કાવ્યરચનાના શોખિન વાચકોને સંતોષ આપશે. ઢાળમાં માત્રા અને તાલ સચવાય પછી કોઈ પણ ક્ષતિ આવી શકે નહીં. બાકી ટીકા કરવા જ ટીકા કરવી હોય તેનો ઉપાય નથી. ગુજરાતી રચનામાં તો પ્લુત શ્રુતિ આગળ પણ બે લઘુ ઠામ ઠામ વપરાયેલા છે, કેમકે મેં ઉપર બતાવ્યું તેમ પદ્યરચના એ દૃષ્ટિનો નહીં પણ શ્રુતિનો વિષય છે, ઉચ્ચાર ઉપર જ આધાર રાખે છે.

દાદર,
તા. ૨૦-૫-૧૯૪૨

આપનો
**અરદેશર ફ. ખબરદાર**

લગભગ આઠ વર્ષો સુધી તેઓ આ સંસ્થામાં રહ્યા. ઘણા સમયથી એમણે સેવેલ એક બીજા મનોરથની સિદ્ધ થવાની ઘડી પણ આવી મળી અને એમણે જર્મની જવાના સંકલ્પને અમલમાં મૂકી દીધો. ત્યાં અનેક સંસ્થાઓ તથા પ્રખ્યાત વિદ્વાનો સાથે તેમણે પરિચય સાધ્યો, બર્લિનમાં એમણે હિંદુસ્થાન હાઉસની સ્થાપના કરી જે હજી પણ ચાલુ છે. ઇંગ્લેંડ, જર્મની આદિ યુરોપના દેશોના સામાજિક તથા ઔદ્યોગિક વાતાવરણની અસરથી એમનામાં બીજી પણ કંઇક વધુ સક્રિય પ્રવૃત્તિ કરવાની તમન્ના જાગી. અને તેના માંટે કેટલીક યોજનાઓ મનમાં ગોઠવી. સંવત ૧૯૮૬માં યુરોપમાંથી પાછા ફર્યા. પણ અહીં આવતાંની સાથે જ સત્યાગ્રહમાં ઝંપલાવ્યું અને છ માસનો જિલનિવાસ અંગીકાર કર્યો. જેલમાંથી મુક્તિ મળ્યા બાદ સ્વ. જમનાલાલ બજાજ અને શ્રી. કનૈયાલાલ મુનશી જેવા મિત્રો દ્વારા એમને પુરાતત્ત્વના કાર્યને જ વળગી રહેવાનો આગ્રહ થયો.

આ અરસામાં કલકત્તાના સુપ્રસિદ્ધ ધનકુબેર શ્રી બહાદુરસિંહ સીંધીએ પોતાનો પિતા શ્રી ડાલચંદ સીંધીની સ્મૃતિમાં સ્વ. કવિવર ટાગોરના શાન્તિનિકેતનમાં **સિંધી જૈન જ્ઞાનપીઠ**ની સ્થાપના કરી અને એના અધિષ્ઠાતા તરીકે મુનિજીની વરણી કરવામાં આવી. આ જ્ઞાનપીઠની સાથે શરૂ થયેલી સિંધી જૈન ગ્રંથમાળામાં સાહિત્યક, દાર્શનિક તથા ઐતિહાસિક જૈનગ્રંથોનાં અનેક મહત્વપૂર્ણ પ્રકાશનો પ્રકટ થયાં છે. તેમાં મુખ્યત્વે કરીને પાંચ–છ ભાગમાં પ્રકટ કરવા ધારેલા 'પ્રબંધચિંતામણિ' ગ્રંથના ત્રણ ભાગ પ્રકટ થઇ ચૂકયા છે. આ ગ્રંથમાળાના સંપાદનની સ્વ. કવિવર ટાગોરથી માંડીને અનેક પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય વિદ્વાનોએ મુક્ત કંઠે પ્રશંસા કરી છે. અને મુનિજીની વિદ્વત્તા તથા પ્રખર ઐતિહાસિક દૃષ્ટિના પુરાવા લેખે તે હિંદભરમાં હમેશને માટે યાદગાર રહેશે.

મુનિજીની વિદ્વત્તાથી આકર્ષાઇને મુંબઇ યુનિવર્સિટી તરફથી સંવત ૧૯૯૦માં વસનજી માધવજી વ્યાખ્યાનમાળા માટે એમને નિમંત્રણ મળ્યું હતું. એમણે આપેલાં વ્યાખ્યાનોની વિદ્વાનોમાં તે સમયે ખૂબ પ્રશંસા થઈ હતી. ચૌલુકયકાલીન ગુજરાત પરના આ ઇતિહાસવિષયક વ્યાખ્યાનોનું પ્રકાશન ગુજરાતના અંધકારાવૃત ઇતિહાસ પર ઘણો નવો પ્રકાશ પાડશે.

આજ વર્ષમાં ગુજરાત સાહિત્ય સભાએ પોતાના માનનીય સભ્યોની એક વ્યાખ્યાનમાળા શરૂ કરી, અને એની માંગલિક શરૂઆત મુનિજીના જ વ્યાખ્યાનથી થઇ.

તા. ૧૭મી જુલાઇ, ૧૯૩૩ના રોજ તેમણે 'પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રી' વિષય પર આપેલું વ્યાખ્યાન પુસ્તકાકારે પ્રકટ થયું છે, એમાં ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રી પર પાંડિત્યપૂર્ણ વિવેચના એમણે કરી છે.

સંવત ૧૯૯૩માં ગુજરાતી સાહિત્ય પરિષદના બારમા અધિવેશનમાં ઇતિહાસ વિભાગના પ્રમુખ તરીકે તેમને સન્માન મળ્યું હતું.

સંવત ૧૯૯૪માં વડોદરા નરેશ દ્વારા યોજાયેલા ગુજરાતી ગ્રંથકાર સંમેલનમાં એમને નિમંત્રણ મળતાં એમણે 'જૈનધર્મ' પર મનનીય વ્યાખ્યાન આપ્યું હતું.

ભારતની પ્રધાન સંશોધન સંસ્થા 'ભાંડારકર ઓરિયંટલ રિસર્ચ ઇન્સ્ટીટયૂટ' તરફથી એમને સૌથી પ્રથમ પોતાના માનનીય સભાસદ તરીકે ચૂંટવામાં આવ્યા છે.

સને ૧૯૩૮થી શ્રી કનૈયાલાલ મુનશીના પ્રયાસથી અસ્તિત્વમાં આવેલી ભારતીય વિદ્યાભવન (અંધેરી) સંસ્થામાં પ્રાકૃત અને હિંદી શિક્ષાપીઠના માનનીય અધ્યક્ષ તરીકે તેઓ પોતાની સેવા આપી રહ્યા છે. તેઓ આ સંસ્થાના પ્રધાન સંસ્થાપક સભ્યોમાંના એક છે. એમનાં સંપાદન નીચે પ્રકટ થતું **'ભારતીય વિદ્યા'** ત્રૈમાસિક પુરાતત્વના અભ્યાસીઓનું લક્ષ ખેંચી રહ્યું છે. તે સાથે તેઓ **'ભારતીય વિદ્યા ગ્રંથાવલી'**નું સંપાદન કાર્ય પણ કરી રહ્યા છે.

ગુજરાતને દુર્ભાગ્યે મુનિજીને ગુજરાતમાં કોઈ બહાદુરસિંહ સિંધી મળ્યા નથી. એક રીતે કહીએ તો ગુજરાતનું ક્ષેત્ર એમને સાંકડું પડે છે. એથી એમની અસાધારણ વિદ્વત્તા એમને હિંદી માધ્યમમાં વ્યકત કરવાની ફરજ પડી છે. સિંધી જૈન ગ્રંથમાળાની પ્રસ્તાવનાઓ તેમણે હિંદીમાં લખી છે એટલું જ નહિ પણ બીજા અનેક ગ્રંથોનું સંપાદન પણ તેઓ હિંદી અનુવાદ સાથે કરે છે. ભાષા પરના એમના આ પ્રભુત્વને લીધે જ **રાજસ્થાન હિન્દી સાહિત્ય સંમેલનના** પ્રથમ અધિવેશનના પ્રમુખ તરીકે તેમની વરણી કરવામાં આવી છે અને અત્યારે આખાય રાજપૂતાનાના સાહિત્યક જગતને તેઓ સમર્થ રીતે દોરવી રહ્યા છે.

મુનિજી જન્મથી જ સંશોધક છેઃ સારૂંયે જીવન તેમણે માત્ર વિદ્યાને જ અર્પણ કર્યું છે. તેમની અવિરત પરિશ્રમવૃત્તિ અને સાહિત્યસાધના ગુજરાતમાં તો શું પણ હિંદભરમાં વિરલ છે. એમણે સ્વ. પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી પછી આંતરપ્રાંતીય તેમજ આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી ગુજરાતને ખરેખર ગૌરવાંકિત કર્યું છે.

સવાર હોય, બપોર હોય કે સાંજ હોય; પ્રકૃતિ અસ્વસ્થ હોય; આંખે અંધારાં આવતાં હોય; કેડના કટકા થતા હોય; પ્રાચીન લિપિના અક્ષરો એમની સાથે સંતાકૂકડી રમતા હોય–છતાં પણ ઇતિહાસ અને પુરાતત્ત્વ જેવા સામાન્ય રીતે શુષ્ક ગણાતા વિષયની પાછળ એમણે ભેખ લીધો છે. વિદ્યાની ખોજમાં વતન અને સ્વજનોનો વિયોગ એમણે આવકારી લીધો છે; પાર્થિવ એશ આરામ અને મોજશોખની એમણે પરવા કરી નથી. નદીઓ અને નિર્ઝરો, ગિરિઓ અને ગુફાઓ, પૃથ્વીનો પાકસભર, વનસ્પતિ પ્રચુર વિશાળપટ અને તરંગલોલ સાગરતટ, જીર્ણ મંદિરો અને મૂર્તિઓ, નકશી અને કોતરકામ, પ્રાચીન હસ્તપ્રતો અને વિવિધ લિપિઓ, શિલ્પ અને સ્થાપત્ય—આ બધાંનો એમણે ધરાઈ ધરાઈને અભ્યાસ કર્યો છે, તેમણે બધાની વાતને કાન દીધો છે, પણ પોતે મિતભાષી રહ્યા છે. તેમની જીજ્ઞાસાવૃત્તિ

તેમનો અનેક સાથે પરિચય કરાવ્યો છે છતાં તેઓ એકાન્તપ્રિય અને સાહિત્યવ્યસની રહ્યા છે. તેમની સતેજ અને તીક્ષ્ણ દૃષ્ટિએ ભૂતકાળની ભવ્યતાને ફરી સજીવ કરી છે.

ગુજરાતને આ ઉન્નતકાય વિભૂતિનો સંપૂર્ણ પરિચય હોય કે ન હોય-એમની પ્રતિભાનો પરિચય ગુજરાતીતર વિદ્વાનોને તો ક્યારનો યે થઈ ચૂક્યો છે એમાં શંકા નથી. આજ સુધીમાં એમણે ત્રીસેક ગ્રંથોનું સંપાદન કર્યું છે. એનું મૂલ્ય કવિતા, નાટક, નવલિકા કે નવલકથાના સર્જક કરતા યે લલિતેતર સાહિત્યના લેખકો વિશેષ સરળતાથી માપી શકશે. ગુજરાતનાં ઇતિહાસ અને ભૂગોળને લગતું એમનુ જ્ઞાન અદ્ભુત હોઈને આજે તો એમનાં અનુમાનો પ્રમાણભૂત માનવાની આપણને ફરજ પડે છે ગુજરાત અને અન્ય પ્રાંતોના અનેક અભ્યાસીઓને એમણે માર્ગદર્શન આપ્યું છે. ખારવેલનો શિલાલેખ બેસાડવામાં પ્રો. જયસ્વાલે એમની અનેકવાર સલાહ લીધી છે, અને આશ્ચર્યની વાત તો એ છે કે પ્રાચ્ય વિદ્યા પરિષદમાં 'હરિભદ્રસૂરિનો સમય નિર્ણય' એ લેખ તેમણે વાંચ્યા પછી જર્મનીના પ્રખર વિદ્વાન યાકોબીને પણ પોતાનો એક અતિ દૃઢમલ અભિપ્રાય બદલવો પડયો હતો.

જૂની હસ્તપ્રતો અને પ્રાચીન સ્થળોમાંથી, તેમની તેજસ્વી કલ્પના અગોચર મર્મ તારવી શકે છે. પંડિત સુખલાલજી જેવા પ્રખર જૈન દાર્શનિકે એમના વિષે લખતા કહ્યું છેઃ 'પર્યટન કરીને પશ્ચિમ હિંદની ભૂગોળનું તેમણે એવું સારું નિરીક્ષણ કર્યું છે કે જાણે જમીન તેમને જવાબ દેતી હોય તેમ તેઓ ઇતિહાસના બનાવો તેમાંથી ઉકેલી શકે છે.'

જગતના સંશોધકોમાં ગુજરાતનું સ્થાન સુનિશ્ચિત કરતા ગુજરાતના આ એક અને અનન્ય પુરાતત્વજ્ઞ અને ઇતિહાસ વિશારદ મુનિજીની સાધના અને સિદ્ધિઓ એમના અનુગામીઓને પ્રેરણાદાયી બની રહો.



## પરિમલ

### રમણિક અરાલવાળા

શ્રી રમણિકલાલ દલાલની સેવાઓ સાહિત્યરસિક વર્ગને-ખાસ કરીને વાર્તારસિક વર્ગને-અજાણ ન જ હોય 'સાહિત્યમાં જે કંઈ સુન્દર લાગે તે ગૂજરાતી જનતાને ચરણે ધરવું એ કર્તવ્ય ને નિશ્ચય'[1]નો અમલ છેલ્લાં પંદર વર્ષથી તેઓ એકનિષ્ઠાથી કરતા આવ્યા છે. શું અંગ્રેજી, શુ સંસ્કૃત કે શુ બંગાળી જ્યાંથી જે કંઈ ઠીક લાગ્યું તે લઈને નવલકથાઓ, નવલિકાઓ, નાટકો ને જીવનચરિત્રો ઇત્યાદિનાં પંદરસોળ પુસ્તકો એક પછી એક તેમણે ગૂજરાતીમાં ઉતારે જ રાખ્યાં છે. એમના આ પ્રયત્નોને યોગ્ય યશ પણ મળી રહ્યો છે. શ્રી હર્ષ રચિત સંસ્કૃત નાટકનો અનુવાદ 'નાગાનંદ' તેમજ ધૂમ્રશિખા, અંગાર, ભડકા અને જગીઝખાન એટલાં તો ખૂબ જાણીતાં છે.

પણ 'વાર્તાઓ અને નવલકથાઓમાં જ કાંઈ જીવનનું હાર્દ સમાઈ જતું નથી, કદાચ જીવનનું હાર્દ તો સૌથી પ્રથમ કાવ્યમાં સરજાતું હશે'[2] એ સત્ય તેમણે મનોમન સમજી રાખ્યું હશે એમ લાગે છે. તેઓ ગદ્યજ લખતા હશે એવી માન્યતાને ધોઈ નાખતી કવિતાની એક આછી પણ અતૂટ સરવાણી તેમના સાહિત્યપ્રવેશથી માંડીને તે ઇ. સ. ૧૯૪૦ સુધી ચાલી આવે છે. પોતે ગદ્યજ લખે છે એવી બંધાતી જતી માન્યતા રહેમને ડંખે છે અને એમના છપાઈ ચૂકેલાં કાવ્યોમાંથી એકસોને એક ચૂંટીને 'પરિમલ' પ્રગટ કરવા પ્રેરાય છે. મૂળ કવિ અને તેની કૃતિનું નામ તેમ જ તેનો ભાવ સ્પષ્ટ કરતું ટિપ્પણ સંગ્રહને અંતે જોડવામાં આવ્યું છે. અનુવાદિત કાવ્યો ખાસ કરીને વિદ્યાર્થી વર્ગને કઈ રીતે ઉપયોગી થઈ પડે તે ટૂંકામાં સમજાવવાનો પ્રયત્ન કરતો વસ્તુનિર્દેશ' પણ સાથે છે. પ્રો. ચતુરભાઈ પટેલે કવિની અને કાવ્યોની ઓળખાણ મિત્રભાવે કરાવી છે.

પ્રો. પટેલનું લખાણ એટલુ સ્પષ્ટ અને નિરાડંબરી છે કે આ સંગ્રહની અને તેના કર્તાની મર્યાદાઓ સમજવાની ચાવીઓ આપણને સહેજે મળી રહે છે. એટલી જ નિખાલસતાથી તેમણે પોતાના 'પરિચય' લેખની શરૂઆતમાં નવી જૂની કવિતાના ભેદ પાડયા છે, અને આજકાલ સસ્તી થઈ પડેલી, સર્વવિદિત તેમજ સરવાળે તર્કશુદ્ધ નહિ એવી દલીલોથી જૂનીના ગુણ ગાયા છે ને નવીના દોષ ગણાવ્યા છે. છેલ્લા દાયકામાં આ વિષય એટલો તો ચર્ચાયો છે, આજનો કવિતાવાંચક બંને પક્ષનાં મતમતાંતરોથી એટલો તો પરિચિત છે તેમજ વિષય પોતે સૂક્ષ્મ હોઇને સ્થળ અને સમય એટલા પ્રમાણમાં માગી લે એમ છે કે આ ટૂંકા અવલોકનમાં એ ચર્ચાને સ્થાન આપવું અશક્ય છે. સાચા

---

લેખકઃ શ્રી રમણિકલાલ જયચંદભાઈ દલાલ, પ્રકાશકઃ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયઃ અમદાવાદઃ પૃષ્ઠ સંખ્યા ૧૬૮ઃ કીંમત બે રૂપીઆ.

૧ 'ધૂમ્રશિખા'નું નિવેદન.

૨ 'પરિમલ'નું નિવેદન.

અભ્યાસીએ પ્રો. પટેલનાં વિધાનોમાં વસેલું તથ્યાતથ્ય હંસ બુદ્ધિથી તારવવું ઘટે.

પ્રો. પટેલની ભાષા તો શિષ્ટ અને સંયમી છે પણ આજકાલ કેટલીક છાપાંગરી કલમોએ નવી કે જૂની એમાંથી એકે કવિતાનાં લક્ષણોને અને તેના ધરાતલ સરખાં સુગબલોને પૂરી ધીરજથી સમજવા થોભ્યા સિવાય નવી કવિતાને ઝીણી ઝીણી ચૂંટીઓ ભરવાનો અને એ બ્હાને પોતાની વિદ્વત્તાનો વધાર જનતામાં વહેતો મૂકવાનો વ્યવસાય ચાલુ જ રાખ્યો છે. આ મેણુંભાર મનોદશા શ્રી દલાલના નિવેદન મારફતે એક ડગલું આગળ વધે છે. તેઓ લખે છે :

"પરંતુ કાવ્ય સંગ્રહ બહાર પાડવો એ કાંઈ બચ્ચાંના ખેલ નથી. આજે તો જનતાને નવલિકા ને નવલકથાઓ જોઇએ છે એટલે કાવ્યસંગ્રહને પાઠ્ય પુસ્તક ન બનાવી શકો તો પાંચ વર્ષે પચ નકલો પણ ખપતી નથી એમ કહી પ્રકાશકો હાથ ધોઈ નાખે છે ને પાઠ્ય પુસ્તક માટે તો નવી કવિતા જ યોગ્ય લેખાય એવા ય પૂર્વગ્રહ બંધાતા હોય એમ લાગે છે. વળી તેનુ કદ 'ડેમી' જ હોવું જોઈએ. કાગળો સારામાં સારા ને 'ગેટઅપ' રમકડા જેવું થવું જોઇએ. એવાં એવાં શૃંગારનાં આકર્ષણ ન હોય તો કવિતાની કુંજમાં વિહરવા કોણ નવરૂં પડે ?"

આ વસ્તુસ્થિતિને યથાર્થ ભાગ્યે જ કહી શકાશે, અને આ મનોદશા પણ ઇષ્ટ ન જ લેખાય. આશ્ચર્યની વાત તો એ છે કે શ્રી દલાલે આટલું કહી લીધા પછી ય પોતાનો સંગ્રહ ડેમી કદમાં જ છપાવ્યો છે. ઊંચા કાગળો વાપર્યા છે. અને પુસ્તકને રમકડાં જેવું બનાવવા બને તેટલું બધું ય કરી છૂટ્યા છે।

બહિરંગે આજના બધા સંગ્રહોની સાથે બેસી જતો આ સંગ્રહ તેના અંતરંગે કરીને તદ્દન જુદો પડે છે. એનાં કાવ્યો લખાયાં તો છે આજ વીમીમાં, પણ તેની વિશિષ્ઠ અસરોથી સાવ અલિપ્ત છે. જે, વિષયો તરફ આજનો લખનાર સહેજે ખેંચાય અથવા ખેંચાયા વિના ન જ રહે તેવા વિષયો તરફ આ કર્તા સાવ ઉદાસીન રહી શકયા છે! મુખ્યત્વે પ્રણય, પ્રકૃતિ, પ્રોત્સાહન, મૈત્રી તેમજ હળવા ચિંતનને નિરૂપતાં આ ઊર્મિકાવ્યો છે. જેમ વિષયમાં તેમ માંડણીમાં પણ આ સંગ્રહ આ યુગની સર્વસામાન્ય ગણાઈ ચૂકેલી અસરોથી નિરાળો છે. આંખે ચઢી ગયેલી અગેય રચનાઓ, સૉનેટો, વિવિધ છંદોના મિશ્રણો અને આ દશકાની ત્રીજા ભાગની કવિતાના પોઠિયા સરખો પૃથ્વી છંદ અહીં નથી. મુખ્યત્વે ગેય રચનાઓ છે તેમજ જાણીતાં સંસ્કૃતવૃત્તો પર પણ આ કવિને સારી ફાવટ છે.

શ્રી દલાલની અનુવાદ–આસક્તિ એટલી તીવ્ર છે કે કવિતાના વિષયમાં પણ તેનાથી તેઓ સર્વથા મુક્ત રહી શકયા નથી. બીજા ખંડનાં બધાં કાવ્યો ભાષાન્તરિત છે. પ્રથમ ખંડની દશેક કૃતિઓ અંગ્રેજી કાવ્યોના મૂળતંતુઓ પકડીને ગૂંથાઈ છે; જ્યારે બાકીની મૌલિક છે.

એમની ભાષા સરલ અને શિષ્ટ છે. અપરસમાં એ કદાપિ નથી રાચતા. છંદોરચના, પ્રાસાનુપ્રાસ અને શબ્દપ્રયોગો પરત્વે એમનું વલણ પૂરેપૂરૂં સંરક્ષક છે. કેટલાંક ભાષાન્તરો સુન્દર છે. અવકાશને અભાવે એકાદ બે ઉદાહરણો જોઇએ, સરોવર પરની સંધ્યાનું ચિત્ર સાદું પણ મોહક છેઃ—

નિર્મલ જલે સરવર ભર્યું રવિ મંદ ગતિ નમતો દિસે,
પંખેરૂઓ વનરાજિમાં ગીત ધૂન છોડી વિરમશે,
સામે ગિરિશૃંગો ઉપર સન્ધ્યા સુરેખ તહીં ઢળે,
ઘરને વિસારી ધર્મમાં મચતાં જતો પાછાં વળે.
ઝરૂખે પિયુની વાટડી જોતી ઉભી પ્રમદા પણે,
દિલતાપ નયને ટાળવા મુખ મીઠડું કંઈ ગણગણે,
મુગ્ધાંગનાનાં, કન્યકાનાં નયન ના સ્થિરતા ધરે!.
રસભોગી રસિયો શોધવા તલસાટ થાતો અંતરે.
(સંધ્યા)

કવિનો પ્રકૃતિ પ્રત્યેનો અભિસાર પણ ગમી જાય તેવો છે;

વરસાદ શાન્ત પડયો હતો,
કવિવર ઊઠયો,
શાન્તિઝૂલે ઝૂલવા ગયો પુરબ્હાર પ્રકૃતિ અંકમાં;
ધીમો પવન વાતો હતો
ઝાંપો મૂકી રવિબિમ્બનો
છાયા તણાં મોજાં લીલાંછમ ખેતરે ઉછળી રહ્યાં;
બેઠો જઇ ચોગાનમાં, એકાંતમાં,
ગાયું મધુરૂં ગાન ત્યાં.
(કવિનું ગાન)

પણ બધા જ અનુવાદો આટલા પ્રવાહી નથી. કેટલીક કૃતિઓ વિવિધ કારણે લથડે છેઃ કોઈ યોગ્ય શબ્દપસંદગીને અભાવે, કોઈ પદ્યબંધની શિથિલતાને કારણે, કોઈ કેવળ ઉતાવળથી, તો કોઈ સંપૂર્ણ સારગ્રાહી દૃષ્ટિના અભાવે.

પહેલા ખંડના કાવ્યોમાં પણ મુખ્યત્વે પ્રણય અને ગૃહભાવોજ આલેખાયા છે. એમની મૌલિક કૃતિઓ કુટુમ્બભાવો અને મૈત્રીને મેલીને ભાગ્યે જ આગળ વધે છે. ચિંતન ઊંડું નથી ને કલાવિધાન સાદુ છે. પણ જે છે તે એવી તો સરલ વાણીમાં અને સ્પષ્ટ અન્વયમાં આકાર પામ્યું છે કે લગભગ ઘણીખરી કૃતિઓ વાચનીય બની શકી છે. કેટલીક તો એની ગેયતા અને નાજુક લહરીઓ સરખી ભાવનાઓથી મનોહર પણ બની છે–યુવાન ત્યક્તાની મુંઝવણ વ્યક્ત કરતી મોહક ગેયતા જોઇએઃ

ક્યાં જાઉં રે, ભવરણ વાટ ભૂલી,
મનમોહનની ન અટારી ખૂલી
ક્યાં જાઉં રે, ભવરણ વાટ ભૂલી
(ક્યાં જાઉં

મખીને વનવિહારનું આમંત્રણ આપતાં ત્યાંનું ચિત્ર દોરે છેઃ

સામે શિલાખડો ઉપર બેસી રસિકતા રેલવા,
ગોવાળ ધેનુ ચરાવતા, બાલક બની ત્યાં ખેલવા
સરિતા વહે મર્મર ધ્વનિ એ જલતરંગ નિહાળવા
કિલ્લોલ કરતાં કલરવે એ પંખીડાંને ભાળવાઃ
ઉર પ્રકૃતિથી રંગવા પ્રિય, આવજે,
રસમન્દિરે આનંદવા સખી આવજે,
(સખી આવજે)

બગિનીભાવ અને મિત્રપ્રેમ આલેખતી બેચાર કૃતિઓ પણ સારી છે. રિસાઇને મૌન ધારી રહેલા મિત્રને ઝંખતી વેદના કેવી છે!

પ્રિય, મૌન કેમ ધરી રહ્યો?
કયા ભાવ સર્વે સરી ગયો?
કે ઘોર ઝંઝાનિલ શું કરમાવી નવપલ્લવ ગયો?
*   *   *
તારી સદૈવ શી ઝંખના,
તારી વિચાર પરંપરા,
*   *   *
તદપિ મધુર બોલીને લખીને સુધા વરસાવ તું
ઉર ભેદતાં શંકા તણાં ક્રૂર શલ્ય સર્વે નિવાર તું
(સ્નેહીને)

સરલ કવિહૃદયને જગતના બાજીગરોનો અનુભવ પણ સારી પેઠે થયો છેઃ

દીધી દેવે દયા લક્ષ્મીદૃષ્ટિ હાથે કરી લ્હાણી
છતાં વ્હાલાં થતાં વેરી, જગત બાજીગરોને શું?
*   *   *
અરે, શાં રોજનાં રોવાં, જીવન આંસુ વડે ધોવાં,
પછી આશ્વાસનો કેવાં? જગત બાજીગરો ને શું?
(જગત બાજીગરોને શું?)

છતાંય જગત તરફ એ આશાવન્ત છેઃ

એવો દિવસ ફરી આવશે
જનમો જનમનાં પુણ્ય પહેલી પગથીએ નહિ સ્થાપશે,
પણ માત્ર માનવ પાત્રના પદ્ પગથીએ જ ચગાવશે,
ને કદર સત્વતણી થશે,
એવો દિવસ ફરી આવશે.
(આશા)

એવો દિવસ આવો અને કવિ એની શુદ્ધ મૌલિક વાણીમાં

## સ્વીકાર

**ગીતાંજલિ** મૂળ લેખક : શ્રી રવીન્દ્રનાથ ટાગોર અનુવાદક શ્રી નગીનદાસ પારેખ. પ્રકાશક :- ધી મહાગુજરાત પબ્લીશીંગ કંપની, મુબઈ. પૃષ્ઠ સંખ્યા : ૧૫૦, સ્વ. ગુરુદેવનું ચિત્ર : ક્રાઉન સાઈઝ મૂલ્ય સવા રૂપિયો.

**પારસિકિ** લેખક : શ્રી ભાસ્કરરાવ વિદ્વાંસ, પ્રકાશક : ધી મહાગુજરાત પબ્લીશીંગ કંપની, મુંબઈ ૧ પૃષ્ઠ સંખ્યા ૧૩૫ નકશા સહિત ક્રાઉન સાઈઝ મૂલ્ય બાર આના.

**સમાજવાદ અથવા સહકારદ્વારા સર્વોદય** લેખક : શ્રી જગન્નાથ દેસાઈ, પ્રકાશક : શ્રી ગિરધરલાલ ઠાકુર, મહેતા એજન્સી, ઠાકુરદ્વાર, મુંબઈ ૪. પૃષ્ઠ સંખ્યા ૧૫૮ ક્રાઉન સાઈઝ રંગીન જેકેટ સહિત પાકુ પૂઠું મૂલ્ય રૂપિયો એક આના દસ.

**નિવાપાંજલિ** અનુવાદક શ્રી ડૉ. એમ. એ સુરૈયા, ઘોડ બંદર રોડ, જોગેશ્વરી, નાની રૉયલ સાઈઝ, ૧૦ અગ્રગણ્ય સુશિક્ષિત ગુજરાતી મહિલાઓનાં ચિત્રો સહિત, પૃષ્ઠ ૫૮ પાકુ પૂઠું મૂલ્ય રૂપિયો દોઢ.

**લગ્નની બેડી** મૂળ લેખક : શ્રી પ્રહ્લાદ કેશવ અત્રે અનુવાદકો : બિપિન ઝવેરી અને કાન્તિ બરોડિયા. ગીતોના અનુવાદકો : રતુભાઈ દેસાઈ અને શકુન્ત રાવળ પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ ૨, પૃષ્ઠ સંખ્યા ૧૭૬ ક્રાઉન સાઈઝઃ પાકુ પૂઠું રંગીન જેકેટ સહિત મૂલ્ય રૂપિયા બે.

**એને પરણવું નહોતુ** લેખક : આનંદેશ પ્રકાશક : સિંધ ન્યુઝ પેપર્સ. કરાંચી, પૃષ્ઠ સંખ્યા : ૧૮૦ ક્રાઉન સાઈઝ મૂલ્ય રૂપિયો દોઢ.

(વિસ્તૃત પરિચય અને વિવેચન હવે પછી)



## વિનંતી

આવતો અંક 'કવિતા'ના ચાલુ અને પહેલા વર્ષનો આખરી અંક હશે, એટલે ગ્રાહકોને વિનંતી 'અસ્મદીયમ્'માં જણાવ્યા મુજબનું નવા વર્ષનું લવાજમ છેલ્લો અંક મળ્યે તુરત મોકલી આપવું અને નવા તરીકેના ગ્રાહક તરીકે નામ નોંધાવી લેવું.

# વાર્ષિકી અનુક્રમ

કવિતાઓ

મુદ્રક-પ્રકાશક (કવિતા કાર્યાલય વતી) નટવરલાલ મૂળચંદ વીમાવાળા 'ગાંડીવ' મુદ્રણાલય હાડિયો ગલ્લી, સુરત





જુલાઈ ૧૯૪૨ વર્ષ ૧ : અંક ૧૨


# ગૂંથણી




**તંત્રીઓ : ઇન્દુલાલ ગાંધી** (સમરસેટસ્ટ્રીટ. કેમ્પ, કરાંચી). **મગનલાલ લાલભાઈ દેસાઈ** મુ. મોગાઈ, પો. વાપી, વાયા દમણ. **રતુભાઈ દેસાઈ** 'કવિતા કાર્યાલય', વલ્લભનિવાસ, ઇરિલા રોડ, વિલેપારલે (પૂર્વ). વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયો દોઢ. પરદેશમાં ચાર શિલિંગ. છૂટક નકલ આના ત્રણ. ગ્રાહકોના લવાજમ, બદલાનાં પત્રો અવલોકનનાં પુસ્તકો, લખાણો તેમજ પત્રિકા અંગેનો તમામ વ્યવહાર માટે એક જ સરનામું–રતુભાઈ દેસાઈ, 'કવિતા કાર્યાલય,' વલ્લભનિવાસ, ઇરલા રોડ, **વિલેપારલે.**

વાર્ષિક લવાજમ
રૂપિયો દોઢ
દેશમાં

# ક * વિ * તા

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

: તંત્રીઓ :
ઇન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

જુલાઈ ૧૯૪૨ વર્ષ : ૧ : અંક ૧૨

## વાસ્તવિકતાને

તેં અમને અળખામણાં કીધાં;
વાટે ને ઘાટે લજામણાં કીધાં.
વાદળ રંગને ભૂંસી ભૂંસી મહીં
દોરી દુકાળની છાયા;
કેસૂડાંને દેખી ખીલતાં, કૂદતાં
તેં કરમાવેલ કાયા.
સુંદર નાનાં સરાવણાં કીધાં;
તેં અમને અળખામણાં કીધાં.
શ્રાવણની જોઈ સૂકી હથેલી તેં
કીધાં લોચનિયાં બંધ;
ભાદરવાની ભોંયમાં શોધતી
માનવતાની ગંધ.
વેળા વીતાવીને વાવણાં કીધાં;
તેં અમને અળખામણાં કીધાં.
કાયાનું ખાતર પૂરી પૂરી કરે
વેરાનમાં ફૂલવાડી;
તોય પામે નહિ બટકું રોટલો
રોઈ રોઈ મરે માડી.
ગાંડી ગરીબીનાં ગાપણાં કીધાં;
તેં અમને અળખામણાં કીધાં.

ઇન્દુલાલ ગાંધી

## એક સુધારો

માહે એપ્રિલ–મેના 'કવિતા'ના જોડિયા અંકમાં પાન ૧૩૧ પર પ્રકટ થયેલ શ્રી દયાશંકર ભ. કવિનો "કવિ અને કવિત"નો લેખ, તેમનાં થોડા સમયમાં પ્રસિદ્ધ થનાર "પખીનો માળો" નામના ખંડકાવ્યના પુસ્તકની પ્રસ્તાવનાનો પ્રારંભિક ભાગ હતો. આ ઉલ્લેખ તેમના લેખની નીચે થવો જોઈતો હતો, પરંતુ તેમ કરવું શરતચૂકથી રહી ગયું હતું. તે કર્તવ્ય હવે બજાવી સંતોષ લઈએ છીએ.

## આવતો અંક

ગયા અંકમાં જણાવ્યા મુજબ આવતા માસના ઓગસ્ટ અંકથી 'કવિતા' બીજા વર્ષમાં પ્રવેશ કરશે.

બીજા વર્ષના આગામી ફેરફારોમાં અમે અગાઉ જણાવી ગયા તેમ એક ફેરફાર તેના કદનો છે. ડેમી ચાર પેજી ચાલુ કદ બંધ કરી ડેમી આઠ પેજી પુસ્તકાકારનું કદ અમે પસંદ કર્યું છે. આ પસંદગી પાછળ ઘણા મિત્રોની સલાહ, સૂચના અને સંમતિ રહ્યાં છે. આવું આવું નાનું કદ ફાઈલ માટે, પ્રવાસમાં સાથે લઈ જવા માટે તેમજ પુસ્તકો ભેગું રાખવા માટે અનુકૂળ થઈ પડશે એમ આશા છે.

અત્યારે 'કવિતા'માં દર મહિને ૧૨ થી ૧૬ પાનાનું વાચન આપીએ છીએ. કદ બદલાતાં આજ ધોરણ ચાલુ રહેશે એટલે કે ડેમી આઠ સાઇઝમાં ૨૪ થી ૩૨ પાનાં આપવાનું ચાલુ રાખવામાં આવશે.

કાગળની અસહ્ય અને બેહદ મોંઘવારીને કારણે લવાજમ વધારવાની જાહેરાત અમે ગતાંકમાં કરી જ હતી. પરંતુ મુદ્રણદોષને લીધે એ જાહેરાત પુરતા પ્રમાણમાં વાચકો અને કવિતારસિકોને સમજાઈ નહોતી. તેથી ફરી વાર જાહેર છીએ કે આગામી બીજા વર્ષના પ્રારંભથી *'કવિતા'નું લવાજમ વરસના રૂા. ૨–૦–૦ (રૂપિયા બે)* રહેશે. લવાજમ વધારવાના આ નિર્ણયની પાછળ કોઈ ધંધાદારી ગણતરી નથી જ, પરંતુ 'કવિતા'ની જિંદગી સદ્ધર અને બની શકે તો સ્વાવલંબી બનાવવાની એક માત્ર ઈચ્છા છે–તથા ચાલુ ખોટમાંથી બચી જવાની પણ.

કવિતારસિકો અને ગ્રાહકો પ્રત્યે અમારી નમ્ર વિજ્ઞપ્તિ છે કે તેઓ આવતે વર્ષે પણ 'કવિતા'ના ગ્રાહક તરીકે ચાલુ રહે અને અમારા પ્રયત્નમાં સહાય કરે.

## સ્વ૦ મણિલાલ દેસાઈ

સ્વ૦ મણિલાલ ઈચ્છારામ દેસાઈ સ્વ૦ ઈચ્છારામ સૂર્યરામ દેસાઈના પુત્ર અને તેમના પત્રકારજીવનના સાચા વારસદાર હતા. જિંદગીભર તેમણે પત્રકારિત્વ અને પ્રકાશનની પ્રવૃત્તિઓ કરી તેમના પિતાના વારસાને ઉજ્જવલ રીતે સાચવી રાખવાનો યાવત્ શક્ય પ્રયત્ન કર્યો. એક સમયે 'ગુજરાતી' સાપ્તાહિક કે જેના તેઓ તંત્રી હતા તેની જાહોજલાલી હતી. અસંખ્ય લોકો રસપૂર્વક તે વાંચતા. 'ગુજરાતી' તે કાળે બહોળો ફેલાવો પામેલું પત્ર હતું. આજે પણ તેમની ગેરહાજરીમાં 'ગુજરાતી'ના પ્રકાશન પર સ્વ. ઈચ્છારામ અને સ્વ. સ્વ૦ મણિલાલની સીધી કે આડકતરી અસર જણાયા વિના રહેતી નથી. સ્વર્ગસ્થના કુટુંબીઓ પ્રત્યે અમે અમારી દિલસોજી વ્યક્ત કરીએ છીએ.

## સંપાદકીય સિરનામાનો ફેરફાર

લડાઈની પરિસ્થિતિ બધી રીતે તંગ કરતી આવી છે. એના એક પરિણામ રૂપે છેલ્લા એક વર્ષમાં સંપાદકોની બદલાતી રહેતી જગા એ પણ એક છે 'કવિતા કાર્યાલય' ગુરુનિવાસ, નેહરુરોડથી ખસેડી શિશુમંદિર, પાર્કરોડ વિલેપારલે, લઈ જવામાં આવ્યું હતું. હવે એ ત્યાંથી પણ ખસેડી વલ્લભ નિવાસ, ઈર્લારોડ, વિલેપારલે (પશ્ચિમ) લઈ જવામાં આવ્યું છે. સૌને આ સરનામાફેરની નોંધ લેવાની વિનંતી છે.

વાર્ષિક લવાજમ
રૂપિયો દોઢ
દેશમાં

# કવિતા

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

: તંત્રીઓ :
ઈન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

જુલાઈ ૧૯૪૨ વર્ષ ૧ : અંક ૧૨

## વાસ્તવિકતાને

તેં અમને અળખામણાં કીધાં;
વાટે ને ઘાટે લજામણાં કીધાં.
વાદળ રંગને ભૂંસી ભૂંસી મહીં
દોરી દુકાળની છાયા;
કેસૂડાંને દેખી ખીલતાં, ફૂદતાં
તેં કરમાવેલ કાયા.
સુંદર નાનાં સરાવણાં કીધાં;
તેં અમને અળખામણાં કીધાં.
શ્રાવણની જોઈ સૂકી હથેલી તેં
કીધાં લોચનિયાં બંધ:
ભાદરવાની લોયમાં શોધતી
માનવતાની ગંધ.
વેળા વીતાવીને વાવણાં કીધાં;
તે અમને અળખામણાં કીધાં.
કાયાનું ખાતર પૂરી પૂરી કરે
વેરાનમાં ફૂલવાડી;
તોય પામે નહિ બટકું રોટલો
રોઈ રોઈ મરે માડી.
ગાંડી ગરીબીનાં ગાપણાં કીધાં;
તેં અમને અળખામણાં કીધાં.

ઈન્દુલાલ ગાંધી

# સમુદ્રને

(૧)

તું મસ્ત સદા શું ઘોરે
જગવે જગમાં તુજ ગાન!
રવ કૈંક રહ્યા જગશોરે
પણ હું તુજ રવ મસ્તાન.
તું અનંત છે ભવસાગર,
તુજ નાદ ગયો સચરાચર,
ઉગતો તુજ તીરે ભાસ્કર
સાગર તારાં શું માન?

ઘનઘોર ઘટા અંધારે
ઘેરાયેલી તે કાળ,
તું મસ્ત રહ્યો સ્વરતારે
રચતાં જલમોજે માળ:
નહિ કાળ નડ્યો તુજને વા,
ના ડર્યો ગગનઘન રહેવા
તું નિત્ય ગરજતો કહેવા
એ વાત વીતી જ કરાળ!

ઓ સાગર સુરનિયંતા!
તુ જગવે શાનો નાદ?
એ નાદ વિષે રસવંતા!
શું વ્યક્ત કરે જ વિષાદ?
તુજ વિષાદ દે ડૂબાવી,
નથી વેળ હજી તુજ આવી,
શીદ કકળે શોક જગાવી
જ્યાં સૃષ્ટિ બધી આબાદ!

(૨)

ભવના ભવ તેં તો ગાળ્યા
ગાળીશ હજી ભવકાળ,
નિત નર્તનલાને મહાલ્યા,
સાગર! તું દૂર નિહાળ!
કૈં વાઈ રહ્યાં નવ વહાણાં—
થા ધીર હવે ઓ શાણા!
કર બંધ દુ:ખાર્જવ ગાણાં!
તું ગા લઈ સુખનો તાલ!

તુજ શોક સનાતન ગાજે,
ગાજે દિશ દિશ ચોમેર!
તું સુખદુ:ખ માલા સાજે
અનુભવતાં કરુણા લ્હેર.
તું પૃથ્વીપટે પાથરતો,
રંગમાલિકા નિત ધરતો;
ઉલ્લાસ ઉપરથી કરતો,
ધરતી પર શી એ મ્હેર!

(૩)

ઉષા લઈ એની નૌકા
આવે તુજ પૂરવ ઘાટ;
વનપંખી કરતાં ટહૌકા
જોતાં એ ઉર્જ્વલ પાટ!
નૌકા પછી ચાલે ધીરે,
તુજ મસ્ત ઘુઘવતા નીરે;
ચોભે જઈ પશ્ચિમ તીરે
ત્યાં ઘાટ રહ્યો જ વિરાટ!

પશ્ચિમ તટ નાવ લંગરાતી
ને વાતો શાંત સમીર;
રેખા સાં રમ્ય છવાતી;
નૌકામાં ચન્દ્રક-હીર!
એ નાવ ત્યહીં ઠલવાતું—
તુજ પટ પે તેજ છવાતું,
ઝળહળ જવાહીર થાતું
જે શમ્યું હતું તુજ નીર!

ઉષાએ દિનભર જલમાં
રહીજ ભર્યો ભંડાર:
જે હીર હતાં તુજ તલમાં
લૂંટાયાં અપરંપાર!
તું શાંત રહી બસ ગાતો—
કરતો ઉરની સહુ વાતો;
ઓ સમુદ્ર ભોળા આ તો—
લૂંટાયો તેજાંબાર!

(૪)

ગગને કોટિક ગ્રહ ઘૂમતા
એ સહુ નિરખે તવ નીર;
એ વિરાટ તુજ ઉર ઝૂમતા
થઈ વામન • સૌમ્ય ગભીર
તું સૌનાં દર્શન કરતો,
તું સૌનું સૌને ધરતો,
તું નિત્ય પ્રભા દિલ ભરતો—
તુજ ઊંચું ધન્ય ખમીર!

ધરતી પર ભાગ પડ્યા ને
ભાંગ્યા જાગ્યા કઈ દેશ,
પણ અખંડ તું રસતાને
ઉછળતો નિત્ય રસેશ:
તુજ અગાધ જલરાશિમાં
નહિ ભેદ તણી કો સીમા;
મોજાં ડુબતાંય ઘડીમાં
નથી ઊણપ તુજ ઉર લેશ!

૫

તુજ નીર ગયાં ઘન વ્યોમે,
ઉતર્યાં તે રેલંછેલ,
ઉતરી ડુંગરથી ભોમે
ધરતી પર કીધી રહેલ;
પણ આખર તો એ આવ્યાં—
તુજ ઉરમાં હરખે લાવ્યાં:
જનના સંદેશ કહાવ્યાં:
પડઘા સુણ્યા જ પડેલ!

તેં તો એ સહુ સરિતાને
આમંત્રી દઈ સત્કાર;
તુજ અગાધ અસ્ફુટ ગાને
પહેરાવ્યા ફૂલના હાર!
એ શમ્યાં બધાં તુજ ઉરમાં;
પૂર્યા સૂરો તુજ સૂરમાં,
ઝળક્યાં સહુ તારા નૂરમાં
તુજ અન્તર નિત્ય ઉદાર!

(૬)

તું ગાય સદા તો ગાજે
શ્રદ્ધાથી ઓ કિરતાર!
બસ અખંડ એક અવાજે
જ્યાં માનવ ભોમકિનાર!
છે રાજા તું ધરતીનો—
કવિ એનો તું રસભીનો.
તું શાસક છે અવનીનો.
તુ કણકણનો દાતાર!

ઓ સાગર તવ પોકારે
ગાજે પ્રભુના સંદેશ!
આ માનવ જગને આરે
સુણું સ્વરના અવશેષ—
કૈં પૂર ચડેલ તરંગે
સંધ્યાના સોનલ રંગે
પછડાયાં ભોમ ઉછંગે
તોયે ચિંતા નવ ક્લેશ!

મ્હોલાતો માનવતાની
થઈ સૌ આજે ખંડેર
યુગસાગર સૌ સુકાયા
પણ તું છે શાશ્વત લ્હેર!
ઝૂલાવે જગની છાતી
ને માનવતા લ્હેરાતી
આ પૃથ્વી પાવન થાતી
પામી તારી શુભ મ્હેર!

કોલક

## એના બદલામાં

ચાંદરણાં ચીતરતાં કવિરાજ બોલી ઊઠયા
'ધૂમાડો દેખીને શાને રસોડાથી નાસો છો ?
અલબેલી આંખડીની કીકીઓ બે કાળી ભાળી
કવિપત્ની, તમે આહા ! કવિતા શાં ભાસો છો.'
બોલ્યાં કવિપત્ની જરા આંખમાં મિજાજ લાવી
'કીકીકુંજમાંથી આવું કેટલુંક ચોરો છો.
એના બદલામાં મને આપો છો શું ? કવિતામાં–
ઉરના ધુમાડા વિના બીજું કયારે દોરો છો ?'

મીનુ દેસાઈ

## છૂટા પડતાં–

: શિખરિણી :

જતી વેળા એણે ઘડી નજીક બેસી કહ્યું ધીમેઃ
'ઘડી ભૂલી આજે સકળ દિલનાં દર્દ સખીરી !
જરા ગાઈ લેને મધુ હલકથી ગીત ગમતાં ?'
જગાડયું ઢંઢોળી જડવત બનેલું હૃદય મેં,
છતાં ના કૈં સૂઝયું ! મથી મથી રુંધી ભીષણ વ્યથા,
મીઠાં આછાં સ્મિતે નયન છલકાવ્યાં, શી છલના !
....અને સૂરો છેડ્યા, રહી સહી ધરી દીધી સુષમા.

અધૂરા સૌ કોડો સળવળી ઊઠયા, સ્વપ્ન સલકયાં,
અષાઢી આકાશે ઝળકી વીજળી, મેઘ ઉલટયા,
હવા નાચી ઊઠી લઘુક શિશુશી મુગ્ધ તરલા,
અરે, આ તે કેવી ભરતી ઉમટી, લોઢ ઉછળ્યા !
મદે ઘેલું હૈયું પરવશ બનીને ઢળી પડયું.

પછી જાગી ત્યારે નયન ધૂંધળાં, ના કશું લહ્યું !
શમી ગૈ સૌ લીલા, કમનસીબ હૈયું ઝૂરી રહ્યું !

○

સુરેશ હ. જોષી

## એક મૂર્તિકારની પ્રાર્થના

: પૃથ્વી :

અહો ! સુભગ કોઈ આરસપહાણમાં જે રહ્યા
અમૂર્ત હું સિવાયના સકળ લોકની દૃષ્ટિથી.
મને અભય દ્યોઃ તમે મુજ કલાપ્રતાપે ભલે
બનો અવર સર્વ વંદ્ય, નવ વંદું એ મૂર્તિ હુંઃ
પરંતુ રમણીયની અધિક રમ્ય સંભાવના
અમૂર્ત મથું મૂર્તિમંત કરવા. વરી સિદ્ધિ ત્યાં,
તજીશ જ્યમ આપની, નવલ મૂર્તિ એ યે તજી
રહું અકળ આદરી હું અભિરામ આરાધના !

કૃપાળુ ! ઉર ચાહુના નવ વિશેષ બીજી કશીઃ
રહો ચિર અતૃપ્ત અંતર સદાય આ ઝૂરતું
અજંપ ઉર ભવ્ય ભવ્યતર સ્વપ્ન ઝંખ્યા કરો,
અનંત તલસાટની અસહ્ય આરઝૂ અજ્વલો
અને નિજ ઘડયાં બધાંય ફગવી દઈ દેવલાં,
લહો અલખ આપના પરમ રૂપની ઝાંખી એ ! *

●

* સૂચિત "ગૌતમ"

## કાચનાં વાસણ

: અનુષ્ટુપ :

ચૈત્રવૈશાખના તીખા ધીખ્યા બપોરના સમે
પ્રસ્વેદબિન્દુથી દેહ રેબઝેબ થયો હતો,
ત્હોયે હું હોંશથી મ્હારી કવિતાસગડી મહીં
નવા નવા વિચારોના કોલસા કૈંક ગોઠવી,
કલ્પના,–સૂક્ષ્મ ઊર્મિની ફૂંક ફૂંકયે જતો હતો.
અજાણ્યા આપણે માથે શંકુના ખોરુભ સામટા
તૂટી પડે યથા, પત્નીમુખેથી શબ્દબૉમ્બની
તથા જ સહસા ત્યારે ન્હાળી મેં વર્ષતી ઝડીઃ
"તમને તે કહેવું યે કેવું, કેટલું ને કઈ રીતે ?
કહીને જીભનો કૂચો થયો તોય, તમે કશું
કર્યું નાઃ કવિતા–ગાણાં બનાવ્યાં બસ એટલે
ઘરવેવાર સૌ ચાલ્યો ! કાં, કેમ બોલતા નથી ?"
સ્વેદને લૂછતાં "શું છે ?" માત્ર હું એટલું વધો.
ત્યાં તો રે ! "આ અથાણાનાં આંબા ને મરચાં બધાં
કે'દુનાં રખડે છે ને હજુ 'શું છે ?' પૂછ્યા કરો !"
એવા આક્રમણે બ્હીને, કોટ ટોપી લગાવીને
તૂર્ત હું ચાર કે પાંચ કાચ–ચીનાઈ માટીની
બરણીઓ લઈ આવ્યો, ત્યારે તે કૈંક શાન્ત થૈ.

પરન્તુ સાંજના જ્યારે ફરીને ઘેર હું ગયો,
રૂમના એક ખૂણામાં ફૂટેલી બરણીતણા
કાચના કટકા કેરો પુંજ મેં એક નિરખ્યો.
હજુ તો કાચવાળાને પૈસા ના ચુકવ્યા હતા
ત્યાં તો આવું દૃશ્ય જોયું, ને મિજાજ હાથથી ગયોઃ
"ભાંગ્યા છે હાથ તારા કે લૈંજું ગૂમ થઈ ગયું ?
આવડ નહિ પૈની ને...." અરોધ્યો જ એમ હું
વદતો'તો, ત્યહાં એના કંઠે ડૂમો ચઢી ગયો;
આંખની અશ્રુની ધારા મોઢું આખું ભીંજાવીને
ગળે થૈ કમખાને યે પલાળતી હતી, અને
ડૂસકાં રોકતી ગદ્ગદ્ કંઠે બોલી રહી હતીઃ
"અભરાઈ પરે એ સૌ મૂકવા, ખીંટી ઝાલીને
ચઢી, ત્યાં ભારથી મારા, અભરાઈ ખસી પડી;
મને યે કાચ વાગ્યા છે વાંસામાં...." એટલું વદી
માંડ માડ, વળી પાછું કલ્પાન્ત આદરી દીધું.
માહરા, દેહના સર્વ અંગો હિમથીજેલ શાં
નિશ્ચેતન થયાંઃ મ્હારા હૈયાના વાઘતાર સૌ
તીવ્ર કો વેદના સાથે કંપિયા, રણકારમાં
"કાચના વાસણોથી યે ખરડ માનવી–ઉર !"
એટલું સાંભળી રહ્યો !

## "ગાઈડ"ના લખનાર

[ શિષ્યપ્રતિ ]

: અનુષ્ટુપ :

શિષ્યજી ! પેનની ટોચે જ્ઞાન આવી ધસન્ત આ
ટહૌકે છે ગત વર્ષોનાં મધુરાં સ્મરણો અહા !
જૂનની 'વીસ' મ્હોરન્તી, બી. એ નાં બાર ઉઘડે
અને આ કલમે કાચાં કે પાકાં પ્રુફ્સ સુધરે !
ક્હેશો ના 'ગાઈડ' કિન્તુ એ 'બૂક' મારી ગુણાન્વિતા
ધૂર્ત લોક તણા જન્ત્રો સમી છે એહુની મતા.
માયા તો મોહિની જેવી તમો સૌને દિલે વસી
જાણી, જંજાળમાં જાતા હૈયે મારે ભીતિ નહિ !
ખરૂં ! હું પ્રતિવર્ષાન્તે કહું છું ભૈરવી કથા
પ્રશ્નોનીઃ પ્રશ્નોપત્રોની માંડુ છું મૂળથી "તથા."
"પ્રીલી."નાં પેપરે પ્હોંચી ખોટાંસાચાં "સજેશનો"
મેળવીને ઘટાવેલું "પામ્ફ્લેટ" તમે ભજો.
ને થાઓ હૃદયે રાજી "ગુરુદેવ નમો નમઃ"
કહીને, હર્ષ હૈયાના પાઠવો છો નરોત્તમ !
પરન્તુ ખ્યાલ છે વ્હાલા ! પુસ્તકે પુસ્તકે મને
દીધે છો રૂપિયા અહીં રોકડા ખખડાવીને !
"ખપે જો પાંચસો એવાં, બારસો રોકડા મળે"
એ ન્યાયે પ્રેરતું હૈયું લખવા "બૂક" આ મને.
ખરૂં ! કૈંક ઝંખના મારે પરીક્ષામાં ફ્સેહની
નથી; વા સ્પર્શતી વ્યાધિ કલાસના પરિણામની !
થાઓ નાપાસ, કે થાઓ પાસ સૌ ફ્સ્ટ કલાસમાં !
મને શું ? કીર્તિ વા નિન્દા ? રાચતો અવકાશમાં !
છતાંયે શિષ્યજી ! મારે માર્ચ એપ્રિલની નિશા
તમારી જેમ જાગન્તાં, વેઠવી કપરી દશા !
તમારે વાંચવું સ્હેલું મારે તો એથી આકરૂં
લખવું ચોરી ચોરીને કામ એ ના કચાશનું !
અને જો કદિ ચોરાયું ઓછું તો 'બૂક'માં રહે
"સીન્સેરીટી" તણી ખામી. 'શિષ્યોને કેમ પાલવે ?'
એ વાતે દ્રવતું હૈયું નિત્ય મારૂં સુશિષ્ય હે !
તારાથી વસમી મારે રાત્રિઓ ગાળવી પડે !
મારે બે છોકરાં નાનાં પત્ની યે છે વિલાસિની
એ સાંને પોષવા છમો રૂપૈડી છે પગારની,
વળી છે ઝંખના હૈયે મેનેટે ઉભવા તણી
જર્મની પ્હોંચીને મોટી 'થીસીસો' લખવા તણી !
પૂરું ના થાય છસોથી એટલે ફરવાં પડે
તૂત આ "બૂક"નાં બાપા, કે પૈસા કૈંક સાંપડે !

હરિપ્રસાદ જોષીપરા

# ગદ્ય અને પદ્ય ?

જ્યોતીન્દ્ર હ. દવે

'કવિતા'ના ગતાંકમાં 'પ્રજાબંધુ'માંથી રા. શોભાલાલે લખેલો એક લેખ ઉતારવામાં આવ્યો છે. તેમાં લેખક પૂછે છે, આ યુગ ગદ્યનો છે કે પદ્યનો ? આ યુગ શેનો ને કોનો છે તે વિષે અનેક કલ્પનાઓ કરવામાં આવી છે. આ યુગ બાળકોનો છે, સ્ત્રીઓનો છે, દલિતોનો છે, યુવાનોનો છે, ધનિકોનો છે, યુદ્ધનો છે, જડવાદનો છે; એમ આ યુગનું આધિપત્ય અનેકને મળી ચૂક્યું છે. પણ આ યુગ ગદ્યનો છે કે પદ્યનો એ પ્રશ્ન તદ્દન નવો છે.

ઘર કોનું–વહુનું કે વરનું ? તેના જેવો આ પ્રશ્ન પ્રથમ દર્શને લાગે છે. સામાન્ય રીતે વિચાર કરતાં, કાયદાની દૃષ્ટિએ અથવા ફાયદાની નજરે, ઘર અમુકનું એમ સહેલાઈથી કહી શકાય ! પણ જરા ઊંડા ઊતરીને વિચાર કરીએ તો ઘર કોનું એ કહેવું મુશ્કેલ પડે. બંનેનું અથવા એકેનું નહિ એમ માનવું પ્રાપ્ત થાય. તેમજ ઉપલક દૃષ્ટિએ વિચાર કરતાં, ગદ્યકૃતિઓની સંખ્યા ને લોકપ્રિયતા જોતાં આ યુગ ગદ્યનો છે એમ લાગે. પણ જરા વધારે વિચાર કરતાં આ પ્રશ્નનો નિર્ણયાત્મક જવાબ દેવો મુશ્કેલ લાગે છે.

પ્રાચીન કાળમાં પદ્ય સાહિત્યમાં સર્વોપરિ સ્થાન ભોગવતું હતું. કથા, વાર્તા, ધર્મોપદેશ, તત્ત્વચિંતન ઉપરાંત ઇતિહાસ, જ્યોતિષ અને આયુર્વેદ જેવા પ્રદેશો પર એનું સામ્રાજ્ય જામ્યું હતું. પદ્યમાં રચાએલા ગ્રંથોની સમજુતી માટે અથવા ખંડનમંડનાત્મક ચર્ચા માટે ગદ્યનો ઉપયોગ થતો. ક્રમક્રમે ગદ્ય ને પદ્યની વિષયમર્યાદા લગભગ નક્કી થઈ. કલ્પનાજન્ય લલિત પ્રકારના લેખન માટે પદ્ય અને શાસ્ત્રીય વાઙ્મય માટે ગદ્ય અનુકૂળ છે એવો મત બંધાયો; અને એ આજેયે ઘણે સ્થળે પ્રચલિત છે. ઘરનું કામ સ્ત્રી સમાલે ને પુરુષ બહારનો વ્યવહાર સાચવે તેમ સાહિત્ય સૃષ્ટિમાં પદ્ય સામ્રાજ્ય ભોગવે ને દુનિયાના વ્યવહારમાં ગદ્યનો ઉપયોગ થાય એમ પદ્ય ને ગદ્યની મર્યાદા અંકાઈ.

પરંતુ ગદ્યનો વિકાસ થતો ગયો તેમ તેમ એના વિષયોની મર્યાદા વિશાળ થતી ગઈ. પૂર્વનાં મહાકાવ્યોનું સ્થાન નવલકથાએ લઇ લીધું. આખ્યાનાદિને બદલે ટૂંકી વાર્તાઓ આવી. કવિત્વને અનુકૂળ રચના માટે પણ ગદ્યનો આશ્રય લેવાવા માંડ્યો.

આપણા એક પ્રૌઢ વિચારકે એક સ્થળે લખ્યું છે કે જ્યાં ભાવોદ્રેકનો પ્રસંગ હોય ત્યાં પદ્ય જ જોઇએ—ગદ્યનું ત્યાં કામ નહિ. ભાવદર્શન માટે પદ્ય બહુ અનુકૂળ વાહન છે એ ખરું. પણ ગદ્ય એ માટે નાલાયક છે એમ કહેવું એ વધારે પડતું છે. આજે ગદ્યનો વિકાસ એટલો બધો થયો છે કે પદ્યના જેટલી જ સચોટતાથી ને સફળતાથી એ પણ રસનિષ્પત્તિ સાધી શકે છે. ગદ્ય એ શાસ્ત્રીય વાઙ્મય કે ચર્ચાચર્ચી માટે જ અનુકૂળ છે એમ માનવું એ સાચું નથી. પદ્યની સુકુમારતા, પદ્યનું માધુર્ય, પદ્યની સચોટતા, પદ્યનું સાલંકારત્વ, પદ્યનો વેગ ને ભાવોદ્રેક એ બધાં ગદ્યને સાધ્ય છે. એમ ન હોત તો અંગ્રેજી ગદ્યમાં ભાષાંતર થએલી રવીન્દ્રનાથની ગીતાંજલિ નોબેલપ્રાઇઝની અધિકારિણી શી રીતે ઠરત ? અને એક રીતે જોતાં સામાન્ય વ્યવહારમાં જ્યારે જ્યારે ભાવ દર્શાવવાના પ્રસંગ આવે છે ત્યારે હંમેશાં ગદ્યની સહાયથી જ આપણે એ કાર્ય કરીએ છીએ. સામાન્ય સ્ત્રીપુરુષ તો શું પણ સમર્થ કવિઓ ને પદ્યકારો પણ જ્યારે એમનામાં કોપનો ભાવોદ્રેક થાય છે ત્યારે પદ્યમાં ગાળ નથી દેતા—સચોટ ને તીખાં ગદ્યવાક્યોનો જ ઉપયોગ કરે છે. જુગુપ્સા, ખેદ, નિર્વેદ, પ્રણય આદિ ભાવો પણ સામાન્ય રીતે તેઓ ગદ્યદ્વારા જ વ્યક્ત કરે છે અને ઉર્મિદોષ કે અન્ય કોઈ રીતની નડતર ન હોય તો સફળ રીતે કરી શકે છે. એટલે ગદ્યમાં સ્વાભાવિક રીતે જ ભાવ વ્યક્ત કરવાની શક્તિ રહેલી છે. અને જન્મથી મૂંગાં ન હોય એવાં પ્રત્યેક સ્ત્રીપુરુષ અનેક પ્રસંગે એ રીતે ભાવ વ્યક્ત કરતાં, સદીઓ થયાં, આવ્યાં છે. પરંતુ સાહિત્યની કૃતિ તરીકે લેખી શકાય એવી રીતે આ પ્રકારના ગદ્યનું ખેડાણ પદ્યના પ્રમાણમાં બહુ થોડા કાલથી જ થવા માંડ્યું છે. એટલે ગદ્યની આ શક્તિ હજી જોઇએ તેટલી વિકસિત નથી થઈ અને તેથી કેટલાક હજી એની એ પ્રકારની શક્તિની બાબતમાં શંકાશીલ રહે એ સ્વાભાવિક છે.

આમ ગદ્યે પદ્યના પ્રદેશો સર કરવા માંડ્યા છે તો પદ્યે પણ ગદ્યના પ્રદેશોમાં મોરચા માંડવા માંડ્યા છે. અને આથી ગદ્ય ને પદ્ય વચ્ચે કોઈ મર્યાદારેખા આંકવી એ અત્યંત મુશ્કેલ બની ગયું છે. આજે જેમ સ્ત્રીનાં કામ પુરુષ અને પુરુષનાં કામ સ્ત્રી કરી શકે છે અને તે પણ સફળતાથી, તે જ રીતે આજે ગદ્ય પદ્યનું કાર્ય અને પદ્ય ગદ્યનું કાર્ય સચોટ રીતે સાધી શકે છે. પરંતુ એમાં થોડા અપવાદ તો રહેશે જ. કેટલાંક કાર્ય એવાં છે જે એમાંથી એક જ કરી શકે, બંને નહિ, લયમાધુર્ય અને સુગેયત્વ એ પદ્યનાં ગુણો ગદ્યને બહુધા અસાધ્ય છે, તેમ ગદ્યની વિશદતા પદ્યથી હંમેશ જાળવી શકાતી નથી. કાનમાં રમી રહેવાની ને સ્મૃતિમાં અંકાઇ જવાની શક્તિ ગદ્યને અજાણી જ છે.

પદ્યે પોતાની સર્વ શક્તિઓ પ્રગટ કરી દીધી છે, બધી ચમત્કૃતિઓ જણાવી દીધી છે, સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત કરી લીધી છે. હવે કંઈ નવીન ચમત્કૃતિ કે સિદ્ધિ સાધવાનો એને બહુ ઓછો સંભવ છે. આજે પદ્યરચનાના નવનવા પ્રયોગો થઈ રહ્યા છે તેની પાછળ આ પણ એક કારણ રહ્યું હોય એમ લાગે છે. ગદ્ય હજી વિકાસ પામે છે, નવનવા પ્રદેશો એની સંમુખ પડ્યા છે, શક્યતાના ભંડાર એની આગળ ખુલ્લા છે. એની શક્તિ નવનવા ચમત્કાર સાધતી જાય છે, પદ્યની પુરાણી મોહિની ઓસરી નથી, પણ એ અતિપરિચિત જેવી તો લાગવા જ માંડી છે. અને એ ઓછું હોય તેમ નવપ્રયોગના રસિયાઓએ એના અલંકાર ઉતારી લેવા માંડ્યા છે, એના કંઠમાં કોમલતાને સ્થાને પરુષતા મૂકવા માંડી છે અને એની સુકુમારતાને બદલે ખડતલપણું આણવા માંડ્યું છે. બીજે પક્ષે ગદ્યે પોતાનાં પૌરુષ ને સચોટપણું, ને વિશદતા જાળવી રાખવા ઉપરાંત લાલિત્યને માધુર્યને પણ આવકાર દેવા માંડ્યો છે, એટલે આ યુગ પદ્યનો છે કે ગદ્યનો એનો નિર્ણય કરવો મુશ્કેલ છતાં, એટલું તો કહી શકાય કે સાહિત્યકાર અને સાહિત્યરસિક વાચકવર્ગનું ધ્યાન અત્યારે પદ્ય કરતાં ગદ્ય વધારે પ્રમાણમાં ખેંચી રહ્યું છે.

## ચર્ચાપત્ર

# એક કવિતાના કંચનકથીરની પરખ

**'કવિતા' માસિકના તંત્રીશ્રી,**

નીચેનું ચર્ચાપત્ર પ્રસિદ્ધ કરી આભારી કરશો.

શ્રી આસિમ રાંદેરી કૃત એક કાવ્ય 'આંધળી છોકરી' શ્રી સ્નેહરશ્મિ અને શ્રી ઉમાશંકર જોષી સંપાદિત "સાહિત્યપલ્લવ"નો ત્રીજો ભાગ હાથ ચડતાં આજે અચાનક જોયું. એ જ કાવ્ય વિશે અગાઉ પણ ઘણી પ્રશંસા સાંભળેલી, સાહિત્યના કોઈ નવાસવા ઉમંગી નિશાળિયા કનેથી નહિ, પણ સ્વ૦ આચાર્ય શ્રી આનન્દશંકર ધ્રુવ જેવા વિદ્યાવારિધિ પાસેથી; આજથી, ચારેક સાલ પહેલાં, મુંબઈમાં સાહિત્યસંસદના વાર્ષિક ઉત્સવ પ્રસંગે થયેલા કવિસંમેલનમાં. આચાર્યશ્રીએ આ કાવ્યની વસન્ત—વર્ષ ૩૭, અંક ૩, શ્રાવણ—આશ્વિન, સં. ૧૯૯૪માં એ સંમેલનનો વૃત્તાંત આપતાં પણ ઘણી પ્રશંસા કરી છે· એ સંમેલનમાં રજૂ થયેલાં કાવ્યોમાં આ કાવ્યને ઉત્તમોત્તમ ગણ્યું છે: કવિની કલાદૃષ્ટિ પર પ્રશંસાની એક અખંડ અર્ધ્યધારા ઢોળી છે.

આમ હોવા છતાં, હકીકત લેખે આ કવિતા પાછળ થોડોક ઇતિહાસ છે; ને તે જાણવા- જેવો છે. 'ગુનામ રસૂલ નાઝૂકી' કશ્મીરનું નામ ઉર્દૂ કાવ્યસાહિત્ય ને કાવ્યરસિક જનતામાં સુપ્રસિદ્ધ છે. એમનું એક કાવ્ય 'એક અંધી લડકીકી દુઆ' આ નીચે લખી મોકલું છું ને એની સામે ભાઈ આસિમ રાંદેરીની અતિ પ્રશંસિત એવી પેલી નામચીન કવિતા લખું છું. આપ એ બંન્ને કાવ્યોની સરખામણી કરો: પંક્તિએ પંક્તિ જુઓ ને પછી કહો કે એ કવિતામાં રહેલું કંચન કેવું છે ને કથીર કેવું છે. ભાઈ આસિમે તો એ કવિતાનું આંખ મીંચીને ભાષાંતર જ કર્યું છે; ને તે પણ બહુ સારુ તો નહીં જ; ને પોતે એ ભાષાંતર કર્યું છે એવો આટલાં વર્ષ સુધી ક્યાં ય કશો ઉલ્લેખ સરખો કર્યો નથી, બલ્કે ઉલ્લેખ કર્યો હોય તો એ કાવ્ય પોતાની સર્જન પ્રતિભાનું મૌલિક ફળ છે એવો દાવો નોંધાવનો જ.

વિચાર કરતાં તો આમાં હસવું ને હાણ બન્ને એક સાથે સમાયાં છે. સ્વ૦ આચાર્ય શ્રી આનન્દશંકર ધ્રુવ, સ્નેહરશ્મિ ને શ્રી ઉમાશંકર જોષી જેવા વિદ્વાન ને અભ્યાસીઓ, એ કૃતિ કે કૃતિ સંબંધે કાંઈ અભિપ્રાય છાપતાઆપતા પહેલાં યોગ્ય ચકાસણી ને ચોકસી કરતા નથી એ ફરજચૂક ઓછી શોકકારક નથી. બીજી રીતે કહુ તો પારકી સંપત્તિ અને પરિશ્રમના લુંટણહારા, સાહિત્ય જગતના સદા જાગરૂક એવા એકનિષ્ઠ ચોકીદારોને પણ ગાફેલ બનાવી ભુલથાપ ખવરાવી જાય છે. સાંભળવા પ્રમાણે 'કારવાં' માસિકમાં પણ આ કાવ્ય અને આસિમ રાંદેરીના આવાં જ બીજાં કાવ્યોનાં કંચનકથીરની યોગ્ય પરખ લેવાઈ રહી છે.

યોગ્ય ઋણ સ્વીકાર કરવામાં નથી નાનપ, નથી અવનતિ, નથી હીણપત. એ બધું તો ઋણભાર માથે અબરૂ. ભર્યો હોય છતાં નકારવામાં છે. આવી મનોવૃત્તિ ઊગતી ડંભાય એમાં જ હિત છે કવિતાનું ને કવિતા લખનાર આસિમોનું.

લિ૦ जनक

# પ્રચીતિ, પ્રયત્ન, પ્રસાદ, પ્રતિભા, પ્રક્ષોભ

[ તા. ૨૩-૫-૧૯૪૨ને મંગળવારને રોજ પૂના ખાતે મહારાષ્ટ્ર શારદોપાસક મંડળના અધ્યક્ષસ્થાનેથી શ્રી. પુ. મં. લાડે કરેલા ભાષણમાંથી ઉધ્ધૃત ]

"કાવ્યનું ધ્યેય અને કાર્ય શું એ વિષે હું થોડું બોલવા ઇચ્છું છું. આજકાલ કાવ્ય એ ઘડીક ગમ્મતનું એક સાધન થઈ બેઠું છે. આજકાલનાં સાપ્તાહિકોનાં પાનાંઓ પર પ્રસિદ્ધ થતી કવિતાઓના વિષયો જોશો તો માલૂમ પડશે કે લોકોનાં મનમાં જે વિવિધ તરંગ ઊઠે છે તેના સાવ ઉપરછલ્લા પ્રસંગો પર કાવ્યની ઇમારત ચણવાનો પ્રયત્ન થાય છે. રવિવારે જમ્યા બાદ વામકુક્ષી સાધનામાં એ ઉપયોગી થઈ પડે તેથી વધુ તેની ઉપયોગિતા કે કીંમત નથી. આપણાં માસિકોમાં પણ કવિતાઓ આવે છે પણ તે પણ જેમ ભોજનની થાળીમાં ચટણી કે કચુંબર આવે છે ને તેથી રુચિવૈચિત્ર્ય ઉત્પન્ન થાય છે તેમ તેટલા જ પ્રમાણમાં આ માસિકોમાં આવતી કવિતાઓનું મૂલ્ય છે.

વાસ્તવિક રીતે સાહિત્યના ક્ષેત્રમાં સામ્રાજ્ઞી તરીકે કવિતાએ મહાલવું જોઈએ. પણ તે બિચારી સૈરંધ્રી જેમ દીનવેશે ફરે છે. અને જાણે તેનો તરુણ પતિ વેશપલટો કરી પોતાની પ્રિયતમાના દીનહીન હાલ જોતો રહે છે—આંખ આડા કાન કરીને.

કવિતા પાછળ પડતી જાય છે. કાવ્યનિર્મિતી છે વા થાય છે તેના કરતાં વધુ કસયુક્ત થવી જોઈએ એમ કહીને વા કવિતા મંથનમાંથી ઉત્કૃષ્ટ કવિતામાર્ગની શોધ કરવી જોઇએ એમ કહી અનંત કાલ પર્યંત કવિમંડળમાં વિચરનાર એકાદ કોઈ કવિ અત્યંત વિપણ્ણ ચિત્તે એમ કહી દે કે શારદામાતાના હાથમાંની વીણા ફેંકી બંદૂક પકડો તો તેથી આપણને ખોટું શા સારુ લાગવું જોઇએ? જે કવિએ વીણાને બદલે હાથમાં બંદૂક ગ્રહણ કરવાનો પોકાર ઊઠાવ્યો તેણે તો ધર્મ માટે, માણસાઈ ખાતર સૈનિક થઈ બંદૂકનો ફૂદો લોહીમાં બોળી અખિલ માનવમાત્રને સુખનો સંદેશ કેમ મળે એ જ એક શુદ્ધ બુદ્ધિથી તે કર્યો. સ્ટિફન, બાયરન, સ્પેંડર આ બધાએ પણ પોતાના બાંધવોને આવો જ સંદેશ આપ્યો હતો. દૂર શા માટે જઇએ? જે વિશ્વામિત્રે ગાયત્રી મંત્ર અર્પણ કર્યો તેણે જ રામને ધનુર્વિદ્યા શીખવી. ખરો કવિ બંદૂક લે પણ તેથી કાંઈ તે લેખિની ત્યજી દેતો નથી. કવિ અને રાજકારણી આ બેમાં શ્રેષ્ઠ કોણ એ વાદની ચર્ચા કે ઊહાપોહ કરવાની મારી ઇચ્છા નથી. મનુષ્ય શરીરમાં મગજ, હૃદય, હાથ, આંખ આ બધામાં શ્રેષ્ઠ કોણ એવો વાદ ઊભો કરવો જેટલો નિરર્થક છે તેટલો જ નિરર્થક આ પ્રશ્ન છે.

શાસ્ત્ર અને કાવ્યનો ઝગડો અનંતકાળથી ચાલી આવ્યો છે. શાસ્ત્ર તરફ કાવ્ય દુર્લક્ષ કરતું નથી તેનું ઉદાહરણ એટલે કવિ કાલિદાસ આધુનિક વિજ્ઞાન અને શાસ્ત્રનો ઉપયોગ જો માત્ર બોંબ બનાવી તે વડે અસંખ્ય નિર્દોષ અબલાઓ અને અર્ભકોનો પ્રાણસંહાર કરવામાં જ થતો હોય તો જે વાંદરાઓના હાથમાં આ શસ્ત્ર સોંપાયું છે તેમની હૃદયગ્રંથિમાં કાવ્યનો પરમ રસ સીંચવો જોઇએ.

કાવ્ય એ વિશુદ્ધ આનંદનું, કાંતા પેઠે મધુર ઉપદેશ આપનાર અને હૃદય અને ચિત્તને પરમ શાંતિ દેનાર ઉચ્ચ સાધન છે.

માત્ર આનંદ આપવાના હેતુથી કવિતાના પ્રશ્નનો ઉકેલ આવતો નથી. તેથી કાવ્યને સત અને ચિતના ધોરી માર્ગે ચઢાવવું જોઈએ. કાવ્યનું સમાજમાં શું સ્થાન હોવું જોઈએ અને સમાજને કાવ્ય કેટલી હદ સુધી ઉપયોગી થઈ પડે એ પ્રશ્નનો વિચાર સંસ્કૃત સાહિત્યકારોએ ખાસ કર્યો હોય એમ લાગતું નથી. કારણ કે સંસ્કૃત સાહિત્યકારો રાજાઓના આશ્રયમાં જ જીવન વીતાડતા હતા. સંસ્કૃત સાહિત્યકાર પ્રારંભથી જ કાવ્યને સોનું માનતા હતા અને તેથી તેમાંથી સારામાં સારું કલામય અલંકાર (ઘરેણું) કેમ કરી ઘડી શકાય તે તરફ તેમનું સૌથી પ્રથમ લક્ષ જતું. પરંતુ મરાઠી કવિઓનો પંથ તો નિરાળો છે. મરાઠી કવિઓએ રાજકૃપા માટે નહીં પણ બહુ જનસમાજ માટે કાવ્યની રચના કરી છે. આનું ઉત્કૃષ્ટ ઉદાહરણ રામદાસમાં આપણને જડે છે. પ્રાસાદિક કાવ્યની ચર્ચા કરવા કરતાં પ્રાસાદિક કાવ્યકાર અર્થાત્ કવિ કેવો હોવો જોઇએ એ પર વધુ મહત્વ, વધુ ભાર દેવાવો જોઈએ. કારણકે કાવ્યકાર માણસનો જેવો સ્વભાવ તેવું તેનુ કાવ્ય.

પ્રચિતી, પ્રયત્ન, પ્રસાદ, પ્રતિભા અને પ્રક્ષોભ—આ કાવ્ય ગુણોની એક પછી એક સીડીનાં પગથિયા છે. કવિની જેવી પ્રચિતી તેવી તેની કાવ્યનિર્મિતી. બહુજનસમાજમાં એકરસ થઈ જઈને—ભળી જઈને તેમનો અનુભવ આત્મસાત કરવો અને પછી સમરસ થયા બાદ જે કાવ્યરચના નિર્માશે તેમાં જીવન અને ચિરંજીવિતા આવશે જ. કવિની પ્રચિતી જેટલી વ્યાપક તેટલી હદે કાવ્ય પણ વ્યાપક થવાની સંભાવના. પછી તે પ્રચિતી ભલે પ્રિયાપ્રત્યેની, રાષ્ટ્રપ્રત્યેની, પ્રભુપ્રત્યેની અગર વિશ્વપ્રત્યેની હોય. પ્રેમકાવ્યો વિષે જેમને તિરસ્કાર છે તેમને મંદભાગ્ય સમજવા જોઇએ. પ્રિયાની માયા અને શિશુનો આનંદ જેને સમજાતો નથી તે મંદભાગ્યની દયા ખાવી જોઇએ. કવિને માત્ર આ આનંદનો હમેશ સુકાળ હોય છે. જે અભાગી કવિની પ્રેમકાવ્યમાં સમાધિ લાગી શકતી નથી તેણે મહાકાવ્ય લખવાના ફંદમાં પડવું નહીં. પ્રેમકાવ્યો કે ગીતો મહાકાવ્ય લખવામાં આડે આવે છે એ સાવ ખોટો આરોપ છે. રશિયાનો સુપ્રસિદ્ધ ક્રાંતિકારી કવિ માયકાવ્હેસ્કીએ પરિવર્તન પામતી પરિસ્થિતિનો યોગ્ય અભ્યાસ કરી રશિયાની આમજનતાને ક્રાંતિપ્રવણ બનાવી. પ્રેમગીતો પુરુષ અને પ્રકૃતિના પ્રાણૈક્યમાંથી નિર્માય છે. જેમ જેમ સ્ત્રીઓને અધિક સ્વાતંત્ર્ય મળતું ગયું તેમ તેમ પ્રેમગીતો વધતાં ગયાં. જે દિવસે પેમલા-પેમલીનાં હલકટ ગીતો અને લાવણીઓ દેખાતાં કે સંભળાતાં બંધ થશે અને સમાજના નીચલા થરના લોકો પણ પ્રેમગીતો લખવા લાગશે તે દિવસે સ્ત્રી સંપૂર્ણ સ્વતંત્ર થઈ એમ હું કહીશ. કેશવસુત, તિલક અને માધવ જ્યુલિયન વગેરેને સગન દેનાડી, પ્રભાકર વગેરેની સાથે એક પાટલે બેસાડવા ઊચિત નથી. ત્રીસ

## ચર્ચાપત્ર

# એક કવિતાના કંચનકથીરની પરખ

'કવિતા' માસિકના તંત્રીશ્રી,

નીચેનું ચર્ચાપત્ર પ્રસિદ્ધ કરી આભારી કરશો.

શ્રી આસિમ રાંદેરી કૃત એક કાવ્ય 'આંધળી છોકરી' શ્રી સ્નેહરશ્મિ અને શ્રી ઉમાશંકર જોષી સંપાદિત "સાહિત્યપલ્લવ"નો ત્રીજો ભાગ હાથ ચઢતાં આજે અચાનક જોયું. એ જ કાવ્ય વિશે અગાઉ પણ ઘણી પ્રશંસા સાંભળેલી, સાહિત્યના કોઈ નવાસવા ફાગી નિશાળિયા કનેથી નહિ, પણ સ્વ૦ આચાર્ય શ્રી આનન્દશંકર ધ્રુવ જેવા વિદ્યાવારિધિ પાસેથી, આજથી, ચારેક સાલ પહેલાં, મુંબઈમાં સાહિત્યસંસદના વાર્ષિક ઉત્સવ પ્રસંગે થયેલા કવિસંમેલનમાં. આચાર્યશ્રીએ આ કાવ્યની વસન્ત–વર્ષ ૩૭, અંક ૩, શ્રાવણ–આશ્વિન, સં. ૧૯૯૪મા એ સંમેલનનો વૃત્તાંત આપતાં પણ ઘણી પ્રશંસા કરી છે એ સમેલનમાં રજૂ થયેલાં કાવ્યોમાં આ કાવ્યને ઉત્તમોત્તમ ગણ્યું છે: કવિની કલાદૃષ્ટિ પર પ્રશંસાની એક અખંડ અર્ઘ્યધારા ઢોળી છે.

આમ હોવા છતા, હકીકત લેખે આ કવિતા પાછળ થોડોક ઈતિહાસ છે; ને તે જાણવા જેવો છે. 'ગુલામ રસૂલ નાઝૂકી' કશ્મીરનું નામ ઉર્દૂ કાવ્યસાહિત્ય ને કાવ્યરસિક જનતામાં સુપ્રસિદ્ધ છે. એમનું એક કાવ્ય 'એક અંધી લડકીકી દુઆ' આ નીચે લખી મોકલું છુ ને એની સામે ભાઈ આસિમ રાંદેરીની અતિ પ્રશંસિત એવી પેલી નામચીન કવિતા લખું છું. આપ એ બંન્ને કાવ્યોની સરખામણી કરો: પંક્તિએ પંક્તિ જુઓ ને પછી કહો કે એ કવિતામાં રહેલું કંચન કોનું છે ને કથીર કોનું છે. ભાઈ આસિમે તો એ કવિતાનું આંખ મીંચીને ભાષાંતર જ કર્યું છે; ને તે પણ બહુ સારુ તો નહીં જ; ને પોતે એ ભાષાંતર કર્યું છે એવો આટલાં વર્ષ લગી ક્યાં ય કશો ઉલ્લેખ સરખો કર્યો નથી, બલ્કે ઉલ્લેખ કર્યો હોય તો એ કાવ્ય પોતાની સર્જન પ્રતિભાનું મૌલિક ફળ છે એવો દાવો નોંધાવતો જ.

વિચાર કરતાં તો આમાં હસવું ને હાણુ બન્ને એક સાથે સમાયાં છે. સ્વ૦ આચાર્ય શ્રી આનન્દશંકર ધ્રુવ, સ્નેહરશ્મિ ને શ્રી ઉમાશંકર જોષી જેવા વિદ્વાન ને અભ્યાસીઓ, એ કૃતિ કે કૃતિ સંબંધે કાંઈ અભિપ્રાય છાપતાઆપના પહેલાં યોગ્ય ચકાસણી ને ચોકસી કરતા નથી એ ફરજચૂક ઓછી શોકકારક નથી. બીજી રીતે કહું તો પારકી સંપત્તિ અને યશોધનના લુંટણહારા, સાહિત્ય જગતના સદા જાગરૂક એવા એકનિષ્ઠ ચોકીદારોને પણ ગાફેલ બનાવી ભૂલથાપ ખવરાવી જાય છે. સાંભળવા પ્રમાણે 'કારવાં' માસિકમાં પણ આ કાવ્ય અને આસિમ રાંદેરીના આવાં જ બીજાં કાવ્યોનાં કંચનકથીરની યોગ્ય પરખ લેવાઈ રહી છે.'

યોગ્ય ઋણ સ્વીકાર કરવામાં નથી નાનપ, નથી અવનતિ, નથી હીણપત. એ બધું તો ઋણભાર માથે અભરે ભર્યો હોય છતાં નકારવામાં છે. આવી મનોવૃત્તિ ઊગતી ડંભાય એમાં જ હિત છે કવિતાનું ને કવિતા લખનાર આસિમોનું.

લિ૦ જનક

## એક અંધી લડકીકી દુઆ

અઝ : "ગુલામ રસૂલ નાઝૂકી" કશ્મીર.

તુને તારોંકો ક્રિયા બખ્શી હય, સૂરજ કો જમાલ,
બારિશે અન્વારસે દુન્યાકી ખેતી હય નિહાલ,
નૂર પાશીમેં કમર હય આપહી અપની મિસાલ,
મુઝકો ઇન ચીઝોંકી કુછ ખ્વાહિશ નહિ અૈ ઝુલજલાલ.
યેહ તમન્ના હય કે અપની માકી સૂરત દેખ લૂં. ૧

લોગ કહતે હય કે રંગોકી કઇ અકસામ હય,
સુર્ખ હંય, કાલે હંય, પીલે ઔર નીલા ફામ હય,
ઔર ઇન રંગોસે વાબિસ્તા બહુતસે કામ હય,
મુઝકો ક્યા? યેહ આંખવાલોં કે લિયે ઇન્આમ હય.
યેહ તમન્ના હય કે અપની માકી સૂરત દેખ લૂં. ૨

સુનતી આઈ હૂં કે ખિલતે હંય ચમનમેં લાલાઝાર,
રૂએ ગુલપર રંગ બરસાતી હય સાવનકી બહાર,
તાઝગી સી રૂહમેં હય ભરતા કલીઓકા નિખાર,
મંય નહિ કહેતી કે યેહ સબ દેખ લૂં પરવરદિગાર.
યેહ તમન્ના હય કે અપની માકી સૂરત દેખ લૂં. ૩

મેરી આંખોંમે બસારત કી હવસ અસ્લા નહીં,
બે-અસર હું મંય મગર ઇસકી મુજહે પરવા નહીં,
તુંને સમઝા હય મંય આજિઝ હું મગર અયસા નહીં,
મુઝકો હરગિઝ આરઝૂએ દીદએ બીના નહીં.
યેહ તમન્ના હય કે અપની માકી સૂરત દેખ લું. ૪

"કલીમ" માસિક ઉર્દૂ, દિલ્હી.
એપ્રિલ, ૧૯૩૭, અંક. પૃષ્ઠ ૩૩૯.

## એક ઇચ્છા

રચનાર : કવિ આસિમ રાંદેરી

ત્હેં ચમક તારાને અર્પી ચાંદાને દીધો પ્રકાશ,
સૂર્યને પણ તેજ દેવામાં ન તેં રાખી કચાશ!
કોણ છે સૃષ્ટિ મહીં તુજ નૂર દૃષ્ટિથી નિરાશ!
ઓ પ્રભો! મુજને છતા એની નથી ઇર્ષા કે આશ.
એક ઇચ્છા છે કે મારી "મા"નું મુખડું જોઈ લઉં. ૨

લોક કે' છે કે ઘણાં રંગોથી છે દુન્યા ભરી,
લાલ, પીળો, વાદળી, લીલો, ગુલાબી, કેસરી;
આંખવાળા કાજ એ નેઅમત ભલે હો અવતરી,
મુજને એ જોવા પ્રભુ ઇચ્છા નથી મનમાં જરી.
એક ઇચ્છા છે કે મારી "મા"નું મુખડું જોઈ લઉં. ૨

સાંભળું છું બાગમાં ફૂલો ખીલે છે બેશુમાર,
ધુએ છે ઝાકળનાં બિંદુ કળીઓ મુખ પ્રત્યેક સવાર.
કે' છે સખીઓ બાગમાં લૂંટે છે શ્રાવણની બહાર,
હું નથી કહેતી એ સૌ નિરખું ઓ મુજ પરવરદિગાર.
એક ઇચ્છા છે કે મારી "મા"નું મુખડું જોઈ લઉં. ૩

મારી આંખોને લગારે નૂરની પરવા નથી,
આંધળાપણાનું જરાએ દિલમાં દુ:ખ મારા નથી.
જોવાવાળી આંખની ઇર્ષા નથી, ઇચ્છા નથી,
તુજને પણ જોવાની ઇચ્છા ઓ પ્રભો! હા, હા, નથી.
એક ઇચ્છા છે કે મારી "મા"નું મુખડું જોઈ લઉં. ૪

# પ્રચીતિ, પ્રયત્ન, પ્રસાદ, પ્રતિભા, પ્રક્ષોભ

[તા. ૨૩-૫-૧૯૪૨ને મંગળવારને રોજ પૂના ખાતે મહારાષ્ટ્ર શારદોપાસક મંડળના અધ્યક્ષસ્થાનેથી શ્રી. પુ. મં. લાડે કરેલા ભાષણમાંથી ઉદ્ધૃત]

"કાવ્યનું ધ્યેય અને કાર્ય શું એ વિષે હું થોડું બોલવા ઇચ્છું છું. આજકાલ કાવ્ય એ ઘડીભર ગમ્મતનું એક સાધન થઈ બેઠું છે. આજકાલનાં સાપ્તાહિકોનાં પાનાંઓ પર પ્રસિદ્ધ થતી કવિતાઓના વિષયો જોશો તો માલૂમ પડશે કે લોકોનાં મનમાં જે વિવિધ તરંગ ઊઠે છે તેના સાવ ઉપરછલ્લા પ્રસંગો પર કાવ્યની ઇમારત ચણવાનો પ્રયત્ન થાય છે. રવિવારે જમ્યા બાદ વામકુક્ષી સાધનામાં એ ઉપયોગી થઈ પડે તેથી વધુ તેની ઉપયોગિતા કે કીંમત નથી. આપણાં માસિકોમાં પણ કવિતાઓ આવે છે પણ તે પણ જેમ ભોજનની થાળીમાં ચટણી કે કચુંબર આવે છે ને તેથી રુચિવૈચિત્ર્ય ઉત્પન્ન થાય છે તેમ તેટલા જ પ્રમાણમાં આ માસિકોમાં આવતી કવિતાઓનું મૂલ્ય છે.

વાસ્તવિક રીતે સાહિત્યના ક્ષેત્રમાં સામ્રાજ્ઞી તરીકે કવિતાએ મહાલવું જોઈએ. પણ તે બિચારી સૈરંધ્રી જેમ દીનવેશે ફરે છે. અને જાણે તેનો તરુણ પતિ વેશપલટો કરી પોતાની પ્રિયતમાના દીનહીન હાલ જોતો રહે છે–આંખ આડા કાન કરીને.

કવિતા પાછળ પડતી જાય છે. કાવ્યનિર્મિતી છે વા થાય છે તેના કરતાં વધુ કસયુક્ત થવી જોઈએ એમ કહીને વા કવિતા મંથનમાંથી ઉત્કૃષ્ટ કવિતામાર્ગની શોધ કરવી જોઇએ એમ કહી અનંત કાલ પર્યંત કવિમંડળમાં વિચરનાર એકાદ કોઈ કવિ અત્યંત વિષણ્ણ ચિત્તે એમ કહી દે કે શારદામાતાના હાથમાંની વીણા ફેંકી બંદૂક પકડો તો તેથી આપણને ખોટું શા સારુ લાગવું જોઇએ? જે કવિએ વીણાને બદલે હાથમાં બંદૂક ગ્રહણ કરવાનો પોકાર ઊઠાવ્યો તેણે તો ધર્મ માટે, માણસાઈ ખાતર સૈનિક થઈ બંદૂકનો કૂંદો લોહીમાં બોળી અખિલ માનવમાત્રને સુખનો સંદેશ કેમ મળે એ જ એક શુદ્ધ બુદ્ધિથી તે કર્યો. સ્ટિફન, બાયરન, સ્પેંડર આ બધાએ પણ પોતાના બાંધવોને આવો જ સંદેશ આપ્યો હતો. દૂર શા માટે જઇએ? જે વિશ્વામિત્રે ગાયત્રી મંત્ર અર્પણ કર્યો તેણે જ રામને ધનુર્વિદ્યા શીખવી. ખરો કવિ બંદૂક લે પણ તેથી કાંઈ તે લેખિની ત્યજી દેતો નથી. કવિ અને રાજકારણી આ બેમાં શ્રેષ્ઠ કોણ એ વાદની ચર્ચા કે ઉહાપોહ કરવાની મારી ઇચ્છા નથી. મનુષ્ય શરીરમાં મગજ, હૃદય, હાથ, આંખ આ બધામાં શ્રેષ્ઠ કોણ એવો વાદ ઊભો કરવો જેટલો નિરર્થક છે તેટલો જ નિરર્થક આ પ્રશ્ન છે.

શાસ્ત્ર અને કાવ્યનો ઝગડો અનંતકાળથી ચાલી આવ્યો છે. શાસ્ત્ર તરફ કાવ્ય દુર્લક્ષ કરતું નથી તેનું ઉદાહરણ એટલે કવિ કાલિદાસ આધુનિક વિજ્ઞાન અને શાસ્ત્રનો ઉપયોગ જો માત્ર બોંબ બનાવી તે વડે અસંખ્ય નિર્દોષ અબલાઓ અને અર્ભકોનો પ્રાણસંહાર કરવામાં જ થતો હોય તો જે વાંદરાઓના હાથમાં આ શસ્ત્ર સોંપાયું છે તેમની હૃદયગ્રંથિમાં કાવ્યનો પરમ રસ સીંચવો જોઇએ.

કાવ્ય એ વિશુદ્ધ આનંદનું, કાંતા પેઠે મધુર ઉપદેશ આપનાર અને હૃદય અને ચિત્તને પરમ શાંતિ દેનાર ઉચ્ચ સાધન છે.

માત્ર આનંદ આપવાના હેતુથી કવિતાના પ્રશ્નનો ઉકેલ આવતો નથી. તેથી કાવ્યને સત અને ચિતના ધોરી માર્ગે ચઢાવવું જોઈએ. કાવ્યનું સમાજમાં શું સ્થાન હોવું જોઈએ અને સમાજને કાવ્ય કેટલી હદ સુધી ઉપયોગી થઇ પડે એ પ્રશ્નનો વિચાર સંસ્કૃત સાહિત્યકારોએ ખાસ કર્યો હોય એમ લાગતું નથી. કારણ કે સંસ્કૃત સાહિત્યકારો રાજાઓના આશ્રયમાં જ જીવન વીતાડતા હતા. સંસ્કૃત સાહિત્યકાર પ્રારંભથી જ કાવ્યને સોનું માનતા હતા અને તેથી તેમાંથી સારામાં સારું કલામય અલંકાર (ઘરેણું) કેમ કરી ઘડી શકાય તે તરફ તેમનું સૌથી પ્રથમ લક્ષ જતું. પરંતુ મરાઠી કવિઓનો પંથ તો નિરાળો છે. મરાઠી કવિઓએ રાજ્યકૃપા માટે નહીં પણ બહુ જનસમાજ માટે કાવ્યની રચના કરી છે. આનું ઉત્કૃષ્ઠ ઉદાહરણ રામદાસમાં આપણને જડે છે. પ્રાસાદિક કાવ્યની ચર્ચા કરવા કરતાં પ્રાસાદિક કાવ્યકાર અર્થાત્ કવિ કેવો હોવો જોઇએ એ પર વધુ મહત્વ, વધુ ભાર દેવાવો જોઈએ. કારણકે કાવ્યકાર માણસનો જેવો સ્વભાવ તેવું તેનું કાવ્ય.

પ્રચિતી, પ્રયત્ન, પ્રસાદ, પ્રતિભા અને પ્રક્ષોભ–આ કાવ્ય ગુણોની એક પછી એક સીડીનાં પગથિયાં છે. કવિની જેવી પ્રચિતી તેવી તેની કાવ્યનિર્મિતી. બહુજનસમાજમાં એકરસ થઇ જઈને–ભળી જઈને તેમનો અનુભવ આત્મસાત કરવો અને પછી સમરસ થયા બાદ જે કાવ્યરચના નિર્માશે તેમાં જીવન અને ચિરંજીવિતા આવશે જ. કવિની પ્રચિતી જેટલી વ્યાપક તેટલી હદે કાવ્ય પણ વ્યાપક થવાની સંભાવના. પછી તે પ્રચિતી ભલે પ્રિયાપ્રત્યેની, રાષ્ટ્રપ્રત્યેની, પ્રભુપ્રત્યેની અગર વિશ્વપ્રત્યેની હોય. પ્રેમકાવ્યો વિષે જેમને તિરસ્કાર છે તેમને મંદભાગ્ય સમજવા જોઇએ. પ્રિયાની માયા અને શિશુનો આનંદ જેને સમજાતો નથી તે મંદભાગ્યની દયા ખાવી જોઇએ. કવિને માત્ર આ આનંદનો હંમેશ દુકાળ હોય છે. જે અભાગી કવિની પ્રેમકાવ્યમાં સમાધિ લાગી શકતી નથી તેણે મહાકાવ્ય લખવાના ફંદમાં પડવું નહીં. પ્રેમકાવ્યો કે ગીતો મહાકાવ્ય લખવામાં આડે આવે છે એ સાવ ખોટો આરોપ છે. રશિયાનો સુપ્રસિદ્ધ ક્રાંતિકારી કવિ માયકાવ્હેસ્કીએ પરિવર્તન પામતી પરિસ્થિતિનો યોગ્ય અભ્યાસ કરી રશિયાની આમજનતાને ક્રાંતિપ્રવણ બનાવી. પ્રેમગીતો પુરુષ અને પ્રકૃતિના પ્રાણૈક્યમાંથી નિર્માય છે. જેમ જેમ સ્ત્રીઓને અધિક સ્વાતંત્ર્ય મળતું ગયું તેમ તેમ પ્રેમગીતો વધતાં ગયાં. જે દિવસે પેમલા-પેમલીનાં હલકટ ગીતો અને લાવણીઓ દેખાતાં કે સંભળાતાં બંધ થશે અને સમાજના નીચલા થરના લોકો પણ પ્રેમગીતો લખવા લાગશે તે દિવસે સ્ત્રી સંપૂર્ણ સ્વતંત્ર થઈ એમ હું કહીશ. કેશવસુત, તિલક અને માધવ જ્યુલિયન વગેરેને સગન દોન પ્રભાકર વગેરેની સાથે એક પાટલે બેસાડવા ઊચિત નથી.

કરીને લોકોની ભાવના સમજી જઈ તેમાંથી કાવ્ય નિર્માણ કરવું તે જ સાચું લોકોત્તર કાવ્ય થશે. કવિની ઘરગથ્થુ કે ગૃહજીવનની ખાનગી કથાવાર્તાનો આપણને ખપ નથી. બહુજનસમાજની ભાવના અને આકાંક્ષાનો પોકાર જેમાંથી ઊઠતો હોય ને કવિતાની આપણને જરૂર છે.

લોકહૃદયના ધબકારમાં લીન થઈ, સમાજ અને વ્યક્તિ વચ્ચેનો પડદો દૂર કરી, સ્વકીય ભાવના તે લોકોની ભાવના અને લોકોની ભાવના તે પોતાની ભાવના એવી અવસ્થા ઉત્પન્ન થશે કે તુરત મહાકાવ્ય પ્રગટશે આવા મહાકાવ્યમા સમાજના ધોરણનું પ્રતિબિંબ ઊતરશે આજકાલના સુધરેલા જગતમા જુદા જુદા કવિઓની કલ્પના કદાચ એક જ પ્રકારની બને હોય, પરંતુ પ્રત્યક્ષ કાવ્ય-નિર્મિતી ઉપર ભાષા અને સંસ્કૃતિનું અસરકારક પરિણામ થયા વિના રહેતું નથી. અમેરિકન, અંગ્રેજ, જાપાની અને હિંદી સ્ત્રીઓના ગર્ભાશયોના ગર્ભ ભલે એક જ રીતે, એક જ પદ્ધતિએ વૃદ્ધિગત થઈ દેહ અને પ્રાણ સ્વરૂપ પકડતો હોય પરંતુ પ્રત્યક્ષ બાળક જે જન્મ પામે છે તે તેની સાથે પોતાના આનુવંશિક સંસ્કાર લઈને આવ્યા શિવાય રહેતું નથી"

## સંપાદકીય

### સભ્ય મિત્રો, તમારા આભારી છીએ

'કવિતા'ની જીવનદોરી તેના સામાન્ય ગ્રાહકો અને શુભેચ્છકોને તો આભારી છે જ. પરંતુ એ જીવનદોરીને વારે વારે તૂટતી અટકાવવામા સહાયરૂપ નીવડનાર 'કવિતા' યોજનાના સભ્યો જેમણે 'કવિતા' તરફના સદ્ભાવથી પ્રેરાઈ વાર્ષિક રૂપિયા ૧૨-૦-૦ (અંકે બાર)ની નાની જેવી રકમ, આવી લડાઈની મોંઘવારીના સમયમા, 'કવિતા'ની ઝોળીમા નાખી તેમનો જાહેર આભાર માનવાનું આનંદદાયક કર્તવ્ય અમે ફરી એકવાર અત્રે બજાવીએ છીએ 'કવિતા'ની વર્ષભરની સેવા અને અલ્પ એવી સિદ્ધિ કેવળ આ શુભેચ્છકો અને ગ્રાહકમિત્રોને જ આભારી છે વર્ષાન્તે, આભારબોધ પૂરી કરતા અમે એ પણ આશા વ્યક્ત કરી લઈએ કે આવા સદ્ભાવ અને મમતાને લાયક નીવડવા માટે 'કવિતા' હમેશા લાયકાત કેળવવાનો પ્રયત્ન કરતું રહેશે. એ શુભેચ્છકો અને 'કવિતા' યોજનામા વાર્ષિક રૂપિયા બાર ભરનાર સદ્ગૃહસ્થોના નામ અમે અત્રે છાપીએ છીએ.

### કવિતા પ્રચારની એક નવી યોજના

વળી આજે ગુજરાતમાં કાવ્યલેખન કે કાવ્ય પ્રકાશનની પ્રવૃત્તિ પૂર્ણ અંશે સ્વાવલંબી થઈ શકતી નથી. તો પછી કેવળ કાવ્યના એક માત્ર વિષયને વરેલ કવિતાનું એક માસિક તો ક્યાંથી જ થઈ શકે? પણ આ દુસહ સ્થિતિ ટાળવાની અમારી એક યોજના છે. આ યોજના માટે અમે અમારા પ્રતિષ્ઠિત અને નવા બધા જ કવિતાકારો તથા મિત્રોનો સહકાર મેળવી શકીએ તો અમારું માનવું છે કે કાવ્ય વાચનનો શોખ ગુજરાતમાં અમે ઠીક ઠીક પ્રસારવા શક્તિમાન બનીશું બલ્કે કાવ્યની દુર્બોધતા અને કાવ્ય પુસ્તકોની વધુ પડતી કીમતને કારણે અટકતો કાવ્યનો પ્રચાર અને પ્રસાર અમે નિર્મૂળ કરી શકીશું

આ આખી યોજના અમે અમારા નવા વર્ષના આગામી પ્રથમાંકમાં એક નિવેદન અને અપીલમા રજૂ કરવા આશા રાખીએ છીએ.

## 'કવિતા' યોજનાના માનવંતા સભ્યો

૧ શ્રી યુસુફ ફેઝુલ્લાભાઈ, અઠવા લાઈન્સ, સુરત
૨ શ્રી ચન્દ્રવદન ચૂનીલાલ શાહ, દેસાઈપોળ સુરત
૩ શ્રી બલવંત મોહનલાલ દેસાઈ, નાગરદાસરોડ, અંધેરી
૪ શ્રી ચાંપશી વિ. ઉદ્દેશી, પોલોક સ્ટ્રીટ, કલકત્તા
૫ શ્રી મહાવીરપ્રસાદ દાધીચ, સાન્તાક્રુઝ
૬ શ્રી ઈન્દુપ્રસાદ મી. અમીન, સારંગપુર, અમદાવાદ
૭ શ્રી ભગવત રામચંદ્ર ભટ્ટ, વિલેપારલે
૮ શ્રી શિવકાન્ત મણિશંકર દવે, દાહોદ
૯ શ્રી ડૉ. વસંત અવસરે, વિલેપારલે
૧૦ શ્રી મનહરલાલ મટુભાઈ, વિલેપારલે
૧૧ શ્રી વિનોદરાય દવે, પારડી
૧૨ શ્રી હરિલાલ રાચ્છ, કરાચી
૧૩ શ્રી સુરેશ ગાંધી, કરાચી
૧૪ શ્રી ત્ર્યંબકલાલ ગોસલિયા, કરાચી
૧૫ શ્રી જગદીશકુમાર ભટ્ટ, કરાચી
૧૬ શ્રી પદ્મનાભ લોઢા, કરાચી
૧૭ શ્રી ઈમ્ને મુસ્તફા, કરાચી
૧૮ શ્રી પ્રભુલાલ શુક્લ, કરાચી
૧૯ શ્રી દામોદર કેશવજી ભટ્ટ, પોરબંદર
૨૦ શ્રી દલીચંદ પારેખ, કરાચી
૨૧ શ્રી શાંતિલાલ છો. પારેખ, ભાવનગર
૨૨ શ્રી રામપ્રસાદ પ્રે. બક્ષી, સાન્તાક્રુઝ
૨૩ શ્રી જ્યોતીન્દ્ર હ૦ દવે, મુંબઈ
૨૪ શ્રી ડૉ. રણછોડજી દાજીભાઈ દેસાઈ, માટુંગા
૨૫ શ્રી ગુલાબદાસ બ્રોકર, વિલેપારલે
૨૬ શ્રી શંકરલાલ પંડ્યા, મુંબઈ
૨૭ શ્રી ઝીણાભાઈ રતનજી દેસાઈ, અમદાવાદ
૨૮ શ્રી રાઘવજી વાલજી મરચન્ટ, મુંબઈ
૨૯ શ્રી લક્ષ્મીદાસ દ્વારકાદાસ નયેગાંધી, મુંબઈ
૩૦ શ્રી ડુંગરસી ધરમસી સંપટ, કરાચી
૩૧ શ્રી ધીરુભાઈ મણિભાઈ દેસાઈ, અંધેરી
૩૨ શ્રી ભોગીલાલ ચૂનીલાલ પારેખ, રાધનપુર
૩૩ શ્રી ધરમદાસ બારબાયા, મુંબઈ
૩૪ શ્રી ડૉ. એરચ જહાંગીર તારાપોરવાળા, પૂના
૩૫ શ્રી સૌ. શાંતાબહેન નાગરજી દેસાઈ, સુરત
૩૬ શ્રી ધનસુખલાલ રાદેરિયા, મુંબઈ
૩૭ શ્રી વખતચંદ શાહ, કરાચી
૩૮ શ્રી અરવિંદ ન. વકીલ, મુંબઈ
૩૯ શ્રી ત્રીકમલાલ મરચન્ટ, વિલેપારલે
૪૦ શ્રી જયંત જે. દેસાઈ, મુંબઈ
૪૧ શ્રી જમનાદાસ મોરારજી, મુંબઈ

